# બંગાલીઓનો સ્વદેશ પ્રેમ—આપણું કર્તવ્ય.

૪

પાછલા અંકોમાં આપણે જોઇ ગયા છીયે કે દર વર્ષે આપણા દેશમાંથી કેટલું નાણું પરદેશોમાં ઘસડાઇ જાય છે. દર વર્ષે લગભગ ૬૦ થી ૭૦ કરોડ રૂપિયા ફક્ત પરદેશી કાપડજ ઘસડી જાય છે. તો પછી બીજી વસ્તુઓ કેટલા રૂપિયા ઘસડી જતું હશે? પરંતુ હવે આપણે આ બધી બાબતો સારી પેઠે જાણી ગયા છીયે! આપણો હિંદુસ્તાન દેશ કંગાલ હાલતે પહોંચવાનું કારણ સારી પેઠે સમજી ગયા છીયે એટલે હવે એ વિષયનો વિચાર બાજુએ મૂકી હવેતો આપણે એવા ઉપાયો યોજવા જોઇએ કે જેથી આપણો દેશ પાછો ધનવાન થાય. હવે તો આપણે એવી રીતે જીવન કર્તવ્ય કરવું જોઇયે કે જેથી આખા જગતના ઇતિહાસમાં હિંદુસ્તાન પણ એક રાષ્ટ્રની ગણત્રીમાં આવે. હિંદુસ્તાનની હમણાંની હાલતનું અવલોકન કરી જનાર પરદેશીઓ માત્ર આપણું હાસ્યજ કરે છે! ખરૂં જોતાં તેઓ આપણને મનુષ્ય કહેતાંજ નથી. પંજાબના એક સદ્‌ગૃહસ્થ લાલા રાજપતરાય જ્યારે વિલાયત ગયા અને આ દેશની અઠ્ઠાવીશ કરોડ પ્રજાનું દુઃખ કહેવા લાગ્યા ત્યારે ત્યાંના યુરોપિયનોએ અજાયબ થઇને તેમની વાત માની નહિં. તે યુરોપિયનો કહેવા લાગ્યા કે તમારો આવડો મ્હોટો દેશ હોવા છતાં તમારા ભલા માટે તમે કાંઇજ કરી શકતા નથી, એ અમે માનતાજ નથી! આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે આપણે કંઇજ કરી શકતા નથી! પરંતુ કોઇ પ્રશ્ન કરશે કે આપણે કરવાનું શું? ઉત્તર એટલોજ છે કે આપણે માત્ર જાત્યાભિમાન રાખી આ દેશ—કે જે આપણી માતૃભૂમિ છે તેની ઉન્નતિ કરવા તન, મન, ધન અને ઉમંગથી યત્ન કરવો જોઇએ. આપણા દેશના કારીગરોને ઉત્તેજન આપવું જોઇએ. આપણા દેશની પડી ભાંગેલી, છુંદાઇ ગયલી, કચડાઇ ગયલી કારીગીરીને સતેજ કરવી જોઇયે. હિંદુસ્તાનની જમીનમાં સંતાઇ રહેલા કુદરતી ખનિજ પદાર્થોને શોધી કહાડવા જોઇયે. અને તે વ્યાપારને સારી પેઠે ખીલવવો જોઇયે. દેશના પેટમાં કેટલો ખનિજ પદાર્થ—કે જે અમૂલ્ય રત્નની ખાણો જેવા છે તેને શોધી, સંશોધન કરી જોઇતી વસ્તુ પુરી પાડવી જોઇયે અને એવા સંશોધન કરનારા સાહસિક પુરૂષોને ઉત્તેજન, હિમ્મત અને ધૈર્ય આપવું જોઇયે.

આપણા દેશની કાચી વસ્તુઓ પરદેશમાં જઈ ત્યાંથી સંશોધન થઈ પાછી આ દેશમાં આવે છે. અને તેજ ભારે કિંમતે વેચાય છે. એમ થવાથી જુઓ કે કેટલા પરદેશી માણસોને કમાણી થાય છે? ઉદાહરણ તરીકે ફક્ત રૂ તથા ચામડાં, હાડકાં વગેરે લઇએ. આ દેશનું રૂ પરદેશના વેપારીઓ ખરિદી સ્ટીમરોમાં ભરેછે, એટલે સ્ટીમરોવાળાને કમાણી, સ્ટીમરોમાંથી પરદેશનાં બંદરે ઉતરે છે એટલે ત્યાંની ગોદીવાળા નોકરોને કમાણી, ત્યાંથી ગાડીઓમાં ભરાઇ મીલોમાં જાયછે, એટલે ત્યાના ગાડાવાળાઓને કમાણી, મીલોમાં જવાથી મિલના માલિકો, મિલના મજુરો અને બીજા નોકરોને કમાણી, અને તૈયાર થઈ તેનું કાપડ બની આવતાં પાછી તેટલાજ માણસોને કમાણી થાય છે. તેજ પ્રમાણે હાડકાંનો વેપાર પણ ધમધોકાર ચાલે છે. સારો ભાવ આવવાની લાલચે આ દેશનાં હજારો ઢોરો કસાઇઓની છરીઓનો ભોગ થઇ જાય છે! આ દેશમાંથી સસ્તી કીમતે હાડકાં વિલાયત જાય છે. અને તેમાંથી જુદી જુદી વસ્તુઓ બની આ દેશમાં આવવાથી ઉપર લખવા પ્રમાણે પરદેશીઓને કમાણી થઇ આ દેશને મ્હોટું નુકશાન પહોંચે છે! વળી ખરેખરૂં નુકશાન તો ખેતીને પહોંચે છે! જો એટલાં હાડકાં આ દેશમાંજ રહેતાં હોયતો તેમાથી નિકળતું ફોસફરસ ખેતીની જમીનને કેટલું બધું ઉપયોગી થઇ પડે? ખેડુતો કહેછે કે પહેલાંની ખેતી જમીનને થોડું પાણી પણ પાવાથી સારી ઉતરતી હતી તેનું કારણ ફૉસફરસ છે. પરંતુ પરદેશી વ્યાપારીઓએ અનેક બ્હાને અમારૂં સર્વ નાશ કર્યું છે. બ્રીટીશ ગવર્નમેંટનો રિપોર્ટો જોઈયે છીયે ત્યારે સ્પષ્ટ જણાય છે કે એક તરફથી દર વર્ષે જમીનના કરનો બોજો, બીજી તરફ જમીનનો રસકસ પરદેશ ઘસડાઇ જવાથી ખેતીને લાયકનાં ખાતરનો બોજો! એટલે બે તરફનો બોજો કેમ સહન થાય? આ પ્રમાણે આ દેશમાંથી પરદેશ જતી દરેક વસ્તુઓ પાછી રૂપાન્તર થઇ આ દેશમાંજ આવે છે, તેનાથી પરદેશી વેપારીઓને બાદશાહી કમાણી થાય છે, અને આ દેશ દિવસે દિવસે કંગાલ થતો જાય છે! અમારા વાંચકોને સારી પેઠે માહિતી મળી હશે કે આ દેશ કંગાલ થવાના મુખ્ય કારણો કયાં કયાં છે? અને તેથીજ હવે અમે તેમને એક એવો સ્હેલો ઉપાય સુચવીશું કે જેથી આ દેશ હવે થોડા સમયમાંજ પૂર્ણ ધાન્યથી પૂર્ણ થાય. અને બ્રીટીશ ગવર્નમેંટ જેવા ન્યાયી રાજ્યમાં આપણે વધારે સુખ શાંન્તિ ભોગવીયે.

હિંદુસ્તાનની પ્રજાને માટે અતિ સુખકારક, અતિ શાંતિકારક અને અતિ લાભદાયક માર્ગ કયો છે? તેમને માટે એકજ માર્ગ એ છે કે તેમણે આજથી એવીજ પ્રતિજ્ઞા કરવી કે "**જ્યાં સુધી અમારાથી બનશે ત્યાં સુધી અમે સ્વદેશી બનાવટનો માલ વાપરીશું**" બસ, આટલી પ્રતિજ્ઞાજ આખા હિંદુસ્તાનને એક દિવસ દિવ્ય તેજશાળી બનાવશે. સ્વદેશી બનાવટનો માલ વાપરવાથી ઉપર બતાવ્યું તેમ માલ લાવ લઇ જા કરવામાં જેટલી કમાણી પરદેશી વેપારી-

ઓને થાય છે તેટલીજ કમાણી આ દેશના વેપારી તથા મજુરોને થશે. દેશી માલ આપણને સોંઘો મળશે, ધીમે ધીમે આખો હિંદુસ્તાન દેશ બીજા સુખી દેશોની જોડમાં બેસી શકશે. આખા હિંદુસ્તાનમાં લગભગ ત્રીસ કરોડ માણસની વસ્તી છે. અને તેમાંથી દરેકે દરેક માણસ જો માત્ર એટલીજ પ્રતિજ્ઞા કરે કે અમારે દર વર્ષે ફક્ત એકજ રૂપિયાનો માલ સ્વદેશી બનાવટનો ખરિદવો તોપણ દર વર્ષે આ દેશને અઠ્ઠાવીશ કે ત્રીશ કરોડ રૂપિયાનો ફાયદો થાય ! અમે પણ કહીયે છીયે કે જો તમને દેશી શુશોભિત પરદેશી વસ્તુઓ વાપરવાની ટેવ પડી ગઇ હોય અને તે ટેવ જતી ન હોયતો જે દેશમાં તમે જન્મ્યા છો તે દેશના અભિમાનને ખાતર, તમારા જાતિ ભાઇઓને ઉત્તેજન આપવા ખાતર અને તમારા કંગાલ બનેલા દેશ તરફ દયા કરવાને ખાતરજ તમે દેશી માલને ઉત્તેજન આપો અને દર વરસે તમારા ઘરમાં વપરાતી ઘણી પરદેશી વસ્તુઓમાં માત્ર એકજ સ્વદેશી વસ્તુને ખરીદ કરો ! તમારૂં જોઇ તમારા પાડોશીને મન થશે, તેને જોઇ તેમના મિત્રોને મન થશે. અને ધીમે ધીમે એજ લાગણી આખા દેશમાં પ્રસરી જશે. થોડાંક વરસમાંજ આપણો દેશ ઉન્નતિના શિખરે પહોંચી જશે. * દક્ષિણી અને બંગાલીઓના કર્તવ્ય તરફ જુવો ! સેંકડે નવ્વાણું દક્ષિણી અને બંગાલી-પછી તે મ્હોટા મ્હોટા શ્રીમંત સરદારોથી ગરિબ પર્યંત સઘળાઓ **દેશી બનાવટનોજ** માલ ખરીદે છે ! તેઓ ગમે તે દેશમાં, ગમે તેટલે વેગળે હોયતો પણ ખાસ **દેશી, બનાવટનોજ** માલ ખરીદવાનું અતિ આગ્રહ પૂર્વક વલણ છે. ધન્ય છે **તેમની એવી ઉચ્ચ લાગણીને!** ધન્યછે તેમની જન્મ દાત્રી માતાને અને ધન્ય છે તેમના સ્વદેશાભિમાનને ! આવું દેશાભિમાની અને જાત્યાભિમાન આખા હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે ફેલાશે, ત્યારેજ આપણે ખુશી થઇશું કારણ કે એક હાથે તાળી પડતી નથી. આવા કામમાં સઘળી વર્ણના સમુદાયના સંપની જરૂર છે. દરેક વાંચનાર ગ્રહસ્થોએ પોતાની જન્મદાત્રી માતાનું ઋણ વાળવા માટે સ્વદેશાભિમાન રાખી સ્વદેશી માલજ ખરિદ છે. એટલે આપણે આપણું **જીવન કર્તવ્ય** કરેલું ગણાશે ! આપણો દેશ પૈસે ટકે સુખી થાય પછી આપણને કાંઇ જોઇતું નથી. **વ્યાપરે વસતિ લક્ષ્મિ** વ્યાપાર એજ આ દેશનો પ્રથમ ધંધો છે. જેઓને રાજ્ય કરવું હોય તેને સુખે કરવા દો, જેમને રણસંગ્રામો કરી હજારો હત્યાઓ કરવી હોય તેને અને જેમને રાજ્ય વિસ્તાર વધારવાનો લોભ કરી જગતમાં જેવી નામના કરવાની ઇચ્છા હોય તેમને તેવી નામના કરવા દો ! આપણને તેમાંનુ

* ગઇ તા૦ ૧૪ મી ફેબરવારીએ અમારા છાપખાનામાં એક દક્ષિણી ગ્રહસ્થ કેટલું છાપવાનું કામ લઇને આવ્યા. તેમણે ઉભા ઉભા પ્રથમજ પુછ્યું કે તમારી પાસે સ્વદેશી કાગળો છે ? જ્યારે અમે હા કહી ત્યારેજ તેઓ ખુરશી ઉપર બેઠા અને સ્વદેશી કાગળો જોઇ ઘણા ખુશી થયા.

લેખક.

કશું ઉપયોગનું નથી ! આપણને અંગ્રેજ સરકારનું ન્યાયી રાજ અને પ્રજાની આબાદ સ્થીતિ એ બેજ જોઇયે છે ! અંગ્રેજ સરકારના રાજ્યમાં આપણે જેટલા નિર્ભય છીયે તેટલા નિર્ભય બીજા રાજ્યમાં રહેવાના નથી. અંગ્રેજ સરકારના રાજ્યમાં જે કેટલાક અગત્યના હક્ક આપણે ભોગવીયે છીયે અને જે પ્રકારે આપણા ધર્મનું રક્ષણ કરી સુખી થયા છીયે તેવું બીજી કોઇ પરદેશી જાતિના રાજમાં મેળવી શકવાના નથી. પરંતુ આપણને જેવી એ પ્રકારની નિર્ભયતા છે તેવીજ વ્યાપાર ઉદ્યોગમાં નિર્ભયતા મળે અને ખરા અંતઃકરણનું, ઉંચા પ્રકારનું અતિ ઉપયોગી ઉત્તેજન મળે તો પછી આ કંગાલ થતા જતા દેશની ઉન્નતિ થતાં સહજ પણ વિલંબ નથી એમ સમજવું. વાંચનારા ગ્રહસ્થો ! તમે આજથી એટલીજ પ્રતિજ્ઞા કરજો કે અમે દર વરસે થોડી થોડી પણ સ્વદેશની બનેલી વસ્તુઓ વાપરીશું. જ્યાં સુધી આપણાથી બનશે ત્યાં સુધી અડચણ વેઠીને પણ સ્વદેશી માલ વાપરવાને ચુકીશું નહિં. તો આપણે પોતાની મેળેજ પોતાના દેશને સુખી કરીશું, અને કંગાલ થઇ જતા હિંદુસ્તાન દેશનો પુનરૂદ્ધાર કરી શકીશું.

ॐ शांतिः शांतिः शांतिः

# યોગ્ય પ્રેમ સેવવા વિષે.

રચનાર :—શ્રીયુત પ્રેમજી જાફરભાઈ વૈદ્ય લાખાપુરવાળા.

રાગ રાસડાનો (ત્રિતાળી ગરબી.)

સખી પ્રેમ સુર સુંદર વૃક્ષ, ઇચ્છિત ફલ આપેરે;
એ વિણ શૂન્ય સકળ સંસાર, ન આનંદ વ્યાપેરે. ૧.
કરો પ્રેમ હૈયાનો હાર, આભૂષણ રીતેરે;
જાણો જીવન પ્રાણ આધાર, સેવો એક ચિત્તેરે. ૨.
એ છે અદ્‌ભૂત શક્તિ સ્થાન, અકથ મહાત્મ વાળોરે;
પુત્ર માતામાં પુનિત નિદાન, દંપતિમાં નિરાળોરે; ૩.
પ્રેમ પ્રસિદ્ધ છે સહુ ઠામ, બહુ વિધ રૂપેરે;
સખી જાણો તે આત્મ રામ, બ્રહ્મ સ્વરૂપેરે. ૪.
બેની પ્રેમ છે આપણું રૂપ, એવું ચિત્ત જાણોરે;
હું છું પ્રેમ પ્રેમ ને પ્રેમ, એ અનુભવ આણોરે. ૫.
બેની વૃત્તિ તું પ્રેમ વિચાર, હૃદય રાખી નિષ્ઠારે;
સ્વાર્થ પરમાર્થ પ્રેમ પ્રકાર, સ્વાર્થી કનિષ્ઠારે. ૬.
યોગ્યાયોગ્યનો કરી ઉપયોગ, વિચારી વેવારે*રે;
કરી દુરાચરણ તેનો નિરોધ, સેવો સદાચારેરે.. ૭
સીમા પ્રેમની કહી નવ જાય, ભાઇ બેન ચારરિઃ
વ્યાપક સર્વમાં છે એકજ પ્રેમ, સેવો [ પ્રેમ ] પ્યારારે. ૮

## સત્ય.

(લખનાર—રા. રા. ઠક્કર પ્રાગજી રાસજી વશાહી)

સાચું કહું સાણાભાઇ સત્યને સાચવ સદા,
સત્યને આધારે જગ જાહેર જણાય છે.
સત્યથી વે'વાર વધે સત્યથી સંકષ્ટ ઘટે,
સત્યે ધન ધાન્ય અને આબરૂ પમાય છે.
જુઓરે ધુતારા પણ જ્હાંરથી બતાવે સત્ય,
સત્ય વિના કામ કશું કોણથી કરાય છે.
અસત્ય જણાતાં વિસવાસ કો'ન કરે કદી,
સુદ્ધ સત્ય સુખનું સાધન સમજાય છે.

# " કરઝન-દર્શન "

(માલિની વૃત્ત)

અક્કડ ફક્કડ રેડા, માખિ છીંકી ગઇને,
કિચનર તકરાર, નાક નીચું કરીને,
કરઝન ભઇ બેઠા, રાજીનામું ધરીને,
બ્રિટિશ ઉપ પ્રધાને, લાભ તાગે લઇને. ૧

ઝટપટ ધરી દીધું, મંજુરી કાજ પત્ર,
અતિશય પતરાજી, પામતી યોગ્ય અત્ર,
ચટ લઇ અધિકારી, અન્ય નીમ્યોજ તત્ર,
કરઝન ફિસિયારી, છોડતી તુર્ત શસ્ત્ર. ૨

રિસમન બહુ લાગી, સર્વ આશા લુટાઇ,
મુગલઇ ભપકાની, મોજ સ્હેજે છુંદાઇ,
કડુઆ સખન વેણો, દેશિ છાપે વદાઇ,
કરઝન મલકાતી, હોંસ એળે તણાઇ. ૩

અજબ પુરૂષ પાક્યો, નામ એવું ધરૂં હું,
સકળ જગત ખડે, નામના તો કરૂં હું.
મુજ સમ નવ હાલો, અન્ય કોને ગણું હું
બચપણ થકિ ધાર્યા, હિંદરાજ્યે ચડું હું. ૪

બસ સકળ ઉમેદો, ભાંગિ ભૂકો થઇ છે
અતિશય ધિટકારે, ટાલકી તો ફુટી છે;
હૃદય મંદિર મુઝાયા, વેદના જે સહી છે
ચુપ ચુપ રૂપ જેવી, આજ સ્વારી ગઇ છે. ૫

કુદરત શિખવે કે, આત્મ શ્લાઘા ન કામી,
સુજન જન વદે જે તેજ કીર્તી પ્રમાણી;
મગજ કડક રાખે, શુધ્ધ નિષ્ઠા ન શાણી,
વિનય વગર વિદ્યા, થાય છે ધુળ ધાણી. ૬

ભ્રિભડિ લપટિ મિઠી, ચાતુરીમાં મ્હલાવી,
નજર ચુક કરાવી, થાપ મારે હલાવી;
ચપલ ખબરદારી. રાજ તંત્રે ચલાવી,
ગડમથલ કરી ત્યાં, ખૂબ ખાતાં હલાવી. ૭

ઉપર ઉપર અચ્છી, દાઢ હૈયે બિજું છે,
ભરત હિર નિચોવી, રોજનું રાખવું છે,;

સતત જકડિ બેડી, હિંદ છુંદી જવું છે,
ભારત નર ગુલામી, કાજ રાખી જવું છે; ૮
કમિશન ઉતપાતો, નો ઠકારો કર્યો શો!
બહુ મત અધિકારી, ઢોંગ કેવો ધર્યો શો!
યુનિવરસિટિ બીલે, પોપડો તો ખુલ્યો શો!
ભરત ભુમિ ધરાઇ, કેર કાળો સૂઝયો શો! ૯
અકલ બહુ તમારી, કામની ના લગારે,
ઇટન ભણતરેથી, અન્યની ના જગારે;
ઝળ ઝળ દરબારી, ઠાઠ દીલ્હી ઝગારે,
અરરર નવ પામે, હાય તેવી મઝારે ૧૦
અતિ સખત નઠારાં, કામ જે જે કર્યાં છે,
ગણતરિ થકિ ખૂટે, ના જરાએ જડયાં જે;
બ્રિટિશ કિરતિ ધોળી, કાયદા જે ઘડયા છે,
ઇમપિરિયલ શોકે, સ્વાર્થ સાંધી પડયા છે. ૧૧
નજર નિચ ધરીને. વેર બુદ્ધિ વધારી,
અરસ પરસ કોમે, ઝેર પોષે વદારી;
કનઝરવટિવોની, રાજ નીતી નઠારી,
ગજબ ગજબ તોબા, દેશ બોલે પુકારી. ૧૨
જગત શરણુ જેને, એજ માલેક તારે,
દુઃખ રૂપ ભવમાંથી, કોણુ બીજો ઉગારે;
જુલમ સિતમ વેઠયો, સાત વર્ષે અમારે,
પલિત પુરૂષ પાનાં, છુટતાં તો લગારે. ૧૩
ભરત જન બધા આ, કોઇ આંસુ ન ખેરે,
હરખ હરખ હૈયે, રાજીનામું જ મેરે;
મુખપર પડિ શાહી, વ્યર્થ બોલી જવેરે,
સકળ ભરતમાં તો, દૈવ કોપ્યોજ ઝેરે, ૧૪
નવિનજ અધિકારી, આજ મીન્ટો પધાર્યા,
ખળભળ ઉદધીના, રાજ ચક્રે પધાર્યા;
ગિડબડ કરિ મૂકી, ઠીક ટાણે પધાર્યા,
બ્રિટનપર વિશ્વાસે, આજ મીન્ટો વધાવ્યા. ૧૫

## પરણવાના ચાર ફેરા. *

(લખનાર-શાહ ચુનીલાલ વર્ધમાન.)

વસન્ત તિલકા વૃત્ત.

પતિ-પ્હેલી [illegible] મુજ તથા તુજ બ્રહ્મચર્યે-
ચાલી ગઇ, રહિ હવે વિશિ બાકિ ચારે,
તે ચ્યાર વીશિ અરથે કરવી પ્રતિજ્ઞા,
તે માટ, ચાલ, પ્રિય! ચાર ફરીજ ફેરા! ૧
પ્હેલી વિશી મહિ તુ થા, અનુયાયિની મે,×
શ્રદ્ધા પ્રપૂર્ણ ચકિ પાળિશ રૂડિ રીતે,
આજ્ઞા નિચારિ મમ થા અનુસારિણી તું,
પત્નિ-ચાલીશ આપ સહ સ્વામિ! પ્રિતી ધરી હું! ૨
પતિ-વર્ષો બિજા વિશ વિષે વિચરૂ સુ રીતે,
તેવી રિતે વિચરવા પ્રતિ દીન પ્રીતે,
અર્ધાંગના! તુ મમ ચાલ, મ્હારી વાંસે,
પત્નિ-સ્વામી! પ્રિતીથિ અનુસારિણિ થાઉ આજે! ૩
પતિ-ત્રીજી વિશી વિશી વરસ એંશિ સુધીનિ જે છે,
તેમા પ્રપાલન હુ તારૂ કરીશ પ્રીતે,
ફેરો તૃત્ય+ ફર સાચવવા સ્વધર્મે,
પત્નિ-સંસારમા વિચરવા ચલુ જવાય સંગ! ૪
વૃદ્ધ સ્થિતી તણિ વિશીજ ગણાય છેલ્લી,
તેની વિષે હુ પ્રિય સ્વામિ! થઉજ પ્હેલી;
દોરીશ છેલ્લિ વિશિ માણ પ્રિતેથિ સ્વામી,
પતિ-સેવા સ્વિકારીશ હુ તે, પ્રભુને પ્રણામી! ૫

---

## કળયુગિ જોગી.

(લખનાર—રા. રા. ઠક્કર આગજી ડોસજી વરાહી)

મુસાફર એક કહ્યુ અજાયબિ પામિ આપ,
જોજો નાગો જોગિ નહિ લાલચ લગાર છે.
જળ પાત્ર માટે માત્ર તુબડી તપાશ એક,
બીજી ચીજ હોય તો તે ધરવા કયા ઠાર છે
બો'યો બીજો ભાઇ ખરૂ સાધુએ સમાધિ કરી.
વસ્ત્ર વિના બાધુ કયા સુણિને બાવે ખોલ્યુ મુખ,
[illegible]

# જાપાનીસોની જીંદગી તથા રીતભાત.

**(લખનાર એક બંગાલી વિદ્યાર્થી—ભાષાંતર કર્તા રા. રા. દોલતરામ એમ પંડ્યા.)**

“ હિંદુસ્થાનના વતનીઓ સાથે ભાઈચારો—જાપાનીસ એક શુરવીર પ્રજા છે પણ તેથી એમ સમજવાનું નથી કે તે લોકોનાં અંતઃકરણ પત્થર જેવાં સખત છે. જે જાપાનીસોના સમાગમમાં હમે આવ્યા છીએ તેમની મમતા, માયા અને નરમાસથી હમે દંગ થયા છીએ. હમારી તરફની તેમની મીઠી નજરથી હમને તેઓના તરફ સાનંદાશ્ચર્યનો ભાવ ઉત્પન્ન થાય છે. તેઓ હિંદુસ્થાનના વતનીઓ સાથે પોતાના દેશના વતનીઓની માફકજ છુટથી ભેળાય છે અને ખરૂં જોતાં દરેક પરદેશી સાથે ભાઈચારો વધારતા રહે છે. જ્યારે હમે ટોકીઓમાં રહેતા હતા ત્યારે હમારા જાપાનીસ પડોશીઓ કોઈ પણ જાતના ઓળખાણ વગર અથવા કોઈના ભળાવ્યા વગર હમારી મુલાકાતે સ્વેચ્છાથી વારંવાર આવતા હતા. કેટલાકો હમને પોતાને ઘેર આવવાનું આમંત્રણ કરીજતા હતા; અને તેથી હમારૂં અહીંનું મિત્ર મંડળ ઘણું વધ્યું છે.

“ ટોકીઓની ઓરીયન્ટલ સ્ટુડન્સ સોસાઈટી—એશીઆના જુદા જુદા મુલકોમાંથી ટોકીઓની સ્કુલો તથા કોલેજોમાં ભણવા આવનારા વિદ્યાર્થીઓની સંખ્યા દરરોજ વધતી જાય છે. તેથી જાપાનના આ મુખ્ય શેહેરમાં પૂર્વના મુલકોના વિદ્યાર્થીઓનું એક મંડળ ઉભું કરવાનું વ્યાજબી લાગ્યું; એનો અમલ પણ થયો અને જે મંડળ ઉભું થયું છે તેનું નામ “ ધી ઓરીયન્ટલ સ્ટુડન્ટસ સોસાઈટી ” એવું રાખવામાં આવ્યું છે. તેના સભાસદોમાં ચીન, કોરીઆ, સીઆમ, ફીલીપાઈન્સ અને હિંદુસ્થાનના યુવાન વિદ્યાર્થીઓ દાખલ થાય છે; અને માલુમ પડયું કે હિંદુસ્થાનના ઘણા વિભાગોના વિદ્યાર્થીઓ આ સોસાઈટીમાં દાખલ છે. બંગાલ, બીહાર, ઓરીસા, આસામ, અપર પ્રોવીન્સ, મુંબઈ અને પંજાબના વિદ્યાર્થીઓ છે. આ સોસાઈટીમાં ઉમ્મરે પહોંચેલા ઓનરરી મેમ્બરો પણ છે અને તેમાં જાપાનીસ અને ચાઈની ગ્રહસ્થો તથા સ્ત્રીઓની મોટી સંખ્યા છે.

“ સમાનતા—equality—સમાનતાનો નીયમ અહીં દ્રઢતાથી પળાય છે, ગરીબ અને તવંગર, ભણેલા અને અભણ, વચ્ચે આપણા હિંદુસ્થાનમાં જેવો ભિન્નભાવ દીસામાં આવે છે તેવો અહીં નથી. અમીર અને મધ્યમ સ્થીતીના માણસો, ગ્રહસ્થ અને ગરીબ, મજુર તથા સાધનવાળો માણસ તેઓ વચ્ચે કંઈ ભિન્નભાવ છે એવી જરા પણ લાગણી દર્શાવવા વગર ટ્રામ ગાડીમાં ભેળાઈને બેસે છે. જ્યારે ગાડી ભરેલી હોય અને એક મજુર વર્ગનો માણસ અંદર દાખલ થાય તોપણ પોતે અગવડ વેઠીને આબરૂદાર ગ્રહસ્થો પણ તેને માટે બેસવાની જગા કરે છે. ત્યાંના રાજા **મીકાડો**માં પણ સમાનતાની લાગણી એવી પ્રબળ છે કે રસ્તેજતા એક હલકામાં હલકા માણસની સલામ લઈ તેની સામું સામું ઝુકાવે છે. ત્યાંના મુખ્ય પ્રધાનનો છોકરો પણ ગરીબોના છોકરાઓ સાથેજ ટ્રામમાં બેસીને રોજ કોલેજમાં ભણવા જાય છે.

કામ લે છે તેમ સમસ્ત પ્રજા હળી મળીને કામ લે છે. તેથીજ જાપાન અગર જોકે ઘણો નાનો મુલક છે તોપણ દુનીઆના મોટામાં મોટા મહારાજ્ય રશીઆને મહાત્ કરવા સમર્થ થયું.

ઉદ્યોગ અને ખંત—ધીરજ અને ખંત એ જાપાનીસોની જાણવા લાયક ખાશીએત છે. આ ગુણને લીધે એ પ્રજા દુનીયામાં ઘણી ઉદ્યોગી પ્રજા ગણાય છે. અમેરીકાના, લોકોને એ પ્રજાના આ ગુણોનો પાકો અનુભવ થયો છે અને જાપાનીસોના ઠરેલપણે કામ કરવાના ગુણની ખાત્રી થવાથી પનામાની નેહેર ખોદવાના કામમાં જાપાનીસ કામદારો રોકવાનો પ્રયત્ન ચાલે છે. જાપાનની મીલમાં કામ કરનારા દરરોજ પંદર કલાક કામ કરે છે. બારથી પંદર વરસની ઉમ્મરના છોકરા અને છોકરીઓ પોતાનાં નાનાં ભાઇ બેહેનોને પીઠ ઉપર બાંધીને એક દીવસમાં બાર માઇલની મુસાફરી ટેકરીઓ વાલા પ્રદેશમાં ફરતાં જણાય છે. એક જાપાનીસ જે કામ માથે ઉઠાવે છે. તે દ્રઢતાથી અને હઠથી પુરું કરવા માટે છે અને વચમાં ગમે તેટલી અડચણો નડે પણ પોતાના કામમાં આગળ વધે જાય છે. જાપાનીસોના મગજમાં એવી ધુન ભરાઇ રહે છે કે જો માણસ ખરા જીગરથી એક કામ ઉઠાવે તો અમુક ચીજ નહીં બનીશકે એવું કંઇ છેજ નહીં. તેઓની ખંતને તો દૈવી રૂપ આપીએ તો ખોટું નથી. એક જાપાનીસને તથા આખી જાપાનીસ પ્રજાને જે ફતેહ મળે છે તેની છુપી કુંચી આ ગુણમાં ભરાયલી છે.

"અર્થ શાસ્ત્ર તરફ પ્રીતિ—Love of Science—જુદી જુદી વિદ્યા શીખવાને જાપાનીસો ઘણો શોખ રાખે છે અને અર્થ શાસ્ત્રની સીદ્ધિ પ્રયોગથી તેમજ પુસ્તક દ્વારા મેળવે છે. જાપાનીસો પાશ્ચાત્ય મુલક તરફ ખેંચાય છે. તે દેશમાં થયેલા અર્થ શાસ્ત્રના વધારાને લીધે છે. પાશ્ચાત્ય મુલકોમાં જે નવી સોધો થાય છે તેનો તુરતજ એ લોકો અભ્યાસ કરે છે અને તેનો પાર પામી અમલ કરવા માંડે છે.

"સભ્યતા—સભ્યતામાં તો જાપાનીસો બધી પ્રજાને જીતી જાય તેમછે. જ્યારે ઘેર કોઇ પરોણો આવે ત્યારે તેને આવકાર આપવા તે ઘુંટણીએ પડે છે. અને તે પાછો જાય છે ત્યારે પણ તેજ પ્રમાણે કરે છે. સવાલ પુછવો હોય તોપણ તે અરજ કરતો હોય તેમ પુછે છે અને ચાલતી વાત દરમ્યાન વારંવાર આભારના શબ્દો ઉચ્ચારે છે. જો એકજ સખસને દહાડામાં ઘણી વખત મળવું થાય તોપણ તે દરેક વખતે તે માથુ ઉઘાડું કરે છે, સલામ કરે છે અને જુદી જુદી રીતે માન તથા મમતા દેખાડે છે. જ્યારે મહોલામાં, ઘરમાં કે જાહેર જગ્યામાં સભા અથવા મેળાવડો થવાનો હોય છે ત્યાં પણ સલામની રીત તો તેટલીજ સખતાઇથી પળાય છે. જાપાનીસોની માન આપવાની તથા સલામ કરવાની ગુંચવાડા ભરી રીતથી કેટલીક વાર આપણે હિંદુસ્થાનના વતનીઓને આનદ પામવાનું કારણ મળે છે. હમે તે શીખવાને પ્રયત્ન કીધો પણ નિષ્ફળ થયા; અને તેથી હમને શરમાવવું પડે છે.

"જાપાનીસ વિદ્યાર્થીનો લોભ—જ્યારે જાપાનીસ વિદ્યાર્થીઓને ભવિષ્યની જીંદગી કેવીરીતે ગાળવા ધારે છે એમ પુછવામાં આવે ત્યારે તે કહેશે કે "અહીં ડીગ્રી મેળવ્યા પછી હું જર્મની, ફ્રાન્સ, ઇંગ્લાંડ અને અમેરીકા જઇશ, અને મારા ખાસ વિષયની કેળવણી લઇને હું મારા સ્વદેશમાં પાછો ફરીશ અને મારા તનમનથી સ્વદેશની સેવા કરીશ." કેટલાક છોકરાઓ કહેછે કેઃ તેઓ વેપાર ઉદ્યોગના રસ્તા શીખવા દુનીયાની મુસાફરી કરીશુ અને પાછા જાપાન આવી વેપારી તરીકે ધંધો ચલાવીશું. કેટલાક, કહેશે કે તેઓ લશ્કરી તાલીમ લઇ સ્વદેશના સીપાઇ તરીકે ચાકરી કરશે. લશ્કરી તાલીમની વાત તો છેક નાનપણથીજ તેમના મગજમાં ઘુમી રહે છે. હિંદુસ્થાનમાં ઘણા શ્રીમંતોના છોકરાઓ અભ્યાસને ઊંચે નાંખે છે અને કોઇપણ

ધો હાય કરવા આળસુ હોય છે. જાપાનમાં ગમે તેવા શ્રીમંતોના છોકરાઓને અભ્યાસ ઉંચો ખીને આળસુ થઇ બેસવા દેતા નથી. સાધારણ માણસોના છોકરાની માફકજ એકજ સ્કુલ ને કોલેજોમાં બાદશાહી કુટુંબના શાહજાદાઓને તેજ જાતની તાલીમ લેવી પડે છે. મેહેનત ને ઉદ્યોગથી હલકામાં હલકા કુટુંબનો માણસ રાજ્યની ઉંચી પદવીએ ચઢવા પામે છે. ધારૂંછું કે હિંદુસ્થાનમાં જનસમુહનું બંધારણ જાપાનના જેવું હોય તો જાપાને જે ચાલીશ ર્ષમાં કીધું છે, તે હિંદુસ્થાન પોતાના કુદરતી છુપાયલા ખજાના અને વસ્તીના મોટાપણાને ધે વીશ વર્ષમાં કરીશકે.

"સ્વચ્છતા અને સાદાઇ—જાપાનીસો મોજ શોખ કરતાં સ્વચ્છતા વધારવાનો વીચાર રાવે છે. યુરોપીઅનો તથા અમેરીકનોના જેવા એ લોકો મોજ શોખમાં ડુબેલા નથી. એક પાનીસ ડ્રોઇંગ રૂમમાં તમે જોશો તો મોજ શોખને લગતી ચીજ તમારા દીઠામાં આવશે હીં; છતાં તે એવો સુન્દર હોય છે કે તેનું ચીત્ર પાડી લેવાનુજ મન થાય. જ્યારે મોજશોખ રફ વલણ નથી એટલે ત્યાં ખાલી દમામ તથા ભપકો હોયજ શાનો ? કોન્વોકેશનની મીટીંગમાં ક દીવસ **મીકાડો** આવ્યા હતા. તેને રાજાના દરેક દમામ અને ભપકા સહીત આવેલો વા હમે રાહ જોતા હતા, પણ એક સ્વચ્છ દેખાવડી બે ઘોડાની ગાડી જેના બારણા ઉપર વાવટા સહીત હમારી પાસેથી ચાલી ગઇ, ગયા પછી હમે જાણ્યું જે એતો રાજાનીજ ડી હતી. લોર્ડ કરઝનના ભભકા તથા તમાશાની સાથે આ શેહેનશાહની સરખામણી કરવાનો ાલ હમારા મગજમાં આવ્યા વગર રહ્યો નહીં; કારણ એ છે કે રાજા પૈસો નકામો ઉડાવતો થી, લાગણીજ એવી પ્રસરેલી હોય છે કે એક પેની પણ પ્રજાના સુધારા વધારાને ઘણી પયોગી થઇ પડે છે.

"ખોરાક—જાપાનીસોના જેવો સાદો ખોરાક લઇ સંતોષ પામનારી બીજી પ્રજા ભાગ્યેજ શે. ખોરાકની મુખ્ય જણશોમાં બાફેલા ચોખા, મુળા, કોલી ફ્લાવર. પાપડી, અને બાફેલા ોટના પળો છે. કોઇ કોઇ વાર બાફેલી કે કાચી માછલી ખાય છે. મેં જોયું છે તે પ્રમાણે રીબ જાપાનીસોનો મોટો ભાગ બાફેલા ચોખા અને મુળા દરરોજ ખાય છે. જાપાનીસો પાણી- ે બદલે ગરમ ચાહ વધારે પીએ છે.

"ભિક્ષુકોની ગેરહાજરી—આત્મ અભિમાન, સ્વમાન, જેને અંગ્રેજીમાં self-respect હે છે તેની લાગણી જાપાનીસોમાં બહુ સતેજ છે. અને ભીખ માંગીને જીવવું કોઇને પસંદ થી. એક દહાડો ભીખારૂને આપવા સારૂ મેં થોડા પૈસા વટાવ્યા પણ ટોકીઓનો એક મ્હો- મહોલો પસાર કરીગયો છતાં એક પણ ભીખારૂ મને મળ્યો નહીં. અશકત ઘરડા માણસો મને આંધળાઓ ભીખ માંગતા નથી. ભીખ માંગવા કરતાં સારા કુટુંબોનું ચીઠી સંદેશા પહોં- ાડવાનું કામ તથા તેલ ચોલવાનું કામ વગેરે કરીને પણ પોતાના ગુજરાન સારૂ કમાઇ કરેછે.

"પરચુરણ જાપાનીસ રીવાજો—છોકરાઓને અન્ન પ્રથમ ખવાડતી વેળાએ બંગાલમાં ે ક્રીયા કરવામાં આવે છે, તેવી જાપાનીસો પણ કરે છે. છોકરૂં જન્મ્યા પછી સો મે દીવસે મા ક્રીઆ ત્યાં થાય છે. બંગાળમાં આ ક્રીયાને અન્ન પ્રાસનની ક્રીયા કહે છે. જેવી રીતે બંગા- ામાં દરેક હિંદુના ઘરમાં દેવોને માટે જુદું દેવ ઘર હોય છે તેમ જાપાનીસોના ઘરમાં દેવ વીની મૂર્તીઓ રાખવા દેવ મંદીર હોય છે. હિંદુઓની માફક જાપાનીસો પણ શ્રાધ્ધની ક્રીયા રે છે. હિંદુઓ પિતૃઓની મરણ તીથીએ શ્રાધ કરે છે અને જાપાનીસો વરસમાં ત્રણ નકી રેલે દીવસે કરે છે જેવા કે જુલાઇ માસની ૧૩-૧૪ અને ૧૫મી તારીખ. જાપાનીસ શ્રાધ્ધ-

માં પણ ગોર પિંડ મુકાવે છે. અને તે પીંડ મીઠાઇનો બનાવે છે. માંસ અથવા મચ્છી એ કામમાં વપરાતી નથી. હિંદુસ્થાનની માફક જાપાનમાં પણ એકત્ર કુટુંબનો ધારો છે. દરેક કુટુંબના છોકરા છોકરીઓ માબાપને દેવના જેટલું માન આપે છે. છોકરા છોકરીઓના વિવાહ પણ માબાપોજ કરે છે અને છોકરાઓને પોતાની મેળે પસંદગી કરવાની છુટ નથી.

જાપાનના લગ્નના કાયદા પ્રમાણે જુવાન છોકરો પચીસ વરસનો અને છોકરી અઢાર વર્ષની ઉમ્મરે પરણે છે. એથી ઓછી ઉમ્મરે પરણાવાની ઇચ્છાવાળાને રાજ્યની પરવાનગી મેળવવી પડે છે. રંડેલી અથવા તલ્લાક પામેલી સ્ત્રીઓ ફરીથી પરણી શકે છે. સાસુ જીવતી હોય ત્યાં સુધી છોકરાની વહુનું વડપણ ઘરમાં ગણાતું નથી.

---

## બાળવાના લાકડાં તેમાંથી નીકળી શકે એવા પદાર્થો તથા તેનો ઉપયોગ.

---

**( ભાષાંતર કર્તા- રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા. )**

હાલમાં સ્વદેશી હીલચાલે જે સ્વરૂપ પકડયું છે તેનું બારીક અવલોકન કરતાં દરેક માણસને એમ માલમ પડશે કે આપણા હિંદુસ્તાનના ઉદ્યોગ ધંધાનું પુનરૂજ્જીવન થઇ જલદીથી સારી સ્થીતીએ પહોંચશે અને તેથી પુષ્કળ લોકોનું લક્ષ તે તરફ દોરાયું છે તેવા સમયે આ પત્રના મ્હોટા વાંચક વર્ગની જાણને સારૂં કંઇ અલ્પ પ્રયત્ન કરી બની શકે તેવા ઘણીજ થોડી લાગતવાળા પરન્તુ મહાત્વતાવાળા ઉદ્યોગ ધંધા સંબંધી માહીતી આપવાનુ દુરસ્ત ધાર્યુંછે.

બાળવાનાં લાકડાં એજ આજના લેખનો વિષય છે તેનું કારણ એ લાકડાં જ્યાં જોઇએ ત્યાં મળી શકે છે અને તેનો ધારીએ તેવો ઉપયોગ પણ થઇ શકે; મને આ બાબતનો પ્રયોગ કરી અનુભવ મેળવવાની તક શ્રીમંત મહારાજ છત્રપતિ કોલ્હાપૂરવાળાની મેહેરબાનીથી મળેલી છે. તેમના આશ્રય નીચે રહી પ્રયોગો કરી અનુભવ સિદ્દતાથી પોતાની જાતની ખાત્રી કરી લઇ પછી આપની તરફ આ લેખ મોકલ્યો છે.

હમણા બાળવાના લાકડાંનો ઉપયોગ ફક્ત બાળવાનાજ કામમાં થાય છે, વધારેમાં તેના કોલશા કરવામાં આવે છે [કોલસા શીવાય બીજો કંઇ પદાર્થ નહીં કાઢતા] અને કોલસા પણ બાળવાના કામમાં આવે છે. સીધી અથવા આડકતરી રીતે બાળવા શીવાય બીજો કંઇ ઉપયોગ તેનો હિંદુસ્તાનમાં થતો નથી. જરમનીમા લાકડાંના Dry distillation [અર્ક કાઢવાની કોરી રીત] થી પુષ્કળ રસાયણીક દ્રવ્ય તેમાંથી કાઢી લેવામા આવે છે આ ઉદ્યોગ તે દેશમાં ઘણા મોટા પ્રમાણમાં ચાલુ છે; જરમનીનો આ દાખલો લઇ અમેરીકામાં પણ આ ધંધો શરૂ થયો છે. જાપાનમાં (જ્યાં આ લેખકે અભ્યાસ કીધો છે.) પણ આ ઉદ્યોગ ચાલુ થયો છે. આ ઉદ્યોગ બીજા દેશોમાં આટલી સ્થીતીએ પહોંચ્યો છે છતાં હિંદુસ્તાન કે જ્યાં લાકડાંની ઉત્પત્તિ ઝાઝી છે ત્યાં એ ઉદ્યોગ અમલમાં આવ્યો નથી એ આશ્ચર્યની વાત છે. કારણ કે તેમાંથી રજ થનારા કીમતવાન દ્રવ્યો કાઢયા શીવાય તેનો બળતણ તરીકે ઉપયોગ કાયમ રહ્યો છે.

લાકડાંમાંથી હું આગળ લખવાનો છું તે પ્રયોગ કર્યા બાદ ઉત્તમ કોલસા બચે છે અને

તે બાલવાના કામમાં આવે છે. હાલનો તેનો બળતણ તરીકેનો ઉપયોગ બીજી રીતે ચાલુ રાખી તેમાંથી રસાયણીક દ્રવ્યો કાઢી શકાશે; અને તેથી ચોખો નફો હાથમાં આવશે. એમ મને પ્રયોગ ઉપરથી સિદ્ધ થયું છે અમારે ત્યાં જંગલમાં, ચેન, કુંબી, અંજન, નાણા, કિંજળ, જાંબળી, અને બાવલ એ લાકડાંઓનો જલાઉ લાકડાંમાં સમાવેશ થાય છે; અગરજો એ જાતનાં લાકડાં ઇમારતના કામમાં થોડાં ઘણાં આવે છે તોપણ તેનો મોટો વપરાશ બળતણ તરીકેજ થાય છે; એ જાતનાં લાકડાં કોલ્હાપૂરના જંગલમાં કોઇ કોઇ ઠેકાણે બે રૂપીએ ખાંડી મળે છે. હું જે પ્રયોગ નીચે લખુંછું તે જંગલમાંજ કરવો ઠીક પડશે, કારણ તેથી લાકડાં લાંબે સુધી લઇ જવાનો ખરચ બચશે અને ભઠ્ઠી માંડવાનું પણ થોડા ખર્ચમાં અને સારી રીતે બની શકશે,

**લાગનારા સાહિત્ય**—જેવું કારખાનું તે પ્રમાણે સાહિત્ય એ વાત ખુલી છે. પરન્તુ પ્રયોગો ખાતર નાના પ્રમાણ ઉપર ૧૪૪ પૌંડ લાકડાં માય તેવડી ઈંટની ભઠ્ઠી ઉપર મુકવાનું વાસણ Retort લેવું, કાયમનું કારખાનું કરવું હોય તો પાકું ચણતર બનાવવું, ઉપર મુકવાનું લોખંડનું વાસણ ભઠ્ઠી ઊપર મુકવા જંગલમાં જ્યાં લઇજવું હોય ત્યાં લઇજઇ શકાશે. એ વાસણ લોખંડનું આસરે અઢી ફીટ ઊંચું અને ૨૪ ઇંચ ઘેરાવાનું લેવું. તેની ઉપરના ભાગપર માટી થાપી અંદર હવા દાખલ થાય નહી તેનાપર પેકીંગ કરવું. આ ઉપરના ભાગમાં એક નળી બેસાડેલી હોય જે નળી આગળ લંબાવી એક ઠંડા પાણીના હાંડામાં લઇ જવી જેમાં થઇ તે નળી બીજી બાજુએ કાઢવી. આ ઠંડા પાણીના હાંડાને અર્ક ઠંડો કરનારો condenser કહેછે. આ ઠંડા પાણીમા હાંડાને બે રસ્તા રાખવાના જેમાં એકમાંથી ઠંડુ પાણી અંદર નંખાય અને બીજે રસ્તે ગરમ પાણી બહાર નીકળી જાય. જેથી હાંડામાંનું પાણી ઠંડુ રહી નળી હમેશાં ઠંડી રહે. લાકડાં ભરેલું વાસણ ભઠ્ઠી ઉપર મુકી નીચે આંચ પેટાવવી, નીચે સળગાવેલાં લાકડાંના તાપથી વાસણમાંના લાકડામાંથી એક કલાકમાં જુદા જુદા પદાર્થો નીકળવા માંડશે. પછી તે નળી વાટે ઠંડા પાણીના હાંડામાંથી પસાર થતાં વાયુરૂપે નીકળેલા પદાર્થો ઠંડા થશે અને તેના જુદા જુદા રસાયણીક દ્રવ્યો હાથમાં આવશે. જે નળીને છેડે ઠંડા થઇ એકઠા થાય છે. ઠંડા પાણીના હાંડાનું પાણી વારંવાર બદલવાની કાળજી રાખવી. આ નાનો પ્રયોગ જંગલમાં જ્યાં કરવા ધારીએ ત્યાં થઈ શકે છે.

**અર્ક કાઢવાની રીત**—છાલ કાઢી સુકવેલાં લાકડાંના ટુકડા ( એ બે અથવા ત્રણ ઈંચ કરતાં જાડા જોઇએ નહીં અને ચાર પાંચ ઇંચથી વધારે લાંબા જોઇએ નહીં ) ભઠ્ઠી ઉપરના લોખંડના વાસણમાં ઉભા ગોઠવવા, પછી તે વાસણનું મોઢું બંધ કરી Asbestos ( આસબસ્ટાસનું પેકીંગ કરી ) કાપડ માટીની પેઠે સઘળાં છીદ્રો બંધ કરવાં અને લોખંડના વાસણ નીચે આગ સળગાવવી. આગની આંચ રીતસર રાખવી. ઘણી સખત આંચથી ડામરનું પ્રમાણ વધારે નીકળે છે. [વુડસ્પીરીટ] લાકડાંનો સ્પીરીટ અથવા અર્ક ઓછો નીકળે છે. પેહેલાં અંદરથી ધુમાડો નીકળી પછી પાતળો પ્રવાહી નળીમાંથી આવવા માંડશે.

**લાકડાંમાંથી નીકળતા પદાર્થો**—વાયુરૂપ પદાર્થો ૨ Hydrogen હૈડ્રોજન, અસેટાયલીન, પ્રાપેલીન, ૩ Benzoine બેંઝા, ૪. ૪. ૨૦ થી ૩૫ ભાગ; ડામર સાથે મળેલો

પદાર્થ [ સેંકડે ૩ થી ૬ ભાગ ] ૪ Paraffin પારાફીન, ૫ Naphtha નપ્થલ નાપથાલીન, ૭ Phenyle ફેનાલ, કે સાલ તથા બીજો ચીકણો પદાર્થ. અસેટીકએસીડ, ૬ Methyl-alcohol મેથીલઆલ્કોહોલ, એસેટોન, તેલ મલેલો એસીડ. કોલસા ભાગ ૨૦ થી ૩૦ કોલસા તો ત્યાંજ ખપમાં આવે છે. ડામર બજારમાં આણવો પડે છે.

મુખ્ય ચીજ એસેટીકએસીડ છે જેનો આ દેશમાં ઘણો ખપ છે. સુતર ઉપર પાકો રંગ ચઢાવવા પ્રત્યે. મીલ અને રંગના કારખાનામાં તેનો મોટો ખપ છે; એ આજ સુધી જરમેની વગેરે યુરોપખંડના મુલકોમાંથી આવે છે. એ એસીડ તૈયાર કરવાનો કાચો પદાર્થ આ દેશમા કેવડો મોટો છે તેથી હવે વાંચકની ખાત્રી થઇ હશે. એ તૈયાર કરવાનો સામાન ઘણા થોડા ખરચનો છે, અને પેદા થતો પદાર્થ મોટી કીમતનો છે. લાકડાંના અર્કની ભઠ્ઠી [ વુડડીસ્ટીલેશન] એ ઉદ્યોગીક રસાયણ શાસ્ત્રનું એક અંગ છે. એ વીસ્તારથી લખવું અત્રે અશકય છે તેની જરૂર જેટલી ખબર અત્રે આપી છે. કોલસા બનાવવાની આપણી જુની રીત મોટી ખોટમાં ઉતારનારી છે; તેમાના અસલી પદાર્થો વાયુરૂપે ઉડી જાય છે, કોલસા ઓછા ઉતરેછે અને તે હલકા પ્રકારના થાય છે. આજના લેખકે પ્રયોગ કરી એક મણ લાકડાંમાથી કયા કયા પદાર્થો કેટલા પ્રમાણમાં નીકળે છે, તેનો શું ખરચ થયો, અને નીકળેલા પદાર્થોની શી કીમત ઉપજી એ લબાણ હોવાથી એ પત્રમા લખ્યુ નથી. હિંદુસ્તાનના મીલવાળા અહીં બનેલો એસીડનો ઉપયોગ કરે તો દેશનું કલ્યાણ છે. આ ધધો એક માણસ એક ઠેકાણે કરશે તેથી પુરૂં પડનાર નથી. માથીલ આલ્કોહોલ, અને અસેટીકએસીડ, જરમનીમાં પણ ખપવાની જગ્યા છે, કારણ ડામરમાંથી થતા રંગ બનાવવાના કારખાનામાં તેનો ઘણો ખપછે, આ ધંધો કેટલા મોટા પાયાપર ચાલશે એ જાણવા જોગ બીના છે આ બાબતની સવિસ્તર ખબર મેળવવાની અથવા પ્રત્યક્ષ પ્રયોગ જોવાની ઇચ્છા હોય તેણે આ લેખકને મળવું અથવા ઝટપટ પત્ર વહેવાર શરૂ કરવો. *

ડી० એસ० શાલીગ્રામ.
કોલ્હાપુર.

---

# કિશન કુંવરી.

(લખનાર રા. રા. રતનલાલ બી. તોલાટ.)

( ગયા અંકને પાને ૩૬૦થી ચાલુ )

માનસીંહે ખુશી થઇ અમીરખાનને મોટી જાગીર અને ઘણો પૈસો આપ્યો. આવી રીતે સવાઇસીંદ મોતને શરણ થયો અને પોતે પોતાનો દેશને માથે જે સત્યાનાશનું કારણ રૂપ થઇ ગયો છે તેના બદલા તરીકે તેનું મોત ઝાઝું ધ્યાન આપવા જોગ નહોતું,

આવા ગરબડના વખતમાં હોલકર સાહેબ ગાંડો થયો અને ઘણાં દંગા ફસાદ અને કુસંપથી રાજ્ય ખાલસા થયું.

---

* આ લેખ પુણાના સુપ્રસિદ્ધ કેસરી પત્રમાં છપાયો હતો.

આવી વખતે જોધપુર અને જેપુર વચ્ચે મૈત્રી કરાવવી એ બધાની ઇચ્છા થઇ. અને બન્ને લગ્નથી એમ થાય એમ હતું એમ બધા સમજતા. રસ્તો એવો કાઢ્યો કે [ નિકાલ એવો લાવ્યા કે] માનસીંહના બ્હેન સાથે જગતસીંહનું લગન થાય અને માનસીંહ પોતાના હરીફ અને દુશ્મનની બ્હેન સાથે વરે. અને વચ્ચે એટલું પણ નિર્દય રીતે બધાએ કબુલ્યું હતું કે આ લગ્ન નિર્વિઘ્ન થાય અને બન્નેમાંથી કોઇ પણ રાજાને ખોટું ન લાગે, માટે કમનશીબ કીશનકુંવરનો ભોગ આપવો. (મારી નાખવા) આ યુક્તિ ક્રુર હૃદયના અમીરખાનને સુઝી અને તે તેણે કશાપણ સંકોચ વગર બધાને જણાવી. પોતાના મતના ટેકામાં તેણે ઉમેર્યું કે એકને આપવાથી બીજાને અપમાન થશે. માટે બન્નેને આપવી તો ઠીક નહીં. તેમ કોઇ ત્રીજાને પરણાવશું તો આ એકને બદલે બન્નેને અપમાન લાગશે વળી કોઇ ત્રીજાને અપાય પણ નહીં. ત્યારે શું કુંવારી રાખવી? તેણે કહ્યું મોટા કુલની છોકરી થઇ પોતાના બાપને ત્યાં કુંવારી રહેતો બાપના નામને બટ્ટો લાગે. આથી એને મારી નાંખવી. ગમે તેમ યુક્તિસર હોવા છતાં પોતાની એકની એક અને પ્રેમાલ પુત્રીને મારી નાંખવા ગમે તેવા મગરૂર રાજા હા પાડે ખરા કે? ગમે તેટલી ધમકી આપવા છતા અથવા ધાસ્તી બતાવતા છતાં પણ રાજાએ હા ના પાડી અથવા પોતાને હાથે આત્મહત્યા કરવા છોકરીને કહેવા સરખી પણ ઇચ્છા ન જણાવી. પણ આજ રાજાની બ્હેને (એક સ્ત્રી જાતીએ) ખટપટી ચાંદબાઇએ એ કામ માથે લીધું. ચાંદબાઇને અગાઉથી ખીજા મળી જઇ આ અસંત ઇષ્ટ જણાતો વધ કરવામાં મદદ આપવા સમજાવી મુકી હતી. પોતાની ભત્રીજી કુટુંબનું ગૌરવ રાખનારી અને ઉદાર હૃદયવાળી છે એમ ચાંદબાઇ જાણુતી હતી, એક વેળા એના ઓરડામાં ગઇ અને બધી વાત અતથી ઇતિ સુધી કહી સંભળાવી. ભવિષ્યમાં કેવી બદનામી થશે તે સમજાવી વીનવણી કરી કહ્યું, કે તારા વૃદ્ધ બાપના કુટુંબની અને કુળની આબરૂ રાખવી તારે હાથ છે. ઉંચ કુળમાં જન્મવા છતાં નઠારા ગ્રહની કેવી અસર થાય છે, અને શીશી અસરો છે તે પણ કહી સંભળાવ્યું. આવી રીતે દરેક પ્રકારે પોતાના કહેવાને સયુક્તિક બનાવવાથી કિશનકુંવરીપર અસર થઇ. આ જાદુઇ અસર થઇએ જોઇ અને બરાબર વખત જોઇ કુંવરી આગળ ઝેરનો પ્યાલો મુકયો જે કુંવરીએ ધ્રુજતે હાથે ધીમે રહી ઉંચો કરી ઓઠ આગળ લઇ પી ગઇ. બીજો પ્યાલો પણ જોત જોતામાં પી ગઇ અને ત્રીજો અથવા છેલ્લો પ્યાલો હાથમાં લઇ પોતે પોતાના પૂર સ્વરૂપમાં પ્રકાશી તીવ્ર દાવો રાખતી રાક્ષસી ફુઇ સામે દૈવી આંખોથી જોઇ રહી બોલી:"ઇશ્વરે મારે માટે આવુંજ લગ્ન નિર્માણ કરેલું છે" એમ કહી પ્યાલો પી ગઇ અને તુરતજ શબ થઇ ધરણીપર ઢળી પડી.

આ બીના ગુપ્ત થઇ ન્હોતી પણ મહેલમાં શું શું થતું હતું તે ઘણાઓ જાણતા હતા. અને આ નાશકારક બનાવથી સર્વત્ર ગમગીની ફેલાઇ. લાવણ્યની મૂર્તિનો આવો અંત આવ્યો જાણી ઉદેપુરમાં એક ખુણેથી બીજે ખુણે સર્વત્ર હાહાકાર થઇ ગયો અને આ ઉપાયથી જે બાપલાઓ સુલેહ કરવા રાજી હતા તેનાપર ગાળોનો અને શ્રાપોનો વર્ષાદ વરસાવવા લાગ્યા. છેવટે કિશન કુંવરીની માતા પોતાની અતિ પ્રીય પુત્રીના હૃદયવેધક સમાચારથી થોડા વખતમાં મૃત્યુ પામી.

# હિંદુસ્તાનના ખનીજ પદાર્થો.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડ્યા—મુંબઇ.)

૨

આપણે જોઇતો ચોખો સોડા પરદેશથી લાવવો પડે છે, તે મીઠાંમાંથી બનાવી શકાય તેમ છે સોડાની પેદાશ થાય તો મધ્ય પ્રાંતમાં મળતો "બ્હાટરાઇટ" અને કાશ્મીરમાં મળતો "ખારકાઇટ" એ બંને પદાર્થની સાથે મેળવણીથી "અલ્યુમિનમ" નામની ધાતુ જે રૂપા જેવી સફેદ અને હલકી ધાતુ પેદા થઇ શકે તેમ છે આ બે પદાર્થો ભાડા તથા મજુરીને લીધે પરદેશ મોકલવા પોષાતા નથી. તાબામાના ઝેરી પદાર્થ પણ દૂર થઇ તે તાંબુ બીજા કામમાં પણ લાગે સોડામાંથી કલોરીન ગાસ થાય છે તે ચુનામા મેળવ્યાથી બ્લીચીંગ પાવડર જે કપડા સફેદ કરવા કામમાં લાગે છે તે બની શકે. સોડાને ચુનામાં મેળવ્યાથી કાસ્ટીક સોડા જેનો સાબુ બનાવવામાં ઉપયોગ થાય છે તે ઉત્પન્ન થઇ શકે. સાબુના કારખાનામાં ચરબીમાથી જે ગ્લીસરીન નીકળે તે મીણબત્તી બનાવવાના કામમા લાગશે.

આની રીતે ધાતુ વિદ્યા અને રસાયન શાસ્ત્ર એની સગવડ મળી કે એક કામમાથી અનેક કામ ઉત્પન્ન થશે. દરેક ધંધા તથા હુન્નરનો ઇતીઆસ તપાસશો તો જણાશે કે એક બીજા ગાડા સંબંધથી બધાયલી છે અને તેથી એકની મદદથી બીજાને પુષ્ટી મળે છે જે પ્રમાણે એક કુટુંબના ભાયાતોમાં મંપ નહીં હોય તો તે કુટુંબ તારાજ થાય છે તેમ હુન્નર ધંધાનો એક બીજા સાથે ગાઢો સંબંધ ન થાય તો દેશની આબાદી વધતી નથી. આજ કારણથી આપણા દેશની કાચી ખનીજ ચીજનો ઉપયોગ વધી શકતો નથી અને તે કંઇ હજે તેને પુષ્ટી મળતી નથી. કુટુંબના માણસો આળશુ અને સુઈ રહીને કાળ નિર્ગમન કરે તો બહારના ચોરો ઘરમાં ઘુસી ચીજ વસ્તુ હરણ કરી જાય તે પ્રમાણે દેશના માણસો આળશુ થવાથી ઉદ્યોગ ધંધો પારકા દેશના માણસોના હાથમા જાય, તેથી આશ્ચર્ય નથી કે આ સુવર્ણ ભૂમિના લોકો પોતાનુ જતી અભિમાન ભુલી સ્વકર્તવ્ય પરાંગમુખ થવાથી આ ભરત ભૂમિનું વસુંધરત્વ જઇ તેને કુવર્ણ ભૂમિ એવો કલંક આ માતૃ ભૂમિને લાગે છે અને દેશો દેશમાં હિંદુસ્તાનની વસ્તી ભીખારી બને છે એ અપકિર્તી કમેં ચોંટી છે. આ માતાની આબરૂ તથા હલકાઇની લાજ જે સુપુત્રોને હોશે તે એ માતાનો ઉધ્ધાર કરશે અને તેના ઉધ્ધાર સારૂ જાપાન વગેરે તીર્થોમા જઇ તીર્થ યાત્રાથી પાવન થવુ પડશે. હાલમાં એમ કહેવામાં આવે છે જે આડત્રીસ કરોડ રૂપીઆનું કાપડ પરદેશથી હિંદુસ્થાનમાં આવે છે અને હિંદુસ્થાનમા તો ફકત ત્રણ કરોડ રૂપીઆનું કાપડ બને છે તો બકીનો માલ પરદેશથીજ લેવો પડશે. આશ્ચર્યની વાત એ છે કે જ્યારે પરદેશથી કાપડ નહોતું આવતું ત્યારે શું હિંદુસ્થાનના વતનીઓ નાગા ફરતા હતા? ઇતીઆસ તપાસતા માલમ પડે છે જે અસલના વખતમા આ હિંદુસ્તાનમાથીજ અરબસ્તાન ઇરાન અને તુર્કસ્તાનને માર્ગે ઢાકાની મલમલ, કીનખાબ, રેશમી કાપડ વગેરે ઉંચા પ્રકારનું કાપડ આ દેશથી યુરોપ જતું હતું. આ ક્રમ કેમ બદલાઇ ગયો તેની બારીક તપાસ કરવાની છે. પરદેશી માલ આ દેશમાં સસ્તો પડે છે અને સ્વદેશી માલ મોંઘો પડે છે તેના કારણ સોધી દરેક કારીગરને સુધરેલી ઢબના સાંચાઓ તથા પૈસાની મદદ મળે તો તેથી પસ્તાયા વગર રહેશે નહીં. અહીંથી જતા કાચા માલપર નુર મજુરી બે તરફની પડી તે આ દેશમાં ચોખી બનાવટ અનેક રૂપે અહીં પાછો આવે છે તે ખર્ચ ઘર બેઠા કારીગરના માલને પડતો નથી આળસ તજી ઉદ્યોગી થઇ એક સંપથી કામનો આરંભ કરતાં તમે તમારી ગુમાવેલી લક્ષ્મી અને કીર્તિ આ તમારી સુવર્ણ માતૃભુમિને પાછી મેળવી આપશો અને તમારી આ માતૃ ભૂમિના સપુત્ર પુત્ર કહેવાશો × × ×

# લોર્ડ ડેલહૌસી-પંજાબ પતન.

[ગત્ વર્ષ ૩ જુ ને અંક ૭કુાને પાને ૧૫૬થી ચાલુ.]

(૩)

બીજે દિવસે મુલતાન નિવાસીઓ, પ્રકાશરૂપે યુદ્ધ કરવા તૈયાર થયા. તેઓએ સૈન્યના આકારમાં એકઠા થઇ, રાતના ઘાયલ થયલા એગન્યુ અને ઍન્ડરસનનો તંબુ ઘેરી લીધો. નિરાશ્રય અને નિઃસહાય; બન્ને કર્મચારીઓએ ઘાયલ થવા છતાં દ્રઢ નિશ્ચય કરી એક વીર પુરૂષની પેઠે પોતાના અવશેષ જીવનની અંતિમ રક્ષા કરવા તૈયાર થયા. પરંતુ આક્રમણ-કારીઓની સંખ્યા વિશેષ હોવાથી તે બન્ને સાહેબોનું કાંઈ ચાલ્યું નહીં. વિદ્રોહીઓએ, ઘાયલ થયલા બન્ને અંગ્રેજોને વધારે ઘાયલ કરવા માંડયા. અન્તે બન્ને અંગ્રેજોએ જાણ્યું કે હવે પ્રાણ રક્ષા અસમ્ભવ છે ત્યારે શાંતિ ભાવથી મૃત્યુ સય્યાપર સુઇ ગયા! ચીરકાલને માટે નિદ્રાનો આવિષ્કાર કર્યો!

આ ઘટના બન્યા પછી મુળરાજે ન્હાસી જવાનું બંધ કર્યું. આ સમયે વિરતા અને રણોન્માદ તેને અધીર કરવા લાગ્યાં. તે સૈન્ય સજ્જ કરવા તત્પર થયો. કયે પ્રકારે અંગ્રેજ સૈન્યદલની સ્હામુ થવું! કયે પ્રકારે તેમને પરાજીત કરી અધિકાર જમાવવો! તેના હૃદયમાં આ ચિન્તા ઉત્પન્ન થઇ. રણસંગ્રામ કચ્છાએ. તેને સાહસ, ધીરતા અને રણ દક્ષતા વડે અલંકૃત કર્યો. આ સમયે તેણે પોતાની ભાગ્યદેવીને મસ્તિષ્ક નમાવ્યું અને સેનાના અધિનાયક થઈ સંગ્રામને માટે તૈયારી કરી.

આ પ્રમાણે મુલતાનની લડાઇનો આરંભ થયો. તેની સાથેજ ઇતિહાસ કથિત્ શીખ લોકોની બીજી લડાઇનો આરંભ થયો. આ સમયથીજ યુદ્ધનું ખરૂં કારણ જણાઇ આવે છે. આ યુદ્ધ પછી રાજા રણજીતસિંહના વંશજોનો અધિકાર, પંજાબમાંથી શી રીતે વિલુપ્ત થયો તે બરોબર જણાઇ આવશે.

બ્રિટીશ સિંહે, પંજાબમાં પોતાનો અધિકાર જમાવવા અને વધારવા માટે દ્રઢ સંકલ્પ કર્યો. સાત સમુદ્રના જળથી સિંચન કરવામાં આવેલી ભોગની લાલસા, રણજીત રાજાની સાથે ક્રમશઃ પૂર્ણ રૂપે, દ્રઢ વૃદ્ધ થવા લાગી. જે તેજસ્વી પુરૂષ શીખ સમાજનું ગૌરવ વધારી રહ્યા હતા તેજ ક્રમશઃ ક્ષમેતાચ્યુત થવા લાગ્યા. કઠોર સાસન દંડથી કમનીય, કામિનીઓનો પણ છુટકારો થયો નહી! રેસીડન્ટ સાહેબે પોતાનું પ્રભુત્વ તથા તેજસ્વિતા કાયમ રાખવાની લાલસાએ સ્ત્રી પુરૂષ, બન્ને ઉપર સમભાવથી કઠોર દંડ ચલાવવો શરૂ કર્યો! મહારાણી ઝિન્દન* તો અટલતા અને તેજસ્વિતાને લીધે પહેલાંથીજ રેસીડન્ટની ક્રોધાગ્નિથી રૂંધન થઇ ચુકીજ હતી, અને તેજ કારણથી મુસલમાનોની નગરી, શેખપુરમાં કારાગાર વાસ કરવો પડ્યો હતો. કિન્તુ ઝિન્દનને આવી દશાએ પહોંચાડવા છતાં રેસીડન્ટની, કોપાગ્નિ હજુ ઓલવાઇ નહોતા. કેટલાએક દિવસ સુધી એ અગ્નિમાંથી ધુમ્રગોટ નીકળતા રહ્યા. પરંતુ આ ઘોરતર વિદ્વેષરૂપી પવનના આધારથી ફરી તે અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠી. ઝિન્દન ફરીથી અપરાધીની થઇ અને રેસીડન્ટ સમક્ષ લાવવામાં આવી.

* કેટલાએક ઇતિહાસકારોએ ઝીન્દનનું નામ ચંદાબાઇ પણ લખ્યું છે.

મુલતાનવાસીઓના આક્રમણથી, ત્યાના દુ ખિત અગ્રેજ સેનાપતિની સહાય્ય-પ્રાર્થનાનો સવાદ જુનઇ માસની શરૂઆતમા લાહોર રસીડન્સીમા પહોચ્યો તે પહેલા બે માસમા મહારાણીની ભાગ્યદેવી વિશેષ અવનતિ પામી અગ્રેજ ઇતિહાસ લેખકોના લેખથી જણાય છે કે મુલતાનની ઘટના પહેલાજ લાહોરમા બ્રિટિશ ગવર્નમેટ વિરૂદ્ધ બીજી એક ઘટના થઇ મહારાણી ઝિન્દનના કેટલાએક પ્રીતિપાત્ર માણસો એ ઘટનાના આગેવાન હતા બ્રીટિશ ગવર્નમેટની આધીન સેનાને બ્રીટીશ ગવર્નમેન્ટ વિરૂદ્ધ ઉત્તેજીત કરવી એજ આ બનાવનું મુખ્ય કારણ હતુ પરતુ એ કારણ ઘણા દિવસ સુધી ગુપ્ત રહ્યુ નહી સાતમી સેનાના કેટલાએક સિપાઇઓએ, આ બાબત, પોતાના ઉપરી અમલદારોને વિદિત કરી અને શીખ સેનાપતિ ખાનસિંહ તથા મહારાણીનો પ્રીતિપાત્ર ગગારામ તથા બીજા એક બે પુરૂષ આ પ્રપચ કાર્યમા મશહુર થયા તે પ્રપચકારીઓને તરતજ ફાસીને લાકડે લટકાવી દીધા! રેસીડન્ટનો એ વજ્રાઘાત કેવળ એજ લોકોનો પ્રાણ લઇને વિરત થયો નહી પણ આ બનાવમા સામેલ એવા ન્હાના ન્હાના દોષ કરનાર પણ જીવન પર્યન્ત કારાગાર નિવાસી કરવામાં આવ્યા *

આ પ્રમાણે મુખ્ય તથા ગૌણ અપરાધિઓને દડ આપી, રેસીડન્ટની દ્રષ્ટિ રાણી તરફ દોડી! તેના જાણવામા સારી પેરે આવી ગયુ હતુ કે, લાહોર દરબારની નજીક જ્યાસુધી એ તેજસ્વિતા વીરબાળા રહેશે ત્યા સુધી બ્રીટિશ ગવર્નમેટનુ ઇષ્ટ થશે નહીં તેથી તેને પજાબમાથી એકદમ વેગળી રાખવાનો વિચાર કર્યો પરતુ કાઇ કારણ નહીં મળવાથી હજુસુધી એ કામ અધુરૂ રહ્યુ આ સમયે તેને અવસર મળ્યા આ પ્રપચ યત્નના બહાનાથી કાર્ય સિધ્ધ કરવાનો સમય મળ્યો ઝિન્દનની નિવાસભૂમિ શેખપૂરના નિર્જન સ્થાનમાં પણ રહી નહી રેસીડટનો દોર્દડ પ્રતાપ રાણી ઝિન્દનને, રણજીત શાસિત પજાબથી સર્વદાને માટે એકદમ વેગળી કરવા તત્પર થયો તેજ વેળા ઝિન્દનની દડલીપિ, દિલિપસિહની નામાંકિત મોહોરથી શોભિત થઇને દરબારમા કેટલાક કર્મચારી અને બ્રીટીશ સૈનિકો દ્વારા, શેખપુરમાં ઝિન્દન પાસે પહોચી ગઇ* મહારાણી ઝિન્દને, અટલ ચિત્તથી અને કાળજુ દ્રઢ કરી, પોતાના પ્રાણ પ્રીય પુત્રની નામાંકિત્ આજ્ઞા-દડલીપિ-ને મસ્તક નમાવી સ્વીકારી લીધી, અને ધૈર્યતા પૂર્વક પોતાની અભાગતાને આલીગન કરી આ જન્મ પર્યત દેશ પરિત્યાગ કરવા પ્રસ્તુત થઇ જે મહારાણી ઝિન્દનને, એક સમયે રાજા રણજીતસિહે, લાહોર દરબારના સિહાસનની ભાગિની બનાવી તેનુ ગૌરવ વધાર્યુ હતુ જે મહારાણી પાસે એક સમયે લાહોરની મત્રિ સભા, તેને પોતાની સ્વામીની સમજીને મસ્તક નમાવતા હતા તેજ મહારાણી ઝિન્દન, પોતાનુ સુખ સૌભાગ્ય ક્ષેત્રને ત્યાગ કરી શેખપૂરમા ગઇ હતી તેજ મહારાણીએ આજે શેખપૂરનો ત્યાગ કરી, પરાભ સિમાથી બહાર જવામા પણ કાઇ અધિરતા બતાવી નહી! તે ધીર ભાવથી, "ભાવિના લેખ" એમ સમજી શેખપૂરથી પણ આ જન્મ પર્યતને માટે વિદાય થઇ! પહેલાં ફિરોજપુ મા લા ા પછી તેને કાશીમા રાખવામા આવી મહારાણી ઝિન્દન હિન્દુઓની તીર્થ ભૂમીમા આવી, અને મેજર મકગેગર નામના બ્રીટીશ સૈનિકના પહેરામા રહેવા લાગી

આ પ્રમાણે રણજીતસિહની મહિષી મહારાણી ઝિન્દનનો નિર્વાસન વ્યાપાર સમાપ્ત થયો, પજાબે પોતાના નેત્રોદ્વારા પોતાની મહારાણીની તેવી શોચનીય દશા જોઇ છતા તેના નેત્રમાથી

* Kayes Sepoy War. Vol I P 29–30 Camp Arnold's Delhousies Administration, Vol I P 85–86

* Kayes sepoy War Vol I P 30

એક પણ બિન્દુ જળ નિકળ્યું નહી!! જે અગ્નિ ધીમે ધીમે શરિરને બાળી રહી હતી તે આ સમયે એક ડગલું પણ આગળ ચાલી નહીં. કુમ્ભકર્ણની પેઠે પ્રગાઢ નિદ્રામાં પડી રહી! પરંતુ તે નિદ્રા સત્ય રીતે નિદ્રા નહોતી. તે નિર્જીવત્વ પ્રકૃત, નિર્જીવત્વની પોષક નહોતી. એમાં ગંભિર ક્રોધ, અને ગંભિર નિસ્તબ્ધતા હતી. દિલિપસિંહ પોતાની બાળક્રિડામાં નિમગ્ન હતો. માતાની એવી દુર્દશા તેને વ્યગ્ર કરીશકી નહી! વારસહીણ બાળક, રેસીડન્ટના વશીકરણ મંત્રમાં પડીજઈ અગલિન ચિત્તે પોતાની અત્યંત સ્નેહમયી, ગર્ભધારિણી માતાનો ત્યાગ કર્યો! મહારાણી ઝિન્દન પોતાના સ્વામીની અતુલ રાજ્ય સમ્પત્તિ ત્યાગ કરી, પ્રાણાધિક પુત્રના સૌંદર્યમય સહવાસ સુખથી ચ્યુત થઇ જન્મ પર્યંતને માટે કેદ થઇ!

વાચકગણ! આ લેખ વાંચતાંજ સમજશે કે બ્રિટિશ દ્વિપમાં પણ ભારતના કણિક અને ચાણાક્ય અથવા ઇટલીના મેકિયાવેલીના શિષ્ય છે. બ્રિટિશ ગવર્નમેન્ટના કોઇ કોઇ કુર કર્મચારી પણ કુટ રાજનીતિનો પરિચય આપ્યા કરે છે. સહૃદય મનુષ્ય તેના તેજ આગળ પોતાનું મસ્તિક નીચું નમાવી લેશે. સભ્યતા અને ઉદારતાની પાસે મસ્તિક નીચું નમાવી શકશે. પરંતુ કુટ રાજનીતિ સમક્ષ તો કદી પણ મસ્તિક નીચું નમાવી શકશે નહીં. પંજાબ આવી કુટ નીતિની માયા જાળમાં ઘણા દિવસ ફસાઇ રહ્યું નહી! જે અગ્નિ તે લોકોના હૃદયમાં પ્રવેશ કરીચુકી હતી તે ઘણા દિવસ સુધી શાન્ત થઇ નહી! ગુરૂ ગોવિન્દસિંહે પંજાબના મસ્તિકમાં, જે તેજસ્વિતા શક્તિ પ્રારી પેઠે ભરી દીધી હતી. તેજ શક્તિ વડે જે પંજાબીઓ જડવત-પડી રહ્યા હતા તેઓ હવે સજીવન થવા લાગ્યા, અને તેમના હૃદયમાં પ્રચંડ અગ્નિ પ્રજ્વલિત થવા લાગી.

રાણી ઝિન્દનને દેશ નિકાલ કરતાંજ સમસ્ત પંજાબમાં અપૂર્વ એકયતાના પ્રભાવથી પુનઃ સર્વ સંહારિણી નીતિ વિરૂધ્ધ સમુત્થિત થઇ, વિષમ અગ્નિ કાણ્ડની ઉત્પત્તિ થઇ।

જે સમયે એગન્યુ અને એન્ડરસન મુલતાનમાં સંકટવાન હતા તે સમયે લેફ્ટેનન્ટ એડવર્ડસ નામનો એક સૈનિક પુરૂષ બંદોબસ્તના કામ ઉપર હતો. કિલ્લામાં ઘાયલ થતાંજ એગન્યુએ ઘોડેશ્વાર કાસદદ્વારા સહાયતા માટે એડવર્ડસ તથા તેના હાથ નીચેના કાર્ટલેન્ટના નામથી પ્રાર્થના પત્ર મોકલ્યો. તારીખ ૨૨મી એપ્રિલના મધ્યાન્હ સમયે એડવર્ડસ, દેરાખાજીખામાં તંબુ નાંખી ચોરીના-અપરાધનો ન્યાય કરતો હતો. તે સમયે તે કાસદ જનરલ કાર્ટલેન્ટના નામનો પત્ર લઇ આવ્યો. એડવર્ડસે આવશ્યકીય જાણી કાર્ટલેન્ટની ગેરહાજરીમાંજ પત્ર ઉઘાડયો* તેમાં એગન્યુ અને એન્ડરસનની દુરાવસ્થાનું વર્ણન હતું. વાંચતાંજ એડવર્ડસ સાહેબ અધીર થઇ ગયા. શી રીતે સત્વર મુલતાન પહોંચાય અને પોતાના સ્વજાતિઓને શી રીતે એ કષ્ટમાંથી મુક્ત કરાય તેની તેને ચિન્તા થઇ. તેમને જે કાર્ય માટે અહીં મોકલ્યા હતા તે કાર્ય ઉપર તેમનું મન લાગ્યું નહીં. રેસીડન્ટ સર ફ્રેડરિકને એક પત્ર લખીને કાંઇ સૈન્ય તથા તોપો હાથમાં આવી તે લઇ સિંધુ નદી પાર ચાલ્યા ગયા. અને મુલતાનની પાસેના લિયા નગરપર અધિકાર કરી દીધો. અહીંથી તેમણે એગન્યુના નામનો એક પત્ર મોકલ્યો પરંતુ તે પત્ર પહોંચતાં પહેલાંજ એગન્યુ અને એન્ડરસન, વિદ્રોહીઓના આક્રમણથી પરલોક સિધારી ગયા હતા. એડવર્ડસને પાછળથી ત્યાંજ આ સમાચાર મળ્યા. જેની રક્ષાને માટે આટલે વેગથી દોડી આવ્યો, આટલી મેહેનત કરી, તેનું મૃત્યુ સાંભળી એડવર્ડસને અતિશય ખેદ થયો અને પ્રતીહિંસા કરવા તરફ તેનું ચિત્ત વળ્યું. મુલતાનને હાથ

* Edwards Punjab Frontier Vol I P. 75-76.

મુલતાનવાસીઓના આક્રમણથી, ત્યાના દુઃખિત અંગ્રેજ સેનાપતિની સહાય્ય-પ્રાર્થનાનો સંવાદ જુલાઇ માસની શરૂઆતમા લાહોર રેસીડન્સીમાં પહોચ્યો તે પહેલાં મે માસમા મહારાણીની ભાગ્યદેવી વિશેષ અવનતિ પામી અંગ્રેજ ઇતિહાસ લેખકોના લેખથી જણાય છે કે મુલતાનની ઘટના પહેલાજ લાહોરમા બ્રિટિશ ગવર્નમેંટ વિરૂદ્ધ બીજી એક ઘટના થઇ મહારાણી ઝિન્દનના કેટલાએક પ્રીતિપાત્ર માણસો એ ઘટનાના આગેવાન હતા. બ્રીટિશ ગવર્નમેંટની આધીન સેનાને બ્રીટીશ ગવર્નમેન્ટ વિરૂદ્ધ ઉત્તેજીત કરવી એજ આ બનાવનું મુખ્ય કારણ હતુ પરતુ એ કારણ ઘણા દિવસ સુધી ગુપ્ત રહ્યુ નહી સાતમી સેનાના કેટલાએક સિપાઇઓએ, આ બાબત, પોતાના ઉપરી અમલદારોને વિદિત કરી અને શીખ સેનાપતિ ખાનસિહ તથા મહારાણીનો પ્રીતિપાત્ર ગગારામ તથા બીજા એક બે પુરૂષ આ પ્રપચ કાર્યમાં મશહુર થયા તે પ્રપચકારીઓને તરતજ ફાસીને લાકડે લટકાવી દીધા! રેસીડન્ટનો એ વજ્રાઘાત કેવળ એજ લોકોનો પ્રાણ લઇને નિરસ્ત થયો નહી. પણ આ બનાવમા સામેલ એવા ન્હાના ન્હાના દોષ કરનાર પણ જીવન પર્યંત કારાગાર નિવાસી કરવામા આવ્યા *

આ પ્રમાણે મુખ્ય તથા ગૌણ અપરાધિઓને દડ આપી, રેસીડન્ટની દ્રષ્ટિ રાણી તરફ દોડી! તેના જાણવામા સારી પેરે આવી ગયુ હતું કે, લાહોર દરબારની નજીક જયાસુધી એ તેજસ્વિતા વીરમાળા રહેશે ત્યા સુધી બ્રીટિશ ગવર્નમેંટનુ ઇષ્ટ થશે નહીં તેથી તેને પંજાબમાથી એકદમ વેગળી રાખવાનો વિચાર કર્યો પરંતુ કાંઇ કારણ નહીં મળવાથી હજુસુધી એ કામ અધુરૂ રહ્યુ, આ સમયે તેને અવસર મળ્યો. આ પ્રપંચ યંત્રના બહાનાથી કાર્ય સિધ્ધ કરવાનો સમય મળ્યો ઝિન્દનની નિવાસભૂમિ શેખપૂરના નિર્જન સ્થાનમાં પણ રહી નહી. રેસીડટનો દોર્દંડ પ્રતાપ, રાણી ઝિન્દનને, રણજીત શાસિત પજાબથી સર્વદાને માટે એકદમ વેગળી કરવા તરફ વળ્યો તેજ વેળા ઝિન્દનની દડલીપિ, દિલિપસિંહની નામાંકિત મોહોરથી શોભિત થઇને દરબારમા કેટલાક કર્મચારી અને બ્રીટીશ સૈનિકો દ્વારા, શેખપુરમાં ઝિન્દન પાસે પહોચી ગઇ* મહારાણી ઝિન્દને, અટલ ચિત્તથી અને કાળજુ દ્રઢ કરી, પોતાના પ્રાણ પ્રીય પૂત્રની નામાંકિત આજ્ઞા-દંડલીપિ-ને મસ્તિક નમાવી સ્વીકારી લીધી, અને ધૈર્યતા પૂર્વક પોતાની અભાગ્યતાને આલીંગન કરી આ જન્મ પર્યંત દેશ પરિત્યાગ કરવા પ્રસ્તુત થઇ જે મહારાણી ઝિન્દનને, એક સમયે રાજા રણજીતસિહે, લાહોર દરબારના સિંહાસનની ભાગિની બનાવી તેનુ ગૌરવ વધાર્યું હતુ જે મહારાણી પાસે એક સમયે લાહોરની મંત્રિ સભા, તેને પોતાની સ્વામીની સમજીને મસ્તિક નમાવતા હતા તેજ મહારાણી ઝિન્દન, પોતાનું સુખ સૌભાગ્ય ક્ષેત્રને ત્યાગ કરી શેખપૂરમા ગઇ હતી તેજ મહારાણીએ આજે શેખપૂરનો ત્યાગ કરી, પંજાબ સિમાથી બહાર જવામા પણ કાંઇ અધિરતા બતાવી નહી! તે ધીર ભાવથી, "ભાવિના લેખ" એમ સમજી શેખપૂરથી પણ આ જન્મ પર્યંતને માટે વિદાય થઇ! પહેલા ફિરોજપુરમાં લાવ્યા પછી તેને મથુરામા રાખવામાં આવી મહારાણી ઝિન્દન હિંન્દુઓની તીર્થ ભૂમીમા આવી, અને મેજર મેકગ્રેગર નામના બ્રીટીશ સૈનિકના પહેરામાં રહેવા લાગી.

આ પ્રમાણે રણજીતસિહની મહિષી મહારાણી ઝિન્દનનો નિર્વાસન વ્યાપાર સમાપ્ત થયો, પંજાબે પોતાના નેત્રોદ્વારા પોતાની મહારાણીની તેવી શોચનીય દશા જોઇ છતાં તેનાં નેત્રમાથી

* Kaye's Sepoy War. Vol. I. P. 29–30 Camp Arnold's Dalhousies Administration, Vol. I P. 85–86.

* Kaye's sepoy War Vol I P. 30

એક પણ બિન્દુ જળ નિકળ્યું નહીં!! જે અગ્નિ ધીમે ધીમે શરિરને બાળી રહી હતી તે આ સમયે એક ડગલું પણ આગળ ચાલી નહીં. કુમ્ભકર્ણની પેઠે પ્રગાઢ નિદ્રામાં પડી રહી! પરંતુ તે નિદ્રા સત્ય રીતે નિદ્રા નહોતી. તે નિર્જીવત્વ પ્રકૃત, નિર્જીવત્વની પોષક નહોતી. એમાં ગંભિર ક્રોધ, અને ગંભિર નિસ્તબધતા હતી. દિલિપસિંહ પોતાની બાળક્રિડામાં નિમગ્ન હતો. માતાની એવી દુર્દશા તેને વ્યગ્ર કરીશકી નહીં! વારસહીણ બાળકે, રૈસીડન્ટના વશીકરણ મંત્રમાં પડીજઇ અમલિન ચિત્તે પોતાની અત્યંત સ્નેહમયી, ગર્ભધારિણી માતાનો ત્યાગ કર્યો! મહારાણી ઝિન્દન પોતાના સ્વામીની અતુલ રાજ્ય- સમ્પત્તિ ત્યાગ કરી, પ્રાણાધિક પુત્રના સૌંદર્યમય સહવાસ સુખથી ચ્યુત થઇ જન્મ પર્યંતને માટે કેદ થઇ!

વાચકગણ! આ લેખ વાંચતાંજ સમજશો કે બ્રિટિશ દ્વિપમાં પણ ભારતના કણિક અને ચાણાક્ય અથવા ઇટલીના મેકિયાવેલીના શિષ્ય છે. બ્રિટિશ ગવર્નમેંટના કોઇ કોઇ કુર કર્મચારી પણ કુટ રાજનીતિનો પરિચય આપ્યા કરે છે. સહૃદય મનુષ્ય તેના તેજ આગળ પોતાનું મસ્તિક નીચું નમાવી લેશે. સભ્યતા અને ઉદારતાની પાસે મસ્તિક નીચું નમાવી શકશે. પરંતુ કુટ રાજનીતિ સમક્ષ તો કદી પણ મસ્તિક નીચું નમાવી શકશે નહીં. પંજાબ આવી કુટ નીતિની માયા જાળમાં ઘણા દિવસ ફસાઇ રહ્યું નહીં! જે અગ્નિ તે લોકોના હૃદયમાં પ્રવેશ કરીચુકી હતી તે ઘણા દિવસ સુધી શાન્ત થઇ નહી! ગુરૂ ગોવિન્દસિંહે પંજાબના મસ્તિકમાં, જે તેજસ્વિતા શકિત સારી પેઠે ભરી દીધી હતી. તેજ શકિત વડે જે પંજાબીઓ જડવત-પડી રહ્યા હતા તેઓ હવે સજીવન થવા લાગ્યા, અને તેમના હૃદયમાં પ્રચંડ અગ્નિ પ્રજ્વલિત થવા લાગી.

રાણી ઝિન્દનને દેશ નિકાલ કરતાંજ સમસ્ત પંજાબમાં અપૂર્વ ઐક્યતાના પ્રભાવથી પુનઃ સર્વ સંહારિણી નીતિ વિરૂધ્ધ સમુત્થિત થઇ, વિષમ અગ્નિ કાણ્ડની ઉત્પત્તિ થઇ!

જે સમયે એગન્યુ અને એન્ડરસન મુલતાનમાં સંકટવાન હતા તે સમયે લેફટેનન્ટ એડવર્ડસ નામનો એક સૈનિક પુરૂષ બંદોબસ્તના કામ ઉપર હતો. કિલ્લામાં ઘાયલ થતાંજ એગન્યુએ ઘોડેશ્વાર કાસદદ્વારા સહાયતા માટે એડવર્ડસ તથા તેના હાથ નીચેના કાર્ટલેન્ટના નામથી પ્રાર્થના પત્ર મોકલ્યો. તારીખ ૨૨મી એપ્રિલના મધ્યાન્હ સમયે એડવર્ડસ, દેરાખાજીખામાં તંબુ નાંખી ચોરીના-અપરાધનો ન્યાય કરતો હતો. તે સમયે તે કાસદ જનરલ કાર્ટલેન્ટના નામનો પત્ર લઇ આવ્યો. એડવર્ડસે આવશ્યકીય જાણી કાર્ટલેન્ટની ગેરહાજરીમાંજ પત્ર ઉઘાડ્યો* તેમાં એગન્યુ અને એન્ડરસનની દુરાવસ્થાનું વર્ણન હતું. વાંચતાંજ એડવર્ડસ સાહેબ અધીર થઇ ગયા. શી રીતે સત્વર મુલતાન પહોંચાય અને પોતાના સ્વજાતિઓને શી રીતે એ કષ્ટમાંથી મુક્ત કરાય તેની તેને ચિન્તા થઇ. તેમને જે કાર્ય માટે અહીં મોકલ્યા હતા તે કાર્ય ઉપર તેમનું મન લાગ્યું નહીં. રેસીડન્ટ સર ફ્રેડરિકને એક પત્ર લખીને કાંઇ સૈન્ય તથા તોપો હાથમાં આવી તે લઇ સિંધુ નદી પાર ચાલ્યા ગયા. અને મુલતાનની પાસેના લિયા નગરપર અધિકાર કરી દીધો. અહીંથી તેમણે એગન્યુના નામનો એક પત્ર મોકલ્યો પરંતુ તે પત્ર પહોંચતાં પહેલાંજ એગન્યુ અને એન્ડરસન, વિદ્રોહીઓના આક્રમણથી પરલોક સિધારી ગયા હતા. એડવર્ડસને પાછળથી ત્યાંજ આ સમાચાર મળ્યા. જેની રક્ષાને માટે આટલે વેગથી દોડી આવ્યો, આટલી મેહેનત કરી, તેનું મૃત્યુ સાંભળી એડવર્ડસને અતિશય ખેદ થયો અને પ્રતીહિંસા કરવા તરફ તેનું ચિત્ત વળ્યું. મુલતાનને હાથ

* Edwards Punjab Frontier Vol I P. 75-76.

કરીને મુળરાજનું સર્વ નાશ કરવાનુંજ ઉચિત્ ધાર્યું. મુલતાનથી દક્ષિણ બાજુએ પચીસ ગાઉ છેગળે બાવલપુર નામનું એક ન્હાનું રાજ્ય છે. અહીં નવાબ સાથે બ્રીટિશ ગવર્નમેંટને મિત્રતા હતી. બ્રીટિશ ગવર્નમેંટના નામથી એડવર્ડસે ત્યાંના નવાબને એક પત્ર લખી સ્હાયતા માંગી. નવાબે તે પ્રાર્થના સ્વીકારી. તેની સેના તરતજ એડવર્ડસની પાસે આવી પહોંચી. એ શિવાય જનરલ કાર્ટલેન્ટ અને લેફ્ટેનન્ટ લેક ઇત્યાદિ અંગ્રેજ સૈનક ગણ પણ તેના સ્હાયક થયા. લાહોર દરબારના નામ શેખનિહંની સરદારી નીચે એક શીખ સેના મુલતાન મોકલવા માટે ૨૭ મી એપ્રિલે પ્રધાન સેનાપતિ પાસે આજ્ઞા માંગી. આ ઉષ્ણ પ્રધાન દેશમાં, ગ્રિષ્મકાળમાં, લૉર્ડ ગફ સિમલાની હવા ખાતા હતા. તેમણે આ સમયે યુધ્ધ બંધ કરવાની ઇચ્છાથી સેના મોકલવાનું બંધ રાખ્યું. ગવર્નર જનરલ પણ આ વિચાર સાથે મળતા થયા. કિન્તુ આ મિમાંસાથી રેસીડન્ટ સાહેબ ખુશી થયા નહીં ગવર્નર જનરલ અને પ્રધાન સેનાપતિ સાથે સર ફ્રેડરીકનો આ પ્રમાણે મતભેદ થવાથી હરબર્ટ એડવર્ડ પણ ક્રોધિત થયો મે અને જુન માસ એમાંજ વીતિ ગયો. જુલાઇમાં મુલતાન દુર્ગની દ્રઢતા તથા મુલરાજનું બાહુ બળ જોઇ એડવર્ડે પ્રકારાન્તરે સહાય માગી. સર ફ્રેડરિકે પ્રધાન સેનાપતિને આ સમાચાર કહ્યા. આ સમયે પણ લૉર્ડ ગફે સમ્મતિ આપી નહીં અને લૉર્ડ ડેલહૌસી તથા સર જોન લીટરલ નામનો એક સૈનિક પુરૂષ પણ એ મતને મળતા થયા પરંતુ આ વખતે સર ફ્રેડરિક સ્થીર રહી શકયા નહી! તેઓ બ્રીટિશ શાસન સમ્મતિના આ મુખ્ય અધિનાયકોની વિરૂદ્ધ પોતાનો દ્રઢ સંકલ્પ ત્યાગ કરી શકયા નહી! ૧૦ મી જુલાઇને દિવસે સુદુસમના મેદાનમાં એડવર્ડને વિજયી થતો જોઇ પોતાના ઉપર જોખમ લઇ સેમ્પસન વ્હીમ નામના સેનાપતિને યુધ્ધની તૈયારી સાથે મુલતાન તરફ પહોંચવાની આજ્ઞા આપી.

મુલતાન તરફ જવાની આજ્ઞા તો આપી! પણ હવે એ લડાઇનો ઉત્તર દાતા કોણ છે? કોને માટે મુલતાન નર રક્તથી પ્લાવિત થયું! યુધ્ધનામાંમાં જ્ઞાન શુન્ય થઇ, એક દિવસને માટે નહીં, એક મહિનાને માટે નહીં પણ જીંદગી પર્યંતને માટે હતભાગી મૂળરાજને સ્વપરિવારથી ભિન્ન કરી કોણે કારાગ્રહમાં નાંખી દીધો? અમે ઇતિહાસની માનરક્ષા કરીને આ પ્રશ્નનો ઉત્તર આપીએ છીએ! મુલતાનના ગડબડાધ્યાયની આદ્યોપાન્ત આલોચના કરવાથી સ્પષ્ટ બોધ થશે કે મૂલરાજ, આદિથી અંતપર્યંત ધીરભાવ બનાવતો હતો. તેણે ધીરભાવથી લાહોર દરવાજે પોતાની અવસ્થા બનાવી હતી. ધીરભાવથી રેસીડન્ટ સાથે મુલાકાત કરી અને અન્તે પણ ધીરભાવથીજ પોતાનું કાર્ય ત્યાગ કરી નવા શાસનકર્તાના હાથમાં મુલતાનનો શાસનભાર સોંપી દીધો. આવી ધીરતા, વિશ્વાસઘાતકતા ક્વચિદ્ પણ કોઇમાં હોઇ શકતી નથી. આવી સરલતામાં પણ કોઇ પ્રકારનો દુરભિ સન્ધિ પ્રકટ થતા નથી. મૂલરાજે, ખાનસિંહને દુર્ગ સિવાય, યુધ્ધ સામગ્રી, તોપ ઇત્યાદિ પણ સોંપી દીધાં.* જો તેઓ ન્યોન્મત્ત હોત તો તોપ ઇત્યાદિ યુધ્ધ સામગ્રી, પ્રતિદ્વંદીના હાથમાં કદી પણ આપત નહીં જે બે બ્રિટિશ કર્મચારીઓ દુર્ગમાં આવ્યા હતા તેમની સાથે મૂળરાજ બરોબર ભદ્ર વ્યવહાર રાખતો હતો. સ્વયમ્ એડ્વર્ડ્સ સાહેબે સ્વિકાર કર્યું છે કે "આમાં કોઈ પ્રકારની મુળરાજની દુરભિસન્ધિ જણાતી નથી. મૂળરાજની સદાશયતાનું એવું પુર પ્રમાણ રહેવા છતાં પણ સર ફ્રેડરીકને લીધે મુલતાનમાં સમરાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠી. સર ફ્રેડરીકે મુળરાજની સર્વ સંપતિ જપ્ત કરી તેની પાસે દશ વર્ષનો હિસાબ માંગ્યો. (અધુરૂં.)

* Moostafakhan's letter to Herbert Edwards. A year in the Punjab Frontier Vol. II P. 129.

# ખોજા જાતિ સંબંધી માહિતી.

ઇતિહાસ-ઇરાન દેશની ઉત્તર સીમા તરફ કાસ્પિયન સમુદ્રની દક્ષિણે આલમતગઢ નામનો એક પર્વતોથી વિંટાયલો કિલ્લો છે. તે કિલ્લો નાઝીરી નામના એક રાજવંશી કુટુંબના તાબામાં છે. લગભગ સો વર્ષ થયાં હશે તે વખતે ત્યાંથી એક ધર્મ પ્રસારક મનુષ્ય પ્રથમ કાશ્મિરમાં આવ્યો, અને ક્રમે ક્રમે તે દક્ષિણ તરફ ઉતર્યો. ધર્મ પ્રસારક મનુષ્યોના શરિરમાં જેવા ગુણો જોઇએ તેવા એ મનુષ્યમાં હોવાથી થોડા સમયમાંજ તેણે પુરકળ કાશ્મિરી, શીખ, લોહાન વિગેરે લોકોને પોતાના ધર્મમાં મેળવી લીધા. તેના પછી જે મ્હોટા ધર્મવીર થયા તેમાં સરદાર શેરઅલીનું નામ વિશેષ પ્રસિધ્ધીમાં આવ્યું છે. એ સરદારની પછી હીઝ હાઇનેસ નામદાર આગાખાન સાહેબ અને તેના વંશજો એજ ધર્મ ગુરૂ ગણાવવા લાગ્યા. અને હજુ સુધી એજ કુટુંબને તે માન મળે છે.

પ્રથમ એ ખોજા જાતિમાં મ્હોટું ઐક્ય હતું પરંતુ સન ૧૮૬૪માં આગાખાન સાહેબે એવું આજ્ઞાપત્ર પ્રસીદ્ધ કર્યું કેઃ ખોજા જાતિમાં વિવાહ વિગેરે જે ક્રિયાઓ થાય છે તે સઘળાં મુસલમાનોના શિયા પંથ પ્રમાણે થવાં જોઇએ. આ સમય પર્યંત ખોજા જાતિમાં શિયા કિંવા સુન્નિ પંથનો ભેદાભેદ માનતા નહોતા. તેઓનું મન વ્યાપાર વણજમાં ગુંથાયલું હોવાથી તેમણે આ બાબતમાં કોઇપણ રીતે મન પરોવ્યુંજ નહોતું. સુન્નિ પંથના પુરોહિતો-ધર્મગુરૂઓ-પાસે પોતાના ઘરનાં વિવાહાદિ કાર્યો કરાવી લીધાં હતાં. પરંતુ આગાખાન સાહેબ તરફથી જે આજ્ઞાપત્ર નિકળ્યું કે શિયા પંથની રીતિ પ્રમાણેજ સઘળી ક્રિયાઓ થવી જોઇએ તે જોતાંજ ખોજા જાતિના ઘણાં મનુષ્યો આશ્ચર્ય ચકિત્ થઇ ગયાં. તેમજ કેટલાક વાદવિવાદ કરવા તૈયાર થઇ ગયા. ૧૮૬૮ની સાલમાં, ખોજા જાતિને, શિયા પંથના સમજવા એવી રાજાજ્ઞા થઇ. પરંતુ તે ઘણાઓએ માન્ય કરી નહીં. આસરે ૭૫ કુટુંબોએ પોતાને સુન્નિપંથ ત્યાગ કર્યો નથી એવો નિશ્ચય કરી એક જુદું ધર્મ મંદિર બાંધ્યું.

પ્રથમ સઘળી ખોજા જાતિ શિયા પંથની હતી. પરંતુ હમણાં તેમાં ચાર પંથ થયા છે.

"ખોજા" આ શબ્દ "ખાયેજા" શબ્દનો અપભ્રંશ છે. "ખાયેજા" એટલે શ્રેષ્ટ. આ શબ્દ પ્રથમ "નાઝીરી" કુટુંબવાળાઓને સંબોધવામાં આવતો હતો પરંતુ ત્યારપછી સમસ્ત ખોજા જાતિને એ શબ્દ વડે સંબોધવામાં આવે છે.

પંથ-આ જાતિનાં ચાર પંથ છે. એવું પ્રથમ કહ્યું છે. આ ચારે પંથવાળાઓની ભાષા એક, પોશાક એક, અને પરસ્પર એક બીજા જોડે આહાર વિહારાદિ સઘળો વ્યાપાર થાય છે. વિવાહ-લગ્ન-જેવે પ્રસંગે સઘળા આવજાવ કરે છે. ક્રિયા કર્માંતરમાં પણ કાંઇ ભેદ નથી. એ ચાર પંથમાં ઇસ્માલી નામનો એક પંથ છે. આ પંથના મનુષ્યો બીજાઓ કરતાં વિશેષ સંખ્યામાં છે. એઓના ઘરમાં બોલવા ચાલવાની ભાષા કચ્છી પરંતુ કેટલાકોને અરબસ્થાન સાથે સંબંધ છે તેઓ તેજ દેશની મુળ ભાષા બોલે છે. ખોજાઓનો મુળ ધંધો વ્યાપાર કરવાનો છે. તથાપિ ખેતી, નોકરી કરનાર પણ તેઓમાં થોડાક છે. એ લોકોમાં કેટલાકોએ ઉચ્ચ શિક્ષણ મેળવી ડાક્ટર, માસ્તર, બેરીસ્ટર, વિગેરે થયલા છે, કેટલાકોને સર-

કાર તરફથી ખાનસાહેબ, ખાનબહાદુર એવી પદવીઓ મળેલી છે. કૌન્સીલ, મ્યુનિસીપાલીટી અને કોન્ગ્રેસ જેવાં મંડળોમાં પણ તેઓ બેઠક મેળવવા પામ્યા છે. એ જાતિના લોકોમાં ઘણા શ્રીમંતો અને દાનશૂ છે. ધર્મમંદિરો, ધર્મશાળાઓ, દવાખાનાઓ, સ્કુલો, અનાથાશ્રમ, વિગેરે સંસ્થાઓ માટે મોટી મ્હોટી નાણાંની રકમો સમર્પણ કરી દીધી છે. જે જે ઠેકાણે એઓનાં થોડાંક મકાનો હોય છે ત્યાં એક ધર્મમંદિર અને એક પંચાયત સભા તો ખરીજ. આ સભાનું નામ એજ કે સામાજીક વાદવિવાદના પ્રશ્નનો નિકાલ કરવો અને આગાખાન સાહેબને આપવાની દક્ષિણા વસુલ કરવી એ બન્ને કામ ઠરાવેલા નિયમો પ્રમાણે ચાલે છે. કેટલાક ખોજા લોકો પોતાની ઉત્પત્તિનો દશમો ભાગ પોતાના ધર્મગુરૂ (આગાખાન સાહેબ)ને અર્પણ કરે છે. કેટલાકો ઠરાવેલી રકમો પ્રમાણે દર મહિને અથવા દર વરસે આપે છે. પંચાયત તરફથી નિમવામાં આવેલાં કામદારો, કોઇ ઉત્સવ જેવા દિવસોએ આવી દક્ષિણા લઇ જાય છે. ધર્મમંદિરોમાં ત્રણ વખત ઉપાસના થાય છે. વિશેષ મહત્વને પ્રસંગે વિશેષ ઉપાસના પણ કરવામાં આવે છે.

સ્ત્રીઓ-ખોજા જાતિમાં પુરૂષોએ કમાઇ લાવવું અને સ્ત્રીઓએ ઘરની વ્યવસ્થા સ્વચ્છ રાખવી એવી રીત છે. રસોઈ બનાવવી, શીવવું, ગૃહશોભા અને બાળકોનું સંરક્ષણ કરવું એ સઘળાં તેમનાં કામ છે. ખોજા જ્ઞાતના લોકો બુદ્ધિમાન હોય છે. પણ તેમની સઘળી બુદ્ધિ વ્યાપારમાંજ લાગેલી હોય છે. તેમને શિક્ષણ થોડું આપવામાં આવે છે. તેથી તેમના મન ઉપર સારા સંસ્કારોની અસર ઘણી ઓછી થયલી જોવામાં આવે છે. તેમજ પોતાની સમાજની ઉન્નતિ સંબંધે વિશેષ ચર્ચા થતી જોવામાં આવતી નથી. પુરૂષોનેજ જ્યારે થોડું શિક્ષણ મળે છે ત્યારે સ્ત્રીઓને તો મળેજ ક્યાંથી? થોડાંક કુલિન કુટુંબમાં શિક્ષણ પામેલી સ્ત્રીઓ છે. પણ વિશેષ રીતે સ્ત્રી શિક્ષણ નથી એ લોકોએ એકાદ બે કન્યાશાળાઓ ઉઘાડેલી છે. ત્યાં થોડું વાંચતાં, લખતાં અને શીવવાનું એમ શિખવવામાં આવે છે. એ જ્ઞાતિમાં માતા પીતાની પ્રસંદગીથીજ પુત્રિનાં લગ્ન કરવામા આવે છે. પ્રૌઢ પુત્રિઓનાં લગ્ન પણ એજ રીતે થાય છે. હિંદુઓના ગૃહસંસાર પ્રમાણે એમ આમાં પણ સાસુની આજ્ઞા પ્રમાણેજ ઘરનો સઘળો કારભાર ચાલે છે. વહુને સાસુની ઇચ્છા પ્રમાણે વર્તવુ પડે છે. છોકરીઓના લગ્ન ૧૨-૧૩ વર્ષની વયે કરવામાં આવે છે. હિંદુઓની પેઠેજ ન્હાનપણમાંજ લગ્નાંકિત થયેલી છોકરીઓ બાળકની માતા થઇ બેસે છે! ખોજા ગૃહસ્થોના ઘરમાં બહુધા શાસ્ત્ર ચર્ચા કિંવા ગ્રંથ પઠન જોવામાં આવતું નથી. કોઇક ઘરમાં કોઇક છોકરી કુરાન ભણતી ક્વચિત્જ જોવામાં આવે છે. સ્ત્રીઓને પડદામાં રહેવાનો રિવાજ ઘણુંકરીને નથી પરંતુ વિવાહિતા સ્ત્રી પોતાના સસરા અથવા ઘરના વડીલ પુરૂષો જોડે વાતચિત કરતાં જોવામાં આવતા નથી. પૈસાદાર લોકોની સ્ત્રીઓ કપડાં પહેરવો પાછળ ઘણા પૈસા ખરચે છે. સ્ત્રીઓમાં ખુબસુરતી સારી હોય છે.

છોકરાઓ-છોકરાઓ નવ વર્ષના થાય છે ત્યા સુધી તેઓ પોતાના મિત્રો સાથે મરજી મુજબ મોજ કરે છે. તે પછી જ્યારે વિદ્યાની કિમ્મત જણાય છે તેઓ તેમને ગુજરાતી નિશાળમાં મોકલે છે. છોકરાને ગુજરાતી વાંચવાનાં લખવાનાં, અને થોડુંક અંગ્રેજી આવડયું કે બસ! તેનું શિક્ષણ પુરૂં થયું સમજી તેમના બાપો નિશાળમાંથી ઉઠાડીલે છે. છોકરાને પંદર વર્ષ થયાં અને બે હાથના ચાર હાથ થયા કે તેમનાં માબાપ પોતાનું કર્તવ્ય પુરૂં થયું સમજે છે. વળી પૈસાદારના છોકરાઓ કેળવણી થોડી લેઇ મોજ મજા કરતા જણાય છે. સાસુ વહુની લડાઇ, એ કાંઇ માત્ર હિંદુ સંસાર સમાજમાંજ છે એમ નથી. ખોજા જાતિમાં પણ કેટલાંક કુટુંબોમાં એ ઝઘડા-

ને લીધે અતિશય ત્રાસ અને દુઃખ થયલું જેવામાં આવે છે. સુદૈવને લીધે હમણાં હમણાં કેટલાક ખોજા ગ્રહસ્થોનાં કાન ઉઘડવા લાગ્યા છે અને કેટલાક સુશિક્ષિત્ કુટુંબોમાં ઐક્ય, આનંદ અને સંતોષ દ્રષ્ટિએ પડે છે. તેમના ઉદાહરણો જોઇ બીજા કેટલાંક કુટુંબોને લજ્જા ઉત્પન્ન થાય છે.

૧૮૬૪ માં શિયાપંથ પ્રમાણે સઘળો વ્યવહાર કરવો એવું જે આજ્ઞાપત્ર પ્રસિધ્ધ થયું હતું તેમાં કેટલાકોએ સમ્મતિ આપી નહોતી અને તેમણે તેનાથી વિરૂધ્ધ પંથ લીધો હતો એ પ્રથમ કહ્યું છે. આ ભિન્ન પંથના લોકો આગાખાન સાહેબને ધર્મગુરૂ તરીકે માનતા નથી. એ લોકો દિવસમાં પાંચ વખત પ્રાર્થના કરે છે. ઇસ્માલી ખોજાઓ કરતાં આ પંથના લોકો વિશેષ સુશિક્ષિત્ છે.

ઇસ્માલી ખોજાઓની સ્ત્રીઓ પડદામાં રહે છે. આ રિવાજ અરબસ્થાન અને ઇરાન તરફથી આવ્યો છે. તે તેમણે કાયમ રાખ્યો છે. આ લોકોનું [illegible] કર્માંતર શિયા પંથ પ્રમાણે ચાલે છે. આ લોકો પોતાને અત્યંત ધર્મનિષ્ઠ કહેવડાવે છે.

ખોજાઓમાં ભગત એ નામનો એક સમ્પ્રદાય છે. તે લોકો બીજા વ્યવહારોમાં અને સામાજીક ચાલચલણમાં ઇસ્માલી ખોજા પ્રમાણેજ હોય છે. પરંતુ તેમનો અન્તરસ્થ મત વેદાંત પ્રમાણે હોય છે. કેટલાકો હિંદુઓના ભાગવત્ આદિ ધર્મગ્રંથોનું પઠન કરે છે, કેટલાક હિંદુ કવિઓના બનાવેલા ધર્મગ્રંથોનાં પદો, ભજનો ગાય છે અને હિંદુ ધર્મનેજ જાણે માનતા હોય તેમ જણાયછે. તેમના ધર્મગ્રંથોમાં પણ જાણે વેદાન્તમત લખેલો માલમ પડે છે.

ખોજા લોકોમાં જુદા જુદા પંથો સ્થાપન કરવાની ઘણી પ્રવૃત્તિ જણાય છે. હજુ પણ એ પ્રવૃત્તિ નષ્ટ થઇ હોય એમ જણાતું નથી. તે ખોજા લોકોના ચારે પંથમાંના લોકો નહીં હોય એવું નથી. આ જાતિના કેટલાક લોકો સ્વેચ્છાચારી મા[illegible] જેલા છે ત્યારે કેટલાકો અત્યંત ધર્મોત્સાહી જણાય છે. થોડાક સુધરેલા લોકોનું એવું સમ[illegible]વું છે કે પુરૂષોના જેટલાજ હકો સ્ત્રીઓને પણ આપવાજ જોઇયે. અને સર્વને ધર્મ સ્વાતંત્ર્ય હોવુંજ જોઇયે. સામાજીક ઉન્નતિ તો થોડાક લોકો ઉપરજ અવલંબન કરી રહી છે.

ખોજા લોકો ઉન્નતિને માટે આગળ પગલાં ભરવા લા[illegible] [illegible]મનામાં શિક્ષણનો પ્રસાર થવા લાગ્યો છે. લોકો વ્યાપાર માટે દુર દેશાવરોમાં જઇને પણ સા[illegible] પૈસા મેળવે છે. હિઝ હાઇનેસ આગાખાન સાહેબ જેવા આગેવાન ગ્રહસ્થ, એ લોકોમાં સુધારણા અને સદ્વિચારનો પ્રસાર થાય તે માટે પ્રયત્ન કરે છે. આગાખાન સાહેબ પોતે[illegible] પાંચ વખત ઇનૉક્યુલેશન કરાવીને ઉદાહરણ બતાવી આપ્યું છે. પરંતુ ખોજા લોકોમાં વિદ્યા, કળા અને નાવન હુન્નરોને પ્રસાર થાય તેવા માર્ગે ચાલવાનું વિશેષ શિખવવું જોઇએ જુવાન છોકરાઓને નીતિને માર્ગે વળતાં અને હદપાર છુટ આપનાર માતાપિતાને [illegible] રહેવાનો બોધ કરવો જોઇયે. સ્ત્રીઓને પણ શિક્ષણ આપવાને તથા નિતિનાં દ્રષ્ટાંતો વંચાવી ઉત્તમ, સદ્ગુણી સ્ત્રીરત્નો થવાને ઉપદેશો કરવા જોઇયે. જેથી એ જ્ઞાતિમાં જેમ પૈસાનું ગૌરવ વધે છે તેમજ સમસ્ત જ્ઞાતિઓમાં નિતિનું ગૌરવ પણ વધી જશે.

# નાયગરા ધોધ,

## દુનિયાં પરનો સર્વોત્કૃષ્ટ દેખાવ.

(લખનાર ઓ. ટી. રાઘવજી ઠક્કર કરાંચી.)

આ સૃષ્ટીપર પરમાત્માએ કેટલાક ચમત્કારીક દેખાવો રચ્યા છે. તેઓમાં સર્વોત્તમ નાયગરા ધોધ Niagara fall છે.

વાંચનારાઓમાના જેમણે આ દેખાવ જોયો નથી અને જોવા જવાનો સંભવ પણ નથી તેઓને માટે જે વાસ્તવિક છે તેનો કાંઈક ખ્યાલ નિચે વાંચ્યાથી થઇ શકશે.

ઉત્તર અમેરિકામાં નાયગરા નામે નદી વહેતી વહેતી સીધી ઉંચી ટેકરીઓને મથાળે આવે છે; ટેકરીઓની ઉંચાઇ ૧૬૦ ફીટ જેટલી છે; ત્યાં નદીનો પટ અર્ધો માઇલ છે. એ ઉંચાઇથી એટલી પહોળાઇમાં નદીનું પાણી નીચે આરસેં ફીટ ઉંડા મોટા ખાડામાં ઝંપ લાવે છે, અને પુષ્કળ ફીણુ ઉત્પન્ન કરે છે. એ ખાડામાંથી પાણી એકાદ માઇલ પર્યંત ભમરા કરતું, પણ ઉછાળા વિના વહે છે, અને પછી જબરી ખીણમાં ધસેછે. એ સાંકળી ખીણ માત્ર ત્રણસેં ફીટ ચોડી છે, અને તેમાં કલાકે ત્રીસ માઇલને વેગે ભારે ગર્જના તથા ફીણુ સહીત એ પડએ ઢાળવાળા ટેકરા રૂપે દોડે છે. પાણીનો મધ્ય ભાગ બાજુએથી ત્રીસ ફીટ ઉંચો રહે છે. ખીણને બીજે છેડે બહુ મોટો ગોળ અને સીધા ખડકોથી ઘેરાયલો ખાડ છે તેમાં ધસી પડી મહા મોટો વમળ બને છે તેમાં ચક્કર ભમર ફરી અંતે ઓંટેરીયો સરોવરમાં ભારે વેગથી નદી પ્રવેશ કરે છે. એક યુરોપિયનની ગણત્રી પ્રમાણે નાયગરાના ધોધમાં દરેક મીનીટે દોઢસો કરોડથી વધારે ઘનફીટ પાણી પડે છે. આ અદભૂત જળ પ્રવાહના વિકાળ બળ અને ગૌરવની કાંઇક ઝાંખી કલ્પના વાંચનારના મનમાં એપરથી આવશે.

પચીસ વરસ પહેલાં આ ધોધના બન્ને કાંઠા સ્ટોરીઆઓને હાથ હતા. ત્યા તેઓ નાયગરા ધોધ જોવા જતા મુસાફરો પાસેથી ફી લેતા હતા. મુસાફર બિચારો નાયગરા ધોધ જુવે તેના ઓછામાં ઓછા પચાસેક રૂ. આપવા પડતા. આ લોકો બીજી રીતથી પણ પૈસા પેદા કરતા હતા. પણ પંદર વર્ષ પહેલાં યુનાઇટેડ સ્ટેટસ અને બ્રીટીશ કેનેડાના રાજ્યોએ નાયગરા નદીની બન્ને કિનારાની ભુમી ખરીદી લઇ એ બધા સ્ટોરીઆઓને ત્યાંથી હાંકી કાઢ્યા. તેથી હવે ધોધ જોવાની જગ્યાએ જવાના સર્વે રસ્તા ખુલ્લા છે. હવે ત્યાં કોઇ પણ મુસાફર જઇ શકેછે અને ફી લેનારૂં કોઇ નથી. કિનારાપરની મેડીઓ તોડી સરકારે ત્યાં બાગ બનાવ્યા છે. જેમાં મરણ થવાનો સંભવ એવા સાહસો પણ કેટલાંક મુર્ખો નાયગરા ધોધ ઉપર કરે છે.

નાયગરા જોવાનો જે કાળ વર્ષમાં સર્વોત્તમ છે, તે વેળા ટોરેન્ટો, ચિકાગો ન્યુયોર્ક, વોશીંગટન આદિ શહેરોમાંથી પુષ્કળ લોકો તે જોવાને માટે આવે છે, તેઓ નાયગરાનું સૌંદર્ય જોવાને આવતા નથી પરંતુ વમળ પ્રવાહના ખળકાની ઉપર દોરડું બાંધી, કોઇ નટી નલ કરે છે તે જોવાને આવે છે.

પૃથ્વી ઉપરના સર્વે દેખાવોમાં નાયગરાનો દેખાવ સર્વોત્કૃષ્ટ અને મહા ભવ્ય છે. કેનેડામાં કદાચિત્ એવી ઠંડી પડે છે કે ધોધનું પાણી ઠરી ઢીમ બની જાય છે.

## ઉપકાર સહિત સ્વીકાર.

**કેલેન્ડર અને બ્લૉટીંગ પેડ**—ભરૂચના શ્રી જ્ઞાનોદય છાપખાનાના માલિક રા. રા. શેઠ ઇચ્છારામ અમૃતલાલ મામલતદારના તરફથી ત્રણ રંગમાં આર્ટ પેપર ઉપર સ્વચ્છતાથી છાપેલું પોષ્ટખાતાની તેમજ ઓરીએન્ટલ વીમા કમ્પનીની માહિતી સાથેનું એક સુંદર પંચાંગ તથા એક સુંદર બ્લોટીંગ પેડ મળી છે.

**નકશા સાથેનું પંચાંગ**—આગ અને જીંદગીની વિમા કમ્પનીઓના પ્રખ્યાત એજન્ટો મેસર્સ જાફર જીસબની કુંપનીના મુંબઇ ખાતેના ટ્રાવેલીંગ એજન્ટ રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા તરફથી ધી મેન્યુફેકચરર્સ લાઇફ ઇન્સ્યુરન્સ કું. તરફનું બ્રીટીશ રાજ્યના રંગીન નકશા સાથેનું કેલેન્ડર મળ્યું છે. મી૦ દોલતરામ મનસુખરામ પંડયા જીંદગી અને આગની વીમા કમ્પનીઓના એક અનુભવી અને પ્રમાણિક એજન્ટ છે. વળી તેઓ પ્રમાણિકપણે મુંબઇમાંથી મંગાવવામાં આવતો દરેક જાતનો દેશી માલ ભાવ કસીને મોકલી આપે છે.

**દેશી જસતનો ખડિયો**—આ ખડિયો તદ્દન દેશી બનાવટનો છે. દેખાવમાં વિલાયતીના જેવોજ છે. વિલાયતથી બની આવતા ખડિયાની કીમત જ્યારે પંદર આના લે છે ત્યારે આ દેશી કારીગરીના પહેલા નમુના રૂપ ખડિયો કીમતમાં પણ લગભગ અડધો અડધ સસ્તો એટલે આઠ આને એક મળી શકે છે. હિંદુસ્તાનની બનેલી વસ્તુઓને ઉત્તેજન આપવાથી આપણો હુન્નરમાં પડી ભાગેલો દેશ આબાદ થઇ શકશે. અને તેટલાજ માટે અમે અમારા પ્રત્યેક વાંચનાર ગ્રહસ્થને ભલામણ કરીએ છીયે કે તેના **સોલ એજંટ મેસર્સ મણીલાલ ત્રિવેદી એન્ડ બ્રધર્સને** ખાસ ઉત્તેજન આપવું. આ કમ્પનીને દેશી સ્ટેશનરી પુરી પાડવાનો નવો ઉદ્યોગ હાથ ધરવા માટે ધન્યવાદ આપવો ઘટે છે. હિંદુસ્તાનની પ્રજા જ્યારે પરદેશથી આવતા માલને નહિં ખરીદતાં સ્વદેશમાં બનેલો માલ ખરિદવા માંડશે ત્યારથી હિંદુસ્તાનની રિદ્ધિ સિદ્ધિનો અસ્ત પામેલો સૂર્ય ઉદયાચળ ઉપર પ્રકાશ કરી રહેશે.*

## પુસ્તકો.

**ધી કમરશીયલ કેલેન્ડર** યાને હિન્દી વેપારી પંચાંગ—અંગ્રેજી અને ગુજરાતી બન્ને ભાષાનાં બે પુસ્તકો શેઠ ઘેલાભાઈ લીલાધરની કું. આગના વીમાના એજન્ટો તરફથી મળ્યાંછે. આ વેપારી પંચાગો દરેકે દરેક વેપારીઓ બહુ ઉપયોગી થઇ પડે એટલા માટે એમાં બાર મહિનાના પંચાંગ ઉપરાંત પોષ્ટ ખાતાની દરેક ઉપયોગી બાબતો, સુર્યોદયના વખતનો કોઠો, દુનીયાના જુદા જુદા ભાગો ઉપરનો વખત જાણવાનો કોઠો, પૌંડના રૂપિયા માલમ પડે એવાં કોષ્ટકો, પગાર અને વ્યાજ જણાય તેવા કોઠા, હિંદુસ્તાનની મીલોનું, પ્રેસોનું અને જીનીંગ ફેકટરીઓનું લીસ્ટ, દેશી રાજ કર્તાઓનાં નામો, તેમજ મુંબઇ શેહેરમાં ચાલતી ભાડાની ગાડીઓ, ટ્રામ, બોટોના, દર જાણવાની બહુ ઉપયોગી બાબતોનું લીસ્ટ આપવામાં આવ્યુંછે. આ અંગ્રેજી અને ગુજરાતી પંચાગો દરેક વેપારીઓને માટે બહુ ઉપયોગી છે. મ્હોટા દળદાર ગ્રંથની કીમત ફક્ત રૂ ૧-૦-૦ જુજ છે. શેઠ ઘેલાભાઇ લીલાધરની કું. તરફથી આવું ઉપયોગી પંચાંગ પ્રકટ થવાથી ગુજરાતી સાહિત્યમાં પણ એક જાતનો વધારો થાય છે.

* મેસર્સ મણીલાલ ત્રિવેદી એન્ડ બ્રધર્સ ઠે. કાલાંવાડી-કૃષ્ણબાગ મુંબઇ.

**૧ સંસાર યાત્રા**—રા. રા. સોમાલાલ મંગળભાઇ એડિટર ગુજરાતિપંચ અમદાવાદ **૨ રસિક ચંદ્ર** ભાગ ૨ જો. રા. રા. અમરતલાલ ખુશાલદાસ મ્હેતા. મુંબઇ **૩ ઇશાવાસ્યોપનિષદ્** તથા **રૂદ્રસ્વાહાકાર**-શાસ્ત્રીજી દુર્ગાશંકર ઉમાશંકર શર્મા મુદ્રીકર વાલકેશ્વર-મુંબઇ. **૪ શ્રી બ્રહ્મર્ષિ બાવની** તથા **૫ શ્રી પિતાંબર પુષ્પાંજલિ**-બ્રહ્મર્ષિ શ્રી પ્રભાકર વિ. પ્રધાન શર્મા. મુંબઇ **૬ શ્રી સનાતન ધર્મ ભાસ્કર**-બ્રહ્મચારી શ્રી પૂર્ણાનંદ સ્વરૂપ મહારાજ લુણાવાડા. **૭ સોનેરી**-**સબક**-રા. રા. કવિ ઇબ્રાહીમ જુશબ વરતેજી મુંબઇ **૮ સેવા ભક્તિ સ્વરૂપ** તથા **૯ નવધા-ભક્તિ સ્વરૂપ વૈશ્યપત્રિકાનો વધારો.** મી૦ ભોગીલાલ વનમાળીદાસ પારેખ અમદાવાદ. **૧૦ મનુષ્ય કર્તવ્ય**-રા. રા. પટેલ ભુખણદાસ ત્રીકમદાસ દોરા. તા. આમોદ. **૧૧ મરિયમ** રા. રા. અમૃતલાલ કેશવલાલ નાયક મુંબઇ. ૧૨ રાજયોગ સામુદ્રિક તથા ૧૩ હસ્ત સંજીવન સામુદ્રિક તથા લઘુ જ્યોતિષદર્પણ રા. રા. જોશી દયારામ ગિરિધરજી મિશ્ર. કચ્છ લખપત બંદરવાળા. ૧૪ વિશ્વવિલાસ-કર્મકાંડ-પ્રથમ ભાગ-રા.રા.અમૃતલાલ જટાશંકર બુટ રાજકોટ.

## મી. અલારખા ચાંદભાઇ ઉમતાવાળાનું ખેદજનક મરણ.

“ભારતજીવન” માસિક પત્રના એક લેખક મી૦ અલારખા ચાંદભાઇ ઉમતાવાળાના ખેદજનક મૃત્યુની નોંધ લેતાં અમને બહુ દીલગીરી ઉત્પન્ન થાય છે. બાલ્યાવસ્થાથી નાટકનાં ધંધામાં પડી જાતિ ઉદ્યોગથી એક લેખક તરીકે વખણાયલા, પોતાના ન્હાનાભાઇઓને પારકી ખિદમતથી હુનર શીખવી ધંધે લગાડનારા અને ઉમતા જેવા છેકેખૂણે પડેલા સાધારણ ગામડામાં જન્મ લઈ મુંબઇ જેવા અગ્રગણ્ય નગરમાં પંકાનાર મુસલમાનને પેટે જન્મ લઇ ગુજરાતી ભાષાનું જ્ઞાન ધરાવનાર, “હીરાનું હરણ” વિગેરે પુસ્તકોના કર્તા, સાંજ વર્તમાન, અખબારે ઇસ્લામ, જ્ઞાનોતેજક જેવા રોજીંદા અને પાક્ષિક તેમજ ભારત જીવન, મુસાફર, સુંદરી સુબોધ, અને સરસ્વતિ સુંગાર જેવા અનેક માસિક પત્રોમાં સારા લેખો લખનાર મી૦ અલારખા પોતાની ભરયુવાવસ્થામાં ગઇ તા૦ ૧૩ મી નવેમ્બર ૧૯૦૫ ને દિવસે પ્રાતઃકાળમાં અકાળ મરણ શરણ થયા છે. અને તે જાણી અમારા વાંચકોને પણ ખેદ થયા વિના રહેશે નહીં.

મરનાર સ્વભાવે નિરાભિમાની, વર્તનમાં સભ્ય, માતા, પિતા, અને ભાઇ બાંધુ પ્રતિ શક્તિ ઉપરાંત ભક્તિ ધરાવનાર, વિદ્યા વ્યસની, મિત્રતાના ભૂખ્યા અને મીર જાતિમાં તેઓ પ્રથમ લેખક હતા. ગુજરાતી, અને હિન્દી ભાષા ઉપરાંત મરાઠીનું પણ તેઓ જ્ઞાન ધરાવતા હતા. હિન્દી ભાષામાંથી ગુજરાતીમાં સારી રીતે ભાષાંતર કરી જાણતા હતા. તેઓને લેખો લખવાનો ઘણો શોખ હતો અને તે માટે તેઓ જુદી જુદી ભાષાનાં માસિકો, પુસ્તકો હમેશાં વાંચતા હતા. તથા લેખો પણ લખતા હતા. “ભારત જીવન” માં “મધુર બાલિકા” નામની ઐતિહાસિક નવલકથા પ્રથમ તેમણેજ લખવાનું શરૂ કર્યું હતું. પરન્તુ એકાદ બે પ્રકરણો લખાયા પછી તેમની પ્રકૃતિ અસ્વસ્થ રહેવાથી આ માસિક પત્રના તંત્રીને તે નવલકથા લખવાની ફરજ પડી. મી૦ અલારખાના મરણથી તેમના સગાં, વ્હાલાં અને ઇષ્ટ મિત્રોને ભારે ખોટ ગઇ છે. જો તેઓની જીવન દોરી લંબાઈ હોતતો ભવિષ્યમાં એક સારો લેખક થઈ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી શકત.

મરનાર પોતાની પાછળ માતા, ભાઇઓ, એક યુવા વિધવા અને બે માસની પૂત્રિ મુકી ગયા છે. પરમાત્મા મરનારના આત્માને શાંતિ આપો !

# ખાનદેશ.

## (ઇતીહાસિક વૃત્તાંત.)

મુંબઇ ઇલાકાના અનેક જીલ્લાઓમાં ખાનદેશ એ એક મોટો જીલ્લોછે. એ જીલ્લાના બે વિભાગ કરવાનો વિચાર આજ કેટલાં વર્ષો થયાં ચાલતો હતો.' પણ તે વિચાર અમલમાં નહી મુકવાનો ઠરાવ થઇ ચુકયોછે. એ ખાનદેશ જીલ્હાનો પ્રાચીન ઇતિહાસ ઘણોજ મનોરંજક છે.

ખાનદેશ જીલ્હાની એક દિશાએ મધ્ય પ્રાંત, બીજી દિશાએ હોલ્કર સંસ્થાન અને ત્રીજી દિશાએ ગુજરાત પ્રાંત આવી રહેલો છે. એ જીલ્લાનુ નામ ખાનદેશ, અકબર-બાદશાહના વખતથીજ છે. આઇને અકબરીનો કર્ત્તા અબુલ ફાઝલ લખે છે કે; અહમદાબાદની સ્થાપના કરનાર દિલ્લીપતિનો એક સરદાર અહમદ નામનો હતો, તે પણ એ જીલ્લાના અધિકારી મલિક નાસિરને 'ખાન' એવો ઇલકાબ આપ્યો હતો; તેઉપરથી તેના તાબાના જીલ્લાનું ખાનદેશ એવુ નામ પડયું, એમ કેટલાક કહે છે તેમાં તેમની મોટી ભુલ છે. મલિકનાસિરને 'ખાન' એવો ખિતાબ મળ્યો તે પહેલાં ઘણા વખત ઉપર પણ તેને ખાનદેશજ કહેતા હતા. દેવગિરીના યાદવ વંશના રાજા દઢપ્રહરને એક પુત્ર હતો. તેનું નામ સેવનચંદ્ર હતું. તે જ્યારે એ પ્રાંતમાં રાજ્ય કરતો હતો. ત્યારે તેને સેવન દેશ કહેતા હતાં. પછી જ્યારે હિંદુઓનું રાજ્ય ગયું અને ખાનોનું અર્થાત્ મુસલમાનોનુ રાજ્ય થયું ત્યારથી તેને ખાનદેશ કહેવા લાગ્યા.

તોરણમાલ અને આશીરગઢ આ બે કિલ્લાઓ સાથે ખાનદેશ પ્રાચીનકાળથીજ ઘણો નિકટનો સંબંધ ધરાવે છે. તોરણમાલનો યુવનાશ્વ નામનો રાજા કૌરવ પાંડવોના યુદ્ધ વખતે હતો એવો મહાભારત અને પુરાણોમાં લેખછે. આશીરગઢ એ અશ્વસ્થામાનું સ્થાન છે. એવું ઘણાં લોકોનું માનવું છે. ખાનદેશ જીલ્લો વિદર્ભરાજાઓના કબજામાં હતો. નાશીક અને અજંટામાંના કેટલાક લેખ ઉપરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે ૨૦૦-૩૦૦ વર્ષ ઉપર ત્યાં કોઇ બુદ્ધધર્મી રાજા રાજ્ય કરતો હતો.

મદ્રાસ ઇલાકાના ગંટુર જીલ્લામાં કૃષ્ણાનદીના તીરપર આવેલા ધરણીકોટ નગરમાં આંધ્રભૃત્ય અથવા શાતવાહન રાજાની રાજ્યધાની હતી. એ રાજાના વંશનો મુલ પુરુષ શિપ્રક હતો. તે સિંદુક અથવા તો શિંશુક નામથી ઓલખાય છે. નાશિક જીલ્લો આંધ્રભૃત્ય રાજાને તાબે હતો. પરંતુ ઇસવીસનના પહેલા સૈકામાં ક્ષત્રય વંશના નહપાન રાજાએ આંધ્રભત્યને હરાવી નાસિક, ખાનદેશ વિગેરે પ્રાંતો હાથ કરી ઠેઠ પૈઠણ સુધી તેને પાછો હઠાવ્યો. આ ક્ષત્રપવંશજ નહપાન રાજાએ ૪૦ વર્ષ રાજ્ય કર્યા પછી આંધ્રભૃત્યે પાછો તેનો કબજો લીધો. ઇ. સ. ના પાંચમાં સૈકા સુધી તેના વંશજોએ ત્યાં રાજ્ય કર્યું.

પછી આ પ્રાંતમાં અહિર લોકોનુ રાજ્ય થયું. આ અહિર રાજાઓના વખતમાં ડુંગરો પર ગઢો બાંધી રાજ્યનું બરાબર રક્ષણ કરવાની વ્યવસ્થા કરી ત્યારપછી વાકાતક નામનો યવન રાજા, ત્યારપછી ચાલુકય અને ત્યારપછી યાદવ રાજાઓ થયા. યાદવ વંશના એક રાજાનો હેમાદ્રિ અથવા હિમાડપંત કરીને એક મંત્રિ થઇ ગયો. તેણે સંસ્કૃતમાં ઘણાં ગ્રંથો લખેલાંછે અને અનેક મંદિરો, તળાવો અને ધર્મશાળાઓ બંધાવેલી છે. તેના બાંધકામોની ખુબી એવી રીતની છે કે સિમિટ ચુનો, છો વિગેરેથી ચણ્યા વિના પથ્થરો એક એક પર બસાડયાછે. તેનું કામ એવું ટકાઉ છે કે આજ સેંકડો વર્ષ થયાં પણ હજી જોવાને તેવાંજ છે. ખાનદેશ, નગર, નાશિક વિગેરે પ્રાંતોમાં આજે પણ હેમાડપંથી મંદિરો ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે

દેવગિરીમાં યાદવવંશી રાજાઓ રાજ્ય કરતા હતા તે વખતે મુસલમાનોએ દક્ષિણમાં ચઢાઇ કરવા માંડી અને મહમદ તઘલખે તેજ વખતે દેવગિરીનું નામ દોલતાબાદ કરી ત્યાં રાજ્યધાની સ્થાપવાનો વિચાર કર્યો હતો. ઈ. સ. ૧૩૫૧માં દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય સ્થાપન થયું. પણ બ્રાહ્મણીવંશના તાબામાં ખાનદેશ જીલ્લો આવી શક્યો નહીં. ખાનદેશનો કેટલોક ભાગ તે વખતે દિલ્હીના બાદશાહને તાબે હતો, ને કેટલાક ભાગમાં નાનાં નાનાં રાજ્યો હતાં. પૂર્વ ભાગ આશીરગઢના રાજાને તાબે હતો અને પશ્ચિમ ભાગ બાગલાણના રાજાને તાબે હતો.

ઇ૦ સ૦ ૧૩૭૦માં ફિરોઝશાહ તઘલખ બાદશાહ એક વખત ગુજરાતમાં શિકારે આવ્યો હતો, તે વખતે ફારૂકી નામના એક અરબે તેની ઘણી સેવા કરી હતી તેથી તેનાપર ખુશી થઈ તેને ગુજરાત અને ખાનદેશની સરહદપર આવેલા થાળનેર ને કરોંદ એ નામના બે ગામ આપ્યાં. ફારૂકીએ ધીરે ધીરે પોતાની સત્તા વધારી અને બાગલાણના રાજાપર સ્વારી કરી તેને દિલ્લીશ્વરને ખંડણી આપતો કર્યો. તે ઉપરથી બાદશાહે ફારૂકીને માલિકરાજા એવો ખિતાબ આપી ખાનદેશનો સુબો નીમ્યો.

આ વખતે ખાનદેશમાં મોટો દુકાળ પડવાથી લોકોની દશા બહુ માઠી થઇ ગઇ હતી. આશીરગઢમાં આસા નામનો એક અહીર રાજા રાજ્ય કરતો હતો. તેની પ્રજાની સ્થિતિ કાંઇ એવી થઈ નહોતી. કારણકે હાલમાં જેમ સરકાર તરફથી નિર્ધનોને મદદ કરવા "રિલીફ વર્કસ" કહાડવામાં આવે છે તેમ આસા રાજાએ કાઢયાં હતાં. આશીરગઢની આસપાસ બાંધેલી એક દિવાલ હજી પણ જોવામાં આવે છે તે તે વખતે આસા રાજાએ બંધાવેલી છે એમ કહેવાય છે.

ફિરોજશાહ તઘલખના મૃત્યુ પછી મલિક રાજા સ્વતંત્ર થયો. તેને માટે એક એવી દંતકથા છે કે, મલિક રાજાનો શેખ જેનુદ્દીન કરીને દોલતાબાદમાં એક ગુરૂ હતો તેણે પોતાના શિષ્યપર એક શેલું મોકલાવ્યું હતું તેમાં એવો ગુણ હતો કે તે શેલું ઓઢનારને યશજ મળવાનો.

સને ૧૩૯૯માં મલિકનું મૃત્યુ થયું. તેના પછી તેનો વડિલ પુત્ર નાસિર ગાદીએ બેઠો. તેણે આશીરગઢના રાજાને વિશ્વાસઘાત કરી ફસાવ્યો. મારાપર આફત આવી છે, માટે મારા જનાનખાનાને આપના કિલ્લામાં રાખી અભયદાન આપી રક્ષણ કરો; એવું કહેણ મોકલી આસા રાજા પાસે અનાથને આશ્રય આપવાના ક્ષત્રિયોના પરમ ધર્મ પ્રમાણે કબુલાત લીધી, અને પાલખીઓમાં પાંચસો હથિયારબંદ સિપાઇઓ બેસાડી મોકલ્યા. આસા રાજા તદનજ અજાણ હતો. તેથી સહેલાઇથી કિલ્લો હસ્તગત કરી રાજાને કેદ કર્યો. પોતાના શિષ્યે આશીરગઢ હસ્તગત કર્યો એ વાત સાંભળી જૈનુદ્દીન નાસિરને અભિવંદન આપવા ગયો. તે મેળાપનું સ્મરણ રાખવાને નાસિરે ગુરૂના નામથી જૈનાબાદ અને તેના ભાઇ શેખબુર્હાણના નામથી બર્હાનપુર તાપી નદીને કિનારે વસાવ્યાં પાછલથી બર્હાનપુર મુસલમાની રાજ્યની રાજધાની થઇ.

ઇ. સ. ૧૬૦૦માં અકબર બાદશાહે ખાનદેશ જીલ્લાને હસ્તગત કરી પોતાના છોકરા દાનિએલને ત્યાંનો સુબેદાર નીમ્યો. ત્યારપછી તે દાન દેશ કહેવાવા લાગ્યો. આઇને અકબરીમાંથી દાન દેશ સંબંધી ઘણી માહીતી મળેછે. તેમાં લખ્યુંછે કે ત્યાંના હવાપાણી સારાંછે, જમીન રસાળ છે. ચોખાનો પાક ઉત્તમ છે, આંબાના ઝાડ પુષ્કળ છે. આ સમયે, બર્હાનપુર, આશીરગઢ, ચોપડે. ટેભુર્ણી, અને એદલાબાદ, પાંચ શહેર પ્રસિધ્ધીમાં હતાં. આ સમયે અહીંથી કપાસ, તલ, ચોખા, અને કાપડ વિગેરે પદાર્થો ઈરાન, તુર્કસ્તાન, અરબસ્થાન, મિસર (ઇજીપ્ત) અને કેટલાક યુરોપના દેશોમાં જતા હતાં.

પછી ૧૭૨૦માં નિઝામઉલ-મુલ્કે ખાનદેશ પ્રાંતને સ્વતંત્ર કર્યો સને ૧૭૬૦માં તે મરાઠાના હાથમાં આવ્યો. તે વખતે એ પ્રાંત કેવી આબાદાનીમાં હતો, તે વિષે ૪ ગ્રેજી ગ્રંથકાર લેખછે કે:-

In 1779 the English first appear as a military power in Khandesh. Col. Goddard on his march from central India to Surat found Khandesh most prosperous. People were most industrious, happy and humane. They did not fly from their village, but voluntarily offered provisions and grain. For 80 miles west of Burhanpur the country was full of villages, fertile, prosperous and well-field.

ઇ. સ. ૧૮૧૮ માં પેશ્વાઇ ગયા પછી એ પ્રાંત અંગ્રેજ સરકારના તાબામાં આવ્યો.

"પંચભ્રાતૃ."

---

એક ન્હાની વાર્તા.

# સારૂં શું ?

---

લખનાર-રા. રા. શા. ધર્મચંદ લાલચંદ માલેગાંવ.

(૧)

**પા**ણીપતના ઘોર સમરાંગણમાં લોદી અને અફગાનોનો સૌભાગ્ય રવિ અસ્ત થયો હતો. મુરલંગનો નાતીઓ બાબર એ ચાંદનીના મેદિની રાયનો, મેવાડના સંગરાણાનો અને બીજા મ્હોટા મ્હોટા વીર પુરૂષોનો પરાભવ કરીને દિલ્લીના તખ્ત ઉપર બેઠો હતો. આ સમયે આખા હિંદુસ્થાનમાં બાબરનો પરાભવ કરે એવો કોઇ પણ વીર રહ્યો ન હતો.

સાંજનો સમય, ઉનાળાને દિવસે યમનાના કિનારા ઉપર હવા ખાવા માટે કેટલાએક માણસ ફરના હતા. તેમાં એક રજપૂત તરૂણ કુમાર પણ હતો. એ કુમાર કાંઇ હવા ખાવા માટે યમુનાના તટ ઉપર આવેલો જણાતો ન હતો. કારણ એના મુખ ઊપર પ્રસન્નતાની છાપ જણાતી ન હતી. જોનારાને ભીતિ લાગે એવી એની ભીમ જેવી મુખમુદ્રા જણાતી હતી. કાંઇ પણ ગહન વિચારમાં ગુંથાયો હોવો જોઇએ. અને તે વિચારમાંજ આમથી તેમ ફેરા ફરતો હતો. એવું તેની ચર્યા પરથી તથા તેના શરિરના વિક્ષેપ ઉપરથી ખુલું જણાઇ આવતું હતું. તે વચમાંજ થોભી આકાશ તરફ જુવે, યમુનાના પ્રવાહ તરફ જુવે, ઘડીમાં જમીન તરફ જુવે અને ઝપ ઝપ પગલાં નાંખતો ચાલવા માંડે, ઘડીમાં એકદમ પાછું ફરીને ક્યાંક બેશે, તેની આંખો અગ્નિ જેવી લાલ થઇ હતી. નાકમાંથી ઉષ્ણ શ્વાસ નિકલતા હતા. ઘડીમાં તે મનથીજ બબડવા લાગ્યો "બાબર ! તારાં ! વરસ ભરાઇ ચુક્યાં ! નીચ ! હરામખોર ! તેં અમારી માતૃ ભુમીનો નાશ કર્યો છે. તારો વધ કરવાથી મને જેટલુ પાપ લાગશે તે પાપનું પ્રાયશ્ચિત હું પોતે ભોગવીશ. પણ આજે તને આ જગતમાં રેહેવા દઇશ નહી ! ત્હારા શરિરના લોહીથી મ્હારી માતૃ ભૂમિનું કલંક ધોઇ નાંખીશ !

ધીમે ધીમે અંધારૂં થતું ચાલ્યું. યમુના નદીમાં આકાશમાંના તારાઓ, પોતાના મિત્રો સાથે જલ ક્રિડા કરવા લાગ્યા. રોહિણી વલ્લભ ચંદ્રમાં પણ સત્વર જળમાં પેઠો. તે રમણીય સમય જોઇને વાયુ હર્ષથી નૃત્ય કરવા લાગ્યો.

તરૂણ રજપૂત હવે તે જગ્યા ઉપરથી ઊઠ્યો. તેણે ચંદ્રમાના પ્રકાશવડે રાજમાર્ગ તરફ લાંબી નજર કરીને જોયું. કમરેથી ગુપ્તપણે રાખેલી કટાર બાહાર કહાડી એટલામાં સામેના દેરામાંથી આરતીના શંખનો ભીષણ નાદ શરૂ થયો. એ નાદથી તરૂણના શરિરમાં વધારે સ્ફુરણ ચડયુ અને તે હવે આમ તેમ ન જોતાં એકદમ રાજમાર્ગ તરફ જવા લાગ્યો. અને દ્રુતગતીથી ચાલવા લાગ્યો.

બાબર દિલ્લીની ગાદી ઉપર બેઠા પછી પોતાના રાજ્યમાં શું પ્રકાર ચાલે છે. એ પોતાની નજરેથી જોવા માટે દરરોજ જુદા જુદા ગુપ્ત પોષાક ધારણ કરીને નગરમાં ભમતો હતો. આપણા રજપૂત તરૂણને એ વાત માલમ હતી. બાબરને તે પુરેપુરો ઓળખતો હતો. બાબરે ગમે તેવો પોષાક ધારણ કર્યો હોય તોપણ તેનું રૂપ અમારા રજપૂત તરૂણ આગળ છુપ્યું રહેતું નહી. તે તેને તેજ વખતે ખોળી કહાડતો અને એજ વિચારથી બાબરને એકલો રસ્તામાં સપડાવીને તેનું ખૂન કરવામાટે એ રજપૂત તરૂણ આજે સઘળી તૈયારીથી બહાર પડયો હતો.

( ૨ )

અરે? આ એટલી શાની ગર્દી છે? આ શું ધીંટાળો ચાલ્યો છે? એ લોક શ્વાસ નાંખતા આટલા વેગથી કઇ તરફ અને કેમ દોડતા જાય છે: કોઇ કોઇ સાથે બોલતું નથી. ભીતિથી સઉના મુખ સૂકાઇ ગયાં છે! જેને જે રસ્તો મળે તેમ દોડે છે. આ શું પ્રકાર છે? "હાથી છુટયો! હાથી હાથી! દોડો–દોડો–" એવો એકદમ ગુમાટો થઇ ઘડીવારમાં એક મદોન્મત હાથી પગ નીચે આવે તે વસ્તૂનો ચુરો કરતો, સામેથી આવતો સઉની નજરે પડયો. હમણાં સુધી જે ગરબડ હતી તેથી આશ્ચર્ય ચકિત થઇને મનન કરતાં સઘળા જ્યાંના ત્યાં થોભ્યા હતા. તેમની ગડબડ શું પૂછવી? કોઇ સામેના ઘરમાં ઘુસવા લાગ્યા, કોઇ ઝાડ ઉપર ચઢવા લાગ્યા; કોઇ કિંકર્તવ્ય મૂઢ થઇને ભમવા લાગ્યા, હાથીના પગ નીચે ચગદાઇ મરતા કરતાં તે અસંખ્ય ગર્દીમાંજ ચગદાઇને કેટલાએક મરી ગયા એવો એકજ પ્રકારનો હાહાકાર થયો.

આપણો તરૂણ રજપૂત પણ આ ગર્દીમાં હતો તેને બાબર–બાબર–બાબર–' એ વગર હજુ સુધી બીજું કાંઇપણ જણાતું ન હતું પરંતુ એ અકલ્પિત્ પ્રકાર નજરે પડતાંજ તરૂણના મન મધ્યેના પૈહેલાંના વિચાર નષ્ટ થઇને લોકોની મેદની તરફ નજર નાંખી જોવા લાગ્યો. એટલામાં કોઇ મ્હોટેથી બોલ્યું "અરે છોકરા દોડ–દોડ."

એક સારો છોકરો હાથીના દોડવાના રસ્તામાં આવ્યો હતો. હાથી હવે તદ્દન પાસે આવ્યો હતો. એક બે પળમાં તે ન્હાનું છોકરું હાથીના પગ નીચે ચગદાયું હોત. છોકરો બીચારો હસતા મુખથી રસ્તામાં રમતો હતો. જગતનાં સુખ દુઃખોથી જુદો રહેલો તે સકુમાર નિર્દોષ છોકરો હાથીની શું બીસાત? તે વધારે હાસ્ય મુખથી હાથી પાસે જવા લાગ્યો.

એક જણ મ્હોટેથી બોલ્યો "તે છોકરો–ખેંચો ખેંચો! હાથી આવ્યો?" બીજો બોલ્યો "તેનું તો મરણ આવ્યું? પ્રત્યક્ષ સળગેલી આગમાં ઝંપાપાત કોણે કરવો? તેની સાથે બીજાએ પોતાનો જીવ ખોવામાં પુણ્ય શું? ભૂષણ શું?"

તોપણ આપણો આ તરૂણ રજપૂત તે છોકરાને રસ્તામાંથી બીજી તરફ લઇ જવા માટે દોડતો હતો. પરંતુ પાસે રહેલા દસ પાંચ જણોએ તેને પકડી ને મ્હોટેથી કહ્યું "અરે મુર્ખ! જાણી જોઇને કાળની દાઢમાં કેમ પડવા જાય છે?" લોકોએ જોયું તે હલાલખોરનું છોકરૂં છે. તેને અડકવું એ પાપ છે?

બીચારો તરૂણ રજપૂત નાઇલાજ થઇને જ્યાંનો ત્યાં રહયો. મૃત્યુના મ્હોમાં પડેલા હલાલખોરનાં છોકરાને પ્રાણદાન આપતી વખતે થનારા સ્પર્શાસ્પર્શના પાપથી તે ડર્યો નહી, એવું કાંઇ ન હતું. કેટલાક અધમોને આવી વખતે હલાલખોરના છોકરાને અડકવું એ પરમ

ઘોર પાપ લાગતું હતું. તેજ નિષ્ઠુર નર પશુઓએ તેને પકડી રાખવાથી આગળ પગનું ભરતાં ફાવ્યું નહીં. અરેરે? શું તે કોમલ બાળક હાથીના પગે મરણ પામશે?

પરંતુ તે બાળક ઉપર પેલા નિષ્ઠુર હૃદયના અધમો જેવો સઉનો મા બાપ જે પરમેશ્વર તે નિષ્ઠુર થયો ન હતો. તેને બચાવવા માટે એટલી ગીર્દીમાંથી પરમેશ્વરે પોતાના એક સુપુત્રને મોકલ્યો? બાણની પેઠે એક માણુસ દોડતો આવીને તે છોકરાને ઉંચકી લઇ બાજુએ થઇ ગયો. આંખ મીચી ઉઘાડાય નહી એટલી વારમાં એ વાત બની એટલામાં હાથી મોરથી ઓરાડતો ચાલ્યો ગયો. કેટલીક વારે ગર્દી ઓછી થઇ. લોકો પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા.

૩

ગર્દી ઓછી થયા પછી અમારો રજપૂત તરૂણ તે છોકરાને જીવનદાન આપનારા વીર પુરૂષ પાસે જઇ તેના પગ ઉપર આલોટવા લાગ્યો. કેટલીક વારથી તે એક સરખી નજરે તે નરશ્રેષ્ટ તરફ જોતો હતો. "આ મહા પુરૂષ કોણ હોવો જોઇએ વારૂ ? એના પોષાક ઉપરથી તદન ભીખારી જણાય છે. પરંતુ મુખ ઉપરનું તેજ છુપાઇ જતું નથી. બીજાનો જીવ બચાવવા માટે પોતાના જીવનું બળીદાન આપવાને તૈયાર થનારો માણુસ આ જગ્યામાં સાંપડવો કઠણ.' આ કોઇ પણ ભાગશાળી માણુસ હોવો જોઇએ ?" વિગેરે વિચારમાં મગ્ન થયેલા આ તરૂણ માણુસે જલદીજ ગુપ્ત પોષાકમાં રહેલા બાબર ને ઓળખ્યો. અને છુપાવેલી કટાર બાબરના હાથમા આપીને તે કાંઇ બોલતો હતો. એટલામાં બાબરે પુછ્યું. "તું કોણ છે? અને આ કટાર મને કેમ આપે છે ? "

રજપુતની આંખો ભરાઇ આવી. કંઠ ગદ્ગદિત્ થયો તે કંપતા અવાજથી બોલ્યો "જહાંપનાહ, આપણા દુશ્મનનો આ કટારથી જીવ લ્યો? આ કટારથી આપણો જીવ લેવા માટે હું આજે આવ્યો હતો. "પરંતુ બીજાનો જીવ લેવા કરતાં બીજાને જીવતદાન આપવું એજ માણુસનું ભુષણ છે. એ મને આપે શીખવ્યું—આ ચંડાળનો જીવ લઇને આપ નિર્ભય થાઓ!"

પોતાનો હેતુ બાબરને સમજાવીને તે તરૂણ પોતાની છાતીમાં કટાર ખોશીને પોતાનો જીવ લેવા માટે બાબરને આગ્રહથી કહેવા લાગ્યો.

તરૂણ રાજપૂતનું કહેવું ધ્યાનમાં આવતાંજ બાબરની આંખો ભરાઇ આવી. તેના હાથમાંથી કટાર ફેંકી દઇ તે તરૂણને છાતી સાથે દબાવી ગદગદિત કંઠે બોલ્યો "ખરૂં ભાઇ ખરૂં ? બીજાનો જીવ લેવા કરતાં તેને જીવતદાન આપવું એજ સારૂં છે. ઠીક તારો જીવ હું લઇ લેઉછું. આજથી તારા ઉપર મારી માલેકી થઇ છે. તું હમેશા મારી સાથે રહેજે. તને હું મારા શરિર સંરક્ષકનો મુખ્ય અમલદાર નીમુછું "

કૃતજ્ઞતાના આંસુથી તે તરૂણના અંતઃકરણમાંનો બાબરનો જીવ હરણ કરવાનો ક્રોધાગ્નિ ઓલાઇ જઇ તે દિવસથી બાબરનો શરિર સંરક્ષક (બોડીગાર્ડ) થઇ રહ્યો.

આ વીર રજપુતની બહાદુરી બાબરને ઘણી વખતે નજરે પડી કેટલીક વખતે પોતાના જીવ ઉપર ઉદાર થઇને તેણે બાબરનો જીવ બચાવ્યો. બાબરની તે ઉપર ઘણી પ્રીતિ થઇ.

* * * *

*જે માણુસ એક દિવસ બાબરનો જીવ લેવા માટે તાકી રહ્યો હતો તે હવે તેજ બાબરનો જીવ બચાવવા માટે પોતાના જીવ ઉપર ઉદાર થઇ પ્રયત્ન કરતો હતો! પ્રિય વાંચકો! તમોજ કહો વારૂ, બીજાનો જીવ લેવો સારો કે બીજાને જીવનદાન આપવું સારૂં? જીવતદાન આપવાથી હજારો આશિર્વાદ મળે છે અને બીજાનો જીવ લેવાથી હજારો ધિક્કાર મળે છે. ત્યારે કહો વારૂં ? **સારૂંશું.?***



રેક જાતના છાપવાના કાગળો, મશીન, પ્રેસો, કટીંગ પ્રેસો તથા લીથ
પત્થરો, છાપવાની દરેક જાતની શાહી વિગેરે જથાબંધ વેચના

# કંટાળાના સઘળા કારણો દૂર

હાલમાં અમોએ તદન સુધરેલી ઢબ મુજબની 'કોમેટ સ્ટાઇલોપેન મંગાવેલી છે, જેઓ એવી બીજી પેનો વાપરી કંટાળી ગયા હોય તેને એક વખત આ પેનની અજમાયસ લેવા ખાસ ભલામણ કરવામાં આવે છે. કારણ અમોએ ઇંગ્લંડના કારખાનાવાળા પાસેથી ગેરંટી લીધી છે કે જે ગળશે નહિ કે અટકશે નહીં.

# ખાસ નવો ફેરફાર.

સ્ત્રીઓ તેમજ પુરૂષોને એક સરખી ઉપયોગી થઇ પડે તેવા હેતુથી નાની અને નાજુક બનાવવામાં આવી છે જે ખીસામાં કે પાકીટમાં વગર હરકતે પડી રહે છે. જેને માટે ઇંગ્લંડમાં એકે ...જે ત્રણ શબ્દો જંચાઇ ચુકયા છે.

...o suit all Hands ]

કીમત ફક્ત રૂ૦ ૧॥ — કોઈ પણ ઠેકાણે કોમેટ પેનનીજ

સુનેરી પટી સાથે રૂ ૨ — માંગણી કરજો.

...દ્વારકાદાસ નારણદાસની કાં. | ગોછવલાલ મોતીલાલ.

...નર સદર બજાર રાજકોટ | હોલસેલ સ્ટેશનર અબદુલ રેહેમાન સ્ટ્રીટ મુબઇ.

...તાર્ડ કો. ક્રીસ્ટમસ તથા નવાં વરસનાં કાર્ડનો મોટો જથો આવી પુગો છે તપાસશો તો ...ી થશે કે અમારા જેવાં ફેશનેબલ કાર્ડ બીજે કદાચજ ભાગ્યે મળી શકશે.

...બહાર ગામના આરડરપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

વેપારીઓને સારૂ કમીશન મળશે.

Widely circulated monthly magazine.

श्री हरिः

# ભારત જીવન.

પુ. ૪. માર્ચ.
અંક ૩. ૧૯૦૬

को धर्मो भूतदया। किं सौख्यमरोगिता जगति ॥
कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः ॥

ભાવાર્થ: ધર્મ કોનું નામ ? પ્રાણી માત્ર ઉપર દયા, સુખ કયું ? જગતમાં કોઇ ઉપર રાગદ્વેષ નહીં તે, સ્નેહ કોનું નામ ? સદાકાળ સર્વે (મનુષ્યો) સાથે સદ્ભાવથી રહે તે અને પાન્ડિત્ય કોનું નામ ? જે (મનુષ્ય) સારાસારને જાણે તે.

મેનેજર

દાદાભાઇ રામચંદ્ર મ્હેતા.

કાલબાદેવી રોડ. મુંબઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૬-૦ પોસ્ટેજ સાથે.

પછી આ દેશની જમીન ધીમે ધીમે તે સોકો સ્વાહા કરી જશે એમાં અજાયબી શું? દયાળુ બ્રીટિશ ગવર્નમેંટ બીચારા જમીનદારોની હાલત સુધારવા કાંઇ બીજો ઉપાય અમલમાં લાવે તો ઘણું સારૂં!

• • •

દક્ષિણ આફ્રિકા ખાતે ઉદ્યોગ માટે જઈ રહેલા હિંદીવાનો માટે પ્રકટ થતાં "ઇન્ડિયન ઓપીનીયન" પત્રના નિઃસ્વાર્થ એડિટર મી. મનસુખલાલ હીરાલાલ નાઝર ગઇ તા૦ ૨૦ મી જાનેવારીએ ફીનિક્સ શેહેરમાં મૃત્યુ પામ્યા છે. તેઓ એક ખરેખરા સ્વદેશાભિમાની અને પોતાના જાતિભાઇઓને પડતાં દુઃખ તરફ દિલસોજી ધરાવી નિઃસ્વાર્થપણે વર્તમાનપત્રમાં લેખો લખતા હતા. આવા એક દેશભક્ત નરરત્નના મૃત્યુના સમાચાર ડરબનમાં પહોંચતાં ત્યાં એક કમીટી ઉભી કરવામાં આવી અને મરનારના શબને છેલ્લું માન આપવાને ઘટતી ગોઠવણ કરવામાં આવી હતી મી. નાઝરના શબને ફીનિક્સથી ડરબન લાવી, પારસી હિંદુ, વિગેરે મલી ૫૦૦ મહસ્થોના સોગિદગાર વચ્ચે અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. મી. નાઝરની સ્વદેશ સેવાની કદર કરનાર આફ્રિકાના હિંદુ ગ્રહસ્થોને ધન્યવાદ ઘટે છે. દરેક મનુષ્યે પોતાના દેશની સેવા કરવી એ જેમ તેમનો ધર્મછે તેમજ તેવા સ્વદેશભક્ત પુરૂષોની કદર કરવી એ પણ મનુષ્યોનો ધર્મજ છે. જેઓ સ્વદેશની સેવા કરેછે તેઓ મૃત્યુ થયા પછી પોતાનું નામ અને કિર્તિ અમર કરી જાય છે. એટલુંજ નહિં પણ ઉછરતી પ્રજામાં દ્રષ્ટાંત સિદ્ધાંત મુકી જાય છે.

• • •

યુવરાજ અને યુવરાની હિંદુસ્તાનનો પ્રવાસ કરી સુખરૂપ વિલાયત ગયાં છે! તેઓ આ દેશની મોજ મઝા ચાખી ઘણો આનંદ મેળવી ગયાં છે. હિંદુસ્થાનની પ્રજાએ તેમને જે માન આપ્યું અને જે હર્ષ બતાવ્યો તે માટે તેઓએ ઘણો સંતોષ બતાવ્યો છે. અને નામઅરાવ લૅાર્ડ મિંટો ઉપર એક પત્ર લખી હિંદી પ્રજાને અને દેશી રાજાઓને કહાવ્યું છે કે: "હું તમોને ભુલીશ નહિં" તેઓએ આ દેશની પ્રજાની કંગાલ સ્થીતિ નજરે જોઇ છે. અને તેથી તેઓને પુરતો ખ્યાલ પણ આવી ગયો છે કે હિંદી પ્રજા ગમે તેમ કંગાલ હોવા છતાં પણ રાજભક્ત છે. રાજ્યભક્તિ એ હિંદી પ્રજાના અંતઃકરણમાં હમેશને માટે જડાયલી છે, પાછલા જુલમી મુસલમાન બાદશાહોના વખતમાં પણ હિંદી પ્રજા પોતાની રાજ્યભક્તિ બતાવવામાં પાછી હટી નથી. તો પછી હમણાં તેજ પ્રજા રાજદ્રોહી થાય એ કદીપણ બને એમ નથી છતાં પણ જ્યારે પ્રજા પોતાની ભક્તિ આટલી હદ સુધી બતાવે છે, ત્યારે રાજાની ફરજ તો એજ છે કે પ્રજા પ્રત્યેનો પોતાનો ધર્મ બજાવવા ચુકવું જોઇતું નથી. હિંદી પ્રજા જેટલી રાજભક્તિ બતાવે છે તેનો બદલો તો એવા ઉત્તમ પ્રકારે મળવો જોઇએ કે જેથી કંગાલ અવસ્થામાંથી તેનો હમેશ માટે છુટકો થાય. મોટે મોટે ઉપકાર માનવાથી કે કાગળનાં ચીથરાં ઉપર ખેતાબો આપવાથી દેશનું દલદર ફિટતું નથી!

• • •

વિલાયતથી આવતી ખાંડ જાનવરનું લોહી અને મનુષ્યનાં મુતરથી સ્વચ્છ કરવામાં આવેછે. અને સેંકડે પાંચથી પચીસ ટકા હાડકાંનું ચુર્ણ ભેળવવામાં આવેછે. અંગ્રેજી વર્તમાન પત્રોમાં આવી મતલબનાં લખાણો બહાર પડવાથી આપણને વિચાર થાય છે કે જો હિંદુ ધર્મમાં

કેટલાક દિવસ એમને એમ પડી રહ્યા પછી ભાવમાં ૧૦૦૦ મણ ઉપર ૪૦ રૂપિયાનો એકદમ ઘટાડો કરવા છતાં પણ તેમાંથી કોઇએ ખરિધ્યું નહિં. ત્યાં દર ત્રણ માસે લગભગ ત્રણ હજાર મણ મીઠું વપરાતું હતું તેને બદલે હમણાં માત્ર ૩૫ મણ વપરાય છે. એ શું બતાવે છે! ધન્ય છે બંગાલીઓ તમને! ધન્ય છે તમારી જનક જનનીને! સ્વદેશ પ્રેમની લાગણી ફેલાવવાનું માન હમણાં તો તમનેજ ઘટે છે!

* * * *

**તારીખ** ૨૭મી ફેબ્રુવારીએ કલકતામાં એક જંગી સભા ભરાઇ હતી. અને સ્વદેશી હિલચાલ માટે વિચારો કરવામાં આવ્યા હતા. સ્વદેશાભિમાનની લાગણી ઓછી ન થાય તે માટે બેંગાલમાં વારંવાર સભાઓ ભરી ઉત્તેજક ભાષણો થયાં કરે છે. આ સભા પણ તેવીજ હતી. પ્રમુખસ્થાને બંગાળાના સિંહ મી. સુરેન્દ્રનાથ બેનરજી હતા. તેમણે હિંદી પ્રધાન મોરલીના ભાષણ ઉપર સખત ટીકા કર્યા પછી સ્વદેશાભિમાન હમેશાં કાયમ રાખવા માટે અસરકારક ભાષણ કર્યું. તે પુરું થયા પછી કેટલાક જુવાનીયાઓએ વિલાયતી માલનો એકજ જથ્થો લાવી સળગાવી દીધો! એક કલાકમાં લગભગ એક હજાર રૂપીઆનો માલ બાળી મુક્યો! તે હોળીની આસપાસ **વંદેમાતરમ્** નું સંગિત ગાવા લાગ્યા. તે માલ બળી રહ્યા પછી તેની રાખોડી જે માંગે તેને આપવામાં આવી હતી!

* * * *

**વંદેમાતરમ્** નો અર્થ "પોતાની સ્વદેશ ભુમિને પ્રણામ" એ થાય છે ત્યારે કેટલાક અંગ્રેજોએ આંખી મારો, એવો અર્થ ઉડાવી કલકતામાં મ્હોટું ધાંધલ મચાવી મુકયું હતું. પરંતુ જેમ જેમ અંગ્રેજોના સમજવામાં તેનો ખરો અર્થ આવેછે તેમતેમ તેઓ જાણી જાય છે કે સ્વદેશપ્રત્યે પ્રેમભાવ રાખવો એ પ્રત્યેક માણસની ફરજ છે. મુરાદાબાદના ડીસ્ટ્રીકટ જડજે **વંદેમાતરમ્** શબ્દો મ્હોટા અક્ષરોમાં ચિતરાવી પોતાના ડ્રોઇંગ રૂમમાં ગોઠવ્યાછે. એનું કારણ તેઓ એમ જણાવે છે કે એ અક્ષરોના સ્હામુ જોવાથી પોતાના દેશ પ્રત્યેની પોતાની ફરજો હમેશાં યાદ રહેછે. પોતાના દેશને ભુલી જવાતો નથી! દરેક અંગ્રેજો **વંદેમાતરમ્** નો અર્થ સત્વર સમજી જાય અને તેને માન આપતાં શિખે અને હિંદુસ્તાનની પ્રજાને પોતાના દેશ પ્રત્યેની ફરજો બજાવતા આડે ન આવે એજ જોવાને આપણે આતુર છીયે.

* * *

**હિંદી** જમીનદારોને ઉપરા છાપરી દુકાળો પડવાને લીધે નાણાંની તંગી પડવા માંડી છે. અને તેથી તેઓની સ્થીતિ ઘણી કફંગી થઇ પડી છે. એમાં કાંઇ પણ શક નથી. પાછલા રાજાઓના સમયમાં, જમીનમાંથી જે પાક થતો તે ઉપર મેહેસુલ લેવામાં આવતું હતું પણ હમણાં તેમ નથી. હમણાં તો નક્કી કરેલા દર પ્રમાણે મેહેસુલ લેવાય છે અને તેથી જમીનદારોને બાપની બોચી પકડીને મેહેસુલ આપવુંજ પડે છે. પછી પાક ગમે તેટલો થાઓ! જો કે કેટલાક વખતથી નામદાર બ્રિટિશ ગવર્નમેંટે પણ પાકના પ્રમાણમાં મેહેસુલ લેવાની ગોઠવણ કરી છે પણ જે ઉપાયો શરૂઆતથી લેવાના હતા તે ઘણીજ લાંબી મુદતે લેવાયાથી જોઇએ તેવું સારૂં પરિણામ આવશે નહિં. હિંદી જમીનદારોની તેવી નબળી હાલત થવાની વાત લંડનના શ્રીમાનોના જાણવામાં આવી છે અને તેઓ તેમને નાણાં ધીરવાની મંડળી ઉભી કરેછે. એ રીતે ધીરાયલાં નાણાં પણ હિંદી જમીનદારો અદા નહિં કરી શકે તો

પછી આ દેશની જમીન ધીમે ધીમે તે લોકો સ્વાહા કરી જશે એમાં અજાયબી શું? દયાળુ બ્રિટિશ ગવર્નમેંટ બીચારા જમીનદારોની હાલત સુધારવા કાંઇ બીજો ઉપાય અમલમાં લાવે તો ઘણું સારૂં!

• • •

દક્ષિણ આફ્રિકા ખાતે ઉધ્યોગ માટે જઈ રહેલા હિંદીવાનો માટે પ્રકટ થતાં "ઇન્ડિયન ઓપીનીયન" પત્રના નિઃસ્વાર્થ એડિટર મી. મનસુખલાલ હીરાલાલ નાઝર ગઇ તા૦ ૨૦ મી જાનેવારીએ ફીનિકસ શેહેરમાં મૃત્યુ પામ્યા છે. તેઓ એક ખરેખરા સ્વદેશાભિમાની અને પોતાના જાતિભાઇઓને પડતાં દુઃખ તરફ દિલસોજી ધરાવી નિઃસ્વાર્થપણે વર્તમાનપત્રમાં લેખો લખતા હતા. આવા એક દેશભકત નરરત્નના મૃત્યુના સમાચાર ડરબનમાં પહોંચતાં ત્યાં એક કમીટી ઉભી કરવામાં આવી અને મરનારના સબને છેલ્લું માન આપવાને ઘટતી ગોઠવણ કરવામાં આવી હતી મી. નાઝરના સબને ફીનિકસથી ડરબન લાવી, ઘણા હિંદુ, વિગેરે મળી ૫૦૦ ગ્રહસ્થોના મોટા સમુદાય વચ્ચે અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. મી. નાઝરની સ્વદેશ સેવાની કદર કરનાર આફ્રિકાના હિંદુ ગ્રહસ્થોને ધન્યવાદ ઘટે છે. દરેક મનુષ્યે પોતાના દેશની સેવા કરવી એ જેમ તેમનો ધર્મછે તેમજ તેવા સ્વદેશભકત પુરૂષોની કદર કરવી એ પણ મનુષ્યોનો ધર્મજ છે. જેઓ સ્વદેશની સેવા કરેછે તેઓ મૃત્યુ થયા પછી પોતાનું નામ અને કિર્તિ અમર કરી જાય છે. એટલુંજ નહિં પણ ઉછરતી પ્રજામાં દ્રષ્ટાંત સિદ્ધાંત મુકી જાય છે.

• • •

યુવરાજ અને યુવરાજ્ઞી હિંદુસ્તાનનો પ્રવાસ કરી સુખરૂપ વિલાયત ગયાં છે! તેઓ આ દેશની મોજ મઝા ચાખી ઘણો આનંદ મેળવી ગયાં છે. હિંદુસ્થાનની પ્રજાએ તેમને જે માન આપ્યું અને જે હર્ષ બતાવ્યો તે માટે તેઓએ ઘણો સંતોષ બતાવ્યો છે. અને વાઇસરોય લૉર્ડ મિંટો ઉપર એક પત્ર લખી હિંદી પ્રજાને અને દેશી રાજાઓને કહાવ્યું છે કે "હું તમોને ભુલીશ નહિં" તેઓએ આ દેશની પ્રજાની કંગાલ સ્થીતિ નજરે જોઇ છે. અને તેથી તેઓને પુરતો ખ્યાલ પણ આવી ગયો છે કે હિંદી પ્રજા ગમે તેમ કંગાલ હોવા છતાં પણ રાજભકત છે. રાજ્યભકિત એ હિંદી પ્રજાના અંતઃકરણમાં હમેશને માટે જડાયલી છે, પાછલા જુલમી મુસલમાન બાદશાહોના વખતમાં પણ હિંદી પ્રજા પોતાની રાજ્યભકિત બતાવવામાં પાછી હઠી નથી. તો પછી હમણાં તેજ પ્રજા રાજદ્રોહી થાય એ કદીપણ બને એમ નથી છતાં પણ જ્યારે પ્રજા પોતાની ભકિત આટલી હદ સુધી બતાવે છે, ત્યારે રાજાની ફરજ તો એજ છે કે તેના પ્રત્યેનો પોતાનો ધર્મ બજાવવા ચુકવું જોઇતું નથી. હિંદી પ્રજા જેટલી રાજભકિત બતાવે છે તેનો બદલો તો એવા ઉત્તમ પ્રકારે મળવો જોઇએ કે જેથી કંગાલ અવસ્થામાંથી તેનો હમેશ માટે છુટકો થાય. મોટે મોટે ઉપકાર માનવાથી કે કાગળનાં ચીથરાં ઉપર ખેતાબો આપવાથી દેશનું દલદર ફિટતું નથી!

• • •

વિલાયતથી આવતી ખાંડ બળદનું લોહી અને મનુષ્યનાં મુતરથી સ્વચ્છ કરવામાં આવેછે. અને સેંકડે પાંચથી પચીસ ટકા હાડકાંનું ચુર્ણ મેળવવામાં આવેછે. અંગ્રેજી વર્તમાન પત્રોમાં આવી મતલબનાં લખાણો બહાર પડવાથી આપણને વિચાર થાય છે કે જે હિંદુ ધર્મમાં

માંસ ભક્ષણનો નિષેધ છે અને જે હિંદુઓ "દયા ધર્મકા મૂલ હૈ" એવું સારી પેઠે જાણેછે તેજ ધર્મવાળાઓને વિલાયતના રહેનારાઓ કપટ જાલથી માંસ ભક્ષણ કરનારા બનાવી રહ્યાછે! બળદ એ ગાયના પુત્રો છે અને ગાય એ હિંદુ શાસ્ત્રોમાં પૂજયનીય પ્રાણી છે. એ સર્વના જાણવામાં છતાં વિલાયતવાસીઓ તેવા પૂજયનીય પ્રાણીનો વધ કરી તેમનાં હાડકાં અને માંસ આપણાં પેટમાં નાંખેછે! વળી તેમ કરીનેજ માત્ર તેઓ અટકતા નથી પણ તેઓ આપણને જણાવીને એવી ધર્મ વિરૂધ્ધ વસ્તુઓ આપણા પેટમાં નાંખેછે એ બેહદ અફસોસકારક છે!

* *

**વિલાયતી** ખાંડ; હાડકાં અને બળદના લોહીથી બનેછે એવું જયારે સર્વત્ર સિધ્ધ થઇ ચુકયુંછે ત્યારે દરેક હિંદુ ધર્મના અનુયાયીઓએ નિર્વિલંબે તે ખાંડનો ત્યાગ કરી દેવો જોઇએ. કલકતા અને દક્ષિણ દેશોમાં "દેશી સાકર" વપરાવા માંડી છે. દેવ મંદિરોમાં અને ન્હાનાં મ્હોટાં જ્ઞાતિ ભોજનોમાં તેમજ ઘરમાં સાધારણ રીતે પણ દેશી ખાંડ વાપરવામાં આવે છે. પરંતુ ગાંડી ગુજરાત તરફ ધર્મ વિરૂદ્ધની પરદેશી ખાંડ-સાકર-નો ત્યાગ કરવામાં આવતો નથી એ મ્હોટા ખેદનો વિષય છે! ગુજરાતીઓ દરેક કામમાં બહુજ પછાત છે. કલકતા અને દક્ષિણમાં સ્વદેશાભિમાનની લાગણી ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહી છે ત્યારે ગુજરાતમાં ઘણી ધીમી છે. પરંતુ ગુજરાતી ભાઇઓ! વકીલ, બેરિસ્ટર સાહેબો! અને જમીનદારો! હજુ પણ ચેતો! હજુ પણ સમય છે! સ્વદેશાભિમાન એજ દેશના ઉદયનું મુળ છે! તમારા ક્ષણિક શોખને માટે પરદેશી વેપારીઓનાં ગજવાં ભરો છો પણ બીજી તરફ તમારા કેટલા દેશી કારીગરો અને તેમનાં બાળકો નિરાધાર થઇ ભુખે મરે છે? આંખ ઉઘાડી જરાક તપાસો! દેશનો ઉદય કરવો એ તમારા હાથમાં છે છતાં શામાટે પાછા પડો છો? હજુ પણ સ્વદેશાભિમાન રાખી સ્વદેશી બનાવટના માલને ઉતેજન આપો!

## ભટ મેવાડા બ્રહ્મસમાજની સ્થાપના.

( ભારતજીવન માટે ખાસ લખનાર-હિ-તેચ્છુ. )

સામ્પ્રત સમયમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ પોત પોતાના હિતાહિતનો વિચાર કરી તેનો અમલ કરી ઉન્નતિના શિખરે પહોંચવાના યત્ન કરી રહ્યા છે. ત્યારે આપણું પણ આજ કર્તવ્ય છે, એમ સમજી ભટ મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિનો સમાજ ફાગણ વદી. ૫ (મત્સ જયંતિ) થી ફાગણ વદી ૮ રવીવાર સુધી ગુજરાતમાં વીજાપુરથી નજીક મધુકરી (મહુડી) ગામે સાબરમતી (કલીગંગા) ના કિનારા ઉપર જ્યાં ખડાયતા વૈષ્ણો તથા બ્રાહ્મણોના ઇષ્ટદેવ વિષ્ણુ ભગવાન શ્રી કોટયર્કરાય મહારાજનું દેવાલય છે તેવા પુન્યશીલ ક્ષેત્રમાં મળ્યો હતો. પહેલા દિવસે નામદાર ગાયકવાડ-સયાજીરાવ મહારાજનો જન્મ દિવસ હોવાથી તે દિવસના આનંદોત્સવમાં ( મહારાજાના પ્રતિનીધી તરીકે ) તાલુકાના વહિવટદાર સાહેબ રા. સા. ભગવાનજી ભાઇ હરીનંદ, રા૦ લલ્લુભાઇ ગીરધરલાલની દરખાસ્તને રા૦ મગનલાલ જીવરામ પુરોહિતે અનુમોદન આપવાથી અધ્યક્ષસ્થાને બીરાજ્યા હતા અને બાકીના દિવસોમાં જયપુર રાજ્યના શ્રીયુત વેદ મુર્તી વેદિયાજી શ્રી જયશંકરજી દેવિદત્તજી અધ્યક્ષસ્થાને બીરાજ્યા હતા. સભાસ્થાન

તથા મંડપ વિગેરેની રચના સુશોભિત કરવામાં આવી હતી. શાસ્ત્રી વર્ગે તેમજ જુદા જુદા સ્થળેથી આવેલા વિદ્વાન ગ્રહસ્થો તથા બીજા ઉત્સાહી ગ્રહસ્થો તરફથી વિવેચન કરવામાં આવ્યા હતાં.

નામદાર મહારાજા સાહેબને વેદમંત્રોથી આશિર્વચન, બ્રાહ્મણોની પ્રાચીન મહત્તા, આધુનિક સ્થીતિમાં કરવા જોઇતા સુધારા, કન્યા વિક્રય, સંસ્કૃત ભાષાની અગત્યતા, જ્ઞાતિ વરા કે તેવા પ્રસંગના બીજા ગેરવ્યાજબી ખરચો, કેળવણી, કન્યાની અછત અને વિક્રય અટકાવવા લેવા જોઇતા ઉપાયો, કુળાભિમાનપણું તજી ભ્રાતૃભાવની વૃદ્ધિ કરવાની જરૂર, રડવા કુટવાથી થતી હાની, સ્ત્રી શિક્ષણની આવશ્યકતા વગેરે ઉપર વિવેચન થયા બાદ નીચે પ્રમાણે ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યા હતા.

ઠરાવ ૧ લો—આપણી જ્ઞાતિમા કોઇએ કન્યા વિક્રય કરવો નહી.

ઠરાવ ૨ જો—કન્યા વિક્રય વધવાનાં કારણો તરફ દ્રષ્ટિ કરતાં આ સમૂહની કન્યાઓ બીજે સ્થળે આપવામા આવે છે અને બીજા લેનાર લોકો મિથ્યા કુળાભિમાનને લઇને આ સમુદાયમા કન્યા આપતા નથી તે ખોટને લીધે કન્યાની અછત પડવાથી વિક્રય વધતો જતો માલુમ પડે છે. માટે એ કુ કુળાભિમાન નહી રાખતાં સરવે એક સરખા છીએ એમ સમજી જે લોકો કન્યાની આપ લે આ સમુદાયમા કરવા ખુશી હોય તેમનેજ કન્યા (સમુદાયમાં) આપવી. આ ઠરાવ કરવાના હેતુ માત્ર કન્યાવિક્રય અટકાવવાની ખાતર ઘણી દીલગીરીની સાથે નાઇલાજે નાછુટકે સાડકતરી રીતે કરવો પડ્યો છે.

ઠરાવ ૩ જો—કન્યાદાન કરવાના ખર્ચને પહોંચી નહીં વળવાથી નિરૂપાયે કેટલાક વિક્રય કરે છે તો તેવા પ્રસંગે ખર્ચ પુરતી રકમ ભંડોળમાંથી આપવી.

ઠરાવ ૪ થો—આપણી જાતિ કેળવણીમા પછાત હોવાથી ચડતી જાતની સંસારિક તેમજ ધાર્મિક કેળવણી આપવા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વૃત્તિ આપવી.

ઠરાવ ૫ મો—ઉપરનો હેતુ પાર પાડવામાં નાણાં સંબંધી જે ભંડોળ સ્થાપવામાં આવ્યું છે તેમાં નાણાંની વૃદ્ધિ કરવા, તેમ હેતુ પાર પાડવા યોગ્ય લાગે તેમ કરવું.

ઠરાવ ૬ ઠો—મરણ પ્રસંગ ઉપર રડવા કુટવાના તથા લગ્ન પ્રસંગે બિભત્સ ગીત ગાવાના રીવાજો સદંતર બંધ કરવામાં આવ્યા છે.

ઠરાવ ૭ મો—આધુનિક તથા સ્ત્રી કેળવણી સંબંધી પાઠશાળાઓ સ્થાપવી તેમાં કન્યાઓને સાધારણ ગુજરાતી જ્ઞાન થવા ઉપરાંત ધાર્મિક જ્ઞાન આપવું.

ઠરાવ ૮ મો—ભોજનની ઉચ્ચ નિચ ભાવનામા શાસ્ત્રદ્વારાએ તપાસ કરતાં કોઇ પ્રકારની ઉંચ નિચતા જણાતી નથી. અને હાલ જે મિથ્યા કુળાભિમાનપણું રાખવામાં આવે છે તે શાસ્ત્રસમ્મત નથી માટે તેની ભોજનમાં ભિન્નતા રાખવી નહીં.

ઠરાવ ૯ મો—આ સમાજ નામદાર ગાયકવાડ માહારાજાના રાજ્યમાં તેમજ તે નામદારના જન્મ દીવસે કુદરતે પ્રસંગેપીજ મળી છે માટે આ માંગલિક દીવસે દરસાલ આ સમાજ ભરવાની તિથી મુકરર કરવામાં આવે છે તેમજ સમાજ તરફથી નામદાર મહારાજા સાહેબને મુબારકબાદી (આશીર્વચન) નો તાર કરવો.

ઉપર પ્રમાણે ઠરાવ કર્યા તે સર્વાનુમતે પસાર થયા. અને તેની નીચે સહીઓ હાજર રહેલા સઘળાઓએ કરી હતી. બાદ તાલુકાના મે. રાવસાહેબ વહિવટદાર સાહેબે આ સમાજના કાર્યને જે અંતઃકરણ પૂર્વક સહાયતા આપી છે. તેમજ જીંદગી સુધીના આ સમાજના મેમ્બર થયા છે તેને માટે સમાજ તરફથી ઉપકાર માનવામાં આવ્યો હતો. અને આ સમાજની સ્થાપના તેઓશ્રીના મુબારક હસ્તે થવાથી તેઓશ્રીને આ સમાજના પીતા તરીકે માનવામાં આવ્યા છે. તેમ અહીંના શેઠ કાળીદાસ માનચંદ જો કે શ્રાવક છે પરંતુ આ કાર્યને અંતઃકરણ પુર્વક મદદ કરી સમાજનો એક દીવસનો ખર્ચ આપ્યો છે તથા અહીંના શ્રી કોટયર્કરાય મહારાજના મંદિરના આચાર્યશ્રી અમૃતલાલભાઇએ આ સમાજને એક દીવસ આમંત્રણ કરી ભોજન આપ્યું હતું, તથા આ સમાજની સ્થાપના કરવામાં મુંબઇના રા. રા. મગનલાલ જીવરામ પુરોહિત તથા રા. કૃષ્ણારામ હરીરામ વગેરેએ અંતઃકરણપૂર્વક આગેવાનીનો ભાગ લીધો છે. તથા અહીં સમાજ મેળવવામાં વિજાપુરના એકડાના અગ્રેસરો તથા રા. પુરસોતમભાઇ લલ્લુરામ તથા રાજેશ્રી પ્રભુરામ જેઠારામ તથા છગનલાલ હીંમતરામ તથા મગનલાલ ખુશાલરામે જેજે મહેનત લીધી છે તે સર્વેના આ સમાજ તરફથી ઉપકાર માનવામાં આવ્યો હતો. બાદ કેટલાક ગૃહસ્થો તરફથી તેજ વખત નાણાં સંબંધી રકમો ભરવામાં આવી હતી. જે આશરે રૂ. ૬૦૦૦) ની થઇ હતી. તથા તેજ વખતે કેટલાક તરફથી કૃષ્ણાર્પણ વેવિશાળ કરવામાં આવ્યાં હતાં, તથા દાવડ ગામમાં કન્યાશાળા તથા આહનિક પાઠશાળા સ્થાપન કરવા નકી કરવામાં આવ્યું હતું. બાદ વિજાપુરના બારોટ કવિ ચતુર્ભુજભાઇ તથા રાજ્યના માન્યકારી રામપ્રતાપભાઇની વિનંતી ઉપરથી આ સમાજની બીજી બેઠક વિજાપુર મુકામે ભરવા ઠરાવ કરવામાં આવ્યો હતો. તથા તેમનો ઉપકાર માનવામાં આવ્યો. બહારગામથી આવેલા શાસ્ત્રીવર્ય કૃપાશંકરભાઇ સુરત સંસ્કૃત શાળાના મુખ્ય શાસ્ત્રી તથા શાસ્ત્રીજી ભાઇશંકરભાઇ તથા શાસ્ત્રી અમથાલાલભાઇ નડીઆદવાળા વગેરે તરફથી જે શાસ્ત્રદ્વારા ઉપદેશ કરવામાં આવ્યો તે બદલ તેમનો આભાર માનવામાં આવ્યો હતો બાદ સભાનું કાર્ય નિર્વીઘ્ને પરિપૂર્ણ થવાથી હાજર રહેલા વિદ્વાન વર્ગે, વેદ મંત્રોથી ઇશ્વર સ્તુતિ કરી હતી. અને પ્રમુખ શ્રી તથા મે. વહિવટદાર સાહેબનો આભાર માની પ્રમુખ સાહેબ તેમજ સભા મંડળમાં હાર તોરા તથા અત્તર ગુલાબ આપવામાં આવ્યાં હતાં. કાર્યની પરીપુર્ણતા થવાથી હરહર મહાદેવ અને ઇષ્ટદેવ એકલીંગજી મહારાજકી જય વિગેરે આનંદના ઉચ્ચારોની ગર્જના કરતો બ્રહ્મસમાજ વિસરજન થયો હતો.

જલદી વાંચો અને ખરીદો. થોડી નકલો છે.

# વૈદક ટુચકા સંગ્રહ.

આ અતિ ઉપયોગી પુસ્તક નામદાર સર દીનશાજી માણેકજી પીટીટ. બારોનેટે છપાવી બહાર પાડેલુ તેની ત્રીજી આવૃતી થવા પામી છે આ ચોપડીની બે આવૃતી ખપી ગયા પછી તેની એટલી તો માંગણી થઇ કે, કેટલાક ગૃહસ્થોએ તેની કીંમત કરતાં બેવડા પૈસા આપી મેળવવાની અગત્ય જોઈ હતી. તેનીમૂળ કીંમત ૨ રૂ) હતી તે કરતાં ઓછી કીમતે છપાવી પરમાર્થે વેચવા, ફરમાવ્યાથી તેની કીમત માત્ર ૨ ૧ાા પોસ્ટેજ જુદુ મરહુમ સર દીનશાજી પીટીટે લગભગ ચાલીસ વરસનો જે ભારે શ્રમ વેઠી દરેક રોગો ઉપર; સાધારણ લાગુ પડે એવા ટુચકાઓ મોટા મોટા ડાકટરો હકીમો તથા દેશી વૈદો પાસે હજારો રૂપિયા ખરચીને પણ મેળવ્યા હતા, એટલુજ નહી પણ તેના સેકડો અખતરા કરી તે. ફતેહમંદ નીવડયા પછી દેશી વૈદુ કેટલુ અકસીર છે. તથા અંગ્રેજી દવામાં વધારે પૈસા ન જાય એ હેતુથી લોક કલ્યાણ અર્થેજ આ પુસ્તક છપાવી બહાર પાડયુ છે. એ પુસ્તકમાં ઘણા ઘણા રોગોના ઘણાં ટુચકા છે. દરેક ટુચકા ૨૦ થી ૨૫ છે અને એ બધા અજમાવેલા છે. આ પુસ્તક વિષે મુંબઇના નામાંકિત ડાકટરો સર ભાલચંદ્ર ક્રિષ્ણ તથા ડા. એમ. જી. દેશમુખ તથા ડા. પોપટ પ્રભુરામ તથા ડા. અગ્રેશર પેસનનજી કામા વૈદરાજ પ્રભુરામ જીવણરામ વૈદરાજ જટાશંકર લીલાધર વિગેરેના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. આ પુસ્તક દરેક કુટુંબને રાખવા લાયક છે. તાકીદે ખરીદો થોડીજ નકલ બાકી છે.

જુદી જુદી જાતમાં ૧૨૨ રોગો તથા લગભગ એક હજાર ઉપર સેહેલા પ્રયોગો ટુચકા સમાવવામાં આવેલા છે, અને તે દરેક અજમાવી ફતેમંદ નીવડયા પછીજ આ પુસ્તકમાં સામેલ કરેલા છે. તથા સેકડો જણને મહાભારત દરદમાંથી, મુક્ત કીધા છે. જેનો પુરાવો માન સખી ધરમાતુ નર સર દીનશાજીએ પુસ્તક પ્રગટ કર્યું તેનો ઉમદા હેતુ શું હોય તેજ છે, હજુપણ આ દવાઓએ અમીરી કુટુંબમાં વપરાય છે કીમત રૂા. ૧-૮ ૦ પોસ્ટેજ જુદું.

---

# રતિશાસ્ત્ર યાને કોકવિધ્યા.

## હમણાંજ છપાઈ બહાર પડયું છે. પાછળથી મળશે નહિ.

પ્રત્યેક ગુજરાતી જાણનાર ગૃહસ્થે અવસ્ય એક એક પુસ્તક રાખવું જરરનું છે. સેંકડો વર્ષ થયાં ગુજરાતી પ્રજા જે પુસ્તક માટે શોધ કરી રહી હતી તેજ પુસ્તક ઘણી મેહેનતે બહાર પાડયું છે. મુલ્ય આ માસિકના ગ્રાહકોને રૂા. ૨-૪-૦ પોસ્ટેજ સાથે.

દાદાભાઇ રામચંદ્ર મ્હેતા. મેનેજર ભારત જીવન-મુંબઇ.

# वंदे मातरम्।

## Hail Mother!

*નમિયે માતૃ ભૂમિ સદૈવ તને, (૨)
સુજલવતિ મા, સુફલવતિ મા, મલય શીતલ શસ્યવતિ માં,
શુભ્રજ્યોત્સ્નાપુલકિતે ! નમિયે-૧

પુલ્લ કુસુમિત, દ્રુમ દલ શોભિત, સુહાસિનીમ્ સુભાષિણીમ્,
સુખ દાયક, બિરદ દાયક, ગૌરવાન્વિત ગૌરિકે;-
ત્રિંશત્ કોટિ કંઠ કલકલે, દ્વિત્રિંશત્ કોટિ હસ્ત ખડ્ગે,
તદપિ અબલા જન કથિતે, તારિણી બલ ધારિણી મા,
રિપુદલસંહારિણી મા, અતુલ શક્તિ કારિણી મા,
નમિયે નમિયે નમિયે-નમિયે-૨

ધર્મ તુંમા, કર્મ તું મા, તુંહી વિદ્યા, મર્મ તું મા; હૃદય તું મા, પ્રાણ તું મા,
તુંહી ગુણ નિધિ ઋદ્ધિ સિદ્ધિ, તુંહી માતા બાહુ શક્તિ,
તુંહી માતા ! મનઃભક્તિ, પ્રતિ ગૃહે, મંદિરે, અંતરે, ભીતરે,
ઓજસ મૂર્તિ સ્થાપિયે-નમિયે-૩

તુંહી દુર્ગા દશભુજે મા, દુષ્ટ રિપુદલપદદલે મા,
વિમલ વાણી રસ ભરે મા, કમળી અમ કમલે ઠરે મા,
નમિયે, નમિયે, અમલે, અચલે, સુજલે, સુફલે-નમિયે-૪

શ્યામલે, સરલે, સુસ્મિતે, નવનિધિ વિભવભૂષિતે,
જય જય જય દેવિ સબલે, ધરણી, ભરણી, આર્ય માતે!
વંદિયે, વંદિયે, વંદિયે-નમિયે-૫

**ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.**

*-નમામિ મહિષાસુર મર્દિની- આ રાગના અસલ બંધારણમાં સહજ ફેરફાર કર્યો છે.

# वन्दे मातरम्.

## વંદું માતા! સદા તને.

રૂચિરા.

સુજલશાલિની ફલદ્રૂપ ને મલયજ-શીતલ શશિવદને;
શસ્યેં શ્યામલા શુભ્ર જ્યોત્સ્ના પુલકિત વિભાવરીયુત ને;
ફુલ્લ કુસુમ દ્રુમ દલથી શોભિત, સુહાસિની મધુવક્ત્રિ! મને;—
સુખદા વરદા થાતી તેથી, વંદુ માતા! સદા તને!— ૧.

સપ્ત કોટિ કંઠના ભયંકર કલકલનિનાદવાળી તું;
દ્વિસપ્ત કોટી કરમાં તેં કરવાલ ધરી, બળવાળી તું;
અબલા કહેતા ભલે કાનરો, સબળા તું ભાસે મુજને;
બહુ બલ ધારિણિ! સદૈવ તારિણિ! વંદું માતા! સદા તને.— ૨.

શત્રુ સૈન્ય સંહારિણિ માતા! તુ વિદ્યા તું ધર્મ મહા;
હૃદય તુજ ને મર્મ તુજ, આ શરીરમાં તું જીવ અહા;
બાહુની જે સત્ય શક્તિ તે, તુંજ, વર્ણુંતું શું કથને?
ભક્તિ યોગ્ય તું એકજ તેથી, વંદુ માતા! સદા તને.— ૩.

મંદિર મંદિર માંડી તેમજ, હૃદય મંદિરે પણ સ્થાપી;
તારી પ્રતિમા પૂજા માટે, નાખ સર્વે પાપો કાપી;
દુર્ગા દશ પ્રહરણધારિણી, સંહારી સઘળા અઘને;
વાણી, વિદ્યા આપે મારે, વંદું માતા! સદા તને.— ૪.

કમલ પત્રની વિહારિણી તું, કમલા અમલા અતુલા છે;
સુસ્મિત ભૂષિત ધરણી, ભરણી, તથા શ્યામલા સરલા છે;
તારા માટે પ્રાણ અર્પિને, કરી નામના વીરજને;
સ્વતંત્રતાની પૂર્ણ ભોગિની, વંદુ માતા! સદા તને— ૫.

ઠક્કુર નારાયણદાસ વિસનજી ચતુર્ભુજ.

# શ્રી બ્રહ્મબોધ બાવની.

રચનારઃ–શ્રીયુત્ પ્રેમજી જાફરભાઇ વૈદ્ય, લાખાપુરવાળા.

(પુસ્તક ત્રીજાના અંક ૮ ને પાને ૨૦૯ થી ચાલુ.)

### લલિત છંદ.

સમજ માનવી, જ્ઞાનચિત્તમાં, મગન શું થયો દાર વિત્તમાં;
જગત્ આલમાં શુ ફસી મરે, કર ગુરૂ હવે, અર્થ તો સરે. ૧૨

### તોટક છંદ.

નહિ રાગ રહે મન શાંત રહે, યદી બ્રહ્મ વિરાગ વિચારી લહે,
સુખ છે નિરુપાધિક મોક્ષવિષે, તુજ દુઃખ જશે નહિ બંધ વિષે. ૧૩

### શિખરિણી છંદ.

લઉંને આપું શું, હ્ય મુજવિના વસ્તુ કઇ છે,
નમું યાચું કેને, રુપ મમવિના અન્ય નહિ છે;
કઇ વસ્તુ ત્યાગી, ગ્રહણ કરવી છે .મમવિષે,
નથી હું તું સંજ્ઞા, પરમપદમાં નૈ ભય દિશે. ૧૪

### ઝૂલણા છંદ.

ફરનાર જીવ નિરોધ થા, ઉલટું ફરી નિજ ખોજ,
મન ચક્રમાં ગુરુ મૂર્તિને, પધરાવી જો દરરોજ;
મન પ્રાણ ચિત્ત અભેદમાં, સત્ રૂપ ધાર તનેજ, .
ગુરુ તું અભેદ વિચાર તું, તુજમાં વિલોકિ મનેજ. ૧૫

### મદિરા છંદ.

બુદ્ધિ બહાર અગમ્ય અગોચર, વાણિ વિલક્ષણ મૌનજ છું;
ધ્યાન ન જાય વિચાર વિરાય, ન વાદ વિવાદ પરાયણ છું,
વિશ્વ ન પાસ ન ભોગ વિલાસ, ન ચિત્ત વિકાસ અજાયબ છું,
એમ વિચારથી જીવ મને, શિવ તું બની રે' નટ હું વર છું. ૧૬

### ભુજંગી છંદ.

બહારે વિલાયો સરૂપી અરૂપી, સદો–દીત એ અંતરે તેમ રૂપી;
નથી તે જ છે એમ ભાસે અખંડી, વિનાશી દિસે તે વિના વસ્તુ ઠંડી, ૧૭

### ચંદ્ર ક્રીડા. છંદ.

અકામી વિરામી અખામી" નહામી અધામી ન નામી,
અરે છું ખરે છું સ્થલે છું નરો હું જૅ સ્વામી,
વિચારે વિવેક વિગેરે વિલાસે ઉરે જો તપાસી,
નથી તું નથી પ્રાણિયાં હું અને તુંજ તે હું પ્રકાશી. ૧૮

હૃદયમાં ઘણા દિવસથી રૂપ અને ગુણમાં સમાન હોય એવા રાજકુમારને પરણવાની જે જીજ્ઞાસા હતી તેનો એક ભાગ આજે સમ્પુર્ણ થયો. કર્મદેવીના હૃદયને સાધુના રૂપ ગુણે આનંદના સાગરમાં ભિંજાવી મુક્યું. પરંતુ બીજી તરફ રાઠોડ વંશીય મંદોરના રાજકુમાર અરણ્યકમળ સાથે કર્મદેવીનો વિવાહ નક્કી થઇ ચુકયો હતો. રાજા માણિકરાવે અરણ્યકમળ સાથે કર્મદેવીનાં લગ્નનો નિશ્ચય કર્યો હતો. પરંતુ કર્મદેવીના હૃદયે તે સંયોગ કબુલ કર્યો નહોતો. પુંગલ રાજકુમારની અનુપમ વીરતા અને સાહસની ખ્યાતિ તેણે સાંભળી હતી પરંતુ આજે તે વીર શિરોમણીની વીરતાને પ્રકટ કરનાર અદ્વિતીય દૃઢતાનો વિશેષ પરિચય થયો. વીરબાળા કર્મદેવીએ વીરતાની કીર્તિનું અપમાન ન કર્યું. અરણ્યકમળને હૃદયમાં સ્થાન ન આપતાં, શ્રેષ્ઠ વીર રાજકુમાર સાધુને હૃદયના ઉંડા સ્નેહ સદનમાં ઉતરી જવા દીધો. અને તેની સાથેજ લગ્ન કરવાનું પ્રણ કર્યું.

આ ગુપ્ત વાત સાધુને કાને આવી પહોંચી. "એક રાજપૂત રાજકુમારી વીરશ્રીની અર્ધાંગના થવા ચ્હાય છે. રણસંગ્રામમાં બ્હીકણ અને નામર્દ જેવું દ્રષ્ય બતાવનાર સાથે લગ્ન કરવા કરતાં ઊછળતી નદીનાં જળમાં આત્મઘાત કરવો ઉચિત છે." આવા શબ્દો સાંભળી સાધુએ પણ રાજકુમારી કર્મદેવીની માંગણી સ્વિકારી લીધી. રાજકુમાર અરણ્ય કમળના ભયથી તેના હૃદયમાં જરાપણ ગભરાટ થયો નહીં. સાધુએ તો પોતાના સાહસ અને બાહુબળના વિશ્વાસ ઉપર દૃઢ રહીને તે લાવણ્યમયી કામિનીના કોમળ કરકમળને સ્વિકારવાનું કબુલ કર્યું. આ વાત જ્યારે રાજા માણિકરાવે સાંભળી ત્યારે તેણે પણ અતિ પ્રસન્નતા બતાવી અને લગ્નનો દિવસ નક્કી કરી, અરિન્તનગરમાંજ શ્રેષ્ઠ કન્યા કર્મદેવી, રાજકુમાર સાધુને અર્પણ કરી દીધી. વાટિકાની નવિન કોમળ લતિકાએ યૌવન પૂર્ણ કદમ્બવૃક્ષના ભુજપાસમાં આશ્રય લઇ પોતાના શરિરની શોભાના ગૌરવને વધાર્યું.

આ લગ્ન થવાથી અરણ્ય કમળના હૃદય ઉપર વજ્રપ્રહાર જેટલું દુઃખ થયું. તેના હતાશ હૃદયમાંથી આશાનું આનંદદાયક દ્રષ્ય અંતર્ધાન થઇ ગયું! જે નવયૌવન ચંદ્રિકા તેના હૃદયાકાશમાં સુખ, શાંતિ અને પ્રીતિનું રાજ્ય ફેલાવી રહી હતી તે અચાનક કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગઇ! અરણ્યકમળ, શસ્ત્રપરિચાલનથી પોતાનાં હૃદયને શાન્ત કરવા માટે અધિર થઇ ગયો. આશાના સુખકર દૃશ્યને સ્થાને—મોહિની કલ્પનાના અનન્ત ઉત્સવમય રાજ્યને સ્થાને—રાજકુમાર અરણ્યકમળ, સાધુને હિંસાની તીવ્ર હલાહલ ભરી વિકટ મૂર્તિ જોવા લાગ્યો. જે કર્મદેવીને પ્રેમ પૂર્વક, હૃદયમાં પ્રતિષ્ઠા કરી અનન્ત સુખનો અનુભવ લેવા ચ્હાતો હતો તેને પણ હવે શત્રુની પેઠે જોવા લાગ્યો. જે કર્મદેવીની સુંદર મૂર્તિને નેત્રો સ્હામુ દેવી સમાન-પ્રેમભાવથી-જોતો હતો તેનેજ તે અનંત કાળની વૈરી સમાન ક્રૂર મૂર્તિ જોવા લાગ્યો. રાજકુમાર સાધુને જેટલા પૂજ્ય ભાવથી જોઇ નમન કરતો હતો તેટલાજ શત્રુભાવથી વેરનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. તેણે પ્રતિજ્ઞા કરી કે: આ વૈરનો બદલો લેવાને મરવા મારવાથી જરા પણ ડરીશ નહિ. જ્યાં સુધી શરિરની નસોમાં લોહીનું એક પણ ટીપું રહેશે ત્યાં સુધી સાધુને જીવતો રહેવા દઇશ નહિ. બ્રહ્માએ નિરાંતને વખતે જગત્ સૌંદર્ય ભેગું કરી રચેલી નવયૌવના કર્મદેવી ન મળવાથી અરણ્ય કમળના હતાશ હૃદયમાં આ પ્રકારે કાલિમા ભરાઇ ગઇ. દૃઢ પ્રતિજ્ઞા અને દૃઢ સંકલ્પે એને આવા એક ભયંકર કાર્ય કરવા માટે ઉતેજીત કર્યો. પુંગલ રાજકુમારના સુખના માર્ગમાં એક નવયૌવના કમલ સમાન કામિની મળ્યાથી કાંટા પથરાઇ ગયા.

અરિન્તરાજ માણિકરાવે, પોતાના જમાઇ રાજકુમાર સાધુને પહેરામણીમા અમુલ્ય ઝવેરાત, સોના, ચાદી તથા એક રત્નજડિત પલગ અને તેર કુમારિકાઓ આપી પ્રેમપૂર્વક વિદાય કર્યો વળી સાથે ચાર હજાર મહિલ સેના મોકલવાની ઇચ્છા બતાવી પરતુ રાજકુમાર સાધુએ તે લેવાની ના પાડી પોતાના ૭૦૦ ભટ્ટિ જાતિના યોદ્ધાઓ અને પોતાનાજ બળ ઉપર વિશ્વાસ રાખીને, વિવાહિતા પત્નિને પોતાના રાજ્યમા લઇ જવા તયાર થયો. અરિન્ત રાજાના બહુ આગ્રહથી માત્ર પચાસ મહિલ યોધ્ધાઓને સાથે લીધા તે પચાસ યોધ્ધાઓનો સરદાર કર્મદેવીનો ભાઇ મેઘરાજ હતો

અરિન્તનગરથી સઘળાએ પ્રયાણ કર્યું સઘળા એકજ પ્રકારના આનદ ઉત્સવમા મગ્ન થઇ પુગનનગરી તરફ આવવા લાગ્યા માર્ગમા ચન્દન નામના નગર આગળ સાધુએ લસ્કર સહિત પડાવ નાખ્યો થોડોક વખત વિશ્રામ લીધો એટલામા વેગળેથી મરૂભુમિની ધૂળના ગોટે ગોટ આકાશ પર્યંત ઉડતા જણાયા કોઇએક લસ્કર આવતુ જણાયુ થોડી વારમાજ રેતીના ઢગલા ઓળગતુ મવગ્ન સૈન્યદલ, સાધૂની સેનાની નજીક આવી પહોચ્યુ સાહસી સાધૂએ જોયુ કે પુષ્કળ સેના તેના સમીપ આવી ઉભી છે અરણ્યકમળ તલવાર ઘુમાવતો સેનાને અગ્રભાગે ચાલેછે એ જોતાજ વીરપૂત્ર સાધૂ પણ ધીરતાથી યુદ્ધ કરવાને તયાર થઇ ગયો અને પોતાના યોદ્ધાઓને રણમા આપવા અથવા તો વિજયી થવાને ઉત્તેજિત કર્યા સ્હામી બાજુએ ગહોડોના ચાર હજાર સીપાઇઓ આવી ઉભા છે તેજસ્વી અરણ્ય કમળે, શત્રુઓના લોહીથી પોતાનો ક્રોધ તૃપ્ત કરવા દ્રઢ સંકલ્પ કર્યો છે આ સઘળુ જાણવા છતા પણ સાધુએ દરકાર કરી નહિ ધીરતાની સીમા ઉલ્લઘન કરી પોતાની અધીરતા ન દેખાડી! વીરતાના અભીમાની વીર યુવાઓ, વીર ધર્મની પ્રતિષ્ઠા જાળવવા તયાર થઈ ગયા જોત જોતામા રાઠોડોના ચાર હજાર સીપાઇઓ ભટ્ટી સેના ઉપર, મ્હોટા પરાક્રમ સાથે તુટી પડયા સાહસિક રાઠોડો ગણતીમા અધિક હતા ગણતીમા થોડી ભટ્ટી સેના ઉપર છાપો માર્યો નહિ અનુચિત આક્રમણને તેઓ સદા ધિકારની દ્રષ્ટિથી જોતા હતા દુશ્મનો સાથે વિશ્વાસઘાત કરી કપટથી તેમના ઉપર વિજય મેળવવો એ બળહીણ, બાયલાઓનુ કામ તેઓ ગણતા હતા. તેથી પ્રથમ એક એક યોદ્ધાઓનુ યુદ્ધ થયુ એક એક યોધ્ધો સ્હામ સ્હામા લડી પોતાની વીરતા અને સાહસ બતાવવા લાગ્યો ઇ. સ ૧૪૦૭ મા રાજસ્થાનની મરૂભુમિ સમક્ષ ચદન નામના ભાગમા એક રાજપૂત બાળાને માટે આ સગ્રામ થયુ હતુ અન્તે સાધુ પોતેજ ઘોડા ઉપર સ્વાર થઇ રણભુમિમા આવી પહોચ્યો તેણે અસ્ત્ર ચલાવતા ચલાવતા બે વખત ગહોડોના લસ્કરમા પ્રવેશ કર્યો બન્ને વખત અસ્ત્ર પ્રહારથી ઘણા પરાક્રમી રાઠોડો વીરશય્યા ઉપર ચીર નિદ્રા લેવા સુઇ ગયા. અસમયે અચાનક, આવો યુદ્ધ પ્રસગ આવી પડવાથી રાજનદિની કર્મદેવી બ્હીી ગઇ નહિ પ્રાણ બચવાની શકાથી તે વ્યાકુળ થઇ નહિ પોતાના સુખ દુ ખના અદ્વિતીય આશ્રય, પ્રાણથી પણ અધિક પ્રીય સ્વામી શત્રુઓમા ઘેરાઇ ગયા છે પરમપ્રીય પ્રાણનાથનુ જીવન મારવાડની ભયાનક ભુમિમા સકટમા પડી ગયું છે, તેમ જાણીને પણ કર્મદેવી ગભરાઇ નહિ, પરતુ તે ધીરભાવથી પતિને ઉત્સાહિત કરવા લાગી પ્રાણનાથની અદભુત રણચાતુરી અને અલૌકિક સાહસ જોઇ પોતાના મનમાજ તેને ધન્યવાદ આપવા લાગી. સાધુના પરાક્રમથી ૮સોથી પણ અધિક રાઠોડો રણ

ભુમિની સોડમાં સુઈ ગયા. સાધુની પણ અડધી ઉપરાંત સેના કપાઇ ગઇ છતાં પણ કર્મદેવી અટલ ભાવ રાખી, પ્હેલાંની પેઠેમજ સ્વામીનાથને કહેવા લાગીઃ નાથ ! હું તમારી રણ ચાતૂરી જોઇશ અને તમે રણમાં મૃત્યુ પામશો તો હું પણ તમારી સાથેજ આવીશ."

પોતાની સકોમળ પ્રીય પત્નિના આવા શબ્દો સાંભળી અને એક બાલિકાની આવી તેજસ્વિતા અને દ્રઢતા જોઇ સાધુ ઘણો પ્રસન્ન થયો અને પરમ પ્રીતિ સાથે સ્નેહભરી દ્રષ્ટિથી બાલિકાની આવી તેજસ્વિતાનું સન્માન કરતાં અરણ્યકમળને યુધ્ધ માટે બોલાવ્યો. અરણ્યકમળ પણ યુદ્ધને સમાપ્ત કરવા મ્હાતો હતો. તેજ સમયે સાૈથી અધીક શત્રુ પોતાની અપ્રતિષ્ઠાના કલંકને ધોઈ નાંખવા સાધુની સ્હામુ આવી ઉભા. આ પવિત્ર યુદ્ધમાં અપવિત્ર વિશ્વાસઘાતકતાનું નામ પણ નહોતું. ચતુરાઈ-કપટ-ની મલિનતા નહોતી. અધર્મ-પ્રપંચ-ની છાંયા પણ નહોતી. બન્ને ક્ષત્રિય કુમારોએ પોતાની પ્રધાનતા અને પોતાની પ્રતિષ્ઠા રાખવા માટે થોડોક વખત વિનય પૂર્વક વાતચીત કરી લીધા પછી તલવારો ઉપાડી.

ક્ષણવારમાં તલવારો ચમકવા લાગી. વિજળીની પેઠે તલવારોના કડાકા થવા લાગ્યા. એક બીજા ઉપર-સિંહ પેઠે ઉછળવા લાગ્યા. પરસ્પર તલવારોના અથડાવાથી અગ્નિની ચિણગારીઓ ઉડવા લાગી. સાધુએ અરણ્ય કમળના ખભા ઉપર તલવારનો પ્રહાર કર્યો. અરણ્ય કમળે પણ તાકીને સાધુના માથા ઉપર તલવાર ચલાવી. બન્ને યોધ્ધાઓ બેહોશ થઇને રણભૂમિમાં પડયા. થોડાક વખત પછી રાઠોડ રાજકુમાર અરણ્ય કમળને ચૈતન્ય આવ્યું પરંતુ પુંગલ રાજકુમાર સાધુ રણભૂમિમાંથી ફરી ઉઠયો નહિ. તેજસ્વિ રાજકુમાર સાધુ પોતાની પ્રતિષ્ઠા રાખવા માટે આનન્દ પૂર્વક સ્વર્ગે સિધારી ગયો. કર્મદેવીની સઘળી આશાઓનો અંત આવી ગયો. જે મનોરથના ઉમંગમાં પિતાના ઘરને છોડયું હતું, તે મનોરથ અને તે ઉમંગો ચીરકાલ માટે અદ્રશ્ય થઇ ગયા. આશાભરેલી રાજકુમારીનું જીવન સર્વસ્વ મારવાડની મરૂભૂમિના રણ મેદાનમાં લુંટાઇ ગયું. તેમ થવા છતાં પણ કર્મદેવી ગભરાઇ નહિ. પરંતુ ધીરતા ધારણ કરી તલવાર ખેંચી. પોતાનો એક હાથ કાપી એક યોધ્ધાને આપતાં કહ્યું કેઃ "આ હાથ મ્હારા સસરાજીને આપી કહેજો કે તમારી પુત્ર વધુ આવી હતી." એક બીજા યોધ્ધાને કહ્યું કે આ બીજો હાથ પણ કાપી નાંખ! તે આજ્ઞાનું તરતજ પાલન થયું. વિવાહ સમયે મણિમુક્તાના આભરણોથી ભરેલો બીજો હાથ મહિલ કવિને અર્પણ કરવા કહ્યું. ત્યાર પછી તે પતિપ્રાણા સતિબાળા રણભુમીમાંજ ચિતા સળગાવી પતિના શબને ખોળામાં લઈ પરલોક સિધારી ગઇ. કર્મદેવીનો કાપેલો હાથ પુંગલમાં રાજા સમક્ષ પહોંચ્યો. વૃધ્ધ રાજાએ અતિશય ખેદ કરતાં તે હાથને અગ્નિદાહ દેવા કહ્યું. જે સ્થળે એ હાથને બાળવામાં આવ્યો ત્યાં એક વાવ ખોદાવી. તેને "**કર્મદેવી સરોવર**" એવું નામ આપ્યું. અરણ્ય કમળને પડેલો ઘા પણ રુઝાયો નહિ. તે પણ છ મહિના પછી સાધુની પાછળજ પરલોકવાસી થયો. સતિ રાજપૂત બાલિકા જગતની સ્રીઓને પોતાનું કર્તવ્ય બતાવી ગઇ. પતિની પાછળ સતિ થઇ ગઇ!

વાંચનાર! કહો હવે કે જગતના કયા ભાગમાં આવી સતિ બાળાઓનાં ચરિત્રો જોવામાં આવે છે! ધન્ય છે ભરતભૂમિ! આવાં સ્રી રત્નો ત્હારા ગર્ભેમાંજ પાકે છે!

---

# વેદાન્તિનો પ્રેમ.



(લખનાર રા. રા. માણેકલાલ એન નાણાવટી—સુરત)

જે સમયે ફ્રાન્સ દેશમા રાજ્યકેહનો પતન થતો હતો, અને આખા દેશમાં એજ ક્રાંતિ ચાલુ હતી તે સમયની આ વાર્તા છે. દરરોજ પ્રાણ સહારક યંત્ર * (Guillotine) નિર્દોષ મનુષ્યના પ્રાણ લેવાને તત્પર રહેતું પ્રતિદિન અનેક મનુષ્ય, સ્ત્રીઓ, અને બાળકો આ રોમાંચકારી યંત્રમાં પોતાના દેશમાટે પોતાના પ્રાણ સમર્પણ કરતા હતા. તે સમયે દુર્ભાગ્યવશ જર્મની દેશ નિવાસી ગોટફ્રાઇડ વોલ્ફગોંગ [Gottfried Wolfgong] નામનો એક મનુષ્ય ફ્રાન્સની રાજધાની પારિસમા આવ્યો તે જર્મની દેશના ગોટીન્જન [Gottingen] નામના નગરમા વિદ્યાધ્યયન કરતો હતો તેનું મન વેદાન્તના અભ્યાસમાં અધિક નિમગ્ન રહેતું હતુ. વેદાન્તનુ અધ્યયન કરવાથી તેના સ્વભાવપર જુદીજ છાપ પડી, તે એકાંતમાર્ગી થયો તેણે પાઠશાળા છોડી એકાંતમા કાળ નિરૂપણ કરવાને યોગ્ય ધાર્યું: કોઇપણ મનુષ્યની પાસે બેસવાનુ કે કોઇની સાથે વાત કરવાનુ તેણે તદન છોડી દીધુ સાંસારિક વિષયો તરફ તેને તિરસ્કાર ઉપજ્યો. આમ કરવામા તેને પોતાના દેશમા અનેક વિઘ્નો નડવા લાગ્યા તેથી ફ્રાન્સ દેશ જઇ એકાંતમા વેદાન્તનુ અધ્યયન કરી પોતાની જીંદગીનું સાર્થક

તે ધીમે ધીમે ઉઠ્યો અને પ્રાતઃક્રિયાથી નિશ્ચિંત થઇ પેરીસના પ્રસિદ્ધ પુસ્તકાલય તરફ ચાલવા માંડ્યું.

આખે રસ્તે તેના મનોવિચારમાં રાતની ઘટના યાદ આવ્યા કરતી, પરંતુ જેવું તેણે પુસ્તકાલયમાં પ્રવેશ કરી એક પુસ્તક લઇ વાંચવા શરૂ કર્યું કે રાતની વાત ભુલી ગયો. તે દિવસે સાયંકાળ સુધી તેણે પુસ્તકોનું અવલોકન કર્યા કર્યું. સંધ્યાકાળ થઇ જવા બાદ સહેજ રાત થઇ ત્યારે તેણે પોતાના આશ્રમ તરફનો રસ્તો લીધો, એટલે વિદ્યાલય તરફ પ્રયાણ કર્યું.

તે થોડેક દૂર ગયો નહિ એટલામાં આકાશ મેઘાચ્છન્ન થઇ ગયું. આખું જગત સુધી અંધકારમાં ગુપ્ત થઇ ગયું. ક્ષણે ક્ષણે તારાગણ પોતાની પ્રભા બતાવી પથિકોને પ્રદર્શન કરાવવા લાગ્યા. થોડા સમયમાં મૂસલધાર વૃષ્ટિ થવા લાગી. એવા દુઃસમયે વોલ્ફગોંગ ધીમે ધીમે ચાલતો પેલા પ્રાણનાશક યંત્ર ગીલોટાઇન પાસે પહોંચ્યો. આ યંત્ર તેના નિવાસસ્થાન તરફના રસ્તામાંજ પડેલું હતું. ચોમેર સન્નાટ ફેલાઇ રહ્યો હતો. વૃષ્ટિના પડવા સિવાય અન્ય કોઇ શબ્દ સંભળાતો નહોતો. એવે સમયે વિધ્યુતનો ચમકારો થયો અને મેઘોએ પ્રલય કાલ જેવો ઘોરનાદ કર્યો. વોલ્ફગોંગ ચમક્યો અને ત્યાંજ અટક્યો. થોડી વારે તેણે આગળ ચાલવા માંડ્યું. ફરી વિજલીનો ચમતકાર થયો તે અવસરે તે યંત્રની પાસે એક યુવાન નવોઢાને એકલી ઉભેલી જોઇ. તેને જોઇને તે આશ્ચર્ય પામ્યો કે આવી આપ્ત સમયે આ સ્ત્રી આ સ્થળે કેવી રીતે આવી હશે. મહા ઉદ્વેગે તે નવોઢા સમિપ ગયો.

જેવો તે રમણી પાસે પહોંચ્યો કે ફરી વિધ્યુતપ્રભાના દર્શન થયા. તેના પ્રકાશથી વોલ્ફગોંગે જોયું તો જે સ્ત્રીના દર્શન તેને આગલી રાત્રે સ્વપ્નમાં થયા હતા તેજ સ્ત્રી તે હતી. આથી તેને મહદ આશ્ચર્ય લાગ્યું, તેના આશ્ચર્યની પરિસીમા રહી નહિ.

"હે ઇન્દુ વદની! આવી ઘોર અંધારી રાત્રીએ તું અત્રે શું કરેછે? વૃષ્ટિ જોશબંધ ચાલે છે, આખું જગત ઘોર અંધકારમય છે. સર્વ મનુષ્યો પોતપોતાના ગૃહ દ્વાર બંધ કરી બેઠેલા છે એવા ભયાનક સમયે ભયંકર સ્થાનમાં તું એકલી અત્રે બેસીને શું કરેછે? તારૂં ઘરબાર છે કે નહિ? સગું વહાલું કોઇ નથી કે? તારા કોઇ સ્નેહી સંબંધીને ત્યાં જવાની તારી ઇચ્છા હશે તો હું તને ત્યાં મુકી જઇશ" વોલ્ફગોંગ રાતના સ્વપ્નવાળી પુતળી તરફ એકીટસે જોઇ રહી. ભયાનક સમયને યાદ કરી તેના ઉત્તરની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

"મુસાફર! મારે કોઇ સ્નેહી નથી. હું જાણે મારા ઘરમાંજ છું. મારૂં ગૃહ શુન્યકાર છે. તે સુંદરીએ ઉત્તર આપ્યો,

"તારૂં કોઇ સગું ના હોય, અને તું કોઇ સ્થલે જવા ચાહતી નહિ હોય તો તને હર્ષપૂર્વક આશ્રય આપવા હું તૈયાર છું. સંકોચ ન હોય તો મારી સાથે ચાલ. એમ બોલી સુંદરીનો ઉત્તર સાંભળવાની આશાથી તેના સામે નિહાલતો ઉભો રહ્યો.

"મ્હને કાંઇ હરકત નથી. તમારી સાથે આવવાને તૈયાર છું" એટલું બોલી તે કાંતા ઉઠી અને વોલ્ફગોંગની પાછળ ચાલવા માંડ્યું.

થોડા સમયમાં વાદળ વીખરાઇ ગયું. વૃષ્ટિ બંધ થઇ. આકાશ પટપર ચંદ્રમાની આસપાસ તારાગણ ચમકવા લાગ્યા. વોલ્ફગોંગ પોતાના નિવાસસ્થાન તરફ આવ્યો. દ્વારપાલે દરવાજો ઉઘાડ્યો. વોલ્ફગોંગ સાથે એક રમણીરત્ન જોઇ તે તાજુબ થયો, પણ કાંઇ બોલ્યો નહિ.

વોલ્ફગોંગ તે રત્નખાણને પોતાના ઓરડામાં માનપુર્વક લઇ ગયો. રાત ઘણી વીતી ગઇ હતી તે સ્ત્રી ઘણી શ્રમિત હતી, તેથી તેણે અન્નજળ લીધા વીના વિશ્રાંતી લેવાની ઇચ્છા જાહેર કરી. વોલ્ફગોંગે તે તારામણીને પોતાનો સુવાનો પલંગ આપ્યો અને પોતે કોચપર સુતો. તે કોચપર પડયા બાદ અનેક પ્રકારના તરંગો તેના મનમાં ઉછળવા લાગ્યા, અને તે ચંદ્રાનનીના પ્રેમપાશમાં એવો બધ્ધ થઇ ગયો કે તેનો સઘળો વિવેક જતો રહ્યો. તે ધીમે રહીને ઉઠયો અને પેલી કામિનીના કંઠ સમીપ આવ્યો હળવે રહીને તે ચંદ્રકાંતાને જગાડી. તેને જગાડયા બાદ ઉંઘમાંથી જગાડવાના અપરાધની ક્ષમા કરવાની ઘણી પ્રાર્થના કર્યા બાદ તેની પાસે પ્રેમભિક્ષા માગી. પોતાના સ્વપ્નની સર્વ વાત તેને કહી સંભળાવી, અને છેવટે ખુલ્લા શબ્દોમાં તેના પ્રત્યેનો પોતાનો પ્રેમ પ્રગટ કર્યો

"ઠીક છે મારી દશા કાંઇક અંશે તમારા જેવી છે, તેથી જ્યારે આપણા બન્નેની એકસરખી ભાવના છે ત્યારે મર્યાદિતતાની આવશ્યકતા નથી.

# રમણી ત્રિવેણી.

સને ૧૫૬૮ માં પરાક્રમી મોગલ બાદશાહ અકબરે જ્યારે ચિતોડ ઉપર ચઢાઇ કરી અને સ્વતંત્રતાપ્રીય ભારતીય વીરો જ્યારે પ્રસન્ન મુખે, સ્વર્ગથી પણ અધિક પ્રીય જન્મભુમિ માટે, રણભુમિની સોડમાં ચીરકાલને માટે સુઇ ગયા, જે સમયે રાજપૂત કુલનું નામ રાખનાર જયમલ્લ, શત્રુના હાથથી માર્યો ગયો અને ફકત સોળ વર્ષની કીશોર વયનો કુમાર ફત્તો પરમ ઉત્સાહ સાથે સ્વતંત્રતાનો વાવટો ઉડાવતો શત્રુની સ્હામે ચયો, તે સમયે વીરભુમિ ચિતોડની ત્રણ વીર લલનાઓએ પણ સ્વદેશની રક્ષા કરવા માટે પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. તે ત્રણે વીરાંગનાઓએ કોમળ શરીર ઉપર કઠિન કવચ (બખ્તર) પહેરીને અને કમળનાળ સમાન કોમળ હાથમાં કઠોર હથિઆર લઇને મોગલ સેનાની ગતિ રોકવા તયાર થઇ હતી. એ ત્રણે રમણીઓ ખરૂં જોતાં શત્રુદલ દલિત રાજસ્થાનની સાચી વીરાંગનાઓ, સ્વતંત્રતાની દિવ્ય મૂર્તિ અને આત્મત્યાગના અદ્વિતીય દૃષ્ટાંતરૂપ હતી

પરાક્રમી જયમલ્લ સ્વર્ગે સિધાવી ગયાછે, અન્યાયી યુધ્ધમાં અનેક સિંહ જેવા વીર પુરૂષો ચીરકાલને માટે રણભૂમિપર નિશ્ચિંતપણે સુઇ ગયા છે. વીરભુમી, વીરપુરૂષો વગર શુન્ય થઇ ગઇ છે. હવે ચિતોડની રક્ષા કોણ કરશે? દુર્દાંત મોગલો દ્વાર ઉપર આવી પહોંચ્યાછે. હવે કોનામાં સામર્થ છે કે મોગલોને રોકી શકે? સ્વતંત્રતાની લીલાભૂમિ પરતંત્રતાની બેડીમાં જડાવા લાગી છે! હવે એ પરમદુઃખદાયક બેડીને કોણ તોડી શકશે? હાય! આજે વીરભુમિ નિરાશ અને ઉત્સાહ વગરની થઈ રહી છે. આવા સમયે એક વીર બાળક, પ્રીય જન્મભુમિને માટે પ્રાણ અર્પણ કરવા તયાર થયો છે. જયમલ્લ હમણાંજ હમેશને માટે ચિતોડથી વિદાય થયા છે. તેમની ગેરહાજરીથી ચિતોડ સદાને માટે દુઃખી થઇ રહ્યું છે! પરંતુ આજે તેજ સુન્ય સિંહાસનને કુમાર ફત્તાએ શોભિત કર્યું છે. ફત્તો બાલ્યાવસ્થામાં છે છતાં પણ સાહસ, પરાક્રમ અને ક્ષમતામાં તે એક વીર યુવક કરતાં પણ અધિક છે. ભરતખંડને પગદલિત કરનાર-પરતંત્રતાની ઝુંસરીમાં નાંખનાર મોગલ બાદશાહ અકબરના વિશાળ સૈન્યદળની સ્હામે લડવા તયાર થયો. ફત્તો અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થઇ માતાની આજ્ઞા લેવા ગયો. વીરાંગના કર્મ દેવીએ ધીર હૃદયે પરમપ્રીય પૂત્રને રણભુમિમાં જઇ સ્વદેશની રક્ષા કરવા માટે લડવાની આજ્ઞા આપી. ત્યાર પછી ફત્તો પોતાની પ્રીયતમા કમળાવતી પાસે ગયો. તેણે પણ પ્રસન્ન ચિત્તે, પોતાના પ્રાણનાથને યુદ્ધસ્થળમાં જવાની આજ્ઞા આપી. અને તેની બ્હેન કર્ણવતીએ પણ જન્મભૂમિની રક્ષા કરવા માટે પોતાના ભાઇનો ઉત્સાહ વધે એવા શબ્દો કહ્યા. આજ્ઞા મળવા પછી તરતજ સોળ વર્ષનો રાજપૂત કુમાર, ચિતોડનો અદ્વિતીય વીર યુવાન, ચીરકાળને માટે વીદાય થઇને પરમ ઉત્સાહ સાથે પવિત્ર કાર્ય સાધવાને પવિત્ર રણભૂમિમાં આવી ઉભો રહ્યો! મેવાડના લશ્કરની સરદારી મેળવવાથી અને સ્વદેશને પરતંત્રતામાં ન પડવા દેવાના અભિમાનથી તે વીર યુવાનને ઉત્સાહ થયો હતો તે અદ્વિતીયજ હતો એમાં શંકા નહીં. તેની સાથે ફકત આઠ હજાર રાજપૂતો હતા. વિશાળ મોગલ સેના બે ભાગમાં વેંહેંચી દેવામાં આવી હતી. લશ્કરના એક ભાગનો સેનાપતિ બાદશાહ અકબર પોતે જાતે હતો. અને બીજા ભાગનું લશ્કર પણ એવાજ એક યુધ્ધ પ્રવીણ યોધ્ધાની સરદારી નીચે હતું. બીજા ભાગનું લશ્કર

પ્રથમ લડાઇમા ઉતર્યું અને વીર કૃત્તાની જોડે-ઘોર યુધ્ધ થવા લાગ્યુ મારો, મારો, કાપો, કાપોના શબ્દો પૃથ્વિથી આકાશપર્યંતના પ્રદેશને ગજાવી મુકવા લાગ્યા તરવારના ખડખડાટ વડે રણભુમિમા વીજળી પેઠે કડાકા થવા લાગ્યા બદુકના અવાજોથી રણભુમિ ગાજી રહી રણવાદ્યોના પ્રચડ ધ્વનિ બન્ને બાજુના યોદ્ધાઓને શૂરાતન ચઢાવવા લાગ્યા. બન્ને બાજુનું સૈન્ય મહાભારત યુધ્ધ કરવા લાગ્યુ

મધ્યાન્હ કાળનો સમય હતો બાદશાહનુ એક સૈન્ય જ્યારે લડવામા રોકાયું હતુ. ત્યારે બીજા ભાગનુ સૈન્ય કુમાર કૃત્તાને ઘેરી જીવતો કેદ પકડવાની ગોઠવણમા હતુ. બન્ને સૈન્યોને સમરભુમિમા લડતા જોઇ બાદશાહ અકબરની સરદારી તળેનુ સૈન્ય એકાએક લશ્કરોની વચમા ફેલાઇ ગયુ, અને કૃત્તાને જીવતો પકડવા આગળ વધ્યુ. એટલામા અચાનક તેમનો વેગ નરમ પડી ગયો સ્હામી બાજુ પહાડોનો વિકટ માર્ગ હતો પહાડી માર્ગના ઉચાણવાળા ભાગમા લીલા પાદડાઓથી ભરપૂર એ વૃક્ષો હતા તે વૃક્ષોની બાજુમાથી બદુકની ગોળીઓ ઝપાગમધ આવી મોગલોના લશ્કરનો ઘાણ કહાડતી હતી ગોળીઓના મારાથી મોગલ લશ્કર છિન્ન ભિન્ન થવા લાગ્યું મોગલ યોધ્ધાઓ પણ ચકિત થઇ ગયા આ પ્રમાણે ગોળીઓના અસખલિત પ્રહારથી ઘણા મોગલ સિપાઇઓ રણભુમિમા આળોટવા લાગ્યા એ જોઇ અકબર બાદશાહ પણ આશ્ચર્ય પામ્યો તેણે ધ્યાનપૂર્વક જોયુ કે ત્રણ વીર રમણીઓ, પહાડી માર્ગના શિરોભાગ ઉપર ઉભા રહી ગોળીઓનો વર્ષાદ વરસાવે છે ત્રણમાથી એક તો જુંઇ જેવી છે અને બીજી બે ખીલેલા કમળ જેવી અપૂર્ણ યુવાનો છે ત્રણે ઘોડા ઉપર સ્વાર છે ત્રણે વીર બાળાઓએ અભેદ્ય બખ્તરો પહેરેલા છે અને ત્રણે અસ્ત્ર ચલાવવામા પરમ ચતુર છે મધુરતાથી ભરેલા રસીલા નેત્રોવાળા હૃદયમા આગની ભભુક ભભક કરતા જોવાથી બાદશાહનું હૃદય ચિંતાગ્રસ્ત થયુ એ ત્રણે વીરાગનાઓના પરાક્રમ વડે બાદશાહની ઘણી સેના આગળ પગનુ મુકી શક્તી નહોતી, એ રમણીઓના અચૂક નિશાનો વડે ઘણી સેના રણભુમિમા શરીરની આહુતિ આપી રહી હતી અબળા રૂપ મનાતી નારીઓના આવા અદ્ભુત પરાક્રમ જોઇ ભરતખડના અદ્વિતીય સ્વામી બાદશાહ અકબરનુ મુખ, લજ્જા અને ક્ષોભ વડે નીચુ થઇ ગયુ સ્ત્રીઓના બળ અને સાહસ જોઇ પોતાના યોધ્ધાઓ તરફ તિરસ્કારની નજરે જોતો બાદશાહ એકીટસે તે વીર લલનાઓની ગોળીઓના વરસાદ તરફ જોવા લાગ્યો

એક તરફ ઘોર યુદ્ધ ચાલી રહ્યુ છે ત્રણે વીર રાજપૂત દેવિઓની ગોળીઓના વરસાદ વડે મોગલ સેના ક્ષણ ક્ષણ વારમા પૃથ્વિ ઉપર પછડાઇ પડવા લાગીછે મધ્યાન્હથી સંધ્યા સમય પર્યંત, વિશ્રામ લીધા વગરજ યુધ્ધ ચાલ્યુ મધ્યાન્હથી સધ્યા સમય પર્યંત ત્રણે વીર્યવતી વીર રમણીઓએ શત્રુની ગતિને રોકી લીધી તેમનો અસ્ત્રવર્ષા, હાઇપણ અવરોધ વગર ચાલ્યા કરી ઘણા મોગલ સીપાઇઓ 'અલ્લાહ' "અલ્લાહ' ના પોકારો કરતા મત્યુને શરણ થયા બાદશાહ અકબરપણ વીર પુરૂષ હતો તે આ ત્રણે વીરાગનાઓની વીરતા ઉપર મોહિત થઇ ગયો અને તેમની વીરતાનુ યથોચિત સન્માન કરવા, તેનુ ચિત્ત ઉત્કંઠિત થયુ બાદશાહે આજ્ઞા આપી કે જે કોઇ સૈનિક પેલી ત્રણે વીર સ્ત્રીઓને જીવતી પકડી લાવશે તેને પુષ્કળ દ્રવ્ય ઇનામમા મળશે પરન્તુ બાદશાહની આ આજ્ઞાનો અમલ થયો નહી કારણ કે બધા લશ્કરીઓના મન લડાઇમા લાગ્યા હતા મોગલ સેનાનિઓ પણ મદોન્મત્ત હાથી પેઠે યુધ્ધ કરવા લાગ્યા હતા ત્રણે વીર બાળાઓ અસીમ સાહસ વડે મોગલ લશ્કરની સ્હામુ લડતા લાગી તેઓને જરાપણ આગળ આવવા દીધા નહી અચાનક કર્ણવતીનુ શરીર બેહોશ

થઇ ગયું. જોતજોતામાં કોમળ પુલની પેઠે તે ઘોડા ઉપરથી પૃથ્વી ઉપર પડી ગઇ. પ્રા
વ્હાલી પૂત્રીને ભુમિ ઉપર પડતી જોવા છતાં કર્મદેવી ગભરાઇ નહીં. અને ધીર ભાવે શ
ઉપર ગોળીઓનો વરસાદ વરસાવવા લાગી. એટલામાં મોગલ લશ્કરમાંથી એક ગોળી ચ
અને કમળાવતીના ડાબા હાથમાં થઇ આરપાર નીકળી ગઇ. આ ગોળી વાગવાથી હાથે
પીડા થવા છતાં પણ કમળાવતી પ્રથમ ગભરાઇ નહીં, ધીરતા વડે ઘોડા ઉપર સજ્જ
શત્રુની સેનાને નષ્ટ કરવા લાગી. મોગલો પણ ઉન્મત્ત થઇ રહ્યા હતા. ગોળીઓ
ગોળીઓ છોડવા લાગ્યા. જ્યારે કમળાવતી અને કર્મદેવી બન્ને રણભુમિ ઉપર ગબડી
ત્યારે કુમાર ફત્તો, બાદશાહના લશ્કરને છતીને ત્યાં આવી પહોંચ્યો. ત્યારે તેણે જોયું કે પૂજ્ય
માતા, પ્રીયતમા પત્નિ અને પ્રાણસમાન બેહેનનું સુવર્ણ જેવું શરિર, રણભુમિમાં તરફડે
ફત્તાએ જ્યારે આ ભયંકાર દ્રષ્ય જોયું ત્યારે વધારે શૂર ચઢયું અને ગુસ્સામાંને ગુસ્સ
અસંખ્ય મોગલોનો સંહાર કરી નાંખ્યો. કર્મદેવી અને કમળાવતીનો કંઠ રૂંધાઇ ગયો.
ફત્તાએ તેમને પોતાના ખોળામાં લીધાં. કમળાએ ધીરતાથી પોતાના સ્વામીના મુખને જો
પતિપ્રાણા સતીએ પોતાના પ્રાણનાથના મુખનાં છેલ્લી વખત દર્શન કરી અનન્ત નિદ્રાનો આ
લીધો. વીરાંગના કર્મદેવીએ પોતાના વ્હાલા પૂત્રને ફરીથી યુધ્ધ કરવાની આજ્ઞા આપી
પોતાના દેશની સ્વતંત્રતાને માટે, યુદ્ધ કરી પોતાની સાથે સ્વર્ગમાં મળવાનો અનુરોધ કરી
લોકમાંથી વિદાય થઇ. માતાના શબ્દો સાંભળી ફત્તો "હર, હર, હર," શબ્દો બોલ્યો
ફરીથી યુધ્ધ કરવા મચ્યો. અનેક મોગલોનો સંહાર કરી અન્તે પોતે પણ સોળવર્ષની ઉ
યુવાવસ્થામાં જન્મભુમિની છાતી ઉપર શયન કરી ગયો ! ફત્તાનું મૃતક શરીર તેની પત્નિ
ચિતામાંજ બાળવામાં આવ્યું. કર્મદેવી અને કર્ણદેવીના શરીર જુદી ચિતામાં બાળ્યાં.
પ્રમાણે ચારે જણાં રાજપૂત કૂળનું ગૌરવ, રાજપૂત્રોની સ્વતંત્રતાનો મહિમા વધારતાં
પરતંત્રતાને તિરસ્કાર અપાવતાં દેવલોક સિધાવી ગયાં. કેવળ તેમની અનન્ત કીર્તિ આ ભુલો
હજી સુધી અક્ષય રહી ગઇ. અને તે સદાકાળ અચળ રહેશેજ. સ્વદેશની અને જન્મભુમિ
રક્ષા કરવી એ પરમધર્મ છે એવું સમજવાથી જે જે મહાન નરો અને નારીઓએ પોત
કીર્તિ અમર કરાવી છે તેમાં આ ચારે વીર રાજપૂત કુળ દિપકોનાં નામ ઉમેરવામાં આવ્યાં
ધન્ય છે એમની વીર જનનીઓને ! અને ધન્ય છે એમના ધર્મતત્વ સમજાવનાર ગુરૂ દેવ

ઈ. સ. ૧૫૬૮ સંવત ૧૬૨૪ના ચૈત્ર સુદી ૧૧ ને દિવસે કૃતાન્ત કાળ બાદશાહ અક
ચિતોડમાં પેઠો. તે વેળા પોતાના દેશની, પોતાની જાતિની અને પોતાના કુળની આ
જાળવવા માટે નવરાણીઓ, પાંચ કુંવરીઓ, બે બાળક અને સરદાર તેમજ પટાવતે
કેટલીક સ્ત્રીઓ રાજગઢમાં ચિતાભડકા બળી થઇ હતી. પાતિવ્રતપણાનું અને ધર્મનું ર
કરવા પોતાના શારીરિક સુખને તિલાંજલી આપવામાં જે પ્રમાણે હિંદુઓએ યશ મેળવ્યો
તેવો યશ બીજી કોઇપણ જાતિએ કદીપણ મેળવેલો નથી.

# જાપાનીસોની દિવાસળી બનાવવાની રીત.

લખનાર—રા. રા. ડી. એમ. પડયા—મુબઇ.

જાપાન દેશમા ડી હોવાના મમમથી દિવાસળીના ઉપયોગમા આવે તેવી જાતના લાકડા ત્યા પુષ્કળ ઉગે છે દિવાસળી બનાવવાને પજાબ જીલ્લામાથી બે જાતના લા ના નમુના ત્યા મોકલવામા આવ્યા હતા જેમાથી દિવાસળીની ઝીણી લાકડીઓ સારી પડી હતી

*દિવાસળી બનાવવા સારૂ જોઇતા પ ર્થો હિંદુસ્થ નમા મળવાની અડચણ પડશે નહી ન્દાનુ રખાનુ કાઢવાને ગ્પીઆ પાચ હજારનો ભડોળ બસ થાય છે દિવાસળીને ઉપયોગી થાય ા લા ડા જાપાન દેશમ ઘણા ઉગેછે તેથી ત્યા એના કારખાના પણ ઘણા છે

આગગાડીના કા ખાનાના ત્રણ ભાગ પાડવામા આવેછે (૧) સળી પાડવી, કાર ાનામા લાક્ડા લાવી તેની ડીઓ પાડી બડળ બાધવામા આવેછે (૨) પેટીઓના ખોખા ાર કરવાનુ, (૩) સળી પાડનાર પાસેથી સળીઓ લાવી તથા પેટીવાળાઓ કનેથી પેટીઓ વીને સળીઓને ગુલ લગાડી પેટીઓ ઉપર તેમનો મારી તેમા કાડીઓ ભરી ઉપર મસાલો ાડી તેના ડઝનો બાધી મોટી પેટીમા પેક કરી દેશાવર મોકલવામા આવેછે જાપાનમા ડી પાડવાને જે જે જાતના લા ડા વાપરવામા આવે છે તેમાના કેટલાક્ના નામ નીચે આપ્યા છે

| જાપાની નામ | ઈંગ્રેજી નામ |
|---|---|
| યાનાની | Willow |
| નેટરૂનો અથવા મોમી | White Fir |
| મેટરૂ | Pine |
| હેકોયાનાગી | Aspen |
| હ નેયા અથવા મોરૂનાયાનગી | Poplar |
| સાગીનોકી | Cedar |

એને મળતા લાક્ડા હિંદુસ્થાનમા વિદ્યાચલ યા સિંબાદ્રી પર્વતના જગલમા થાય છે ના સોટા સીધા થાય છે અને અદરના રેસા પણ ઉભાજ હોય છે અમદાવાદ, બીલીમપૂર હાગ વગેરે કેમણેના લાકડાનો ઉપયોગ થાય છે

કાડી પાડવાનુ લાકડુ જરા લીલુ રહેવુ જોઇએ, લાકડાના પ્રથમ એક ફુટ લાબા કડા પાડવામા આવે છે. પછી તેને યત્રમા મુકે છે, યત્રની ગોઠવણ ઘણી સરળ છે પણ

*આગગાડી અથવા કાડી એટલે દિવાસળી આ માસિક પત્રના ગ્રાહકોમા કેટલાક ણી તથા થોડુ ગુજરાતી જાણનાર બીજા દેશના રહેનાર ગ્રહસ્થો હોવાથી એ શબ્દોનો પ્રયોગ કર્યો છે

જ્યાં સુધી દીઠામાં આવ્યું નથી ત્યાં સુધી સમજવું કઠણ છે. યંત્રમાંથી કાંડીની જાડાઇના લાંબા પાટીઆ નીકળે છે પછી તેને કાંડી કાપવાના યંત્રમાં મુકી તેની કાંડી પાડવામાં આવે છે. આ કામના યત્રો જાપાનમાં ૩૦૦ થી ૩૫૦ યેનની કીમત સુધી મળે છે. પેટી તૈયાર કરવાને જાપાનમાં યંત્રનો ઉપયોગ કરતા નથી. તે કામ સઘળું હાથથી થાય છે. મોટા મોટા લાકડાં ઉપર રંધા મારતાં તેમાંથી કાગળ જેવા પાતળાં પાટીઆં પડે છે. પછી તે પાટીઆંને પેટી જેવડાંજ કાપી નાંખે છે. અને તેના ખુણા કરીને પેટીનો આકાર બનાવી તેના ઉપર કાગળ ચોંટાડે છે. પેટી બનાવવામાં જાપાનમાં ઘણો ખરો પાઇન (Pine) નામનાં લાકડાંનો ઉપયોગ થાય છે. યંત્રવડે કાંડી ચોકઠામાં ભરેછે તે યંત્રની કીમત ૨૦૦ યેન પડે છે.

સેફ્ટી મેચ કરવાને ફ્રેમમાં ભરેલી કાંડીનાં ટોચકાં જરા તપાવી આમ તેમ ફ્રેમને ફેરવી પછી તે ટોચકાં પેરેફીન આઇલમાં બોળવાં, પછી તેને ગંધક લગાડવો. પીગાળેલા ગંધકમાં ડુબાવી ફ્રેમને એક આચકો આપવો જેથી વધારે લાગેલો ગંધક નીકળી જશે. સલ્ફર મેચ કરવામાં જોખમ રહેલું છે. જાપાનમાં ગંધકની મેચનો ઘણો ઉપયોગ થતો નથી. હિંદુસ્થાન વગેરે દેશોમાં મોકલવા સારૂં કોઇ કોઇ કારખાનામાં બનાવવામાં આવેછે. સલ્ફરમેચની કાંડીના ટોચકાને જે રસ ચડાવવામાં આવેછે તેનું પ્રમાણ નીચે મુજબછે.

| | | ભાગ |
|---|---|---|
| Yellow Phosphorus– | પીળી ફોસ્ફરસ | ૩૦૦ |
| Glue– | સરસ | ૪૦૦ |
| Potassium Clorate– | પોટાશ્યમ ક્લોરેટ | ૭૦૦ |
| Wheat, Flour– | ઘઉંનો આટો | ૨૫૦ |
| Ferric oxide– | ફેરીક ઓકસાઇડ | ૩૦ |

બધો મસાલો આણી એકઠો કરવો પણ પોટાશીયમ ક્લોરેટ સરસ નાંખ્યા પછી નાખવો. એકદમ એકઠું કરવામાં જોખમ રહેલું છે. સરસની બાબતમાં પણ કાળજી રાખવાની છે. સરસને ૪ થી ૫ કલાક ઠંડા પાણીમાં પલાળવો, પછી ઉકાળવાનાં વાસણમાં નાંખી તે વાસણ ખળખળતા વાસણમાં મુકવું જેથી સરસ સારો ગળી જાય છે. સરસમાં બીલકુલ ગઠ્ઠો રહેવો જોઇએ નહીં. બધો મસાલો સારી રીતે મેળવવો નહી તો બધી મેહેનત નકામી જશે.

પેટી ઉપર લગાડવાનો કાચનો ભુકો ગ્લાસ પાઉડર તથા સરસ સરખા પ્રમાણમાં લઇને લગાડવા. કાંડી ઉપર મસાલો લગાડતા પેહેલાં તેને એક ટેબલ ઉપર મુકે છે. ટેબલની સપાટી ત્રણ ઈંચ ઉંડી હોય છે. તેના ઉપર અડધો ઈંચ જાડું પતરૂં હોય છે. આ પત્રાંઉપર મસાલો ધુંટીને તેમાં ફ્રેમમાંહેલી કાંડીના છેડા બોળે છે. દરેક વખત તે મસાલાને પત્રાઉપર સરખો રાખવો પડે છે. સરસના ગઠ્ઠા થઇ જાય નહીં માટે પતરૂં ગરમ રાખવું પડે છે. અને તે સારૂં ટેબલ નીચે દેવતા રાખે છે. પતરૂં ઘણું ગરમ થવાથી ઉપરનો મસાલો બળી જાય, તેમ ઘણું ઠંડું થઇ જવાથી સરસના ગઠ્ઠા બાઝી જાય તેથી પતરામાં કેટલી ગરમી છે તે વારંવાર તપાસતાં રહેવુ પડે છે.

સેફટી મેચીસના મસાલાનું પ્રમાણ:—

| | |
|---|---|
| સરસ | ૧૬૦ ભાગ |
| પોટાશીયમ કલોરેટ | ૧૦૦૦ થી ૧૨૦૦ ,, |
| રાળ | ૧૫૦ ,, |
| કાચની ભુકી | ૩૫૦ ,, |
| ગંધક | ૧૨૦ ,, |
| પોટેશીયમ બાયક્રોમેટ | ૨૦ ,, |

એ ઉપરાંત ઉપલી જાણુસમાં જરૂર પડવે ૭૦ ભાગ મેંગેનીસ અને ફેરીક ઓકસ ૧૦૦ ભાગ નાખવા; પણ એની વીશેષ જરૂર પડતી નથી. પેટી ઉપર લગાડવાનો મસ નીચે પ્રમાણે:—

| | |
|---|---|
| લાલ ફાસફરસ | ૨૯૦ ભાગ |
| એંટીમની ( કાળી ) | ૨૫૦ ભાગ . |
| સરસ | ૨૫ ભાગ |

કાંડી ઉપર લગાડવાનો મસાલો બધો એકઠો ઘુંટવો પણ તેમા પોટેશીયમ કલો નાંખવો નહીં. હવા માન પ્રમાણે સરસસા ફેરફાર કરવો પડેછે. પેટી ઉપર લગાડવાના મ લા નીચે પણ દેવતા રાખવો પડે છે. કારણ સરસ જાડો થાય તો કામ લાગે નહીં

---

# જીંદગી તરી પાર કેમ ઉતરાય ?

## How to Succeed in Life ?

યુવાન માણસ સંસાર સાગરમા પડતાં પેહેલાં એમ ધારતો રહેછે કે આપણા દહ સુખ ચેનમાં જવાના છે. પરંતુ જે તકો આવી મળે છે તથા જે જે બીનાઓ એને વખતે અનુકુળ અથવા પ્રતિકુળ હોય છે તેના ઉપર વિચાર કરી પોતાની જીંદગીનું સંસાર સાગરમાથી પેલે પાર સહિ સલામત લઇ જવામાં પોતાની નીતિ ઉપર કુલે આ રાખવાનો છે. દોલત તથા પદવી બધાને મલતી નથી. પણ જો સંભાળથી ચાલવામાં ચ નો ઘણા માણસો સુખી અને દુનીયાને ઉપયોગી થઇ શકે. આને વાસ્તે નીચલી થો સુચનાઓ કામ લાગશે.

તંદુરસ્તી—શરીરની આરોગ્યતા, સુખ અને કાર્યનાં સારા પરિણામો મેલવવાને ખ જરૂરની છે. માંદો માણસ પોતાનું તેમજ પોતાના સેહનું કામ ધ્યાન દઇ કરી શકતો ન માંદગી પોતાની મેળે આવતી નથી. એને ઉત્પન્ન થવાનાં કેટલાંક કારણો હોય છે. તંદુર કેમ જળવાય તેના નિયમો જાણવા જરૂરના છે અને તે જાણ્યાથી સારી રીતે શરી નિરોગી રાખતાં શીખાશે.

**પોતાથી બનતું કરવાનો મક્કમ ઠરાવ**—દરેક યુવાન માણુસે હલકી પાયરીએથીજ ઉંચે ચઢવાની ઇચ્છા રાખવી. એ પાયરીએ ચઢવામાં પુરૂષાર્થનો ઉપયોગ કરવો અને તેને માટે પોતાના ધંધાના સંબંધમાં જે સંપૂર્ણ જ્ઞાન મેળવવાનું છે તેની દરેક તક પકડવી. તમે તમારાથી બનતું કીધું છે એ વીચારજ તમને સંપૂર્ણ સંતોષ આપશે. તમારા આ ગુણથી સારા કામવાળા મિત્રોનું મંડળ થશે, તમારો જુસ્સો સતેજ થશે, અને છેવટે તેનાં સારાં ફળ પ્રાપ્ત થશે.

**ઉદ્યોગ**—ઉદ્યોગ એટલે મેહેનત કરવી તે ખરી, પણ દ્રઢ નિશ્ચય રાખીને એકાગ્ર ચિત્તથી મેહેનત કરવી; કેટલાક વિદ્યાર્થીઓ વરસનો ખરો ભાગ આળસુપણામાં ગાળેછે અને પરીક્ષા સમયે મેહેનત કરવા બેસી જાય છે. આવા વિદ્યાર્થીઓ ઉદ્યોગી કહેવાય નહીં. એવા વિદ્યાર્થીઓને નપાસ થવાનો સંભવ વધારે રહેછે. એટલુંજ નહીં પણ તેઓ એવી ટેવને આધીન થાય છે કે પછી જે ચીજ તેઓ હાથમાં લે તે દરેકમાં નિષ્ફળ ઉતરવાનો સંભવ રહેછે. કેટલાક માણસોની ઉપર દેખરેખ રાખવામાં આવે તોજ તે ઉદ્યોગી થાય છે. પરન્તુ ઇશ્વરની તો આપણા ઉપર નજર છેજ એમ સમજીને ઉદ્યોગી રહેવું.

**વખતનું નિયમીતપણું**—આનો અર્થ વખતસર કામ કરવાની તથા આપેલો બોલ પાળવાની ટેવ પાડવી. વખતનું નિયમીતપણું જાળવવા, સુઇ ઉઠવાનો, ન્હાવાનો, ખાવાનો, અને ધંધે લાગવાનો વખત નક્કી કરવો અને તે બરાબર પાળવો. લેણ દેણમાં પણ વખતનું નિયમીતપણું જાળવવું, કોઇનું દેવું આપવાનો ચોકસ વખત આપ્યો હોય તો તે વખતે તે આપી દેવાથી સર્વેનો ભરોંસો પોતા ઉપર બેસે છે.

**વ્યવસ્થા**—આનો અર્થ સીધી પંક્તિ—એનું ઉલટું ગેરવ્યવસ્થા—દરેક ચીજની જગ્યા રાખવી અને દરેક ચીજને પોતાની બરાબર જગ્યાએ મુકવી. આવી રીતે ધ્યાન રાખવાથી ઘણી માથાકુટ બચશે અને સાથે વખતનો પણ બચાવ થશે.

**ઉત્સાહ**—કામ કરવાનું બળ—કેટલાક માણસો દ્રઢ નિશ્ચયથી કામ કરેછે પણ ધીમા હોય છે. દરરોજ તેઓ બ્હેતર કરેછે, જ્યારે જોઇએ ત્યારે ઉદ્યોગી, પણ કીધેલાં કામનું પ્રમાણ વધતું નથી. તેઓની હીલચાલ ઉતાવળી નહીં જણાતાં ફળની દરકાર હોય નહીં તેમ ઘસડાઇ જાય છે. જે માણસ ઉંચી પંક્તિએ ચઢવા માંગતો હોય તેણે છાતીના બળથી, અંતઃકરણના ઉમળકાથી દરેક કામ કરવું. દરરોજ આપણે એવા ઘણા માણસોના દાખલા જોઇએ છીએ કે જેમનામાં બુધ્ધિ, ઉદ્યોગ, અને ઉંચી વિચારશકિત, એ ગુણો છતાં તેઓને પુરતી ફતેહ મલતી નથી જેનું કારણ ફકત અંતઃકરણના જુસ્સાની ગેર હાજરી હોય છે. તેઓ જુસ્સાથી આગળ પડતા નથી અને કોઇ જુસ્સાવાલો માણસ વચ્ચે આવી ફળ ભોગવી જાય છે. છાતીના જુસ્સાવાળો માણસ ધારેલું કામ પાર પાડયા શીવાય રહેતો નથી.

---

# વિશ્વાસુ નોકર.

રાજપુતાનામાં નાગોર નામનું એક શેહેર છે. કેટલાંક વર્ષ ઉપર મરાઠા લોકોએ તે ઉપર એક ચઢાઇ કરી હતી. તે સમયે ત્યાંના રાજા વિજયસિંહે તે શેહેરનું ઉત્તમ પ્રકારે રક્ષણ કર્યું હતું; તે એટલે સુધી કે તે મરાઠા એટલે "મરણ પામતાં સુધી પાછા નહીં હઠનાર" લોકોને ૭ મહિના સુધી આગળ ચસકવા દીધા નહીં.

ત્યાર પછી તેણે સઘળા રાજપુત જાસુસોને બીજા રાજાઓ પાસે મોકલી વિનંતી કરી કે "મરાઠા લોકો' આગળ આપણા સૈન્યનો નિભાવ થશે નહીં. માટે તમારો પોતે જાતેજ તમારાં લશ્કર સાથે આવીને શત્રુઓને હાંકી કહાડવામાં મને મદદ કરવી." પરંતુ તે પ્રમાણે કોઇ પણ રાજા મદદે આવ્યા નહીં. પ્રત્યેક રાજા, પોતાનોજ બચાવ કરી બેસી રહ્યા. અને વિજયસિંહના વિભવની ઇર્ષા કરતા. તમાસો જોવા લાગ્યા.

વિજયસિંહે એ સઘળું જાણ્યું. તેણે અન્તે શત્રુઓના સૈન્ય વચ્ચે થઇને બીજા રાજાઓને મદદે બોલાવવા જવાનો નિશ્ચય કર્યો. તેણે એવો વિચાર કર્યો કે કદાચ તે રાજાઓને હું જાતે તેડવા જાઇશ, તો મદદ કરવા આવશે. વિજયસિંહે એક હજાર સાંઢણીઓ તૈયાર કરી. તે ઉપર સ્વારો બેસાડયા. અને મધ્યરાત્રીના સમયે મરાઠાના લશ્કર વચ્ચે થઇ બિકાનેર ગયો. ત્યાંનો રાજા તેને મદદ કરવાને તૈયાર નહોતો. તેથી તેને દિલગીર થઈ પાછું જવું પડયું. ત્યાંથી તે જયપુર ગયો. ત્યાં ઈશ્વરસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે તેને સ્પષ્ટ રીતે ના કહી નહીં. કારણ કે તે તેનો ગુપ્ત શત્રુ હતો. ઈશ્વરસિંહ પણ વિજયસિંહનો વિભવ, રાજ્ય વિસ્તાર આદિ જોઇ ઇર્ષા કરતો હતો. તોપણ તે તેનાથી ડરતો હતો. વિજયસિંહના આવાગમનની વાત સાંભળી બહારથી મોટો આનંદ પ્રદર્શિત કરતો હતો પરંતુ મનમાં વિચારતો હતો કે સુદૈવયોગે વિજયસિંહ આપણા હાથમાં આવ્યોછે ત્યારે તેને પકડી કેદ કરી મરાઠાઓને સોંપી દઇ આપણે આપણું કામ કાઢી લેવું. વિજયસિંહ આવ્યા પછી તરતજ તેની મુલાકાત કરી આદરસત્કાર કરવા લાગ્યો.

વિજયસિંહના અનુયાયીઓમાં મુખ્ય સરદાર જવાનસિંગ નામનો એક રાજપુત હતો. જયપુરના એક સરદારની પુત્રિ સાથે તેનાં લગ્ન થયાં હતાં. તે સરદાર અને ઇશ્વરસિંહને ઓળખાણ હતી, તેને એવી ભીતિ હતી કે ઇશ્વરસિંહ વિજયસિંહને પકડવાનો પ્રયત્ન કરે છે અને તેથી મોટું રણક્રંદન થઇ બન્ને બાજુના અનેક વીરો પ્રાણમુક્ત થશે. તેથી તે સરદાર પોતાના જમાઈ પાસે આવીને તે વિશે વાત કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે કોઇ પણ કાંઇને નીમિત્તે તમારે આ પ્રાણઘાતક સમયે ગેરહાજર રહેવું. તેના મનમાં એવું હતું કે ભલે રાજાનું ગમે તેમ થાય પણ પોતાનો જમાઇ બચી જાય. તેથીજ તેણે તેને એ પ્રમાણે કહ્યું.

જવાનસિંગને આ બાબતની ખબર પડે તે પહેલાંજ વિજયસિંહ અને ઇશ્વરસિંહની મુલાકાતનો નિશ્ચય થયો હતો. તેથી તેનાથી તેમાં કાંઇ ફેરફાર થઇ શક્યો નહીં. પરંતુ પોતાના સ્વામીને કોઇ પણ પ્રકારે બચાવવાનો નિશ્ચય કરી તે તેજ વખતે ઈશ્વરસિંહ પાસે આવવા નિકળ્યો. અને વિશેષ કાંઈ કહ્યું નહીં.

જે ધર્મશાળામાં વિજયસિંહ ઉતર્યો હતો. તેજ ધર્મશાળા તરફ ઇશ્વરસિંહ આવ્યો અને બન્નેની દ્રષ્ટિ એક થઇ. પરસ્પર આલીંગન દીધું. અને બન્ને એક બીજાને "ભાઇ" કહી એકજ ગાદી ઉપર બેઠા. તે સમયે વિશ્વાસુ જવાનસિંગ પણ ત્યાં હાજર હતો. તે બન્ને રાજપૂત બેઠા પછી જયપુરના રાજાની પાછળ જઇ, એકાએક રાજાના અંગરખાના એક છેડા ઉપર બેઠો.

ઇશ્વરસિંહે પાછળ ફરી જોયું અને પોતાના અંગરખા ઉપર કોણ બેઠું છે તે જોઇ કહ્યું: કેમ જવાનસિંગ! આજે તમે પાછળ કેમ બેઠા છો? તમારી હમેશાં બેસવાની જગ્યા તો તમારા રાજાના જમણા હાથ તરફ છે.

જવાનસિંગે કહ્યું: મહારાજ, તેમ કરવું એ આજના પ્રસંગને અનુસરતું છે. તેણે પોતાના રાજા તરફ ફરીને કહ્યું: મહારાજ! સ્વામી! આપ ઉઠીને ચાલતા થાઓ નહીંતો નાહક તમારા પ્રાણ જશે.

જવાનસિંગને આજે કાંઇક ખાનગી સમાચાર મળ્યા છે એમ સમજી વિજયસિંહ તરતજ ઊઠ્યો. એટલે ઇશ્વરસિંહે પણ ઉઠવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેનાથી ઉઠાયું નહીં. વિજયસિંહને પકડવા માટે તેણે પોતાના સિપાઇઓને અને સરદારોને આજ્ઞા આપી. પરંતુ જવાનસિંગે જયપુરના રાજાના અંગરખામાંથી પોતાનું છુપાવેલું ખંજર બહાર કાઢી તેની છાતી સ્હામુ ઉગામ્યું. અને બોલ્યો: મ્હારા સ્વામીને કંઇપણ નુકશાન થયા વગર જવાદો, નહીંતો આ ખંજર તમારી છાતીમાં ભોંકી દઇશ.

એટલું કરીને પોતાના અનુયાયીઓ તથા વિજયસિંહ તરફ ફરીને બોલ્યો: તમે ઘોડા ઉપર સ્વાર થયા છો એવી ખબર મને આપો એટલે હું તમારી પાછળ આવ્યો છું, એમજ સમજો. વિજયસિંહ ઘોડા ઉપર બેઠો, તેણે પોતાને યોગ્ય હતું એવુંજ વર્તન કર્યું. તે ન્હાસી ગયો નહીં. તેણે પોતાને ઉપડી જવાની ખબર જવાનસિંગને આપી. અને પોતાની તલવાર ખેંચી રાખી જવાનસિંગના આવવાની વાટ જોતા ઉભા.

આ ખબર મળતાંજ જવાનસિંગે પોતાનું ખંજર મ્યાનમાં ઘાલી દીધું, અને જયપુરના મહારાજા સામે આવી નમીને પ્રણામ કર્યા.

જવાનસિંગની આવી સ્વામી ભકિત જોઇ જયપુરના મહારાજા ઘણા ખુશી થયા. અને તેને મહારાજાએ નમીને સલામ કરી. તેને કાંઇ પણ હરકત ન થાય તેમ તેને જવા દીધો. મહારાજાએ પોતાના સરદારો તરફ જોઇ કહ્યું: સરદારો! સ્વામિ ભકિતનું આ કેવું ઉદાહરણ છે તે જુવો! એમના ઉપર શસ્ત્ર ઉગામવાને કોની હિમ્મત ચાલશે વારૂં? જગતમાં સ્વામિ ભકિત એ મ્હોટામાં મ્હોટું માન છે, મ્હોટામાં મ્હોટો યશ છે અને સ્વર્ગના દેવતાઓ પણ એમના ઉપર પુષ્પ વૃષ્ટિ કરે છે. જેણે જેનું લુણ ખાધું છે તે, તેણે હલાલ કરવું જોઇયે. ક્ષુદ્ર પશુ પક્ષીઓ પણ સ્વામી ભકિત કરવા ચુકતાં નથી. તો તમે મનુષ્ય છો. જેનું અન્ન ખાઓછો તેની ભકિત કરવાને શામાટે પછાત પડવું જોઇયે? સરદારો! સ્વામીની સેવા કરવી એ સેવ્ય જનોનો ધર્મ છે. તેથીજ ઇશ્વર રાજી થાય છે. અને તેવા સ્વામિભકત મનુષ્યને સંસારમાંજ સ્વર્ગસમાન સુખ મળે છે.

"મકરંદ"

એક ન્હાની વાર્તા.

# રાધા મદ મર્દન.

૧

કેટલીક સ્ત્રીઓને પોતાના શરીરની સુંદરતાનું અભિમાન હોય છે, અને તે અભિમાન રૂપી વિષ-ઝેર-ને યોગે તેના સ્વભાવમાં પણ વિષની અસર થાય છે. જેઓના સ્વભાવમાં વિષની અસર થઇ કે પછી નાના પ્રકારના બનાવો બનવાનું પુછવુંજ શું? કાં તો પોતાનો પતિ હોય કે કાં તો બીજો ગમે તે પુરૂષ હોય! પરંતુ નાના પ્રકારના છળ, કપટ, પ્રપંચ અને પાપનાં ઉદાહરણો જોવામાં આવે છે. અને તેમાંથી કેટલીક વખતે ભયંકર પરિણામ આવે છે. હમણાંનો સમય, પાછલા સમય કરતાં એટલો વિલક્ષણ થઇ ગયો છે કે સ્ત્રીઓ પોતાની ઇશ્વરદત્ત સુંદરતાનો લાભ પોતાના વિવાહિત પતિને આપવાને બદલે પોતાનાજ જેવા અન્ય સુંદર દેહધારી મનુષ્યોને આપી ઇશ્વરના ઘર સુધી પાપનો પુંજ બાંધી જાય છે. પરંતુ જેવી પોતાના દેહની સુંદરતા વડે જગતનાં મનુષ્યોને આનંદ આપે છે તેવોજ આનંદ આપવા મનની સુંદરતા વડે સ્વર્ગના દેવો અને ઇશ્વરને આનંદ આપવા પ્રયત્ન કરતાં નથી! જે ઇશ્વરે મનુષ્યનો જન્મ આપ્યો છે. તેણે જે કાયદાઓ બનાવ્યા છે. તેને વાંચવાની પણ કેટલીક સ્ત્રીઓ મેહેનત લેતી નથી. તેમજ જેમ શરિર ઉપર ચઢેલો મેલ દરરોજ ધોઇ સાફ કરવામાં આવેછે તેમ મન ઉપર ચઢેલો જુદા જુદા દોષો રૂપી મેલને ધોઇ સાફ કરતાં હોય તો ખચિત્ તેઓ આલોકમાં અને પરલોકમાં ઇશ્વરના દરબાર સુધી યશ અને સુખ મેળવ્યા વિના રહે નહી! જેઓને સુંદરતાનો મદ ચઢે છે તેઓને માટે પુરાણોમાં એક ઉદાહરણ આપ્યું છે અને તે વાંચવાથી પ્રત્યેક સ્ત્રીઓ જાણી શકશે કે મિથ્યા અભિમાન ઇશ્વરને પણ પ્રીય નથી. અને તે એક સમયે તેનું મર્દન કર્યા વિના રહેતો નથી.

એક સમયે રાધાને એવો ગર્વ થયો કેઃ મેં કૃષ્ણનું અંતઃકરણ જીતી લઇ તેને કેવળ પોતાના ગુલામ-દાસ જેવો બનાવ્યો છે. પરંતુ સર્વનાં અંતઃકરણોની સ્થીતિ યથા સ્થિત જાણનાર અને વિશ્વમાં વિચરતાં મનુષ્યોના હૃદયથી જરા પણ અપરિચિત્ નહિં એવા કૃષ્ણના જાણવામાં એ વાત આવી. રાધાના આવા મિથ્યા મદનું મર્દન કરવું અને તેને કાંઇક શિખામણ આપવાને ઇચ્છા કરી. એક દિવસ રાધા અને કૃષ્ણ બન્ને નંદન વનમાં ફરતાં હતાં. બન્ને જણ ફરતાં ફરતાં ફૂલોની સૌગંધીવાળા ધીચ પ્રદેશમાં એક પત્થર ઉપર સ્હામ સ્હામાં બેઠાં. કૃષ્ણ એકદમ સ્તબ્ધ થઇ ગયા અને રાધાના સ્હામુ જોઈ પછી પૃથ્વિ તરફ મ્હોડું કરી હસી દીધું. એ જોઇ રાધાએ હસવાનું કારણ પુછ્યું. તોપણ તે કાંઈ બોલ્યા નહી! બે ચાર વખત પુછવાથી કૃષ્ણે કહ્યું: બિંબાધરે! છટ છટ! એમાં શું પુછવું? એતો જરાક અમસ્તુંજ!" રાધાએ કહ્યું: નહિં! તમે જુઠું બોલોછો. મ્હારા સમ! સાચું કહો! કૃષ્ણે પાછો ઉડાઉ જવાબ આપ્યો: આ સકળ જગતના જીવો કેવા મ્હારે આધિન છે અને હું સર્વમાં કેવો એક છું તે જાણીને મ્હને હસવું આવ્યું." આ સાંભળી થોડીકવારે રાધાએ પણ કૃષ્ણનું અનુકરણ કર્યું અને ખડખડાટ હસી દીધું. એ જોઇ કૃષ્ણે તેનું કારણ પુછ્યું. રાધાએ કહ્યું: મહારાજ! તમે

અખિલ વિશ્વના સ્વામીછો, છતાં પણ હું તમારાથી એછછું. હું તમારા ઉપર કેવો હુકમ ચલાવુંછું. તમે આખા જગતને વશ રાખોછો પણ મેં તમને કેવા મ્હારે આધિન બનાવ્યાછે? આ વિચાર આવવાથી મ્હને હસવું આવ્યું" કૃષ્ણે ઉત્તર આપતાં કહ્યું: હે કમલ નયને! ત્હારો ગુલામ ન બને એવો વિશ્વમાં કોણ છે? ત્હારાં કમલ જેવાં નેત્રના કટાક્ષવડે ત્હારે ચરણે પડે એવો ત્રણ લોકમાં એક પણ મનુષ્ય પ્રાણી નથી. મધુરવદને! તમારી સુંદરતા વડે મ્હોટા મ્હોટા મુનીઓ પણ વશ થાય તો પછી હું શી ગણતીમાં!" અનંત લીલાધારી કૃષ્ણે આવા શબ્દો કહેતાં કહેતાં રાધાને પોતાના પગ ઉપર સ્થાન આપ્યું. અને હર્ષથી ચુંબનો કરવા લાગ્યા. ત્યાર પછી કેટલીક આડી અવળી વાતો કરી કૃષ્ણ અને રાધા ચાલ્યાં ગયાં.

## ૨

કેટલાક દિવસ નિકળી ગયા પછી એક દિવસ યમુના નદિના કિનારા ઉપર એક રમણીય સ્થળે રાધા એક દાસી સાથે ગયા અને કૃષ્ણને બોલાવવા એક દાસી મોકલી. તે દિવસે મેહેલમાંથી નિકળતાં પહેલાં રાધા, નાના પ્રકારના અલંકારો અને વસ્ત્રો ધારણ કરી પોતાના શરિરને સુશોભિત કરવા ગુંથાઇ હતી. તે શ્યામવર્ણો મનોહારી કૃષ્ણને આનંદ આપવાના અને તેના મનને હરણ કરી લેવાના વિચાર વમ્મળમાં હતી. વસ્ત્ર પહેરતી વખતે અનેક વિચારો કર્યા. ઘડિકમાં એક સાળુ હાથમાં લઇ તેના સ્હામુ જોઇ પાછો ફેંકી દીધો. કેટલીક વારે એક આકાશ રંગનો સાલુ પહેર્યો. હાથમાં રત્નજડિત કંકણો પહેર્યાં. કંઠે પંચ રત્નોનો હાર પહેર્યો. નેત્રમાં ઝીણું અંજન કર્યું. હાથની એક આંગળીએ મણિમુદ્રા પહેરી. પગમાં ઝીણી ઝીણી ઘુઘરીઓવાળાં ઝાંઝરો પહેર્યાં. કમ્મરે કટિમેખલા લટકાવી. માથાના વાળને સ્વચ્છતા પુર્વક ઓળી લીધા. એક પણ વાળ આઘો પાછો થાય નહિં અથવા છુટો પડી જાય નહિં તેમ બરોબર સભાળી લીધી. બરોબર સીધો સેંથો પાડી વચમાં સિંદુર પુર્યું. ચોટલાને ગુંથી અંબોડો વાળ્યો. ત્યાર પછી એક ફુલોનો ગુચ્છ લઇ વેણિમાં ખોસ્યો. શરિરે સૌગધીક દ્રવ્યો ચોળી જાણે નંદન વનનું એક સુગંધિત વૃક્ષ હોય તેજ પ્રમાણે તૈયાર થઇ એક મ્હોટા આરસા સ્હામુ ઉભી રહી પોતાના શરિરની સુંદરતા જોવા લાગી. આરસામાં પોતાના અપ્રતિમ સૌંદર્યનું પ્રતિબિંબ જોઈ અતિ આનંદ પુર્વક, મોરની પેઠે મ્હોટે અવાજે બોલી: કૃષ્ણ! તું મ્હારો દાસ છે. આજે હું ત્હારા સ્હામું આમ વાંકી દ્રષ્ટિએ જોઇશ, નહીં નહીં આમ વાંકી દ્રષ્ટિએ જોઇશ હંસણી પ્રમાણે નાચતી નાચતી ત્હારી પાસે આવીશ. કોકિલા જેવું ગાયન ગાઇને ત્હારૂં ચિત્ત મ્હારામાં તલ્લિન કરીશ. ત્હારી પાછળ ઉભી રહીને મ્હારી વેણીમાં ખોસેલુ ફુલ એક હાથે ત્હારા નાક આગળ ધરીશ. અને ત્યાર-પછી મ્હારા બંને હાથ ત્હારા કંઠમાં વિંટાળીને ત્હારા રક્ત વર્ણ, પ્રવાલ સમાન બન્ને ઓઠોનું સારી પેઠે ચુંબન લઇશ. અહા! તે વેળા મ્હને કેટલો આનંદ થશે. કૃષ્ણ તું મ્હારોજ છે. તું બીજી કોઇનો નથી. મ્હેં ત્હારૂં અંતઃકરણ સારીપેઠે જીતી લીધું છે. એટલે તું મ્હારા ઉપર આશક્ત થશે. તે વેળા તું મ્હને ચુંબન, આલિંગન દેવા તયાર થશે. પરંતુ ત્હારો હાથ તરછોડી નાંખી હું રિસાઇને બેસીશ. તું મ્હારા કાલાવાલા કરશે. તો પણ હું માનીશ નહિં. જ્યારે તું હારીને મ્હારે પગે પડશે ત્યારે હું હસી દઇસ. અહા! મ્હારી સુંદરતા ઉપર તે કેવો મોહ પામ્યો છે? કૃષ્ણ! મ્હારા જેવી બીજી સુંદર કોણ છે? ત્રૈલોક્યમાં ગમે ત્યાં જાય છે તો પણ તું મ્હને ને મ્હનેજ જુવે છે. અહા! એટલું કહી રાધા પોતાની દાસી સાથે યમુના કીનારે જઇ કૃષ્ણને તેડવા દાસી મોકલી.

સુર્યાસ્ત સમયે, સુંદરતાની કેવળ લતિકા જેવી રાધા, હાથમાં સુગંધિત્ પુષ્પની માળા, મધૂર ફળો અને કેટલાક મિષ્ટ પદાર્થો લઇ મેહેલમાંથી બહાર નીકળી અને એક ગુપ્ત માર્ગે, જે સ્થળે પોતાના હ્રદય પ્રીય કૃષ્ણ સાથે અનેક રાત્રીઓ સુખમાં વિતાડી હતી તે યમુનાના કિનારે આવી પહોંચી. અભિસારિકા રાધા મ્હોટાં ઉત્સાહમાં આવી હતી. પરંતુ કૃષ્ણ હજી આવ્યા નહીં! જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ રાધા આનંદથી પ્રફુલિત્ થઇ હતી, તે કરમાવા લાગી. પરંતુ તે કાંઇક કામમાં ગુંચાયા હશે. થોડીક વારમાં તે આવી પહોંચશે એવા વિચારો કરી પોતાના મનનું સમાધાન કરવા લાગી. ઘણો સમય વિતી ગયો પરંતુ કૃષ્ણ આવ્યા નહીં. એટલામાં વેગળે એક ઝાડની નીચે કોઇના પગલાંનો અવાજ સંભળાયો કદાચ કૃષ્ણ ત્યાં સંતાઇ રહ્યા હશે એવો શંસય આવ્યાથી રાધાએ મધૂર કંઠે કહ્યું. હે ગોવિંદ! હે ગોપાળ! હે મુકુંદ! હે રાધા રમણ! એવી બુમો પાડવા લાગી. પણ કાંઇ ઉત્તર મળ્યો નહિં. સૂર્ય નારાયણ અસ્ત પામી ગયા. આકાશ શ્યામ વર્ણ જણાવા લાગ્યું. પરંતુ આકાશની શ્યામતા કરતાં પણ અધિક શ્યામ અને તેજ:પુંજ એવા કૃષ્ણ ભગવાન આવ્યા નહિં. પક્ષિઓ કિલ્બિલ્ કિલ્બિલ્ શબ્દ નાદ કરતાં પોતાના માળામાં ભરાઇ ગયાં. ગાયો પણ ગૌશાળામાં બંધાઇ ગઇ. આખો દિવસ મેહેનત કરનાર સંસારીજનો પોત પોતાને ઘેર ચાલ્યા ગયાં. પરંતુ મનોહારી કૃષ્ણ રાધાના હ્રદય મંદિરમાં આવ્યા નહિં. તે તો કોણજાણે કેટલે વેગળે હતો!

આ સમયે ચારે તરફ્ શાંતતા પ્રસરેલી હતી. પરંતુ રાધાના અંતઃકરણમાં શાંતતા થઇ નહોતી. જગત્ના બાહ્ય પ્રાંતની શાંતતા કરતાં રાધાના હ્રદય જગત્ની ચંચળતા અતિશય વધતી હતી. તે પોતાના મન સાથેજ કહેવા લાગી. શું મ્હારો પ્રીય નહિં આવે? છટ્ છટ્! મ્હારા અદ્વિતીય પ્રેમનું પાન કરવા તેને બોલાવ્યો છે તેથી તે આવ્યા વિના કદી પણ રહેશે નહીં. આકાશમાં ચંદ્ર ઉદય થશે તેજ વખતે મ્હારા હ્રદયનો ચંદ્ર કૃષ્ણ પણ ઉદય થશેજ. હે ચંદ્ર! તું મ્હારા કૃષ્ણ ચંદ્રને લઇનેજ ઉદય થજે. થોડીવારમાં ચંદ્ર ઉદય થયો. જગત્ ઉપર પથરાયલા અંધકારને વેગળો ખસેડી ધવલ પ્રકાશથી જોનારનાં હ્રદયને આનંદ આપવા લાગ્યો. પરંતુ ચંદ્રે તેની વિનતી સ્વિકારી નહિ! તે નિષ્ઠુર હ્રદય ચંદ્ર એકલોજ આકાશ પટમાં આવી ઉભો રહ્યો. ચંદ્રને ઉદય થતો જોઇ રાધાએ વક્ર દ્રષ્ટિએ તેના સ્હામું જોયું. અને તિરસ્કાર આપતાં બોલીઃ ચંદ્ર! શું મ્હારૂં અપમાન? મ્હારા ચંદ્રને વેગળો ખસેડી તું એકલોજ ઉદય થયો એ મ્હારાથી સહન થતું નથી."

થોડીવાર ત્હેના સ્હામુ જોઇ રહી. પછી બોલવા લાગી! અરેરે ચંદ્રનો પ્રકાશ મ્હારા અંતઃકરણને કેવળ વડવાનળ જેવો લાગે છે. બસ! હવે મ્હારે કૃષ્ણ ઉપર આટલી બધી પ્રીતિ રાખવી નકામી છે. હવે જો તે અહીં આવે તો તેને કઠોર શબ્દોવડે મ્હેણાં મારીશ. અને તેના સ્હામું પણ જોઇશ નહિ! તે આવીને ઉભો કે હું ચાલતી થઇશ. પોતે કોણ જાણે ક્યાં મોજશોખમાં પડ્યો હશે. અને મ્હને ચંદ્રનાં પ્રખર કિરણોવડે તથા મદનનાં તિવ્રબાણવડે વિંધાતી ટવળાવી છે! મ્હારામાં કેટલી કઠોરતા છે તે હું આજે એને સારી પેઠે બતાવીશ. તે નિષ્ઠુર હ્રદયનો અહીં આવ્યા પછી મ્હારા મનનું સમાધાન કરવા અનેક શબ્દો બોલશે પરંતુ હું તો તેને એક એક એવા શબ્દબાણથી વિંધતી ચાલી જઇશ કે તેને પણ સારેજ ખબર પડશે.

૪

રાધા આ પ્રમાણે ક્રોધના જુસ્સાથી લાલચોળ જેવી થઇ ગઇ. પરંતુ તેનો ગુસ્સો મનમાંને મનમાંજ રહ્યો કારણ કે હજુ સુધી કૃષ્ણ આવ્યા નહિ. હવે અકળાઇ અને ઘેર જવાને ઘણી વેળા તૈયાર થઇ. પરંતુ તેના પગ ઉપડતા નહોતા તે બોલવા લાગી. આહ ! હજુ સુધી મ્હારા મનની ભ્રમિત્ સ્થીતિ થાય છે તેનું કારણ શું ? આજથી મ્હેં નિશ્ચય કર્યો કે હવેથી તેના ઉપર કદી પણ પ્રીતિ રાખીશ નહિ છતા પણ ઘેર જવાને મ્હારા પગ કેમ ઉપડતા નથી ? ધીમે ધીમે રાધાનો ગુસ્સો શાંત પડ્યો. તેને દુઃખના ખરા સ્વરૂપનું ભાન થયું. તેનું અંતઃકરણ ખળભળી ઉઠ્યું તેના નેત્રોમાં વારંવાર આંસુ ભરાઈ આવવા લાગ્યા હાથમાં ઝાલેલી ફુલની માળા કરમાઇ ગઇ એ કરમાયલી માળા તરફ જોતાં તેને વિશેષ દુઃખ થયું. તે અતિ દીન મુખમુદ્રાએ બોલી ખરેખર હું તે કૃષ્ણને યોગ્ય નથી જે કામદેવ જેવા મહાબળવાન દેવને પણ જીતનાર તેના મ્હો આગળ હું કેટલીક ક્ષુદ્ર ? એવા મહાબળવાન દેવતાને મેં મ્હારા દાસ બનાવ્યા છે એવું મિથ્યા અભિમાન થયું હતું પરંતુ તે મ્હારૂં મુર્ખપણું હવે મ્હને જણાઇ આવ્યું. પોતાની સુંઢવડે પોતાનાજ માથા ઉપર કાદવ નાખનાર હાથી પ્રમાણે મ્હારા દુઃખનું હું પોતેજ કારણ થઇ પડી છું આહ ! હવે મ્હને મ્હારા દુઃખનું કારણ જણાયું. અભિમાન એજ દુઃખનું મૂળ છે ! અભિમાન એજ આનંદ નાશ કરનાર છે. અને અભિમાન એજ સુખના મીઠા ફળોને સુકાવી નાખનાર છે ' રાધાનું અંતઃકરણ અતિશય વિહ્વળ થયું. તે રોધાર આંસુએ રડવા લાગી

રાધાની દીન, દુઃખી અવસ્થા જોઇ કૃષ્ણને દયા આવી. રાધા જ્યાં ઉભી હતી ત્યાંથી પાછળના ભાગમાંથી મોરલીનો મધુર સ્વર આવવા લાગ્યો. રાધાને પોતાને અંતઃકરણમાં પોતે જાતેજ કૃષ્ણ છે એવું ભાન થયું. અહા! આ વખતે તેના આનંદનો શું પાર હતો? આનંદને લીધે તેનો કરમાયલો ચ્હેરો પ્રફુલ્લ થયો. પોતાનું-રાધાનું-સ્વરૂપ ભુલીજઇ પોતેજ જાણે કૃષ્ણ છે એવું જોવા લાગી. આનંદને લીધે તે નાચવા લાગી. રાધા અને કૃષ્ણ એ બે જુદાં છે એવો દ્વૈત ભાવ ભુલી ગઇ. તેની નજર આગળ એક નવીન, આનંદમય, સુખમય અને શાંત જગતું ઉભેલું જોયું. જગતૂના અનેક જીવો દીઠા. તે વેળા તે જગતૂને, ઘરબારને અને પોતાની જાતને સુધ્ધાં ભુલી ગઈ. પોતાના પ્રીયકરતુંજ શરિર જાણે બદલી લીધું હોય તેમ થવાથી તેના દુઃખનો અંત આવી ગયો. પરંતુ આવી આનંદદાયક સ્થીતિમાં તે કેટલો વખત રહેશે તેનું તેને ભાન નહોતું. જ્યારે તે જાગૃતાવસ્થામાં આવી અને પોતાના અસલ સ્વરૂપનું ભાન થયું ત્યારે પ્રાતઃકાળ થયો હતો.

પ્રાતઃકાળે-સૂર્ય વાદળમાં સંતાયો હતો. રાધા જાગૃત થઇ આંખો ચોળતી સુખ સ્વપ્નને યાદ કરતી ઉઠી બેઠી થઇ. ગભરાયલે ચ્હેરે કૃષ્ણને શોધવા લાગી. ઢોંગી કૃષ્ણ આંખ મીચી બાજુએ સુતેલા હતા. રાધાના ઢંઢોળવાથી આંખો ચોળતા અને આળસ મરડતા કૃષ્ણે કહ્યું મ્હને અત્યારથી શામાટે જગાડયો. રાધાએ તેના બન્ને હાથ પકડી કહ્યું. મહારાજ! તમારા એવા ઢોંગથી હવે હું છેતરાવાની નથી. કહો, તમે ખરેખર ઊંઘતા હતા? જાગવા છતાં ઉંઘવાનો ઢોંગ કરી પડી રહ્યા નહોતા? તમે તો રાત દિવસ, જાગૃત, અને સુષુપ્તિ અવસ્થાથી વેગળાજ રહો છો. તમારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ હવે મ્હને બરોબર સમજાયું છે તેમ છતાં પણ તમે ઉંઘવાનો ઢોંગ કરો છો એ શું કહેવાય?

કૃષ્ણે કહ્યું: હા, હું ઢોંગીજછું. પરંતુ જેઓ મ્હારા ખરા સ્વરૂપને જાણેછે તેની પાસે તેવો ઢોંગી નથી. મ્હારા ભક્તો સાથે હું અંતઃકરણ ઉઘાડું કરી દઉંછું.

રાધાએ પ્રશ્ન કર્યો: ત્હારા જેવા જગતૂની જુદી રચના કરનારને જુદો શા માટે નહિં કહેવો જોઇએ?

"હું જુદોછું, એ હું કબુલ કરૂંછું. પરંતુ બધાની સાથે જુદો નથી. જેઓ મ્હારા ખરા સ્વરૂપને જાણવાની ઇચ્છા કરે છે. તે મ્હને જાણી શકે છે. અને તેમના મનમાંથી આ જગતનું મિથ્યાપણું પણ ત્વરિત ચાલ્યું જાય છે." કૃષ્ણે ઉત્તર આપ્યું.

"અમે ત્હમારાથી જુદાં છીયે એવા વૃથા ભ્રમમાં નાંખી અમને બધાને ફસાવોછો તો પછી તમને પ્રપંચી શા માટે ન કહેવા?" રાધાએ જરાક ગુસ્સામાં પુછયું.

કૃષ્ણ: હું પ્રપંચીછું એવું હું કબુલ કરૂંછું. પરંતુ જેઓ મ્હારાથી વેગળાછે તે પોતાની જાતેજ પ્રપંચમાં પડયા છે અને તેથી પણ વધારે પ્રપંચમાં પડશે.

"તમે મ્હોટા ચોર છો એવું કબુલ કરો. કારણ કે સઘળાંને માયાના આવરણ તળે રાખી આત્મ સ્વરૂપ સુખથી વેગળાં રાખો છો" રાધાએ હજુ પણ કહ્યું.

કૃષ્ણ: હા, હું ચોરછું. પરંતુ જેઓ પોતાના ખરા સ્વરૂપને ભૂલી જઇ મોહજાળમાં સપડાય છે તેનેજ હું લુંટું છું.

રાધા: તું મહા દુષ્ટ અને ક્રૂર છે એ કબુલકર! કારણ કે પ્રાણી માત્રના દુઃખથી તું પ્રસન્ન થાય છે. પરંતુ ત્હને જે રમત થાય છે તે પ્રાણીઓને મૃત્યુ સમાન જણાયછે."

કૃષ્ણઃ જેઓ પોતાના આત્મા સાથે કૂરતાથી વરતે છે તેની સાથેજ હું કૂરતાથી વરતુંછું. હું કૂરતાથી વરતુંછું છતાં દયાળુછું. કારણ કે દુઃખને અંતે સુખ છે. તેમજ યોગ્ય સમયે હું સઘળાં ને મ્હારી પાસે બોલાવુછું. મ્હારી નિષ્કાળજી વડે એક ક્ષુદ્ર પ્રાણી પણ મરણ પામતું નથી.

રાધાઃ ત્યારે તું અપવિત્ર અને વ્યભિચારી છે, તે કબુલ કર. કારણ કે જેમ સમુદ્રના ઉદર ભાગમાં અસંખ્ય જીવ જંતુઓ છે તેની પેઠેમજ ત્હારા ન્હાના મનોદરમાં આખું જગતછે.

કૃષ્ણઃ હું વ્યભિચારીછું. આ જગતની સઘળી વસ્તુઓ મ્હારા વ્યભિચાર વડેજ છે. અને પ્રત્યેક આત્મા મ્હારોજ પોતાનો અંશ છે. જેમ હમણાં તેં કર્યું તે પ્રમાણે જેઓ પોતાને ભુલીજઇ મ્હારા ઉપર નિર્મળ પ્રેમ રાખેછે. તેને તેજ સમયે મ્હારા સ્વરૂપમાં તલ્લિન કરી દઉંછું.

કૃષ્ણના આવા ભાષણથી રાધાને ઘણોજ આનંદ થયો. અને તે બોલીઃ હે દેવ ! તમે ઢોંગી, પ્રપંચી, જુઠા, ચોર, કૂર, અપવિત્ર અને વ્યભિચારી છો એ સાંભળી મ્હને ઘણોજ આનંદ થાય છે. હું તે તું અને તું તે હું, કોઇ કોઇનામાં ભેદ નથી. કોઇનામાં દ્વૈતત્વ નથી.

• • • •

વાંચક ! આ ન્હાની વાર્તામાં સમાયલો ગર્ભિત અર્થ લક્ષ પૂર્વક ધ્યાનમાં રાખવો. રાધાને જે સમયે ગર્વ થયો કે મ્હેં કૃષ્ણને દાસ બનાવ્યો છે તે વેળા જોકે કૃષ્ણે હા કહી હતી તોપણ કૃષ્ણ તેને આધિન નહોતા. પરંતુ જે વેળા તેને પોતાના અભિમાનનો પશ્ચાતાપ થયો અને તે મિત્રભાવ તજી એકત્વ પામી–તન્મય થઇ–તેજ સમયે કૃષ્ણ તેનાજ થઇ ગયા. અર્થાત્ રાધા સ્વતઃ કૃષ્ણ રૂપજ બની ગઇ.

મદનું મર્દન એજ ઇશ્વર કર્તવ્યનું છે. જગતમાં જેઓ મદ અને મોહ રાખે છે તેઓને નાના પ્રકારનાં દુઃખો ભોગવ્યા વિના છુટકો નથી. પરંતુ જેઓ મોહજાળને વેગળી ફેંકી દઇ ઇશ્વરની લીલાને સમજી જઇ તન્મય થઇ રહેછે તેનેજ પરમાત્માના ખરા સ્વરૂપનું ભાન થઇ અનહદ આનંદ મળે છે.

**સૃષ્ટિનાં પ્રાણી માત્ર સાથે પ્રેમભાવથી વર્તવું એજ સ્વર્ગ મેળવવાનો હેલો રસ્તો છે.**

" મકરંદ "

A widely circulated monthly magazine.

શ્રી હરિઃ

# ભારત જીવન.

પુ. ૪. એપ્રીલ.
અંક ૪. ૧૯૦૬

को धर्मो भूतदया। किं सौख्यमरोगिता जगति॥
कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः॥

ભાવાર્થ: ધર્મ કોનું નામ? પ્રાણી માત્ર ઉપર દયા, સુખ કયું? જગતમાં કોઇ ઉપર રાગદ્વેષ નહીં તે, સ્નેહ કોનું નામ? સદાકાળ સર્વ (મનુષ્યો) સાથે સદ્ભાવથી રહે તે અને પાંડિત્ય કોનું નામ? જે (મનુષ્ય) સારાસારને જાણે તે.

મેનેજર

દાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા,

કાલબાદેવી રોડ મુંબઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૬-૦ પોસ્ટેજ સાથે.

BHARAT JIVAN PRESS BOMBAY.

## સ્વદેશી કાગળ ઉપર છપાતું માસિકપત્ર.

અનુક્રમણિકા.



### ભેટો વિગેરે સંબંધી વધુ ખુલાસો ગયા અંકની સુચનાઓ વાંચવાથી મળશે.

ભારત જીવનનું લવાજમ રૂ. ૨-૭-૦ પોસ્ટેજસાથે, વાર્તાવિનોદનું લવાજમ રૂા ૧-૮-૦ પોસ્ટેજ ૦-૪-૦ (ભારત જીવનના ગ્રાહકોને પોસ્ટેજ માફ.)

આ વખતે મુંબઇમાં ઘણો સખત પ્લેગ ચાલે છે. અને તેથી લોકોમાં ત્રાસ ફેલાયો છે લોકો બહારગામ નાસભાગ કરી રહ્યા છે. આ ત્રાસને લીધે અમારા છાપખાનાના કામદા વર્ગમાં પણ નાસભાગ હોવાથી ભેટો માટે સહજ વિલંબ થશે ગુણજ્ઞ ગ્રાહકો ક્ષમા કરશે ખુલાસા માટે પત્રવ્યવહાર રીપ્લાયકાર્ડ અથવા ટીકીટ મોકલી કરવો.

| | |
|---|---|
| એજંટ<br>મી. ડી. એમ. પડયા. | માલેક અને મેનેજર ભારત જીવન<br>કાલબાદેવી રોડ-મુંબઇ |

પાન કરી અમે જીવિત અવલંબન કરી રહ્યા છીએ. અને એજ માતાના સ્તન પાન વડે હજુ અમારાં બાળકો વૃદ્ધિ પામનાર છે. એ ભૂમાતાના શરીરમાં તે દૂધ, પરમેશ્વરે અમારે માટેજ ઉત્પન્ન કર્યું છે. તે દૂધ ઉપર અમારો નિસર્ગદત્ત હક છે. તે દૂધ ઉપર અન્ય કોઇ વ્યક્તિનો હક્ક નથી. જે દેશમાં જે મનુષ્યો જન્મે છે તેજ દેશ–તેજ તેની જન્મદાત્રી માતાના દૂધ ઉપર તે મનુષ્યોનો હક્ક પરમેશ્વરે નિર્માણ કર્યો છે. હિંદ માતા, ત્રીશ કોટી બાળકોની પ્રસવ દાત્રી માતા છે. અન્ય માતાનાં બાળકો અમારી સાથે માત્ર રમવાનેજ આવ્યાં હતાં પરંતુ અમારા જેવા વ્હાલા પુત્રોનો આગ્રહ જોઇ અમારી આર્ય ભૂમાતાએ અન્ય માતાનાં બાળકોને ઉદાર અને સહૃદય અંતઃકરણે અમારી સાથેજ પોતાના સ્તનનું પાન કરવા દીધું. પરંતુ તે માત્ર અમારી માતાની ઉદારતાજ હતી! અમારી માતાના સ્તનનું પાન કરવાનો તેમને હક્ક નહોતો, કારણ કે તેને ત્રીસ કોટી સંતતિ છે. તો પછી તે બીજાં બાળકોની શા માટે ઇચ્છા રાખે? અમારી ભરતભૂમિ વાત્સલ્યની દેવી છે। અમારી ભરતભૂમિ મૂર્તિમંત પ્રેમલતા છે. વેદમાં તેનાં જે યશોગાન ગાયાં છે તે પ્રમાણે "**पुराणी देवी युवतिः पुरंध्री** છે, તે અનુભવમાં વૃધ્દ છે તે સૌંદર્યમાં તરુણ છે. અમો ત્રીસ કોટી બાળકો ઉપર તેની સમાન મમતા છે, ત્રીસ કોટી કંઠમાંથી "**मातृ भूमि त्हने नमस्कार हजो**" એવો મંજુલ કલરવ સાંભળી તેને અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે. એવી એ પ્રેમમયીને "**माता**" કહેવાનું મહદ્ભાગ્ય જેના પ્રસાદ વડે અમને મળ્યું છે તે પારલૌકિક આદિશક્તિને અને અમારી એ ઐહિક પરમેશ્વરી આર્યભૂમાતાને અમારા સદૈવ પ્રણામ હજો!

આર્ય ભૂમાતાના ભાગ્યની ગણના કોણ કરી શકશે? **असि तगिरि समस्यात् कज्जलम् सिंधुपात्रे। सुरतरुवर शाखा लेखिनी पत्रमूर्वी। लिखति यदि गृहीत्वा शारदा सर्व कालम्।** તો પણ હે આર્યમાતા! ત્હારા ગુણ ગૌરવનો પાર મળવાનો નથી! સર્વ જગત્ તલ ઉપર હજારો ભૂભાગ છે. પરંતુ આર્ય ભૂ જેવી રમણીય ભૂમિ બીજી કોણ છે? એ તારા ગુણ–ગૌરવ જોવાને માટે હિમાલય પર્વત ઉઠી ઉભો થયો અને તેણે પોતાનું માથું એટલું ઉંચું કર્યું કે સકળ વિશ્વના ભૂ પ્રદેશને જોઇ શકે. પરંતુ તેને ત્હારા જેવી રમણીયતા કોઇપણ ભૂ પ્રદેશમાં જણાઇ નહીં ભૂ લોક ઉપર ત્હારા જેવી રમણીયતા જોવાથી, જયવડે ઉત્સાહ પામેલો હિમાલય સ્વર્ગના દ્વાર ઉઘાડી તેમાં પેઠો. પરંતુ હે આર્ય માતા! ત્યાં ત્હારા જેવી રમણીયતા મેળવવાને બદલે કાંઇક જુદુંજ જોવામાં આવ્યું! હિમાલયનાં હિમધવલ શિખરો જોઇ, ઇંદ્રની અમરાવતીમાંની અપ્સરાઓ એકદમ દોડી આવી. તે સઘળી અપ્સરાઓ હિમાલયને ગળે વળગી આલિંગન દેવા લાગી. તેજ સમયેથી અમરાવતીનો ત્યાગ કરી હિમાલય ઉપર સ્વચ્છંદપણે વિહાર કરી રહી છે. આ સમાચાર સાંભળતાંજ આશ્ચર્યોત્સુક ગિરિજાએ, પોતાનું નિવાસસ્થાન ગિરિજારમણ સહિત તેજ પ્રાસાદ–સુંદર હિમનગ ઉપર લાવી મુક્યું. હે આર્ય ભૂમાતા! શ્રીશંકરને પોતાના અસ્તિત્વનો ચમત્કાર બતાવવાનું યોગ્ય લાગ્યું તેવા હિમાલયવડે તું યુક્ત શોભે છે! **यम् सर्वशैलाः परिकल्पवत्सं, मेरौस्थिते, दोग्धरि दोहदक्षे। भास्वन्तिरत्नानि महौषधींश्च, पृथूपदिष्टाम् दुदुहुर्धरित्रीम्** " હે આર્ય માતા! એવા હિમાલય વડે તું સમ્પન્ન છે. સૂર્ય સાથે પ્રતિરોધ કરવા ઇચ્છનાર મહાનુભાવ વિંધ્યાદ્રિ વડે તું સમ્પન્ન છે. સહ્યાદ્રિ વડે તું સમ્પન્ન છે. હિમાલય, સહ્યાદ્રિ અને વિંધ્યાદ્રિ જેવા પ્રમુખ નગો વડે અધિષ્ઠિત એવી ભૂમાતાને અમારા પ્રણામ હજો. હે આર્યમાતા! મનુષ્યો

કરતાં દેવ શ્રેષ્ઠ, દેવમાં મહાદેવ શ્રેષ્ઠ, પરંતુ મહાદેવના મસ્તિષ્ક ઉપર આરૂઢ થયલી ભાગીરથીએ ત્હને પુનિત કરી છે. સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, ગંગા, યમુના, એવાં રૂપવડે, હે ભૂ માતા! ત્હેં ત્હારાં પ્રિય બાળકો માટે સ્વર્ગીય પયસુધાની અખંડ ધારાઓ વહેવડાવી છે. સિંધુ અને બ્રહ્મપુત્રા, ગંગા અને યમુના, નર્મદા અને ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી, એવી એવી તરંગિણી વડે સમ્પન્ન થયેલી ભૂમાતાને અમારા નમસ્કાર હજો! હે આર્ય ભૂમિ! જે પ્રદેશનાં પ્રફુલ્લ કમળો શિવાય લક્ષ્મીને અન્ય નિવાસ સ્થાન પ્રિય નથી, જે પ્રદેશના હંસને મુક્તાફળનો ચારો મળેછે, અને "मृदुलनाल मृणाल कंदरं" નો ફરાળ કરેછે તે માનસ સરોવર વડે તું વિભૂષિતા થયલી છે! **इदम् तीर्थम् समम् सौम्यं सुजलम् सूक्ष्म वालुकम्। रमणीयम् प्रसन्नंच सज्जनानाम् मनोयथा।** એવા પ્રમુખ માનસ સરોવર વડે મનોરમ થયલી ભૂમાતાને અમારૂં વંદન હજો! હે આર્યમાતા! સકળ વિશ્વનાં વ્હાણો એકઠાં કરી ભરવાથી છલકાઈ જાય એટલું સોનું, અને એટલાં રત્નો, તેં ત્હારા ગર્ભમાં અમારે માટે યત્ન કરી ભરી મૂકયાં છે, વળી ગોવળકોંડામાં કોહિનૂરથી ભરેલી ખાણો તો જુદીજ! આટલા બધા અપરિમિત સુવર્ણ વડે સુશોભિત બનેલી "સુવર્ણ ભૂ" ને અને અનંત કોહિનૂર વડે તેજોમય થયલી અમારી આર્ય વસુંધરાને અમારા પ્રણામ હજો!

વિશ્વામિત્રને મોહ પમાડવા માટે મેનકાને પ્રાર્થના કરાવનાર તે વસંત ઋતુ, પૃથ્વીને લીલાં વસ્ત્ર વડે શોભાવનાર તે વર્ષાઋતુ, અને ચંદ્રને સોળ કળામાં દેદીપ્યમાન બનાવનાર તે શરદ્‌ઋતુ એવી પ્રમુખ ઋતુઓ વડે જે ઋતુમતી છે તે આર્યભૂને અમારૂં વંદન હજો. જેમ બાળકોનાં મુખમાં સ્તન પહોંચાડવામાં આવે છે તે પ્રમાણે પાર્વતીનાં સ્તન પ્રમાણે મધુર આમ્રફળો અને કવિતાના અધરોષ્ટ પ્રમાણે સરસ દ્રાક્ષલતાઓ, વાંકી વળેલી યુવતીઓ પ્રમાણે ખીલી રહીછે. તે આર્ય ભૂમાતાને અમારૂં વંદન હજો!

પક્ષીગણના કોમળ કંઠમાંથી પોતાનું નામ, ઉચ્ચ અને મધુર સ્વરવડે ગાવામાં આવે એવું જાણીને શ્રી રામચંદ્રે યશ સંપાદાન કર્યો તેવાં શુક કોકિલાના કંઠમાંથી, નીકળતા સપ્ત સ્વર વડે જે ભૂમિનાં કલ્પ વૃક્ષો પ્રસવે છે તે વિવિધ વિહંગમા ભારતી માતાને અમારૂં વંદન હજો! જેનાં દર્શન કર્યા પછી બ્રહ્મ દેવે રંભાના નાકનો ઘાટ નિશ્ચય કર્યો તે ચમ્પકકલિકાઓ અને જેના સ્વાદ વડે લક્ષ્મીના ગાલ ઉપર લાલી આવી છે એવી ગુલાબી માલતી વડે તથા જાઇ વડે જે સૌગંધિત થઇ છે, તે કુસુમ વિકસિતા ભૂમાતાને અમારા પ્રણામ હજો! જેની કૃપા વડે આજ સહસ્ત્રાવધિ વર્ષો થયાં, ભારતવાસીઓના વિસ્તીર્ણ કુટુંબને અત્યંત ઉચ્ચ પ્રકારની જીવનશક્તિ મળે છે તથા હજુ ભવિષ્યકાળમાં પણ મળવાની છે તે ભૂમાતાને અમારો પ્રણામ હજો! જે પ્રકાશની ભૂમિ સદા સર્વકાળ સસ્ય શાલિની છે, જે દેશનાં ક્ષેત્રો હમેશાં ધાન્ય વડે પરિશોભિત થઇ, હાથ ઉંચા કરી ડોલી રહ્યાં છે, અને "સર્વ મનુષ્ય જાતિના ઉદરપોષણાર્થે અમે સદા સર્વદા સમક્ષ છીએ" એવા સ્વાભિમાન વડે જેઓ હાસ્ય કરી રહ્યાં છે, જે દેશની ભૂમિ શસ્યસાલિની અને જળાશયો પુલ્લારવિંદ છે, જે દેશના અશ્વોની પીઠ, પરમેશ્વર પોતાના હાથ વડે ખરેરો કરી સ્વચ્છ રાખે છે, જે દેશની ગાયો નિરંતર દૂધ અપ્યા કરે છે, એવી સુજલે અને સુખ્વજે દેવીને અમારૂં વંદન હજો! નિસર્ગદત્ત સુંદરતા વડે અત્યંત સુંદર બની રહેલી જે દેવી, તેને અધમ અને દુષ્ટો તરફથી ત્રાસ ન થાય તે માટે અષ્ટ દિક્‌પાલો જેની રક્ષા કરવા નાકેદારો પેઠે ઉભા રહ્યા છે તે ભૂમાતાના ચરણમાં

અમારૂં વંદન હજો! ચીન દેશની આસપાસ મ્હોટી ભીંત બાંધીને તેને વધારે મજબૂત બનાવવાનો વૃથા ગર્વ કરનાર ચીનદેશના બાદશાહના ગર્વનું ખંડન કરવા, ઉત્તર દિશામાં નિસર્ગ દેવીએ હિમાલય પર્વત ગોઠવી અત્યુચ્ચ અને અભેદ્ય ભીંત બનાવી છે અને જેની દક્ષિણ, પૂર્વ તથા પશ્ચિમ દિશાએ સમુદ્રનો વિસ્તીર્ણ પ્રદેશ રક્ષણ કરે છે એવી અમારી ભૂમિદેવીને અમારૂં વંદન હજો! જે દેશની ઉત્તર દિશાએ સર્વ સ્થળદેવતા તથા બીજી દિશાએ જળદેવતા સંરક્ષણ કરે છે તે ભૂમાતાનાં સર્વ ક્ષેત્રોને અમારૂં વંદન હજો! અમારી એ હિંદ માતાનો સર્વત્ર જય જયકાર થજો! જગતીતલ ઉપરના પ્રત્યેક દેશને, નિસર્ગ દેવતાએ કાંઇક બક્ષિસ આપેલી હોય છે, કોઇએક દેશમાં પર્વતો ઉચ્ચ હોય છે, ત્યારે કોઇક દેશમાં એક પણ ડુંગર દેખાતો નથી, એકાદ દેશમાં સોનાની ખાણો હોય છે ત્યારે બીજા દેશમાં કોલસાની ખાણ પણ જણાતી નથી. એકાદ દેશને સમુદ્રનું રક્ષણ હોય છે ત્યારે બીજા દેશને સમુદ્રનાં દર્શન પણ થતાં નથી! પરતુ અમારી ભારતભૂમિને કોઇ પણ નૈસર્ગિક વસ્તુની ઉણપ નથી જે કાઇ ઉત્તમ, ઉદાત્ત, અભિલાષણીય અને અભીપ્સિત છે તે સર્વ અમારી ભરતભૂમિને પરમેશ્વરે આપેલું છે. અમારા આ કહેવામા અતિશયોક્તિ નથી પણ યથાર્થોક્તિ છે? જગત્માં હિમાલય જેવો પર્વત બીજે ક્યાં છે? કોહિનૂર હિરાની ખાણો બીજા કયા દેશમાં છે! ગંગા જેવી નદી અને પંચાબ જેવી સારા પાકવાળી જમીન હિંદુસ્તાન સિવાય બીજે ક્યાં છે? આ દેશમા જેમ સોનાની પુષ્કળ ખાણો છે તેમજ કોલસાની પણ છે આટલી ખનિજ સમ્પત્તિ બીજા કોઇ પણ દેશના ભાગમાં નથી એટલુંજ નહિ પણ આ દેશમાં જે જે વસ્તુઓ છે તેમાંની એક એક વસ્તુ પણ બીજા દેશના ભાગમા નથી. માત્ર અમારી ભારતભૂમિ એ સર્વ અદ્વિતીય વસ્તુઓથી સમ્પન્ન છે.

અમારૂ હિંદુસ્તાન એ એક નિસર્ગ નિર્મિત ઉત્તમ ઉત્તમ વસ્તુનુ, પદાર્થનું સંગ્રહાલય છે. આ દેશમા અમુક વસ્તુ નથી એવું કાઇ પણ છેજ નહિં! જગત્માં જે કાંઇ છે તે આ દેશમાં છે! જગત્મા જે કાઇ નથી તેજ આ દેશમાં નથી! જગત્મા બીજે ઠેકાણે જે નથી તે પરમાત્માની કૃપા વડે અમારી માતૃ ભૂમિને મળ્યું છે. અત્યુચ્ચ પર્વત, સુવાસિક પુષ્પ લતાઓ, સારા પાકવાળી જમીન, વિશાળ નદીઓ, સમુદ્રો અને સરોવરો, રત્નની ખાણો, અને વિવિધ મધુર નાદ કર્તા પક્ષીઓ ઇત્યાદિ જે જે પરમાત્માએ રચ્યું છે તે સઘળું સંપૂર્ણ રીતે મેળવ્યાથી જેને અપૂર્વ સુંદરતા મળેલી છે એવી ભગવતી, આર્ય દેશ જનનીને અમારૂં સદૈવ વંદન હજો!

ભરતખંડના ગુણોનુ વર્ણન માત્ર નૈસર્ગિક સૌંદર્ય વડેજ થયું નથી. નૈસર્ગિક સૌંદર્ય અને સમ્પન્નતા, આ બન્ને વડેજ અમારી માતૃભૂમિ, જગતીતલ ઉપર સર્વ દેશો કરતાં અત્યંત શ્રેષ્ઠ છે, એટલુંજ નહિ પણ અમારી ભૂમાતા અનંત ગુણ સમુચ્ચય વડે શોભિત છે. હિંદમાતાના જે ગુણોનું ઉપર વર્ણન થયુ છે તે માત્ર એક અંશ છે. હિંદમાતાની માત્ર સુંદરતાનુજ વર્ણન થયુ છે. સુંદરતાનો ગુણ ઇશ્વરને હાથ છે પરંતુ બાહ્ય સુંદરતા સાથે અંતર સુંદરતા હોય તોજ તે સઘળા ગુણો વડે સમ્પન્ન કહેવાય છે. અને પૂર્વના મહદ્ ભાગ્ય શિવાય તેમ બનતુ નથી. પરમેશ્વરે સફેદ ચ્હેરો આપ્યો હોય તેથી શું થયું? સફેદ ચ્હેરા વાળાં મનુષ્યો ઉજ્વળ કૃત્યો કરે ત્યારેજ તેના સફેદ ચ્હેરાની સાર્થકતા થાય છે. અમે પ્રાચીન અર્વાચીન ઘણાં ઉદાહરણો જોયાં છે કે સફેદ ચ્હેરા વાળા મનુષ્યો કાળાં કૃત્યો કરે છે. મુખ સુંદર પણ અંતઃકરણ કાળું! રૂપ સુંદર પણ કૃત્યો ઘોર પાપથી ભરેલાં! નામે મ્હોટુ પણ દર્શન ખોટું! પરતુ

ભરતખંડ ને માટે તેમ નથી. પરમાત્માએ તેને અત્યાંતર ચારુતા અર્પણ કરી છે. તેના સદ્ગુણની અને ગૌરવની ખરી કસોટી તેનાં કાર્યોથીજ જણાઇ આવે છે. ઉત્તમ નદી તો એજ કે જે મીઠું અને નિર્મલ જળ આપે. ઉત્તમ ક્ષેત્ર તો એજ કે જે સદૈવ ધાન્ય વડે શોભી રહે! અને ઉત્તમ વૃક્ષ તો એજ કે જેનાં ફળો સદૈવ અત્યંત મધુર અને રસાળ હોય! તેજ પ્રમાણે ઉત્તમ દેશ તો એજ કે જેના પુત્રોના શરીરમાં કાંઇક અસાધારણ ચમત્કાર હોય! દેશ ભૂમિની ખરી સુંદરતા, તેના ગર્ભમાંથી પાકતાં વનસ્પતિ ધન, ધાન્ય અને રત્નાદિ વડે જેટલી કહેવામાં આવે છે તેથી વિશેષ, તે દેશભૂમિના પુત્રોનાં કૃત્યો વડે નિશ્ચિત થાય છે. દેશ પુત્રોની જુદી જુદી માતાઓની કસોટીમાં જે દેશના પુત્રો સત્યાવલંબી, અને વીર જણાય તેજ દેશને ખરો શ્રેષ્ઠ કહેવામાં આવશે. જો હિંદમાતાની કસોટી એ પ્રમાણે કરવામાં આવશે, અને અમારી હિંદમાતા વીર્યવાન પુત્રોનીજ જનની છે એ સિદ્ધ કરવા માટે ત્હેના વીર્યવાન પુત્રોમાંથી કેટલાંકના નામ નિર્દેશ કરવામાં આવશે તો હે ચંદ્ર અને હે સૂર્ય! તમારૂં તેજ ફિક્કું પડવા લાગશે! કારણ કે વીર માતૃત્વપણા માટે હિંદમાતા મૃત્યુ લોકમાંજ નહિં પણ ચંદ્ર અને સૂર્ય લોક કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ કહેવાશે! ઈંગ્લંડ, અમેરિકા, જાપાન, ચીન, વિગેરે ન્હાનકડી માતાઓ સાથે હિંદમાતાની તુલના કરવી યોગ્યજ નથી. અનંત કાલના અગાધ સમુદ્રના કાંઠા ઊપરના વિસ્તીર્ણ તરંગ સમૂહમાંનું એક પણ તરંગ-હજુ-તેમણે જોયું નથી! જે સમયે રોમનું નામ સાંભળવામાં આવતું ન હોતું અને ગ્રીસ દેશમાં માણસોની વસ્તી પણ થઇ નહોતી, તે સમયે હિંદમાતા વીર પુત્રોની અને મનની સમાજની અધિદેવી હતી. એટલું કહેવાથીજ કાંઇ હિંદમાતાની ભવ્યતા જણાઇ આવતી નથી. ઇજીપ્ત, ખાલડીયા અને એસિરિયા જેવા દેશનાં માણસો શરીરે રંગ લગાડતા હતા તે સમયે અમારી આર્યમાતાના પુત્રોની-માનુષ જાતિની-ઉત્ક્રાંતિ, તત્વ વિચાર પર્યંત આવી રહોંચી હતી. વળી જે સમયે જગતની બીજી ભાષાઓમાં પાંચસો છસો શબ્દોનો કોષ હતો તે સમયે અમારી ભારતભૂમિના ઋષિવૃંદોએ સંસ્કૃત ભાષાને સંસ્કૃત કરી તેને સૂક્ષ્મ વિચારના પ્રદર્શનમાં પ્રવીણ બનાવી હતી. એટલુંજ નહિં પણ સંસ્કૃત ભાષાને છંદ બદ્ધ કરી તેને તાલ સ્વર વડે સુમધુર બનાવી હતી. પરંતુ એટલાથી પણ અમારી ભારતભૂમિનું વીર માતૃત્વ જણુાઇ આવતું નથી. પ્રલય કાળ પહેલાંથીજ જેમાં મંત્રદ્રષ્ટા ઋષિવર્યો ઉત્પન્ન થયા હતા, ઇતિહાસના દીપક પ્રવેશ કરી શકતા નથી, અથવા જેમાં દંત કથાઓનાં તિમ ઉદાહરણો દેખાઇ જાય છે. એવા સહસ્રાવધિ વર્ષ પુર્વેના કાળથી, જે ભૂમિ મધ્યે ઋષિવરોના વેદઘોષ સાંભળવામાં આવે છે તે ભૂમિના મહદ્ ભાગ્યની તૂલના કયા દેશ સાથે થઇ શકશે? સર્વ જગતમાં અત્યંત જુનો એવો ઋગ્વેદ જે ભૂમિમાં નિર્માણ થયો, તેના વીરમાતૃત્વનું બીજું ઉદાહરણ તે કેવું જોઇએ? પાશ્ચાત્યોને જે તત્વજ્ઞાન હજુ અકળનીય જેવું છે, તે તત્વજ્ઞાનને, ન હજાર વર્ષ પહેલાં શોધી કહાડનાર વીર્યવાન્ ઋષિઓ, જગતમાં બીજે ક્યાં મળનાર છે? એવા ઋષિનાં તપોવનો વડે અને તેમનાં તપ વડે પવિત્ર થયલી ભૂમાતાને--હિંદમાતાને-અમારા નમસ્કાર હજો! વાસિષ્ઠ અને વામદેવના મંત્રો વડે અભિમંત્રિત એવા જળ છાંટવાથી પવિત્ર થયલા છે, હોમ હવનના પૂણ્ય સમયે અગ્નિના જ્વાલામય ધુમ્ર દ્વારા દેવ દેવતાઓનો સંતોષ વ્યક્ત થયલો છે, હોમ-યજ્ઞ-માં આહુતી અપાતા ઘતના સુવાસથી પ્રસન્ન થઇ સ્વર્ગમાંથી ઇંદ્ર અને વરુણ હજારો વખત આ ભૂમિ ઉપર પધારતા હતા, આ ભુમિ ઉપર, વીર્યવાન અને બ્રહ્મવેત્તા ઋષિઓનું વૃંદ તત્વજ્ઞાન ઉપર

જોઇએ છે? તત્વજ્ઞાન જોઇએ છે? કવિત્વ જોઇએ છે? ઇતિહાસ અથવા સૃષ્ટિવર્ણન જોઇએ છે? તો આવો, અમારા પરમ પૂજ્ય વ્યાસ પ્રણીત "મહાભારત" જુવો। આ સઘળું જ્ઞાન "ભારત" માંથી મલશે. व्यासोच्छिष्टम जगत् सर्वम જેની કીર્તિની સંઘશક્તિનો ડંકો સર્વત્ર વાગી રહ્યો છે તે વ્યાસને, આ ભરત ભૂમિએ જન્મ આપ્યો છે. રામાયણ અમારૂં છે. મહાભારત અમારૂં છે, શાકુંતલ અમારૂં છે, ઉત્તર રામચરિત્ર અમારૂં છે, કદાચ આ ગ્રંથોમાંથી એકજ ગ્રંથ જો અમારા દેશનો હોત તો પણ અમે જગતના બીજા દેશો કરતાં શ્રેષ્ટ કહેવાત। પરંતુ જ્યારે આ સર્વ ગ્રંથોજ અમારા છે તો પછી ભરતભૂમિ છોડીને બીજા ક્ષુદ્ર દેશમાં કોણ જાય? રામાયણ એ અમારૂં એક ક્ષીરસાગર, મહાભારત એ અમારૂં બીજું ક્ષીરસાગર, શાકુંતલ એ અમારૂં ત્રીજું ક્ષીરસાગર આટલા બધાં ક્ષીરસાગર આગળ એકાદ ક્ષીરસાગરની શું બિસાદ। એકાદ ક્ષીરસાગરમાં રેહનાર તે લક્ષ્મીકાંત કરતાં અમે ચાર ગણા વધારે ભાગ્યશાળી છીયે! અમારી કવિતામાં લક્ષ્મી છે પણ તે બીજા દેશવાળાઓની લક્ષ્મીમાં કવિતા ક્યાં છે? અમારી કવિતાના કાન્ત વાલ્મિક, વ્યાસ, કાલિદાસ અને ભવભૂતિ આ સઘળાને જે ભૂમિ દ્વારા દિવ્ય પ્રતિભા સ્ફૂરીત થઇ તે મહદ્ પ્રભાવશાલી આર્ય ભૂમિને અમારૂં નમ્ર વંદન હજો।

અમારા ભૂમાતોના અન્નોદક વડે માત્ર કાવ્યમાંજ પ્રતિભાસ્ફૂર્તિ થઇ છે એમ નથી. ધર્મ તત્વો વડે માનવી સમાજને જો કાંઇપણ ફાયદો થયો હોય તો તે સર્વ શ્રેય અમારી ભારતભૂમિને છે. જગતની સર્વ ધર્મ પરંપરા અહિંજ ઉત્પન્ન થઇ છે, વેદપ્રણીત ધર્મનાજ બીજા ધર્મો તે બાળકરૂપ છે. હિંદુધર્મ પાસેથી મહાત્મા બૌધ્ધે બૌધ્ધ ધર્મ પ્રતિપાદન કર્યો. તે બૌધ્ધ ધર્મની એક પ્રત ઉતારી લઇ જીસસે ખ્રિસ્તિધર્મ તૈયાર કર્યો. તેજ તલવારને પાણી ચઢાવી મહંમદી ધર્મ અને તે મહમદી ધર્મનાં ઝરણુ નાનકે મૂળ આર્ય ધર્મ સાથે લાવી મેળવ્યાં હોવાં જોઇયે. ધર્મ એજ જ્યારે તમારો પ્રાણ છે અને તમે ધર્મચ્યુત થયા નથી ત્યારે હે જગત્ ઉપરના સર્વ સમાજિષ્ટો! તમને તમારા પ્રાણ આપવા માટે તમે અમારી ભરત ભૂમિને વંદન કરો! વૈદિક ધર્મ જે આ ભૂમિનો પ્રાણજ છે! તેના રક્ષણ માટે દેહને કષ્ટ આપનાર શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, માધવાચાર્ય, વલ્લભાચાર્ય ઇત્યાદિ સઘળા વીર અમારી ભૂમિમાંજ જન્મ્યા છે। વીર્યશાળી જાપાન! જે કીર્તિને માટે બીજી દશ સુશિમાની લડાઇઓ ઉપર છત મેળવવા છતાં તહને જે અલભ્ય તે મહાત્મા બૌદ્દને જન્મ આપવાનું માન અમારી આર્ય વસુંધરાને છે! જે ભૂમિનું આટલું બધું ગૌરવ અને મહાત્મ્ય છતાં અમુક મનુષ્યે અમુક માર્ગે પરમેશ્વર પાસે જવું એવો અમારી ઉદાર ચરિત માતાનો બિલકુલ આગ્રહ નથી. અમારી હિંદ માતાનાં બાળકો પૈકી કોઇ પરમેશ્વર, કોઇ અલ્લાહ, એવાં સ્વેચ્છાનુસાર નામ દઇ બૂમ પાડેછે, કોઇ નાનકને ધર્મપ્રણેતા કહો, કોઇ મહમદ કે જીસસને કહો, કિંવા કોઇ બૌદ્દને કહો પરંતુ અમારી ઉદાર માતા પોતાનાં કોઇ પણ બાળક તરફ અનુદારપણું બતાવતીજ નથી. હિંદમાતાને, પોતાનાં ત્રીશ કરોડ બાળકોમાં જેટલી પ્રીતિ હિંદુઓ તરફ છે તેટલીજ પ્રીતિ મુસલમાનો તરફ, તેટલીજ ક્રિશ્ચન તરફ અને તેટલીજ બૌધ્દો તરફ પણ છે! તેજ પ્રમાણે જૈન, શૈવ ઇત્યાદિ ધર્મ માર્ગવાળા પણ તેટલાજ પ્રિય છે. પરમાત્માએ જેને અત્યંત શ્રેષ્ટ બનાવી છે તે ભારતી માતા પોતાના વીર્યવાન પુત્રો વડેજ સર્વ જગતમાં શ્રેષ્ટ છે. આ સ્તુતિ કાંઇ કાવ્યની ભાષામાં કરવામાં નથી આવી કિન્તુ આ સ્તુતિ યથાર્થ છે. અમારી

દજી સિંધિયા, ગુજરાતના રાજા ભોળો ભીમ તથા વનરાજ ચાવડો, મુળરાજ સોલંકી અને દક્ષિણના મહારાષ્ટ્રીય મરાઠા અને પેશ્વા રાજાઓ, ઝાંસીની રાણી અને શીખરાજા રણજીતસિંહ, એવા રાજાઓ ઉપરાંત ભકતરાજ નરસિંહ મ્હેતો, અખો ભગત, પ્રેમાનંદ, ધીરો ભગત. સાધુ નિર્મળદાસ અને જ્ઞાનેશ્વર, વિઠોબા, જેવા સમર્થ ભકતોનું વૃંદ! હજુપણ કેટલું કહેવું? તત્વવેત્તા કે શાસ્ત્રવેત્તા, યોદ્ધા કે ભકતો, કવિઓ કે દેશભકતો, સ્વતંત્રતાપ્રીય વીરપુરૂષો કે મુત્સદીઓ! હે આર્ય વસુંધરા! તું સુભગા છે! સુજલા છે! સુવહ્ના છે! સુરત્ના છે! ત્હારા પૂત્રો સકળ વિદ્યાવડે વિભુષિત છે! હે માતા! હે આર્યમાતા! ત્હને અમારૂં વંદન હજો! હે ઋતુમતિ, હે વસુમતિ, સુલતે, સુફલિતે, ત્હને અમારા સહસ્ત્રસત નમસ્કાર હજો! હે વિવિધ વિહંગમે! હે કુસુમે! ત્હને અમારૂં વંદન હજો! હે નિસર્ગ રમ્યે! હે નિસર્ગરક્ષિતે! હે પુરાણી દેવી! યુવતિ! પુરંધ્રિ! ત્હને અમારૂં વંદન હજો! હે તત્વજ્ઞે અને હે શાસ્ત્રજ્ઞે! ત્હને અમારૂં વન્દન હજો! હે પ્રભામયી અને હે ધર્મમયી! હે સત્વમતી અને હે વીર્યવતી! ત્હને અમારૂં વંદન હજો! હે સ્વાતંત્ર્ય તિલક ભૂમિ! ત્હને અમારૂં વંદન હજો! શ્રીશંકરાદિ ત્રીસ દેવતાઓ વડે સંરક્ષાયલી દેવી! ત્હને અમારૂં વંદન હજો! ત્હને અમારા કોટિ કોટિ નમસ્કાર હજો! હે માતૃભૂમિ! નારદ, તુંબર, વ્યાસ વાલ્મિક, જેવા સમર્થ ભકતો ત્હારા ગુણ સ્તોત્ર ગાય છે! અમારૂં સર્વાંગ દંડવત્ થઇ અમારૂં વંદન હજો! હે દેવી! હે ભગવતી! હે જન્મદાત્રિ! હે ઇશ્વરી! હે દ્રય ત્રીશકોટિ ભુજે! હે સકલ ગુણનિધિ! હે શીળવતી! હે પૂણ્યવતી! **ભારત માતા!** ત્હને અમારા અનેક વંદન હજો! જય! માતૃભૂમિનો જય! જય! જય!

## શેહેનશાહ અકબરના મૃત્યુસંસ્કાર.

મોગલ શેહેનશાહ અકબરનાં મરણને હાલ ત્રણ ત્રણ સૈકા થયા છે. તેનાં મૃત્યુ સંસ્કાર જાણવા જોગ છે. અકબર જયંતી પ્રસંગે, એક વલંદા વિદ્વાને ઇ૦ સ૦ ૧૬૨૦ માં એટલે અકબરના મરણ પછી છેક પંદર વર્ષે અકબરની જીંદગીનું વૃત્તાંત એક પુસ્તકના આકારમાં પ્રગટ કીધું હતું, જેની નકલ શોધકોના હાથમાં આવી છે, અને તેમાં અકબરનાં મરણની વીગતે વીગત આપવામાં આવી છે. જે ઉપરથી જણાય છે કે, અકબરે ભુલમાં ઝેર ખાવાથી તેનું મરણ નીપજ્યું હતું. તે ઝેર તેણે કેવી રીતે ખાધું તેનો એવી મતલબનો ખુલાસો કરવામાં આવ છે કે, પોતાની ખફગીમાં આવેલા દરબારીઓનું કાસળ કહાડવાને ખાતર તે હમેશાં પોતાની પાસે ઝેરી ગોળીઓ રાખતો હતો, અને બીજી તેવાજ દેખાવની પણ ઝેર વગરની સાદી ગોળીઓ પણ પોતાની પાસે રાખતો હતો. જેમનું કાસળ કહાડવું હોય તેમને તે ઝેરી ગોળી આપતો, અને પોતે તેમનીજ નજર આગળ તેવાજ દેખાવની પેલી વગર ઝેરની ગોળી ખાતો હતો. આ પ્રકારે તાસ્તાના હાકેમ ધાઝીખાનનું કાસળ કહાડવા જતાં તેણે ભુલમાં વગર ઝેરની ગોળી તેને આપી ને ઝેરવાળી ગોળી પોતે ખાધી! આથી અકબર પોતે રીબાઇને મરણ પામ્યો હતો. તેના મરણને માટે તરેહવાર દંતકથાઓ ચાલે છે, પણ ઉપલું વર્ણન વધારે વજનદાર ગણાય છે, કેમકે ૧૬૨૭–૨૮ માં મોગલ દરબારમાં આવી ગયલા સર ટોમસ હરબર્ડ નામના એક યુરોપીયને પણ તેનાં મરણનું વર્ણન ઉપલી મતલબનુંજ આપ્યું છે, અને એવીજ મતલબની કથા રજપુત ઇતિહાસમાંથી પણ મળી આવે છે. તેમ છતાં તેનાં મરણ વીષેની બીનાના સંબંધમાં જુદા જુદા શોધકો તરફથી જુદી જુદી વીગતો જણાવામાં આવતી હોવાથી કંઇ ખરી ને કંઇ ખોટી તે શોધી કહાડવાનું કામ અટપટું થઇ પડયું છે * * *

# મહારાણીનો ઢંઢેરો

[ ૧ ]

સને ૧૮૫૭ માં હિંદુસ્તાનમાં બળવો થયો હતો તે સઉના જાણવામાં છે. આ બળવાના ામયે સ્વર્ગસ્થ મહારાણી વિકટોરિયાએ જે ઢંઢેરો બહાર પાડ્યો હતો. તેનો અનુવાદ અમારા ાંચકોને ઉપયોગી થઇ પડશે. ૧૮૫૭ માં સમસ્ત હિંદુસ્તાનની પ્રજાએ નહિંપણ લશ્કરી ાીપાઇઓએ તોફાન મચાવ્યું હતું. દરેક લશ્કરી સીપાઇ અંગ્રેજોના સ્હામુ થયા હતા. અને ા વખતે ફેલાયલી ધર્મ વિરૂદ્ધની અફવાથી સીપાઇઓ સાથે કેટલાક દેશી રાજાઓએ અને ામીનદારો પણ અંગ્રેજો વિરૂદ્ધ અસ્ત્ર શસ્ત્ર ઉપાડી મ્હોટું બંડ ઉઠાવ્યું હતું. બળવાનાં ારણો જુદાં જુદાં છે. કોઇ કહેછે અંગ્રેજોએ હિંદુસ્થાનમાં માત્ર એક ક્રિશ્ચન ધર્મ ફેલાવવાના ાતુથી પ્રથમ લશ્કરી સીપાઇઓનાં કારતૂસોમાં ગાય અને ડુક્કરની ચરબી ભેળવી હતી ! ાઇ કહેછે હિંદુસ્તાનના તે વખતના ગવર્નર જનરલો લૉર્ડ ડેલહોસી વીગેરેએ દેશી રાજાઓના ાજ્યો પ્રપચ અને કાપટ્યકળાથી સ્વાહા: કરી જવાથી તેમજ દેશી રાજાઓ જેઓ પૂત્રહીણ ાય તેમને વારસ લેવાની મનાઇ કરેલી હોવાથી તેમજ વારસ લેતાં પહેલાં અંગ્રેજ અમલ-ારોની પરવાનગી મેળવવાના હુકમો કાઢ્યાથી અને પરવાનગી મેળવતી વખતે ઘણાકને ાુશીઅતે પરવાનગી મળતી જ્યારે કેટલાકને મળતીજ નહિં ! આવાં આવાં અનેક કારણોને ાીધે બંડ થવા પામ્યું હતું પરંતુ તેજ વખતે ઇંગ્લંડના દીર્ઘદ્રષ્ટિ વાપરનાર બાહોશ અંગ્રેજ સલાહકારોએ એક ઢંઢેરા પત્ર બહાર પાડવાથી હિંદુસ્તાનની પ્રજાનાં અંતઃકરણોમાં નવી આશાનો સંચાર થયો હતો અને પ્રજામાં ફેલાયલી બેદીલી અટકી જઇ સઘળે સંતોષ ફેલાયો ાતો આ બળવાનાં જે જે કારણો કલ્પનામાં આવે છે તેમાંનાં કેટલાં ખરા કિંવા ખોટાં ાશે તે નીચલા ઢંઢેરા પત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે. અર્થાત્ સત્ય અને કલ્પના જેવાં ાધાંજ કારણોનો ઉત્તર એમાં સમાયલો છે.

ઢંઢેરો—અલાહાબાદ, સોમવાર, તા. ૧ નવેમ્બર સને ૧૮૫૮ મહારાણી વિકટોરિયાએ ગવર્નર જનરલ બહાદુરને આજ્ઞા આપી છે કે હિંદુસ્તાનના રાજા, મહારાજા, સરદારો અને સઘળા સાધારણ મનુષ્યોને જાણવા માટે નીચલું ઢંઢેરા પત્ર, જે મહારાણીશ્રીએ કૃપાપૂર્વક લખ્યું છે તે પ્રકાશ કરવું.

"હિંદુસ્તાનના રાજા, મહારાજા, તાલુકદારો, સરદારો અને અન્ય જનોને માટે, કૉમિલના તખ્ત ઉપર વિરાજમાન થયલાં મહારાણી શ્રી વિકટોરિયાનો ઢંઢેરાપત્ર!"

"ગ્રેટબ્રિટન અને આયર્લાંડનાં સંયુક્ત રાજ્યની અને આ રાજ્યને અધિન યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલેશિયાના જેટલાં ન્હાનાં મ્હોટાં ઉપરાજ્યો, ઉપનિવેશ અને પ્રજા છે તે સઘળાની મહારાણી અને ધર્મની રક્ષા કરનાર શ્રી વિક્ટોરિયા છે.

"આજ સુધી હિંદુસ્તાનનો રાજકાર્યભાર અમારી તરફથી માનનીય ઇસ્ટ ઇંડિયા કંપની ચલાવતી હતી પરંતુ હવે કેટલાંક વિશેષ મહત્વનાં કારણોને લીધે, પાર્લામેંટ નામની સભામાં એકત્ર થયલા સ્પિરિચ્યુઅલ અને ટેંપરલ લૉર્ડ અને કોમનની સલાહ અને સમ્મતિથી, તે કાર્યભાર અમે પોતેજ કરવાનો નિશ્ચય કર્યોછે.

"એ કારણથી હું આ ઢંઢેરા પત્રદ્વારા સુચના આપું છું અને પ્રકટ કરૂં છું કે ઉપર લખવા પ્રમાણે સલાહ અને સમ્મતિ લઈને પૂર્વોકત રાજ્યનો કાર્યભાર મેં મારા હાથમાં લીધો છે. અને હું પૂર્વોકત દેશની મ્હારી સમસ્ત પ્રજાને આજ્ઞા કરૂં છું કે, તમે મ્હારી સાથે, મ્હારા વારસોની સાથે અને મ્હારા ઉત્તરાધિકારીઓની સાથે, યથાર્થ પ્રજાનો જેવો સંબંધ હોવો જોઇયે, તે પ્રમાણે સત્યતા અને વિશ્વાસુપણાનું વર્તન રાખો, અને હવે પછી મ્હારા નામથી, અમારી તરફથી પૂર્વોકત દેશનું રાજકાર્ય કરવાને જ્યારે જ્યારે જે જે અધિકારીને હું નિમું તેની તેની આજ્ઞા, તમે પાલન કરજો.

"અમારા ઘણાજ વિશ્વાસુ અને પ્રીતિપાત્ર મંત્રી માન્યવર ચાર્લસ જૉન વાઇકાંટ કેનિંગ સાહેબનું વિશ્વાસુપણું, યોગ્યતા અને ચાતુર્યતા ઉપર તમો પુરો વિશ્વાસ અને ભરોસો રાખી તેને-અર્થાત્ ઉપર લખેલા વાઇકાંટ કેનિંગ સાહેબને પૂર્વોકત દેશમાં હું મારા તરફનો પેહેલો વાઇસરાય અને ગવર્નર જનરલ નિમુ છું, અને મ્હારા નામથી પૂર્વોકત દેશના રાજ્યસંબંધી કાર્યભાર ચલાવવા, અને એક મુખ્ય સ્ટેટ સેક્રેટરી મારફતે જે જે હુકમો અને કાયદા, વખતે વખત, મારી તરફથી તેમની પાસે પહોંચે તે પ્રમાણે દરેક વિષયમાં, મ્હારા નામથી, મ્હારી તરફથી, કામકાજ કરવાનો હું તેમને અધિકાર આપું છું.

"હમણાં જે જે કામો ઉપર જે જે દેશી અને લશ્કરી કામ ઉપર, ઇસ્ટ ઈંડીયા કંપનીએ જે જે અધિકારીઓને મુકરર કર્યા છે તે તે બધાને તેમના કામો ઉપર બહાલ રાખું છું, આગળ જે પ્રમાણે મ્હારી ઇચ્છા થશે અને જે કાયદા કાનુન હું બનાવીશ તે પ્રમાણે ફેરફાર કરવામાં આવશે.

"હિંદુસ્તાનના જે જે રાજા, રજવાડા છે તેમને હું સ્પષ્ટ રીતે કહું છું કે ઇસ્ટ ઇંડિયા કમ્પનીએ તેમની સાથે જે સન્ધિપત્ર-કરારપત્રો અને એકરારનામાં કર્યાં હશે અને પૂર્વોકત કમ્પનીની આજ્ઞાવડે થયાં હશે તે સઘળાં મ્હને કબુલ છે. હું તે સાવચેતીથી પાળીશ. એ એ પ્રમાણે રાજા, રજવાડાઓએ પણ પોતાની તરફથી તે સન્ધિપત્રો અને કરારનામાંઓની સરતોનું પાલન કરવું જોઇએ.

"આ સમયે મારૂં જેટલું રાજ્ય છે તેને વધારવાની મારી ઇચ્છા બિલકુલ નથી. મ્હારૂં રાજ્ય અને રાજ્યાધિકારને ધક્કો પહોંચાડવાનો જે કોઇ યત્ન કરશે તેને દંડ કર્યા વિના રહીશ નહિં. અને એજ પ્રમાણે બીજાના દેશ અને હકોને ધક્કો પહોંચાડવા જેવી બાબત હું કદીપણ મંજુર કરીશ નહી ! જે પ્રમાણે હું મારો અધિકાર, મારૂં ગૌરવ, અને મારી માન મર્યાદા જાળવું છું તેજ પ્રમાણે હું હિંદુસ્તાનના રાજા, રજવાડાનો અધિકાર, માન-મર્યાદા પણ જાળવીશ. દેશી રાજા રજવાડા અને મ્હારી પ્રજા એ બન્નેનો ઉત્કર્ષ અને કલ્યાણ થાય એજ હું ચાહું છું. અને દેશમાં સ્વસ્થતા અને ઉત્તમ પ્રકારની રાજ્યવ્યવસ્થા થવાથી એ બાબતો થઇ શકશે.

"હિંદુસ્તાનના જે ભાગોમાં મ્હારૂં રાજ્ય છે, તે પ્રજાને માટે પણ હું એજ રાજધર્મોનું પાલન કરવું મ્હારૂં પોતાનું કર્તવ્ય સમજું છું કે જે રાજધર્મોને હું મ્હારી પોતાની અને બીજી સઘળી પ્રજાને માટે આવશ્યક સમજી માનું છું. અને ઇશ્વરની કૃપાથી તે સઘળા રાજધર્મોનું હું અંતઃકરણ પૂર્વક વાસ્તવિક રીતે પાલન કરીશ.

# प्रभू प्रार्थना.

રચનાર—શ્રીયુત પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય લાખાપુરવાળા.

શિખરિણી છંદ

નિદિ ધ્યાસે યાચું, હરિ દરશ તારૂં ઉર સદા,
સુષુમ્ણા દ્વારેથી, સુગમ સત્ ભૂલું નહિ કદા;
દશે પ્રાણો રોધી, ભજન કરતા જે નર દિસે,
પ્રભો ! તે યોગીનો, વિજય કરજો આ જગવિષે ૧
મને ભાસે જૂઠું, નહિ જગ રખાવો મન મયા,
સદા શાંતિ સ્થાપો, અકળ કળ આપો કરિ દયા;
રહ્યોછું આધારે, પ્રથમ સુગતા ધ્યાન ધરવા,
પછી આત્મા સેવુ, પરબ્રહ્મ અજરામર થવા. ૨.
કરૂં સેવા સ્નેહે, તત્ ત્વમ્પદે મેળવી અસિ,
વિભો આપો એવી, અમગપદ કુચી ઉર વસી;
નથી જોતાં મારે, કરણ વિષયોના ચર સુખો,
મને ભાવે માત્ર, સુખ અચળ જ્યાં ના કંઇ દુઃખો ૩
ધરો વાસો ધ્યાને, પરમ સુખકારી અઘ હરી.
હરિ એવું યાચુ, સતત તવ રૂપે રહું ઠરી,
યદા પ્રાણો રોધી, હૃદય "तत्" સાધો નિરમળો,
મને લાગ્યો "सोहं," મધુર જપ સારો ઉર ઘણો. ૪.
વિવેકે વેદાતે, પર અપર લાગ્યા સ્તુ તમે,
કહે ભક્તો યોગી, ચર અચર પ્યારા બહુ ગમે;
ન ચાલે કોનીયે, ગતિ મનિ અતિ વા નહિ જરા,
કલા તારી ન્યારી, સહુ ચકિત થાયે હરિહરા. ૫.
રહું શ્વાસોચ્છવાસે, પરમ સુખદાયી નિરગુણો,
નહી ખાલી દીઠો, તવ રહિત કોઇ ઘરખુણો;
હરો આધિ વ્યાધિ, શ્રવણ ,મનનાદિ ત્રણ દુઃખો,
સમાધિથી સાધી સકળ જગ વિકાર વિમુખો. ૬.
નિજાનંદ સ્વામી, અડગ મનથી હું ઉર ધરૂં,
પછી જ્ઞાને-યોગે, મરણ દુઃખથી નાં કેદિ ડરૂં;
કૃપા માગું એવી, મમપર ઘટે નાથ તુજને,
કરો મોક્ષ દ્વારા, પરમપદ બક્ષીસ મુજને. ૭
નથી તો કેવા છો, હૃદય અવલોકે પ્રતિદિને,
છતાં નાં પોંહોચે, મનકરણ મારૂં હરિ તનેં;
બનું જ્ઞાની યોગી, સદ્ચિદ્ઘના નંદ સ્પરશા,
પરાભક્તિદ્વારા, અભય વરસો 'प्रेम' પરશા, ૮.

## ઉનાળાની, સાંજે સરિતા તટ.

રચનાર—ભાઇશંકર કુબેરજી મોરવીનિવાસી. વેરાવળ.

ઉપજાતિ

*નિદાઘ માં વાયુ પ્રચન્ડ વાય રવિ તપેથી બહુ તાપ થાય,
સાંજે સરીતા તટ રમ્ય લાગે સમીર ત્યાં શીતળ સુખ આપે. ૧
ધિમે ધિમે વારિ તરંગ કુદે પડે કિનારા પર ઉછળીને,
દીસે અતિ સ્વચ્છ સલીલ ગ્રીષ્મે ઠરે જનોના નયનો અતીશે. ૨
મધુર આવે રવ વાયુ કેરો સરીતના નાદ વિષે મળેલો,
અગાધ વારી ભર્યું જે નદીમાં બને શું નેત્રોત્સવ ખુબ જોતાં. ૩
અસંખ્ય પક્ષી યુથે ત્યાં ભરાતાં ભરી જળે ચંચુ મુદીત થાતાં,
તપેલ પાંખો ખુબ બોળી ન્હાતાં કરી બહુ કિલ્ કિલ શબ્દ પ્યારાં. ૪
વિચિત્ર ગાથા કરતાં શું હેતે વિશુદ્ધ શું પ્રેમ જણાય ત્યાંહે,
રહ્યો હું નીર્ખી ખગ ક્રીડનો રે થતો મને હર્ષ વિનોદ ત્યારે. ૫
દીસે પ્રતિબિમ્બ શું વ્યોમકેરાં વિવિધ રંગો જળમાં જણાતાં
કુદે તરંગો સહ બાળ ચન્દ્રા પ્રસન્ન થાયે મન નિર્ખતાં આ. ૬
પછી દીઠી સુંદરીઓ ઘણીત્યાં વિનોદ કર્તી ઘટ પુરતી ત્યાં,
ઘણી જતીતી કરી હાસ્ય ક્રીડા ઘણી મચીતી બહુ વાતુઓ માં. ૭
વિનોદ આવો સરિતા તટેછે દુઃખી નરો દુઃખ ત્યહાં ભુલેછે,
ખરે સરિતા તટ ગ્રીષ્મ કાળે સમર્પે શે સુખ સહુ જનોને. ૮

## વ્યભીચારીને બે બોલ.

ઉપજાતિ.

પ્રિયા મળી પ્રેમ વિલાસવાળી કૃપોદરી સુંદર વર્ણિ બાળી,
ભણેલ વિદ્યા સુવિવેક વાળી પતિ તણો શોક સમાવનારી. ૧
દીપાવતી જે ગૃહ કેરી શોભા ગણાય છે જે ગૃહ દેવી રામા,
મેળેલ આવી યુવતી તજીને પરસ્ત્રી આસક્તિ કરે પતિ જે. ૨
તજી પ્રિયા હા! પરણેલી નારી પતિ કરે પ્રીત પરસ્ત્રી ભાળી.
ઘણા ઘણા તે જનને ધિકાર પતીત છે તે જનના વિચાર. ૩
રહે સદા તેમની નીચ વૃત્તી ગણે બધી નારી વિકારવાળી,
જો સુંદરી નીકળી દૃષ્ટિ પાસે કટાક્ષ ઝીણા બહુવાર નાંખે. ૪
પતીત આવા પુરૂષો ઘણા છે અરે પ્રભુ ! શાસન તેમને દે,
સુનીતિ વાળી યુવતી નિહાળે ધરે બુરો હા! કુવિચાર ચિત્તે ૫
અરે ! વ્યભીચારી ! ઉરે વિચાર સ્વનારીમાં પ્રેમ વિશેષ ધાર,
દુઃખી થશે પાછળથી તું પાપી પરસ્ત્રીમાં પ્રેમનું સુખ નાહીં. ૬
ગુમાવશે દ્રવ્ય અને સુકીર્ત ખુવાર થાશે પરનારી પ્રેમી !
વિચાર સારો મનમાંહી રાખ પરસ્ત્રીમાં દૃષ્ટિ બુરી ન રાખ ૭

* નિદાઘ-ઉનાળો.

છું અને મારો રમણ સમય† વ્યતીત થયોછે. હું તેણીનો ભર્તા‡ થવાની ઇચ્છા કરૂં તો તેણી મારી તરફ અનેચ્છા દર્શાવી તારા જેવા વીરબાહુની સોડમાં ભરાશે.

પ્યારની લાગણીથી ચંદાકુમારે પોતાના વૃદ્ધ પિતાના ચરણમાં પોતાનું મસ્તિક નમાવ્યું અને બોલ્યોઃ પિતાજી કઇ રાજપુત કન્યા આપ જેવા સુવિખ્યાત શીરોમણીની કૃપા દ્રષ્ટિ સાગી મારા જેવા કંગાળ તરફ જુવે? આપના સુખી અને અનુભવી વૃદ્ધ વય સાથે અમારા મુર્ખ યૌવાનની તુલના કેમ થઈ શકે?

લખાજી સ્મિત કરી બોલ્યો; પુત્ર! યૌવન અને વૃદ્ધાવસ્થાની તુલના કરવી મુર્ખાઇ છે. જા, અને તારી પત્નિને મેવાડની યુવરાણી થવા તેડી આવ." આ સાંભળી વીર ચંદાજી અશ્વારૂઢ થયો અને ત્યાંથી વિદાય થયો. "ભલે મારા પિતા એ મશ્કરીમાં કહ્યું પણ તે મારી માતા છે, તે મેવાડની યુવરાણી નહિં પણ મહારાણી છે. ચંદાજી રેતીના મેદાનમાંથી અશ્વ કુદાવતો જતો હતો ત્યારે તેના મનમાં ભિષ્મ પિતામહની કથા સ્ફુરીત થઈ આવી અને પોતે એવાજ કાર્યને માટે જતો હતો તેથી મનમાં ને મનમાં મલકાવા લાગ્યો. અને અશ્વને દોડાવતો આગળ વધ્યો. થોડીવારમાં નિર્મિત સ્થળે આવી પહોંચ્યો.

"ઠાકુર સાહેબ" તેણે કહ્યું "વરના નામમાં ભુલ થઇ જાય છે. ક્ષત્રીય કુલ દીપક મેવાડેશ મારા પિતા તમારી હંસાને વરવાની ઇચ્છા કરે છે જે ભવિષ્યમાં મેવાડની મહારાણી અને મારી પુજ્ય માતા થશે."

ઠાકુરો આ સાંભળી સ્તબ્ધ થઇ ગયા, કારણ સમજ્યું નહિં તો પણ ચંદાજીના આવા ગૌરવ ભરિત શબ્દોથી અંજિત થઈ મૌન ધારણ કરી રહ્યા.

ચંદાજીને ત્યાં વધારે રહેવાનું કારણ નહતું. તે પુનઃ અશ્વારૂઢ થયો અને ગૃહ તરફ વિદાય થયો.

પિતાને નમસ્કાર કરી કહ્યું: પિતાજી તેઓએ આપની આજ્ઞા માન્ય રાખી છે. ક્રિયા કરવાનુ બાકી છે. હંસાકુંવરી તમને વરવાની રાહ જોઇ રહી છે.

"નાદાન બાળક, આ બધું શું છે?" પિતાએ કહ્યું: "મારવાડની રાજકન્યા તારા માટેછે. તુંજ યોગ્ય છે, તુંજ આ ગાદીનો વારસ છે અને તારા પછી તારા પુત્રો, પ્રપુત્રો આ ગાદીને દીપાવશે. પણ હું વૃદ્ધ અને વિધુરાવસ્થામાંછું અને તરત આ રાજમુકૂટ તારા માટે છોડી જઇશ. હમણા હું લગ્ન કરૂં અને ભવાનીની કૃપાથી એક પુત્ર થવા પામે તો તે તારો ખંડીઓ થઇ રહે. મેવાડનો ગાદીવારસ તો કોઇ કાળે નહિ."

"એમ નહિં એમ નહિં," રાજકુમાર ચંદાજી બોલ્યો: "મારી દક્ષભુજા એના તખ્તોતાજનું રક્ષણ કરશે અને હુંજ એનો પ્રથમ ખંડીયો મદદગાર થઇ રહીશ અને એના શત્રુઓની સામે મારા બળને કામે લગાડીશ" "ઘણું થયું, ઘણું થયું, પુત્ર, હવે એ મશ્કરી જવાદે" લખાજી બોલ્યો.

"પિતાજી, હું સત્ય કહુંછું અને મેં રાજા રણમલને કહ્યું છે અને હંસાની માગણી આપ કૃપાળુ માટે કરી છે. રજપુત પુત્ર ત્રણ વસ્તુ કોઇ કાળે ત્યાગે નહિં. તલવાર, અશ્વ, અને પત્નિ. તમે પણ હંસા જેનું નામ તમારી સાથે જોડાયનું છે તેને નહિંજ ત્યાગશો. મારા જેવા કનિષ્ટની સાથે તેણીનું પવિત્ર નામ અપવિત્ર થાય; એતો રત્ન અને પત્થર સમ જણાય. પિતા! પિતા! હું હારીશું. મારા વચનને કેમ જવાદઉં"!

† આરામના દિવસો. ‡ પતી.

# "હિંદુસ્તાનમાં ખીલી શકે તેવા ઉદ્યોગો"

## ૨

## (Shellac) લાખ.

આ એક બીજો ઉદ્યોગ છે જે કેળવવાથી હાલના કરતાં વધારે ઉત્પન્ન એ ધં થઈ શકશે. હિંદુસ્થાનમાં લાખ ઉત્પન્ન થાય છે. ઇંગ્લાંડ અને જરમનીમાં તે ઘણી હિંદુસ્થાનમાં લાખ કેળવવાનાં જે કારખાનાં હાલ છે તે ઘણાં અધુરી સ્થીતીમાં છે. સરમાં લાખનું એક મહોટુ કારખાનુ છે પણ તેની કામ કરવાની રીત ઘણી અપ મીરઝાપુરમાં યુરોપીઅન દેખરેખ નીચે ચાલતાં કારખાનાં છે જેઓ સાંચાની મદદથ લે છે જેથી પરદેશની બજારોમાં તેઓની લાખની ચોખાઈનાં વખાણ થાય છે. લાહોર રા મી૦ પુરણસીગે લાખ સુધારવાની એક રીત સોધી કાઢી છે જેથી કરકસરથી હલકી લાખને સુધારી મોનેરી ચલકાટવાલી ઉચી લાખ બનીશકે છે.

આસામ, હરીહરપુરના પજાબ તરફના ભાગમાં, મધ્ય પ્રાંતોના જંગલોમાંથી મણ લાખ એકઠી થઈશકે તેમ છે, ખાનદેશમાં પણ કાચી લાખ મલે છે.

લાખના કારખાનાની પડતર આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| થાપા | રૂ ૫૦૦૦૦ | |
| સાચા કામ વગેરે | | રૂ ૫૦૦૦ |
| રીઝર્વ ફંડ | | ,, ૫૦૦૦ |
| ફરતી રકમ | | ,, ૪૦૦૦૦ |

માલ મળવાની રૂતુમાં પુરતો જથ્થો ખરીદી લેવા ઉપર કારખાનાના નફાનો આધ તેથી તે ખરીદી લેવાને મોટી રકમ પ્રથમ રોકવી પડે છે.

દર મહીને ૫૦૦ મણ ઉપર હીસાબ આ પ્રમાણે છે.

કાચા પદાર્થની કીમત દર મણે રૂ. ૨૫ થી રૂ. ૩૦ સુધી રહે છે.

સાફ કીધેલી લાખની કીમત સેકડે રૂ. ૭૦ થી રૂ ૮૦ ઉપજે છે.

| | રૂ. |
|---|---|
| દર માસે કાચો પદાર્થ મણ ૫૦૦ | ૧૫૦૦૦ |
| બળતણ વીગેરેનો ખરચ | ૨૦૦ |
| કારખાનામાં ખરચ | ૨૦૦ |
| સાચા કામનો ઘસારો (તેનું આવરદા પાંચ વરસનું ગણીને) | ૮૪ |
| આશરે રૂ. ૧૬૦૦૦નુ દર માસે પાંચ ટકા લેખે બ્યાજ | ૭૦ |
| ટોટલ રૂ. | ૧૫૫૫૪ |

ઓછામાં ઓછો ૭૦ ટકા માલ ગણતાં ૩૫૦ મણ ૨૧૦૦૦
જ્યારે ભાવ બેસી ગયો હોય ત્યારે રૂ. ૬૦ ના એક મણ ગણીને

ખાસ રસાયણી પ્રયોગથી શેલ લાખ ચોખી થાય છે અને તેની ઉતર સીડ જેટલી એટલે ૬૦ થી ૬૫ ટકા થાય છે.

શેલ લાખનો ભાવ સીડ લાખ કરતાં વધુ ઉપજે કારણ કે સીડ લાખમાં કચરો હે

શેલ લાખનો ઓછામાં ઓછો ચોખ્ખા માલનો દરમણે રૂ. ૮૦) ભાવ હોય આ ભાવે ગણતાં ચોખી શેલ લાખના ૩૦૦ મણની વેચાણ કીમત રૂ. ૨૪૦૦૦ થાય ઇંગ્લંડ અથવા જરમની ચઢાવવાનો ખર્ચ કમીસન સાથે નફો સીડ લાખ ઉપર ૫૪૦૦ શેલ લાખ ઉપર ૮૪૦૦ થાય છે.

મીયાંસાહેબ અબદુલઅલ્લી મીયાંસાહેબ સરફઅલ્લી જનરલ પેપર

મરચન્ટ—સુતારચાલ—મુંબઇ.




શેલ લાખનો ✓
આ ભાવે ગણતાં ચોખ્ખાના કાગળો, મશીન પ્રેસો, કટીંગ પ્રેસો તથા લીથો પ્રેસના
ઇંગ્લંડ અથવા જરમની થકી દરેક જાતની સાહી વિગેરે જથાબંધ વેચનાર.
ગોલ લાખ ઉપર ૮૪૦૦ થાય ।

# બાળવાના લાકડાંમાંથી નીકળતા પદાર્થો તથા તેનો ઉપયોગ.
## Wood-distillation.

લખનાર–રા. રા. દોલતરામ મનસુખરામ પંડ્યા–મુંબઇ.

[ ૨ ]

થોડા દીવસ અગાઉ બાળવાના લાકડાંમાંથી કોરો અર્ક (Wood spirit) કાઢવાનું વિવેચન કરવામાં આવ્યું છે તથા તેમાં કામ આવે તેવાં લાકડાનાં ઝાડોનાં નામોપણ ઘણું ખરાં આપવામાં આવ્યાં છે. વધારે ખબર સારૂ માંગણી થવાથી કોરો અર્ક કાઢવાનો ખર્ચ તથા અર્કનું પ્રમાણ લખતાં પેહેલાં શંકા સમાધાન સારૂ બીજી બાબત પણ લખવી જરૂરનુંછે.

જે ઝાડોનાં નામો આગળ લખેલાં છે તેજ ઝાડો આ કામમાં ઉપયોગી છે એમ કંઇ નથી. કોરો અર્ક વધારે ઉતરે અને તેમાં મહેનત તથા ખર્ચ થોડો લાગે એવાં ઝાડો પસંદ કરવાને લક્ષમાં લેવા જેવી બાબત એ છે કે જે ઝાડ લેવું તેની છાલ ઘણી જાડી તથા કઠણ હોવી જોઇએ નહીં; કારણ વ્યાપારી દ્રષ્ટિએ તેનો ઉપયોગ ફાયદાવાળો થતો નથી. તેમાંથી એસીડ કરતાં ડામરનું પ્રમાણ વધારે પડેછે અને કોલસા હલકા ઉતરેછે, અને અર્ક કાઢવામાં એક નડતર રૂપ થઇ પડેછે.

એવા ઝાડોની છાલનો ઉપયોગ ચામડાં રંગવામાં થાય છે તેથી તેનો ત્યાંજ તેવો ઉપયોગ કરવો લાયક ગણાશે. લાકડાં પસંદ કરવામાં બીજું ધ્યાન આપવાનું એ છે કે તે લાકડું નરમ જોઇએ એકદમ કઠણ કામનાં નહીં. ઝાડમાં કઠણાઇ હોય તે તેમાંના રસાયણીક પદાર્થો થોડા છે તે દેખાડી આપેછે. રસાયણ કમી થયા શીવાય કઠણતા આવતી નથી અને કઠણતા થવાથી ઝાડમાંના રસો વધવાનું પણ કમી થતું જાય છે. તેથી એવા કઠણ ભાગનો અથવા જે લાકડું કડક થયું હોય તેનો આ કામમાં સારો ઉપયોગ થતો નથી. અર્કના કામમાં ઉપયોગી થનારાં ઝાડો પાતળી છાલનાં, અંદરના ગર્ભમાં પોચાં હોય એવાં જોઇએ. ઝાડોની તપાશ હાથમાં આવ્યા પછી તેને કાપી સુકવવાં. તડકામાં સુકવેલાં ઝાડો અર્ક કાઢવામાં થોડાં ઉપયોગી થાય છે, તડકાને લીધે અંદરના પદાર્થો ઉપર અસર થાય છે અને અર્ક કમી પડેછે. ઝાડોને તોડ્યા પછી છાયામાં સુકવવાં જોઇએ. કુમળો તડકો હજી ચાલી શકે, પણ સખ્ત તડકો સમુળગો ચાલશે નહી.

લાકડાં સુકાઇને તૈયાર થયાં કે તે અર્ક કાઢવામાં ઉપયોગી થાય છે. અર્ક વધારે ઓછો પડવાનું પ્રમાણ જે ૠતુમાં ઝાડો કાપવામાં આવે તેનાપર પણ થોડો ઘણો આધાર રાખેછે. ઉન્હાળા અને શીયાળામાં તોડેલાં ઝાડોમાંથી નીકળતા ડામર તથા બીજા પદાર્થોમાં ઘણો ફરક પડી જાય છે. ઝાડ કાપવાનો ખરો સમય શીયાળાની આખરે વસંત ૠતુના પ્રારંભમાં હોય છે. એ વખતે ઝાડોના મધ્ય ભાગમાં જુદી જુદી ક્રીયાઓ જોરથી ચાલેછે. તેથી અંદરના દ્રવ્ય સંચયનો પૂરેપૂરો લાભ મળેછે. યોગ્ય વખતે કાપેલાં ઝાડના લાકડાં ઉપર જણાવ્યા પ્રમાણે છાયામાં સુકવ્યાથી ભઠ્ઠી ઉપર ચઢાવવા યોગ્ય થાય છે. ભઠ્ઠીનો ખરચ જરા વધારે છે તે આ પ્રમાણેઃ લાકડાંના કકડા મુકવાનું વાસણ (Retort) જેમાં એકથી બે મણ લાકડાં

રહી શકે એવાં લોખંડના વાસણની કીમત રૂ ૮૦) થી રૂ.૧૦૦) સુધી પડેછે. વરાળ જવાની નળી (Condensor) ના સુમારે રૂ૪૦) અને કંઇ રબરની નળીઓ વગેરેના પાંચેક રૂપીઆ પડેછે. જે દ્રવ્યો નીકળે તે ભરવાને લાકડાંની પીપો ઠીક કામ લાગેછે. પ્રથમ બે પીપનો ખપ પડેછે, કારણ કે ડામર અને તે પછી નીકળનારો પાતળો પદાર્થ એ જુદા જુદા પીપમા લેવો પડેછે; વળી લાકડાં મુકવાનું વાસણ બીજો ઘાણ ચઢાવવા વારંવાર ખાલી કરવું પડેછે, કાઢેલો અર્ક કેટલાક દીવસસુધી ભરી રાખવો પડેછે, જે પ્રમાણે ભઠ્ઠીનું કામ ચાલુ રહેછે તે પ્રમાણે વાસણો લાગેછે, ભઠ્ઠીનું કામ ખાંચો ખાધા વગર શરૂ રાખવાને વધારે વાસણો જોઇએછે. નાના પાયા ઉપર ભઠ્ઠી શરૂ કરનારને રૂ ૧૨૫ થી રૂ. ૧૬૦ સુધી ખર્ચ વાસણમાં લાગશે; જેથી અર્કની નાની ભઠ્ઠી ચાલુ રહી શકશે. વાસણનું નક્કી થયા પછી ઉપરના વાસણને બધી બાજુથી સરખી આંચ લાગવા સારૂ પાકી અથવા કાચી (પાકીસારી) ઇંટની એક ભઠ્ઠી ચણવી, વાસણને સરખી આંચ ચારે બાજુથી મળતાં અર્ક સારો નીકળેછે. બળતણ થોડું લાગેછે અને અર્ક નીકળ્યા પછી વાસણમા બચનારો કોલસો ગરમી ઓછી વધુ લાગવાથી છેક નીચેનો ઉત્તમ, મધ્યમાંનો મધ્યમ અને ઉપરનો ખરાબ થાય છે; ફક્ત કાળું પડી ગયલુ લાકડુ રહેછે; તેથી નીચે આંચ લગાડવામાં હોંશીઆરી રાખવાની છે. ભઠ્ઠી વેહેલી ઉતરે, એમ ધારી વધારે આંચ લગાડવાથી વાયુરૂપ પદાર્થો ઘણા નીકળેછે, ડામર તથા વુડસ્પીરીટ કમતી નીકળેછે; અને રીતસરની આંચ લગાડયાથી બધા પદાર્થો બરાબર પ્રમાણસર નીકળી છેવટે કોલસા પણ સારા રહેછે

ભઠ્ઠી ચણ્યા પછી તેનાપર વાસણ ગોઠવ્યુ કે તેમા સુકવી તૈયાર કરેલા લાકડાનાં કકડા બરાબર ભરવા અને વાસણનુ મોઢુ બંધ કરવું. અંદર પાણી કે કંઈ નાંખવાની જરૂર નથી. વાસણ નીચે તાપ લાગવા માંડયાથી જે નલી તેના મોઢાં સાથે પ્રથમથીજ જોડેલી હોય છે. તેમાંથી વરાળ રૂપે પદાર્થો પ્રથમ નીકળવા શરૂ થશે; નલી ઠંડા પાણીમાં હોવાથી તે વરાળ ઠંડી પડી તે પદાર્થ પ્રવાહી બને છે લાકડાંમાં જે પ્રમાણે માલ હશે તે પ્રમાણે પદાર્થો નીકળશે, સુકાં લાકડાંમાથી બાફ નીકળતાં બળતણ પુષ્કલ લાગેછે. કેટલીકવાર પ્રથમથીજ એસીડ, ડામર વગેરે પદાર્થો નીકળેછે અને ગ્યાસ, વરાળ પછી આવેછે.

આ પદાર્થોમાં એક ગ્યાસ નીકળેછે જેનો દીવો પણ પેટાવી શકાય છે, નળીની સાથે બીજી નળીનું સાંધણ કરવાથી આ ગ્યાસને ભઠ્ઠીમાં પણ બાળી શકાય, જેથી બળતણનો બચાવો થઇ વાસણને આંચ સરખી લાગતી રહે. એક વખત ચઢાવેલી ભઠ્ઠીનુ કામ પૂરું થતાં સાત આઠ કલાક લાગે છે. એક વખતની ભઠ્ઠી ઉતર્યા પછી અને અંદરનો કોલસા કાઢી લીધા પછી નવા લાકડાંના કકડા ભરી બીજી ભઠ્ઠી ચઢાવવી, આ પ્રમાણે ચોવીસ કલાકમાં ત્રણ ભઠ્ઠી ઉતરશે, એ પ્રમાણે વધુ ભઠ્ઠીની તજવીજ થતાં વધુ ભઠ્ઠી પણ ઉતરી શકશે, ઉપર એક ભઠ્ઠીની બાબત હાલમાં જણાવી છે, દરેક ભઠ્ઠીનો અગાઉ લખ્યા પ્રમાણે ખર્ચ લાગેછે. તૈયાર થવા માંડેલા પદાર્થોનો જેમ જેમ ખપ વધતો જાય તેમ ભઠ્ઠીની સંખ્યા વધારતા જવી; જેમ જેમ વધુ ભઠ્ઠી કરતા જઇએ તેમ ફાયદો વધુ થશે; એક કરતાં વધુ ભઠ્ઠીમાં કરકસર વધુ થાય છે. દરેક ભઠ્ઠીનો ગ્યાસ પદાર્થ નીકળતાં બાકી રહેલો હોય તેનો પુષ્કળ ખપ થાય છે. એક ભઠ્ઠીના ગ્યાસની નળી બીજી ભઠ્ઠી નીચે લગાડતાં તે ભઠ્ઠીના વાસણને

તાપ સરખો તથા પુષ્કળ લાગેછે. પ્રથમ નજરથી જોતાં તો ઘણી અગવડ દેખાશે. પણ એક ભઠ્ઠી પછવાડે ચાલુ સ્થીતીમાં એકજ મજુર લાગશે. ચોવીસ કલાક દરમ્યાન બે મજુરની જરૂર પડેછે, એક દીવસનો ને એક રાત્રીનો. એક મજુરપણ બે સાથે ચાલતી ભઠ્ઠી ઉપર નજર રાખી શકેછે. મજુરીના દર પ્રમાણે એક મજુરના આશરે ચાર આના પડશે. વાસણમાં એક મણ લાકડાં ભર્યાં છે એમ ગણી આ પ્રમાણે હીસાબ પડશે. એક મણ લાકડા પછવાડે ત્રણ મણ લાકડાં બાળવાને જોઈએ, પેહેલી ભઠ્ઠી પછી બીજી ભઠ્ઠીમાં લાકડાં થોડાં લાગેછે, ચોવીશ કલાકમાં ત્રણ મણ લાકડાંનો અર્ક કાઢી શકાશે, અને તેમાં બાળવાનાં લાકડાં સરાસરી સાત મણ લાકડાં લાગશે, એમ એક દીવસમાં દશ મણ લાકડાંનો ખપ પડેછે. આ સંસ્થાનમાં એક ગાડી લાકડાં (દશથી બાર તેર મણ) ઉપર આઠ આના હાંસલ આપવું પડેછે. જેથી રોજ આઠ આનાના લાકડાં, ચાર આના મજુરી અને બીજી પરચુરણ બાબતો ધ્યાનમાં લેતાં એક ભઠ્ઠી પછવાડે રોજ એક રૂપીઓ ખરચ આવેછે, એ પછી તેમાંથી શું શું પદાર્થો નીકળેછે, તેમાંથી ઉપલો ખર્ચ જતાં તથા રોકેલા પૈસાનું વ્યાજ ગણતાં નકી નફો કેટલો થવાનો સંભવ છે તેનો વિચાર હવે પછી કરવામાં આવશે.

## "હિંદુસ્તાનમાં ખીલી શકે તેવા ઉદ્યોગો"

### ટર્પેન્ટાઇન (Turpentine)

સરકારી રીપોર્ટ તપાસતાં માલમ પડે છે કે ટર્પેન્ટાઇનનો ઘણો મોટો જથો દર વર્ષે હિંદુસ્તાનમાં આવે છે; વળી રાળ તથા ટરપેન્ટાઇનની સાથે બની શકતા બીજા પદાર્થો પણ પરદેશથી આવે છે. ઉદ્યોગને માટે હિંદુસ્તાનમાં મોટું ક્ષેત્ર છે. નેપાળમાં * પાઇન નામના [દેવદારની જાતનાં] ઝાડોનાં જંગલો છે, દરરોજ એક ટન કાચો માલ ઉપયોગમાં લઇ શકે એવી દશ ટરપેન્ટાઇનની ફેકટરીને પુરો પડી શકે તેવો માલ પેદા કરનારાં જંગલો કાંગરા, ચંબા, જમ્મુ, હઝારા, દેહરાદુન અને ટેહરીમાં છે. ઝાડના લાકડાંને નુકશાન કર્યા શીવાય અથવા તેના વધવામાં અડચણ આવ્યા શીવાય ઝાડોમાં કાપ મુકીને નીચેની જાતના ઝાડોમાંથી કાચું ટરપેન્ટાઇન મેલવી શકાય. પાઇનસ પીનાસ્ટર એસ. મેરીટીમા, પાઇન્સ સીલવે સ્ટ્રીસ, પાઇનસ પેલ્યુસ્ટ્રીસ, પાઇનસઓસ્ટ્રેનીસ, પાઇનસ ટાર્ડા અને પાઇનસ સ્ટ્રોલીયસ. ફેબરૂઆરીની મધ્યમાંથી તે નવેંબરની શરૂઆત સુધી ઝાડોમાં કાપ મુકી શકાય છે.

ટરપેન્ટાઇન તેલ ૨૦ થી ૨૫ ટકા નીકળે છે અને રાળ ૬૦ ૭૦ ટકા નીકળે છે. આ બન્ને ચીજો દરેક દેશમાં પુષ્કળ ખપે છે.

દરરોજ એક ટન કાચો પદાર્થ ઉપયોગમાં લેવાથી ટરપેન્ટાઇનની ફેકટરીનો શું ખરચ

*આ બધાં પાઇન એટલે દેવદારની જાતનાં ઝાડો છે પણ તે ઝાડોના નામો બોટાની ઉપરથી લીધેલાં હોવાથી તથા ગુજરાતીમાં તેની બરોબરીના નામો નહીં મલવાથી જેમને તેમ લખ્યાં છે.

Pinus Pinaster S. Maritima, Pinus silvestris, Pinus Paulustris, Pinus Austranis. Pinus Tarda & Pinus Stroleus

આવે છે તેનો નીચે લખેલો હીસાબ બરાબર લાગુ પડશે. થાપણ રૂ. ૫૦૦૦ની જોઇએ.

| | |
|---|---|
| સાંચા કામ (બોઇલર, ઇનજીન, ભઠ્ઠી, નાનાં ઓજારો વગેરે) અને મકાન મળી | રૂ. ૧૦૦૦ |
| હાથમાં ખરચ સારૂ રકમ | ૩૫૦૦ |
| રીઝર્વ ફંડ | ૫૦૦ |
| ટોટલ | રૂ. ૫૦૦૦ |

મહીનાનું સરવાયું

| મણોના ઉપર ખરચ | આંકડે |
|---|---|
| દર મહીને લાગની કાચા પદાર્થની કીમત (એક મણના રૂ. ૫) જેમાં સ્ટેટ અથવા સરકારની ડયુટી જે દર મણે રૂ. ૦-૮-૦ તથા ભેગું કરવાનો ખરચ મળીને) ૮૪૦ | રૂ. ૪૨૦ |
| કારખાનાનો ખરચ | ૨૦૦ |
| મેનેજરનો પગાર | ૫૦૦ |
| બળતણ તથા બીજો ખરચ | ૨૦૦ |
| સાચા કામનો ઘસારો (તેનું આવરદા ૧૦ વર્ષનું ગણીને) | ૮૨ |
| ખરચનો ટોટલ | રૂ, ૫૧૮૨ |

| આવક. | કેટલા મણ. | આંકડે |
|---|---|---|
| તેલના ટકા ૨૦ { કમીશન વગેરે બાદ કરી જથાબધનો ભાવ દર મણે રૂ ૨૫ લેખે. } | ૧૬૮ | ૪૨૦૦ |
| | | ૨૧૮૨ |
| રાળ ટકા ૬૫ [કમીશન જતાં રૂ ૪-૦-૦ લેખે વેચાણ કીમત ગણીને] ૫૪૬ | ટોટલ | ૬૩૮૨ |
| રૂ. ૫૧૮૪નું દર વરસે પાંચ ટકા લેખે વ્યાજ | સુમારે રૂ | ૨૬૦ |
| દર મહીને વ્યાજ | | ૨૨ |
| જેથી નફી નફો | | રૂ ૬૩૮૨ |
| બાદ [૫૧૮૪+૨૨] | | ૫૨૦૬ |
| | | ૧૧૭૮ |

ટરપેન્ટાઇન તેલનું કારખાનું ગમે તેવડુ કરી શકાશે; અમ્રતસરમાં કાચો પદાર્થ રાળન આવે વેચાય છે, જે રાળ ટરપેન્ટાઇન નીકળ્યા પછી રહેલો પદાર્થ છે. એકાદ માણસ જે આ સાહસ ઉઠાવે તો પોતાની મેહેનત પુરતો નફો મેળવી શકશે પરંતુ પરદેશ સાથની હરીફાઇ તથા હીંદુસ્તાનની સરકારની સર્વને માટે વેપાર કરવા દરવાજા ખુલ્લા મુકવાની પોલીસીને લીધે હીંદુસ્તાનમાં કાચો પદાર્થ પુષ્કળ છે છતાં પણ તે આબાદ દશાએ પહોંચવે કઠણ છે. જો મ્હોટા પાયાપર ઉદ્યોગ શરૂ કરી મ્હોટી થાપણ તેની પછવાડે રોકવામાં આવે તોજ ફાવી શકાય છે. આ બે બાબતની ગોઠવણ થઈ તો બીજા એવા ઘણા ઉદ્યોગો છે કે જેમાં આપણે પરદેશો સાથે હરીફાઇમાં ઉતરી શકીએ.

D. M. P

# સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે?

(લખનાર-રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર-મુંબઇ.)

(૨)

કોઇને જગતમાં ઐશ્વર્ય ફેલાવવાનું કામ સોંપેલું છે. કોઇને સ્રષ્ટીનો સંહાર કરવાનું કામ સોંપેલું છે. કોઇને ભગવદ સેવા તથા ભક્તિ શીખવવાનું કામ સોંપેલું છે, અને કોઇને જગતમાં મંગળ કરવાનું કામ સોંપેલું છે. આવી રીતે જુદા જુદા દેવોને મહાન પ્રભુએ જીવોના કલ્યાણને માટે જુદાં જુદાં દયાનાં કામો સોંપી દીધેલાં છે. એવા મહાન કામો આપણે સ્પષ્ટ રીતે નહીં સમજી શકીએ તેવી રીતે અદ્રશ્યપણે પણ બરોબર રીતે દેવો બજાવ્યા જાયછે. પણ દેવો સુક્ષ્મ સ્રષ્ટીમાં કામ કરેછે અને આ આપણું જગત તો સ્થુળ રૂપવાળું છે માટે આ જગતમાં ખુલ્લી રીતે કામ કરી શકે એવી શક્તિઓની પ્રભુને જરૂર લાગી, તેથી દેવોના જેવા રૂપવાળી અને દેવોના જેવી દયાના કામો કરવાવાળી શક્તિઓને પ્રભુએ બનાવી. એ શક્તિઓ તે આ જગતની સ્ત્રીઓ છે. દેવો દેવોના પ્રમાણમાં અને સ્વર્ગના પ્રમાણમાં દયાનાં કામો કરેછે અને સ્ત્રીઓ આ જગતના પ્રમાણમાં તથા પોતાના પ્રમાણમાં દયાનાં કામો કરેછે. કારણ કે સ્ત્રીઓ દેવોનું સ્વરૂપ છે. એટલે કે દેવોના જેવું પણ તેથી ઉતરતા પ્રકારનું. દેવોનું બીજું રૂપ તે આ જગતની સ્ત્રીઓ છે. કારણ કે દેવોની માફક દયાનાં કામો કરવાં સારૂજ પ્રભુએ તેઓને નિર્માણ કરીછે. ટુંકામાં દેવોનું બીજું રૂપ અથવા દેવોનો બીજો અવતાર તે આપણી સ્ત્રીઓ છે. કારણ કે દયાના કામો કરવા માટે એટલે કે દુનીયાની સેવા કરવા માટે અને જગતમાં પ્રભુપ્રેમ ફેલાવવા માટે પ્રભુએ દેવોના બીજા અવતાર તરીકે સ્ત્રીઓને બનાવી છે. ભાભી, આ વાત મ્હારા ઘરની નથી પણ પ્રાચીન રૂષિયોના સિધ્ધાંતની અને આર્યશાસ્ત્રની મહત્તાની વાત છે. આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે સ્ત્રીઓનું દેવી તરીકે વર્ણન કરેલું છે એટલુંજ નહીં પણ એમ પણ કહેલું છે કે મહાન રૂષીયોએ વ્રજની ગોપીઓ રૂપે સ્ત્રીઓનો અવતાર લીધો હતો. આ બધી વાતોનો ભેદ શું છે? એજ કે સ્ત્રીઓ દેવોનું સ્વરૂપ છે અને તે આ જગતમાં દયાનાં કામો કરવા માટે તથા પ્રભુપ્રેમ ફેલાવવાને માટેજ ઉત્પન્ન થએલી છે.

મેં જ્યારે લેડીઝ સોશીયલ કલબની અધિષ્ઠાતા મધુરીદેવીને આ વાત કહી ત્યારે તેણે કહ્યું કે તમે તો સ્ત્રીઓને છેક સાતમાં આસમાનમાં ચડાવવા બેઠા છો. એ પછી મેં આ વાત મારા શાસ્ત્રી બાવા હરીહરરાય મહારાજને કહી હતી, ત્યારે તેણે કહ્યું કે, આપણા શાસ્ત્રોમાં સ્ત્રીઓનો દરજ્જો ઉંચો છે એ વાત ખરી છે, પણ તમે જેટલું કહોછો એટલું બધું હું માની શકતો નથી. બંને ઠેકાણેથી મારી વાતને આમ હવામા ઉડતી જોઇને મને બહુ વિચાર થવા લાગ્યો, તેથી મેં મારા વ્હાલાને પુછ્યું કે તમારો આ બાબતમાં શું અભીપ્રાય છે? ત્યારે તેણે કહ્યું કે ઓ મ્હારાં સ્વર્ગ, હજી તો તને એ વાત બરોબર રીતે કહેતાં આવડતી નથી. તેં જેટલું કહ્યું છે તેટલું તો શું પણ તે કરતાં પણ હજારો ગણું વધારે સ્ત્રીઓનું મહાત્મ છે. તું તો એમ કહેછે કે આ જગતમાં દેવોના પ્રતિનીધી તરીકે સ્ત્રીઓનો અવતાર છે પણ હું તો એમજ કહું છું કે જે સ્ત્રીમાં ખરેખરૂં સ્ત્રીપણું છે તે સ્ત્રી પોતેજ

દેવતાછે. પોતેજ દેવછે એટલુંજ નહીં, પણ સ્વર્ગના દેવોનો પણ તે સ્ત્રી દેવ છે. શું એમાં કાંઈ તને સંદેહ લાગેછે ? મેં કહ્યું, વ્હાલા માફ કરજો પણ મને એમાં અતિશયોક્તિ લાગેછે!

મ્હારા વ્હાલાએ જરા હસીને કહ્યું, અતિશયોક્તિ ! નહી મ્હારા સ્વર્ગ, એમાં જરાપણ અતિશયોક્તિ નથી. હમણાં હું તારીપાસે કબુલ કરાવીશ કે હું જે કહુંછું તે કરતાં પણ સ્ત્રીઓનું મહાત્મ વધારેછે. શું તું નથી જાણતી કે પતિવ્રતા સ્ત્રીના અપરાધમાં આવી જવાથી મોટમોટા દેવો પણ થરથરતા હતા. એટલુંજ નહીં પણ એવી સ્ત્રીઓના ક્રોધથી સ્વર્ગ પણ ધ્રુજી જતું હતું ! એ તે પુરાણોમાંથી નથી સાંભળ્યું ! સતિઓનાં આશીર્વાદથી કંઇકના કલ્યાણ થયાંછે એ શું આર્ય શાસ્ત્ર જાણનારાઓને માટે કાંઇ નવી વાત છે કે ! રાવણ કે જેને ઘેરે બધ દેવો દાસપણાનું કામ કરતા હતા અને જેના પુત્ર મેઘનાદે સ્વર્ગના દેવોના રાજા ઈંદ્રને પણ જીતી લીધો હતો તે રાવણ કાંઈ કાચો હતો કે? જેણે ભગવાન રામચંદ્રજીને વારંવાર રોવરાવ્યા હતા તે રાવણ પણ સતિ સીતાની સામે ઉંચી આંખે જોઇ શક્યો નહોતો. એ સીતાનો પ્રભાવ કાંઇ હતો કે ? સીતાએ જેટલું રાવણનું અપમાન કર્યું તેટલું અપમાન જો કોઇ પુરૂષે કર્યું હોત તો રાવણ એજ વખતે તેને આખોને આખો કાચોને કાચો ચાવી જાત પણ તે સતિ સીતાની સામે એક ઉંચી આંગળી પણ કરી શક્યો નહીં તેનું કારણ શું ! તેનું કારણ એજ છે કે સ્ત્રીનું સ્ત્રીપણું. સ્ત્રીનું સ્ત્રીપણું એટલે પતિપ્રેમ અને આધીનતા, કે જેને શાસ્ત્રમાં પતીવ્રતપણું અને સતિપણું કહેલું છે. જોયું મારા સ્વર્ગ ! આમાં અતિશયોક્તિ ક્યાં છે ? તું તો કહેછે કે સ્ત્રીઓ દેવોનું બીજું રૂપ એટલે કે દેવોથી ઉતરતી છે પણ હું તો કહું છું કે સ્ત્રીઓ દેવોને પણ ધ્રુજાવનારી છે. નિર્વાણ પામેલી સતીયોનાં વિમાન દેવતા ઉપર થઇને પરબારાં મોક્ષધામમાં ચાલ્યાં જાય છે અને દેવતાઓ તેની ઉપર પુષ્પની વૃષ્ટિ કરેછે એ આનંદદાયક વર્ણનો શું તેં શાસ્ત્રોમાં નથી વાંચ્યાં ? શું આ બધી માત્ર સુંદર કલ્પનાઓજ છે કે ! નહીં મારી ભોળી, એ બધાં સત્ય સિદ્ધાંતો છે. અને તે સમજવાને માટે મહાન પ્રભુની દયા જોઇએછે. તું જોતો ખરી કે પતિપ્રેમ અને આધીનતા એ કેવા સહેલી, કેવી સ્વાભાવીક અને કેવી સાધારણ બાબત છે અને તેમ છતાં પણ તેનું ફળ શું ? ફળ એજ કે દેવોની ઉપર થઇને-સ્વર્ગની ઉપર થઇ સીધું પ્રભુની હજુરમા મોક્ષ ધામમાં ચાલ્યું જવું અને દેવતાઓ સતિયોનાં વિમાન ઉપર પુષ્પની વૃષ્ટિ કરીને ભલા કામને ટેકો આપવાથી ઉપજતા સંતોષનો આનંદ મેળવે અને પોતાના પુરૂષાર્થની ખામીને માટે મનમા અફસોસ કરે કે અરે અરે ! અમે કેવા નબળા કે પ્રભુની હજુરમાં ન જઇ શક્યા ને દેવપણામાંજ રહી ગયા ! આવી રીતે સતિયોના કરતાં દેવો પણ પોતાને ઉતરતા સમજે અને સતિયોની ઉપર ફુલની વૃષ્ટિ કરે એ શું સ્ત્રીઓનું ઓછું મહાત્મ છે કે ? અને પ્રભુની દયા તો જુઓ કે તે બધું શેમાંથી ! માત્ર દીનતા ને આધીનતામાંથી, માત્ર પતિપ્રેમ અને ઘરનાં રોજનાં સાધારણ કામકાજમાંથી.

## સ્ત્રીઓની ખુબી.

અમને તો એમ લાગે છે કે, સ્ત્રીઓ પોતાના અંતઃકરણની સરલતાથી જગતમાંથી ઘણી જાતનાં પાપો ઓછાં કરી શકશે. સ્ત્રીઓ પોતાના આકર્ષણથી તોફાની સ્વભાવના ઉખડી જુસ્સા પુરૂષોને કાબુમાં રાખી શકશે. સ્ત્રીઓ પોતાની મધુરી વાણીથી જગતમાં મીઠાશ લાવી શકશે. સ્ત્રીઓ પોતાના પ્રેમથી પુરૂષોમાં પુરૂષાર્થ વધારી શકશે. સ્ત્રીઓ પોતાના સૌન્દર્યના

બળથી જગતને નવું સૌન્દર્ય આપી શકશે. સ્ત્રીઓ પોતાની ભલી ઇચ્છાઓથી જગતનું કલ્યાણ કરી શકશે. સ્ત્રીઓ પોતાના સ્નેહથી ભવિષ્યની પ્રજાનું ભવિષ્ય સુધારી શકશે, અને સ્ત્રીઓ પોતાની સેવાના બળથી આ સંસારમાં સ્વર્ગ લાવી શકશે. એટલુંજ નહીં પણ તે પોતાની પવિત્રતા અને પોતાના પ્રેમમાંથી પ્રભુને સાક્ષાત ખડો કરી શકશે. કારણ કે સમુદ્રના ઉછળતાં તોફાની મોજાઓ કરતાં, સ્ત્રીઓની વાણીમાં વધારે બળ છે, ચંદ્ર સૂર્યના આકર્ષણ કરતાં સ્ત્રીઓમાં વધારે આકર્ષણ છે, અગ્નીમાં ગરમી છે તે કરતાં સ્ત્રીઓમાં વધારે ગરમી છે, પવનના જોસ કરતાં સ્ત્રીઓની લાગણીમાં વધારે જોસ છે, જગતને આગળ વધારનારી વીજળીની ઝડપ કરતાં સ્ત્રીઓની ચંચળતાની ઝડપ ઘણી વધારે છે, જડ પૃથ્વીની સહનશીલતા કરતાં નાજુકડી સ્ત્રીઓમાં દુઃખ ખમવાની વધારે શક્તિ છે. જગતનાં બીજાં સૌ સૌંદર્ય કરતાં સ્ત્રીઓમાં વધારે સૌંદર્ય છે, જગતના બીજા બધા પ્રેમ કરતાં સ્ત્રીઓના પ્રેમ સૌથી મોટા છે, કારણ કે લગ્ન સ્નેહ એ બીજા બધા પ્રેમનું મુળ છે, માટે ટુંકામાં એજ કે સ્ત્રીઓના હાથમાં પારસમણી છે, સ્ત્રીઓની આંખમાં કલ્પવૃક્ષ છે, સ્ત્રીઓની જીભમાં રસાયણ છે, સ્ત્રીઓના હૃદયમાં અમૃત છે, અને સ્ત્રીઓના સ્ત્રીપણામાં પરમાત્મા પોતે છે.

## સ્ત્રીઓના સ્વભાવમાં અને પુરૂષોના સ્વભાવમાં શું ફેર છે? તેનો ખુલાસો.

તમે વિચાર કરો કે આપણે એક મેળો ભર્યો હોય તેમાં એક ખાનામાં અરીસો ને પીસ્તોલ મુકી હોય તો સ્ત્રીઓ તેમાંથી શું લેશે? અરીસો કે પીસ્તોલ? એક ખાનામાં સજેતું સુટ મુક્યું હોય અને તેની પાસે એક જાતના સંચાનો અટપટો નમુનો મુકેલો હોય તો તેમાંથી સ્ત્રીઓ સ્વાભાવીક રીતે શું પસંદ કરશે? એક ખાનામાં જરૂરનાં કામનાં કાગળીયાં મુક્યાં હોય અને તેની પાસે એક હસતું રમતું બચ્ચું બેસાડ્યું હોય તો તેમાંથી સ્ત્રી શું પસંદ કરશે! કામનાં કાગળીયાંને કે ખુબ સુરત બચ્ચાંને! એક તરફ વીજળીનો સંચો મુકેલો હોય અને તેની પાસે સ્ત્રીની વાતુડી સહીપણીને બેસાડી હોય તો એ વખતે સ્ત્રીઓ પહેલું કામ કયું કરશે! જરાક વાતો કરી લેશે કે વીજળીનો સાંચો તપાસશે? એક બાજુ પર મધુરી મશ્કરીની રચના હોય અને તેની પાસે નવી જાતના દારૂ ગોળા ને હથીઆરોનો સંગ્રહ હોય તો સ્ત્રીઓ તેમાંથી શું પસંદ કરશે? મશ્કરીનું સ્થાન કે દારૂ ગોળાનું! એક ખાનામાં સુંદર રમકડાંઓ ભર્યાં હોય અને તેની પાસે શાસ્ત્રોનાં કઠીન વીષયનાં પુસ્તકો મુક્યાં હોય તો તેમાંથી સ્ત્રીઓ શું પસંદ કરશે! રમકડાં કે સાંખ્ય અને યોગ શાસ્ત્ર? એક જગ્યોએ કૃષ્ણ અને ગોપીઓના પ્રેમના ગરબા ગવાતા હોય અને તેની પાસે ઉપનિષદમાંથી ઉંડા આત્મ તત્વની તથા વૈરાગ્યની વાતો થતી હોય તો તેમાંથી સ્ત્રીઓને વધારે રસ શેમાં લાગશે? એક જગ્યાપર સુંદર પોશાકો ને દાગીનાઓ ગોઠવ્યા હોય અને તેની પાસે પાણીદાર ઘોડા તથા ઉંચી જાતના બળદો બાંધ્યા હોય તો સ્ત્રીઓની નજર તેમાં કોની ઉપર જશે? બેલ ઘોડા ઉપર કે વસ્ત્રાભુષણ ઉપર? એક તરફ પ્રેમની વાતો ચલતી હોય અને બીજી તરફ ગરમા ગરમ રાજદ્વારી ચર્ચા ચાલતી હોય તો સ્ત્રીને શેમાં વધારે મઝે પડશે! રાજદ્વારી બાબતમાં કે પ્રેમની વાતોમાં? અને એક તરફ દીકરો જણવાની આશા ગુણી હોય અને બીજી તરફ સરનો ખેતાબ મુકયો હોય તો તેમાંથી સ્ત્રીઓ શું પસંદ કરશે? સરનો ખેતાબ કે છોકરો! વ્હાલા પ્રોફેસર સાહેબ? તમે સ્ત્રી પુરૂષના સમાન હક કરવા નીકળ્યા

છે પણ આ બધી બાબતોનો તમે કોઇ દીવસ વીચાર કર્યો છે ? આવી સરખામણી કોઇ વખત કરી જોઇછે કે એતો અલેલ ટપુપણે અંધારામાં ઇંટજ ફેંકો છો ? મારા મહેરબાન, પ્રથમ તમારા દીલની ખાત્રી કરો અને પછી બીજાઓને ઉપદેશ કરો.

## સ્ત્રીઓના પ્રેમની કીંમત.

અમને તો એમ લાગે છે કે જગતમાંથી સોનાની ખાણો નાબુદ થાય એથી જેટલી નુકસાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તેથી વધારે નુકસાની થાય છે. સમુદ્ર સુકાઇ જાય તેથી જેટલી નુકસાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તો વધારે નુકસાની થાય છે. ચંદ્ર અને તારાઓ ખરી પડે તેથી જેટલી ખરાબી થાય તે કરતા પણ સ્ત્રીઓમાથી પ્રેમ નીકળી જાય તો વધારે ખરાબી થાય છે. જગતનાં બધાં ઝાડો બળી જાય એથી જેટલી નુકસાની થાય તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ ઓછો થાય તો વધારે નુકસાની થાય છે. જગતમાં બીલકુલ વરસાદ નહી વરસવાથી જેટલી ખરાબી થાય તે કરતા પણ સ્ત્રીઓમાંથી પ્રેમ નીકળી જવાથી વધારે ખરાબી થાય છે. અને સુરજનો નાશ થઇ જવાથી જેટલી ખરાબી થાય છે. તે કરતાં પણ સ્ત્રીઓમાંથી પ્રેમ નાબુદ થાય તો તેથી વધારે ખરાબી થાય છે. આ વાતો બહુ દુરની છે એટલે તે તમને ગળે ઉતરતી ન હોય તો તમારા અનુભવમા આવી શકે એવી બીજી સહેલી વાતો મને કહેવા દો. જેમકે.

કોલસાની ખાણો આજે અતીશય ઉપયોગની છે પણ તે જ્યારે માણસોને હાથ આવેલી નહીં ત્યારે પણ દુનીયાનો વ્યવહાર ચાલી શકેલો છે, લોખંડનો ઉપયોગ કરવો માણસો જાણતાં નહી ત્યારે પણ દુનીયાં નભેલી છે, સોનુ, હીરા, માણેક કે મોતીને લોકો ઓળખતાં નહીં ને તેની કીંમત સમજતા નહી ત્યારે પણ દુનીયાંનો વ્યવહાર ચાલેલો છે, જ્યારે ખેતીવાડીની કળા લોકો જાણતા ન હોતા ત્યારે પણ દુનીયાં નભી શકેલી છે, જ્યારે અગનીનો ઉપયોગ કરવાની કે રસોઇ કરવાની રીતી લોકો જાણતા ન હોતા ત્યારે પણ દુનીયાં ટકી શકેલી છે, જ્યારે વહાણો બધાયાં નહોતા ત્યારે પણ દુનિયાનો વ્યવહાર ચાલેલો છે, જ્યારે કુવા તળાવ કે નહેરો બાધવાની લોકોને ખબર નહોતી ત્યારે પણ જગત આબાદ રહી શકયું છે, જ્યારે માણુસ જાત પાસે કોઇપણ જાતનાં હથીયાર કે રાજ્ય નહોતાં ત્યારે પણ તેઓ આબાદી ભોગવી શકયા છે, જ્યારે ઘર બાંધવાની રીતની ખબર નહોતી ત્યારે પણ જેમ તેમ લોકો પોતાનુ ગાડું આગળ ચલાવી શકયા છે, જ્યારે ખગોળ, ભુગોળ, ઇતીહાસ, વાંચન, ગણીત, પીંગળ, જોતીષ અને વૈદક વીગેરે કોઇ પણ જાતની વિદ્યા જગતમાં નહોતી ત્યારે પણ જગત નભી શકયું છે, અને જ્યારે માણસોને ઇશ્વર વિષેના બીલકુલ કાંઇ પણ ખ્યાલ નહોતા ત્યારે પણ જગત ટકી શકેલું છે, પણ પ્રેમ વીના એક ઘડી પણ જગત રહ્યું નથી. એ ઉપરથી સાબીત થાય છે કે બહુ જાતની અપુર્ણતા ને ઘણી જાતની અગવડો છતાં પણ જગતનો પ્રવાહ આગળ ચાલી શકે, પણ પ્રેમ વીના એક ઘડી પણ જગત ચાલી શકે નહી. કારણ કે પ્રેમ એ ઇશ્વરનાં કીરણ છે, માટે જેમ સુર્ય આપણાથી દુર છે છતાં તેના કીરણોવડે આપણો વ્યવહાર ચાલી શકે છે, તેમ ઇશ્વરથી આપણે દુર છતાં પણ એટલે કે ઇશ્વરથી આપણે અજ્ઞાન છતાં પણ તેનાં પ્રેમરૂપી કીરણોવડે આ જગત ટકી રહેલું છે. એવાં ઇશ્વરી સ્નેહનાં કીરણો કે જેને આપણે પ્રેમ કહીએ છીએ તે સ્ત્રીઓમાં છે. માટે આપણે સ્ત્રીઓને ચાહીએ છીએ.

# સીવિલ સર્વિસની ગુલામગીરી.

દેશભક્ત સ્વામજી કૃષ્ણવર્મા ઈંગ્લંડમાં " ઈન્ડિયન સોસીઓલોજીસ્ટ " નામનું એક પત્ર પ્રકટ કરી હિંદુસ્તાનની અગત્યની સેવા બજાવે છે, એ પત્રના માર્ચ માસના અંકમાં એક અગત્યનો લેખ પ્રકટ થયો છે. અને તે આ દેશના ધનવાનો પોતાના પૂત્રોને સીવિલિયન બનાવે છે તેમને બહુ ઉપયોગનો છે! સીવિલ સરવીસમાં પાસ થતાં કેટલું ખર્ચ લાગે છે અને સરાસરી નોકરી મળ્યા પછી તેમને કેટલી ઉપજ થાય છે તેનું તેમણે સ્પષ્ટીકરણ કરેલું હોવાથી આપણે સારીપેઠે જાણી શકીશું કે જેટલી પુંજી સીવિલ સરવીસની પરિક્ષા પસાર કરવામાં રોકાય તેટલાં નાણાંનું વ્યાજ પણ નોકરીમાં ઉપજતું નથી! જ્યારે એટલાંજ નાણાં જો કોઈ ઉદ્યોગ ધંધામાં કામે લગાડવામાં આવે તો ઘણો ફાયદો થાય. મી. સ્વામજી કહે છે કેઃ જે સીવિલ સરવીસને આ દેશના લોકો ઇશ્વરનો અમૃતતુલ્ય પ્રસાદ સમજે છે; તે પ્રસાદ કેવળ દુર્ગંધથી ભરેલો છે. સીવિલ સરવીસની પરિક્ષા પસાર કરવા જનાર વિદ્યાર્થી ઈંગ્લંડ ૪-૫ વરસ રહેવાથી ૨,૦૦૦ પૌંડ ખરચ થાય છે. અને નોકરી મેળવ્યા પછી ૩૫ વર્ષે પેન્શન લેવું પડે છે. અર્થાત્ લગભગ ત્રીસ હજાર રૂપિયા ખરચી નોકરી મેળવવી પડે છે. એ ત્રીસહજાર રૂપિયાનું સેંકડે ૭ ટકા પ્રમાણે ચક્રવર્તિ વ્યાજ કેટલું થાય? હિસાબ કરતાં જણાય છે કે એ લાખ ચાળીસ હજાર રૂપિયા થાય છે! વળી સીવિલસર્વંટ થયા પછી તેને ૪૦૦ રૂપિયાની નોકરી મળે અને વધતાં વધતાં છેવટ ૨૩૦૦ રૂપિયાનો પગાર થાય! તેમાં પણ ઇન્કમટેક્ષ વિગેરે બાદ કરતાં એકાઉન્ટ જનરલ મી૦ ટોટેરેલટપના કહેવા પ્રમાણે દરવર્ષે ૧૩૦૬૫ રૂપિયા તેને મળે. સીવિલસર્વિસના રજીષ્ટર તરફ જોતાં જણાય છે કે એ પરિક્ષા શરૂ થયા પછી ૧૮૮૦ ની સાલ સુધીનાં પચીસ વરસમાં ફક્ત ૧૧ હિંદુ ઉતર્યા તેમાં જોડાયા હતા. તેમાં પણ ૧૧ માણસમાંથી આસરે ત્રણ મનુષ્યો તો બિચારા ૧૦ વર્ષની અંદરજ મૃત્યુ પામ્યા અને એકને બરતરફ કરવામાં આવ્યો! તે તરફ પણ દુર્લક્ષ કરતાં ૧૧ જણાએ સુમારે ૨૩ વરસની નોકરી કરવાનું પ્રમાણ જણાય છે. પરંતુ નોકરીની મુદત કમી હોવાથી તેમને પેન્શન મળે નહિં! મી. ટપ સાહેબે ઉપર બતાવેલા હિસાબ કરતાં હવે માત્ર ૪ વરસ બાકી રહે છે. તે ચાર વરસના દરવરસે રૂા. ૧૪૦૦૦ રૂપિયા પ્રમાણે ગણવાથી ૨૩ વરસનો જમા પાસાનો હિસાબ પૂરો થાય છે.

જમે બાજુનો હિસાબ પુરો કર્યા પછી ઉધાર બાજુ તરફ નજર ફેંકીયે. સિવિલ સર્વંટોને પોતાના મોભા પ્રમાણે આવકનો ત્રણ ભાગ જેટલો ખરચ કરવો પડે છે અને તે પ્રમાણે ખરચની રકમ બાદ કરતાં અંતે તેના હાથમાં માત્ર ૫૦૦૦ પૌંડ અથવા રૂા૦ ૭૫૦૦૦ રહે છે. મ્હોટા મ્હોટા અધિકારીઓએ પણ એ બાબત પ્રમાણભૂત માની છે. એક સિવિલ સરવંટે પોતાનો અનુભવ કહી બતાવ્યો છે અને તેણે ૧૭ વરસની નોકરીમાં પૂરા ૧૦૦૦ પૌંડ અથવા ૧૫૦૦૦ રૂપિયા સીલીકે રાખ્યા નથી! અસ્તુ. ઉપર બતાવ્યા

તોરા અથવા જોધપુરનુ રમણીરત્ન—આ ઐતિહાસિક નવલકથામા મુસલમાન બાદશાહ શાહજહાના પૂત્ર દારાનુ રાજપૂત્રિ બાલિકા તારા ઉપર આશકત થવું, જુદે જુદે પ્રકારે તેનું સતિત્વ નષ્ટ કરવા યુક્તિઓ કરવી છતા વીરક્ષત્રાણીએ સતિત્વરક્ષા કરવી સકટો સહન કરવા છતા રાજકુમાર રાજસિંહ સાથે લગ્ન કરવા તેના પિતા અમરસિંહનુ પુત્રી માટે મરણ પામવુ વિગેરે પ્રકરણો જુદા જુદા રમતી ભરપુર છે મ્હોટા કદના ૧૧૩ પાનાં, પાકુ સુદર પુઠું કીંમત રા ૧–૦–૦ પોષ્ટેજ જુદુ.

ચદ્રશેખર અથવા રત્નગઢ ની માલિની—ઘણીજ અસરકારક ભાષામા અગ્રેજ અને મુસલમાન નવાબના સમયની ઐતિહાસિક નવલકથા એક અગ્રેજદ્વારા બ્રાહ્મણ કન્યાનુ હરણ અપુર્વ પ્રેમી પ્રતાપનુ રક્ષણ વિગેરે પ્રકરણો રસથી ભરપુર પ્રકરણો છે. મ્હોટા કદના ૧૫૦ પાના પાકુ મજબુત પુઠુ કીમત રા ૧–૦–૦ પોષ્ટેજ જુદુ

ચમ્પકકલિકા અથવા પતિ ધર્મ—સ ગાળામા બનેલા બનાવની આ એક સાંસારિક નવલકથા છે એમા એક બાલિકાએ પતિ તરફથી અતિશય કષ્ટ પડવા છતા કેવે પ્રકારે પતિવ્રતપણુ સાચવ્યુ છે તે દર્શાવનાર છે સ્ત્રીઓને ખાસ વાચવા લાયક છે પાકું પુઠુ પાના ૧૮૦ છતા કીમત ૦–૮–૦ પોષ્ટેજ જુદુ

* પચીસ નવલકથા—કીમતી ઉત્તમો ઉત્તમ પચીસ નવલકથાનુ પુસ્તક ૧–૦–૦
* દીવી દરબાર—નામ ... ના રાજ્યારોહણનો પ્રસગ જેઓએ નજરે નથી જોયો તેમને વાચવાથી પ્રત્યક્ષ લાભ થાય છે દેશી રાજા રજવાડાઓ વિગેરના ... ચિત્રો સહિત ૧–૦–૦

મથુરાપુરીનો રંગીલો નટો—પ્રાચીન ઐતિહાસિક નવલકથા ૧–૦–૦
મોતની ખીણ—અજબ પ્રેમ—સાસારિક વીર રસ પૂર્ણ નવલકથા ૧–૮–૦

ઉપરના * આ નિશાની વાળા પુસ્તકો પાકી બાઈન્ડિગ સાથેના છે પુસ્તકોનુ પોષ્ટેજ તથા વી પી ખર્ચ જુદુ

પત્ર વ્યવહાર મેનેજરને સરનામે ચલાવવો ઉત્તર માટે હમેશા ટીકીટ બીડવી

**બુકસેલરોને માફ કમીશન આપવામાં આવે છે.**

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

જાય છે. અને નાસિપાસ થઇ કેટલાક આપઘાત પણ કરે છે! કારણ કે નાપાસ થઇ ઘરમાં શું મ્હોડું બતાવવું ? અને જેમ તેમ કરતાં મેટ્રીક, બી એ, કે એમ એ થયા તો પછી પંદર પચીશ રૂપિયાની ગુલામગીરી ! અંગ્રેજી શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓનાં શરિર તરફ નજર કરીશું તો જણાશે કે શરિરમાં બળ નથી! મ્હોડા ઉપર નૂર નથી! નસોમાં લોહી નથી! પગમાં જોર નથી! આંખોમાં તેજ નથી! મેટ્રીક કે બી એ સુધી આવતાં આવતાં તો બિચારાને ધોળા વાળ થઇ જાય છે, છાતીમાં ગભરામણ અકળામણનો રોગ, શોર્ટ સાઇટ કે ઝાંખ લાગતી આંખો ઉપર ચશ્માં! પાંચ માઇલ ચાલવું હોય કે અરધા મણનો ભાર ઉંચકવો હોય તો તેમના રામ રમી જાય છે! કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓના રિપોર્ટો તરફ જોઇશું તો માલમ પડસે કે ગ્રેજ્યુએટ થયા પછી બે ચાર પાંચ વરસમાં ઘણાં છોકરાઓને ક્ષયરોગ Consumption થાય છે અને મા બાપના હજારો રૂપિયા ખરચાવ્યા પછી અંતે તેમને દુઃખના ડુંગર તળે કચડી નાંખી સ્વર્ગે ચલ્યા જાય છે! એવા એક નહિં પણ અનેક ઉદાહરણો જોવામાં આવે છે! છતાં પણ અમારા લાલચુ, ભોળા પણ અજ્ઞાન હિંદુઓ સમજતા નથી કે અંગ્રેજી વિદ્યા ભણાવી ભણાવી છોકરાઓને સુકલકડી બનાવી દેવા કરતાં તેટલીજ રકમમાંથી કોઇ સ્વતંત્ર વ્યાપારમાં કામે વળગાડવા. અને તેમ થવાથી બે પાંચ કે પચીસ માણસોનું પોષણ થવા ઉપરાંત સારી પેઠે પૈસા મેળવી શકાય અને છોકરાનું શારીરિક અને માનસિક બળ પણ વધે! **गई सो गई अब राख रहिको** અત્યાર સુધી જે થયું તે ખરૂં, હજુ પણ અમારા હિંદુ ભાઇઓ કંઇક સમજે અને પોતાનાં ભવિષ્યના રત્ન રૂપ બાળકોને-ગુલામગીરીની ઝુંસરી તળે કચડાવી મારી નાંખવાને બદલે સ્વતંત્ર ધંધો વ્યાપાર કરતાં શિખવશે તો હિંદુસ્તાન દેશના ડુબેલા વ્યાપારનું રક્ષણ થવા ઊપરાંત પોતે પણ ધન ધાન્યથી સુખી થશે. અને એકનું જોઇ બીજા અનેક હિંદુઓ પોતાનાં બાળકોને રિબાવી મારી નાંખતા બચશે!

---

# મહારાજા દેવીસિંહ.

---

શિકંદર લોદી બાદશાહનો વજીર આસરખાં, કોઈ કામ પ્રસંગે બુન્દી નગર ગયો હતો. ત્યાંના મહારાજ દેવીસિંહનો પાથર નામનો અત્યંત મનોહર ઘોડો જોઇ, તેના મનમાં એ ઘોડો મેળવવા માટે અત્યંત લોભ ઉત્પન્ન થયો. બુન્દીથી પાછાં ફરી દિલ્લી આવતાંજ આસરખાંએ, બાદશાહને મોઢે પાથર ઘોડાની અત્યંત પ્રશંસા કરી. શિકંદર બાદશાહ ઘોડાનો ઘણો શોખિન હતો. પુષ્કળ પૈસા ખરચી, ઘણા દૂરના પ્રદેશોથી અનેક સુંદર પાણીદાર ઘોડાઓ મંગાવી પોતાના અશ્વસંગ્રહાલયમાં ભેગા કર્યા હતા. દેવીસિંહના પાથર ઘોડા જેવો એક પણ ઘોડો પોતાની અશ્વશાળામાં નથી એ કહેવું તે માની શકયો નહીં. પરંતુ વજીર

આસરખાં ઘણાં વખાણ કરવા લાગ્યો. ત્યારે બાદશાહે ગુસ્સે થઇ પુછ્યું, વજીર! તું કહે છે તેની ખાત્રી કરી બતાવ નહીં તો ત્હારો શિરચ્છેદ કરીશ."

મોગલ બાદશાહોના રાજ્ય અમલમાં મનુષ્યના પ્રાણની પછી તે ગમે તેવો મોટો જાગીરદાર કે અમલદાર અથવા ગમે તેટલી મ્હોટી યોગ્યતાવાળો કાં નથી હોતો પણ તેની કિમ્મતજ નહોતી! એ વાત ઇતિહાસ વાંચકોને ખબરજ છે. બિચારા આસરખાંને બાદશાહના શબ્દો સાંભળી એવોજ વિચાર થયો કે મ્હને આવી દુર્બુદ્ધિ કયાંથી સુઝી? કે મ્હે બાદશાહ પાસે દેવીસિંહના ઘોડાની પ્રસંસા કરી? હવે પ્રાણ રક્ષા શી રીતે કરવી? દેવીસિંહ કાંઇ જેવો તેવો રાજા નથી!"

૨

આજે બાદશાહ શિકંદર લોદી, વજીર, અમીર ઉમરાવોથી વેષ્ટિત થયેલો, દિલ્હીના સિંહાસન ઉપર વિરાજમાન થયો છે. ભૃત્યગણ છત્ર ચામરો લઇને ઉભા છે. ભાટ લોકો સ્તુતિગીત ગાઇ રહ્યા છે. સ્તુતિપાઠક લોકો બાદશાહનાં ગુણોના અતિશયોક્તિ ભરેલાં સ્તોત્રો ગાઇ રહ્યા છે. મશ્કરા લોકો પોતાની વાક્ચાતુર્યતાથી બાદશાહની મુખમુદ્રા ઉપર હાસ્યરેષા ઉપજાવી રહ્યા છે. એટલામાંજ મહમદખાં નામનો એક અમીર દરબારમાં આવી નિયમ પ્રમાણે નીચો વળી નમન કરી, બાદશાહ સ્હામુ વિનિતભાવે ઉભો રહ્યો. એ અમીર બાદશાહની આજ્ઞાથી બુન્દિ મહારાજને આમંત્રણ કરવા ગયો હતો.

બાદશાહે પુછ્યું: મહમદ! બુંદિ રાજાની શું ખબર છે?

મહમદખાંએ હાથ જોડી ઉત્તર આપ્યુ: ખુદાવંદ! આપે મોકલેલું નજરાણું રાજા દેવીસિંહે આદરપૂર્વક સ્વિકાર કરી, આપના આમંત્રણ માટે માનપૂર્વક પોતાને કૃતકૃત્ય માને છે આપની આજ્ઞાપ્રમાણે આ તરફ આવવાની તેમણે સત્વર તયારી કરવા માંડી છે.

બાદશાહે કહ્યું: આસરખાં! હવે ઘોડો મેદાનની નજીક છે. બુન્દિરાજાનો ઘોડો હવે સત્વર અહીં આવી પહોંચશે. તે ઘોડા માટે હજુ સુધી ત્હારો અભિપ્રાય તેવો કાયમજ છે?

આસરખાં મસ્તિક નમાવી બોલ્યો: હુઝુર! ગુલામને બેઅદબી માફ કરવી! મ્હારો મત સદા સર્વદા તેજ પ્રમાણે રહેશે. બુન્દિરાજાના પાયર ઘોડા જેવો એકપણ ઘોડો આપણી અશ્વશાળામાં નથી."

"મ્હારો "નવાબ" નામનો ઘોડો પણ તેના કરતા ઉતરતો છે?" બાદશાહે પુછ્યું.

"જી હુઝુર." આસરખાંએ હા કહી ડોકું હલાવ્યું.

આ સાંભળી બાદશાહ વિશેષ કુપિત થયો. અને કહ્યું. પણ હમણાંજ ઇરાનના બાદશાહે જે ઘોડો મોકલ્યો છે તે ત્હારા ધ્યાનમાં છે?"

"હા, ખુદાવંદ! તે મેં જોયો છે. આપની અશ્વશાળાના એકે એક ઘોડા મ્હેં સારીપેઠે જોયા છે. પણ બુન્દિ રાજાના ઘોડાની બરોબરી કરે તેવો એક પણ ઘોડો આપને ત્યાં નથી. આસરખાંએ પોતાનું મત કાયમ રાખ્યું.

બાદશાહ થોડી વાર સ્તબ્ધ રહી બોલ્યો ઠીક છે, હવે સત્વર નિર્ણય થઇ જશે. પણ

યાદ રાખજે કે ત્હારૂં કહેવું જુઠું ઠરશે તો તારૂં ડોકું, ધડથી જુદું થશે. કદી પણ ક્ષમા આપવામાં આવશે નહી.

વજીરે ખિન્ન મુખ મુદ્રા વડે ઉત્તર આપ્યું: જેવી હુઝુરની મરજી. તેનો છેલ્લો ઉત્તર સાંભળી બાદશાહ વિશેષ ગુસ્સે ભરાયો.

૩

આજે તે વાતને, આઠ દીવસ થઇ ગયા છે. મહારાજા દેવીસિંહ દિલ્હીમાં આવી પહોંચ્યા છે. બાદશાહ સિકંદરે ઉત્તમ પ્રકારે તેનું આદરાતિથ્ય કરવા માંડયું છે. બુન્દિરાજાના સમાચાર લેવા માટે દરરોજ સ્હવારે અને સાંજે દરબારના મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો આવ જા કરેછે. ખુદ બાદશાહ પણ બે ત્રણ વખત બુન્દિ મહારાજ પાસે જઇ મળી આવ્યા હતા.

આજે દેવીસિંહના ચોપદારે વરદી આપી કે વજીર આસરખાં આપને મળવા માગેછે."

મહારાજાએ કહ્યું, આવવા દો."

સમાચાર મળતાંજ આસરખાં દિવાનખાનામાં આવ્યો અને સલામ કરી ગાદી ઉપર બેઠો. દેવીસિંહે કહ્યું વજીર, શું સમાચાર લાવ્યા છો?

આસરખાંએ કહ્યું, આપે બાદશાહના આમંત્રણને માન આપ્યું અને દિલ્હી પધારી મળવાનો લાભ આપ્યો તે માટે બાદશાહ ઘણા ખુશી થયા છે, અને આપને કોઇપણ રીતે સગવડ ન પડે તેટલા સારેજ યોગ્ય વ્યવસ્થા કરવા મ્હને સુદામ અહીં મોકલ્યો છે."

દેવીસિંહે ઉત્તર દીધું, બાદશાહનો મ્હોટો ઉપકાર થયો છે. મ્હારે માટે તેઓ આટલી બધી કાળજી રાખેછે તેથી ઘણોજ આભારી થયો છું. મ્હને કાંઇપણ અડચણ નથી. સર્વ વ્યવસ્થા ઉત્તમ રીતે થઇ છે એમ તેમને કહેજો.

ત્યાર પછી થોડી વાતચિત થયા બાદ આસરખાંએ હસતાં હસતાં કહ્યું: આપનો પાથાર ઘોડો જોઇ બાદશાહ ઘણો સંતોષ પામ્યા છે.

"એ સાંભળી મ્હને ઘણો આનંદ થયો છે. મ્હારો પાથાર તેવોજ સુંદર છે મ્હારા આખા રાજ્ય કરતાં પણ તે મ્હને અત્યંત પ્રીય છે."

આસરખાંએ ફરીથી કહ્યું, બાદશાહને ઘોડો ઘણોજ પસંદ પડયો છે.

આસરખાંએ જાણ્યું હતું કે મ્હારા કહેવાનો ભાવાર્થ સમજી જઇ મહારાજ દેવીસિંહ, પોતાની મેળેજ પોતાનો પાથાર નામનો ઘોડો બાદશાહને ભેટ કરી દેશે. પરંતુ આસરખાંની તે સમજણમાં ભુલ હતી. દેવીસિંહે કહ્યું, ઝવેરીની પ્રશંસા વડેજ ઝવેરાતની કિમ્મત થાયછે.

હજુપણ મહારાજ કાંઇ સ્પષ્ટ કહેતા નથી એ જાણી આસરખાંનું મન મુઝાવા લાગ્યું હવે પોતાના કુટીલ સ્વભાવ પ્રમાણે તેનાથી સ્પષ્ટ કહ્યા વિના રહેવાયું નહીં. તે અટ્ટહાસ્ય કરી બોલ્યો, એ ઘોડો બાદશાહની નજરમાં આવી ગયો છે. તમારી પાસેથી વેચાતો લેવા માટે હું આવ્યો છું. એની શું કિમ્મત લેશો?

૨. તું અભદ્ર ભાષણ સાંભળતાંજ મહારાજા દેવીસિંહ લાલચોળ થઇ ગયો. કર્કશ સ્વરે તેણે ઉત્તર આપ્યો. વજીર, જા, બાદશાહને કહે જે કે પાથાર કદીપણ વેચાતો આપવાનો નથી."

આસરખા પણ મગરૂરીમાંજ બોલ્યો, મહારાજ! બાદશાહને આવો અપમાનકારક જવાબ આપવો એ શું આપને યોગ્ય લાગે છે? ખુશીથી ભેટ આપશો તો તેમાંજ તમારી શોભા છે. નહી તો બાદશાહ બળપૂર્વક ઘોડો લેશે તેમા ભૂષણ શુ?

આ શબ્દો સાંભળી દેવીસિંહ અધિક ગુસ્સે ભરાયો. આસરખાંને ધિક્કાર આપી મહારાજાએ ... દેહમાં પ્રાણ છે ત્યા સુધી પાથારના વાળ ઉપર પણ બાદશાહ હાથ નાખી શકે ... મે ખાત્રીથી માનવુ બાદશાહને જઇ કહો કે ક્ષત્રીઓ મૃત્યુ માટે બ્હીતાજ નથી

... વિકટ હાસ્ય કરી બોલ્યો, મહારાજ! ખરેખર આપ મ્હને વિચિત્ર જણાઓ છો! દેહમા પ્રાણ હશે ત્યા સુધી તમે ઘોડો આપશો નહીં એ ખરૂં પરંતુ દેહમાં પ્રાણ કેટલો વખત ટકશે તેનો કાંઇ વિચાર કર્યો? સિંહની ગુફામા પેઠા પછી સિંહ સાથે યુદ્ધ કરવાનું મુર્ખપણુ, કોઇપણ ડાહ્યો માણસ કરશે નહીં વ્યર્થ પ્રાણહાનિ કરવામા પુરૂષાર્થ શું? નખ કાપવા માટે કુહાડી કે તરવારની શુ જરૂર?

આસરખાંનો આ યુક્તિવાદ ખોટો નહોતો. મહિન્દરાજાને પણ એ શબ્દોના ખરાપણા માટે ખાત્રી હતી પરંતુ પાથાર ઘોડો ભેટ આપવા જેવી વસ્તુ નહોતી. હશે શું કરવું? દેવીસિંહ વિચારમા પડ્યા દેવીસિહ કાંઇ બોલતા નથી એ જોઇ આસરખા છેવટે બોલ્યો, મહારાજ! બાદશાહને શું કહેવુ?

દેવીસિંહજીએ કહ્યુ, આજથી પંદર દિવસ ઉપર હુ પોતેજ ઘોડો લઇ બાદશાહ પાસે આવી હાજર થઇશ,

આસરખાં નિરોપ લઇ ચાલ્યો ગયો

૪

દેવીસિંહ મહારાજ અતિ ચિન્તાતુર મુખમુદ્રા સહિત બેઠા છે. તેમનું મન પોતાના ઉદ્ધારનો માર્ગ શોધવામાં ગુંથાયુ છે તે મનમાજ બોલવા લાગ્યા પ્રાણથી અધિક પ્રીય એવો પાથાર ઘોડો બાદશાહને કદીપણ આપીશ નહી. વળી નહી આપવાથી આપણું જીવન ભયમાં છે. હુ ખુશીથી નહી આપીશ તો બાદશાહ જબરદસ્તીથી લેશે. આસરખાંનું કહેવું યથાર્થ છે હું સિંહની ગુફામાંજ સપડાયો છુ. ન્હાસી જવાનો પણ માર્ગ નથી. પાથારને લઇ ગુપ્તપણે ન્હાસી જઇશ તો વ્હાલા કુમાર અમરસિંહની શી દશા? વળી મ્હારા રૈયતોની શી સ્થીતિ? મ્હારા ગયા પછી ક્ષણમાં તેમની કત્તલ થશે! દગાખોર બાદશાહ! મ્હને દગો કરીને બોલાવ્યો! મ્હારૂં આદરાતિથ્ય કરી વિશ્વાસઘાત કર્યો. કપટી બાદશાહ! શું સવનો બધાજ આવા વિશ્વાસઘાતી હશે? ખરેખર હિંદુશાસ્ત્રમાં કહ્યું છે કે માંસાહારી લોકો દગલબાજ હોય છે તે આજે સત્યસ્વરૂપે જણાઇ આવ્યું. પણ ફીકર નહી. પંદર દિવસની મુદતમાં કાંઇપણ યુક્તિ કર્યા શિવાય છુટકો નથી. વિકટ પ્રસંગ આવી પડયો છે. પ્રભો! ઇશ્વર! નિર્દોષના પ્રાણ લેવાની ત્હારી ઇચ્છા કદી થતીજ નથી. તું સત્યનો સાથી છે. આ દગલબાજ, સિંહની ગુફામાંથી છોડવનાર તું ઇશ્વરજ સમર્થ છે."

રાજા દેવીસિંહ ચિંતાતુર મુખમુદ્રાએ બેઠેલા છે. એટલામાંજ કુમાર સમરસિ આવી કહ્યું. પિતાજી ! બાદશાહનો શાહજાદો લગ્ન કરવા જનાર છે. તે મ્હને સાથે લઇ જવા કહેછે. પૂત્રના મુખમાંથી આ વર્તમાન સાંભળતાંજ બુંદી રાજાએ ઉત્સુકતાપૂર્વક કહ્યું. કયાં જવાનું છે ? લગ્ન કયારે થવાનાં છે ?

પૂત્રઃ લગ્ન થવાને હજુ એક મહિનાનો વિલંબછે. પંદર દિવસમાં અમારે અહીંથી જવું પડશે

રાજાના નિરાશ થયલા હૃદયાકાશમાં આશાનો ચંદ્ર ઉદય થયો. તેનું કરમા ! ગયલું મુખ પુનઃ પ્રફુલિત થયું. સંકટ સમુદ્રમાંથી તરી પાર જવાની યુક્તિ મળી આવી. કુમાર સમરસિંહને આલિંગન દઇ બાદશાહ તરફથી આસરખાંએ કરેલી ધિઃકારપાત્ર વાત કહી સંભળાવી. રાજાએ ગદ્ગદિત્ કંઠે કહ્યુંઃ વત્સ ! શાહજાદો લગ્ન નિમિત્તે હને સાથે લઇ જાય છે. એ હું ઇશ્વરની મ્હોટી કૃપા સમજું છું નહીં તો આપણા બચાવનો માર્ગજ નહોતો. તું આપણી બધી સેના સાથે શાહજાદા સાથે જા. બાકી રહેલા લોકોને [illegible]નના લુગડાં પહેરાવી હું શેહેર બહાર કહાડીશ. અને હું પણ મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ [illegible] ગારી પાછળજ આવું છું.

નિશ્ચય કરવા પ્રમાણે બુન્દિ રાજાના સઘળા સૈન્યસહિત કુમાર સમરસિંહ શાહજાદા સાથે શેહેર બહાર નીકળી ગયો. બુન્દિ રાજાએ જો ધાર્યું હોત તો તેપણ ઘોડા સહિત શેહેર-બહાર નિકળી શકત પણ તેણે બાદશાહને વચન આપ્યું હતું કે પંદરમે દિવસે ઘોડા સહિત હું હાજર થઇશ. "રાજપૂતો વીર, સત્ય વચની અને પ્રાણની દરકાર નહીં કરતાં, પોતાનું વચન પાળવા માટે અત્યંત આગ્રહી હોય છે એ ઇતિહાસ વાંચનારાઓને સારીપેઠે ખબર છે. બુન્દિરાજા પણ તેજ પ્રમાણે સત્ય વચની હતા. અને તેથીજ પોતાનું વચન પાળવા માટે જાન ઉપર લટકતી તલવારની દરકાર નહીં કરતાં, બાદશાહના નજર કેદી થઇને દિલ્લીમાં હજુ સુધી રહ્યા હતા. અને વારંવાર બાદશાહને દગલબાજ, વિશ્વાસ ઘાતી, કપટી, ઇત્યાદી વિશેષણો આપી ધિઃક્કાર આપતા હતા.

૫

આજે પંદરમો દિવસ. વચન આપવા પ્રમાણે આજે બાદશાહની હજુરમાં હાજર થવુંજ જોઇએ. બુન્દિ રાજાએ પ્રાતઃકાળનાં સ્નાન સંધ્યાદિક વીધિ, દેવપૂજન, જપ, તપ વિગેરે આન્હિક કર્મ કર્યા પછી વીરપુરૂષને ઉચિત એવો પોષાક ધારણ કર્યો. પોતાના પ્રીય પાથાર ઘોડાને સારીપેઠે પંપાળી તે ઉપર સ્વાર થયો. પોતાની સાથે રાજ્યના જે થોડા ઘણા નોકરો હતા. તેમને મુસલમાની પહેરવેશ પહેરાવી શહેર બહાર નિકળી જવાની આજ્ઞા આપી. ચોપદાર સાથે બાદશાહને કહાવ્યું કે "પાથાર ઘોડાને લઇ બાદશાહની મુલાકાત લેવા મહારાજ આવે છે. !

બાદશાહ પણ ઉત્સુકતાપૂર્વક બુન્દિરાજની માર્ગ પ્રતિક્ષા કરતો બેઠો હતો. પાથાર ઘોડો દ્રષ્ટિએ પડતાંજ બાદશાહની નજર તે ઉપર પડી હતી. અને પોતાના સંગ્રહાલયમાં રાખવા માટે તેના અંતઃકરણમાં અનિવાર્ય લાલસા ઉત્પન્ન થઇ હતી. બિચારા આસરખાંનું માથું ઉડી જતાં બચ્યું હતું અને આવો સર્વોત્તમ ઘોડો બતાવવા માટે તેને મ્હોટી જાગીર મળી

હતી ! દેવીસિંહે પંદર દિવસની મુદત માંગી તેથી બાદશાહને ઘણો ગુસ્સો આવ્યો પરંતુ આસરખાંએ બાદશાહને કેટલુંક આડું અવળું સમજાવી પંદર દિવસ રાખવાનું કહ્યું હતું આજે પંદરમો દિવસ હતો આજે સહુવારથીજ બાદશાહને આનંદ હતો. પાથાર ઘોડો પોતાના કબજામાં આવે અને પોતાની અશ્વશાળામાં સંપૂર્ણતા થ જોવાને તેનાં નેત્રો તનમનાટ કરી રહ્યાં હતાં. દેવીસિંહ આવશે કે નહીં એ શંકા વા તેના હૃદયમાં ઉત્પન્ન થયા કરતી હતી. આજે બાદશાહને બીજા કોઇ વિષયો પ્રીય હ નહોતા. માત્ર પાથાર ઘોડાના માલિક થવાની જીજ્ઞાસાજ તાળવે ટંગાઇ રહી હતી. ખાત્રી હતી કે વીર રાજપૂતો એક વચની હોય છે. આવ્યા વિના રહેશે નહીં. પ્ર પાળવા માટે હિંદુઓમાં જે દિવ્ય ગુણો હોય છે તેવાજ સદ્‌ગુણ દેવીસિંહમાં પણ તે આજે પાથાર ઉપર શ્વાર થઇ બાદશાહની હુઝુરમાં ઉભો રહ્યો. બાદશાહ પણ પા જોઇ સિંહાસન ઉપરથી ઉઠી જાણે મહારાજ દેવીસિંહનું સન્માન કરવા ગયો હોય બહાર ગયો. મહારાજે સલામ કરી કહ્યું. મ્હારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટ ઘોડો હું હાજર થયો છું.

બાદશાહ અત્યંત ખુશી થયો. પ્રસન્ન મુખ મુદ્રા વડે બોલ્યો, ક્ષુન્દ્રિરાજ આપની ભેટ માટે મ્હને ઘણો આનંદ થયો છે. એનો બદલો હું યોગ્ય રીતે આપીશ. આજથી સ રાજપુતાના પરંતુ બાદશાહના બોલવા ઉપર કાંઇ પણ લક્ષ ન આપતાં મહારાજ દેવી કહ્યું: બાદશાહ, મ્હારી એક વાત લક્ષમાં રાખજે કે રાજપૂતો પાસે ત્રણ વસ્તુ કદ માંગવી નહીં. સ્ત્રી, ઘોડો અને તલવાર:—

ઘોડાની ચાલ બતાવવા માટે દેવીસિંહ બાદશાહને જરા મેદાનમાં લઇ આવ્યા. ઘો લગામ ઝાલી આમતેમ ફેરવવા લાગ્યો થોડી વારે ઘોડાની પીઠઉપર એક થાપડ મારી ઝ ઉપર સ્વાર થઇ ગયા. ઘોડાને એક ખપ બસ હતી. આટલા દિવસમાં તેણે કદીપણ થાપડ ખાધી ન હોતી. આજે થાપડ લાગતાંજ ગુસ્સે થઇ પવન વેગે તે ઉડી ગયો. જોતામાં બાદશાહની નજર આગળથી તે ગુમ થઇ ગયો. બાદશાહ હાથ લાંબો કરી બતાવતો, મ્હોડું ફાડી જોતોજ રહી ગયો !!

જગતમાં વિશ્વાસઘાતી અને કપટબાજ રાજાઓ કદીપણ સફલતા મેળવતા નથી. આ પ્રત્યક્ષ ઉદાહરણ જણાઇ આવ્યું. પારકી વસ્તુ ઉપર બળાત્કારે હક્ક કરનાર રાજ નિરાશામાં પડયા વગર કદીપણ રહેતા નથી. એ શિકંદર બાદશાહને નજર આગળ જા આવ્યું. બાદશાહને તેજ વખત ભાન આવ્યું કે, મનુષ્ય જીવનમાં કદીપણ વિશ્વાસ કરવો નહીં. **વિશ્વાસઘાતી મહાપાપી** કહેવાય છે. "મકરંદ"

—:o:—

તાકીદે નામ નોંધાવો! થોડા વખતમાં છપાઇ બહાર

એક અત્યુત્તમ ઐતિહાસિક નવલ કથા,

# પંજાબની રાણી ચંદાબાઇ

અથવા

## લૉર્ડ ડેલહૉસીની ચાબુક.

# જાહેર ખબર.

ધર્માભિમાની સદ્ ગ્રહસ્થોને અમુલ્ય તક !

## જામલાલપુર મહાદેવ શ્રી ભોળેશ્વર લોટરી.

જામનગર સ્ટેટની હદમાં લાલપુર નજીક શ્રી ભોળેશ્વર મહાદેવની જગ્યાના જીર્ણોદ્ધાર માટે, જામનગરના **મહારાજાધીરાજ જામ શ્રી જશાજીની ખાસ પરવાનગીથી** આ લોટરી કાઢવામાં આવી છે. કુલ ટીકીટ ફકત રૂા. ૨૫૦૦૦] ની છે **જેમાં ૧૦૦૦૦ ] રૂપીઆ ઇનામના કાઢવામાં આવ્યા છે.** બાકી ધર્માદાના કામમાં વપરાશે દર ટીકીટ રૂા. ૧ ની છે. પહેલું ઇનામ **રૂપીઆ એક હજારનું** છે નશીબ અજમાવો અને ધર્મના કામને મદદ કરો. ટીકીટો નીચે સહી કરનાર સેક્રેટરી મારફતથી મળસે. નવાં દેવાલયો બંધાવવા કરતાં જીર્ણ દેવાલયોને ફરીથી બંધાવવાનું ઘણું પુણ્ય છે. આ ધર્મ કાર્યમાં ભાગ લઇ પુણ્ય મેળવવાની અને તે સાથે લાભ મેળવવાની ઇચ્છા રાખનાર પ્રત્યેક ગ્રહસ્થે જેમ બને તેમ આ ધર્મના કામને મદદ કરવી તેમજ બીજા હિંદુ ભાઇઓને ભલામણ કરવી. વધારે વીગત જાણવી હોય તો હેંડબીલ જુઓ અગર મંગાવી વાંચો.

એજંટોને કમીશન આપવામાં આવે છે. ખુલાસા માટે પત્ર વ્યવહાર ચલાવવો.

| | | |
|---|---|---|
| લાલપુર. તાબે જામનગર કાઠીયાવાડ. | } | વીઠલદાસ મલજી પારેખ, ઓનરરી સેક્રેટરી ભોળેશ્વર લોટરી જામલાલપુર. |

### ઇનામની વિગત.

| ઇનામનો નંબર | દરેક ઇનામની કિંમત | ઇનામની રકમ |
|---|---|---|
| ૧ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૨ | ૫૦૦ | ૧૦૦૦ |
| ૫ | ૨૦૦ | ૧૦૦૦ |
| ૧૦ | ૧૦૦ | ૧૦૦૦ |
| ૨૦ | ૫૦ | ૧૦૦૦ |
| ૫૦ | ૨૦ | ૧૦૦૦ |
| ૧૦૦ | ૧૦ | ૧૦૦૦ |
| ૪૦૦ | ૫ | ૨૦૦૦ |
| ૨૫૦ | ૪ | ૧૦૦૦ |
| ૮૩૮ | | કુલ રૂપિયા ૧૦૦૦૦ |

ભરૂચ સ્વદેશી પ્રદર્શનના સેક્રેટરી અને ભરૂચ ડીસ્ટ્રીક્ટ એસોસીએશનની મેનેજીંગ કમીટીના ચેરમેન.



માન્યવર અંબાશંકર ઉત્તમરામ મલજી વકીલ.

ભારત જીવન.

પુ૦ ૪. મુંબાઈ મે ૧૯૦૬. અંક ૫.

# સ્વદેશી પ્રદર્શન-જાગૃત થાઓ!

"United we stand-divided we fall!
"It made and preserves us a nation!
"The union of lakes the union of lands.
"The union of States none can severe.
"The union of hearts. The union of hands.
"And the Flag of our Union for ever!

G. P. Morris.

પવિત્ર નર્મદા નદિને ઉત્તર કિનારે આવેલા ભરૂચ-ભૃગુક્ષેત્ર-શેહેર માટે ગઈ તા૦ ૨૫ મી મે નો દિવસ અતિ આનંદજનક હતો. એ દિવસે ભરૂચવાસીઓ માટે-બાળ યુવા કે વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ એ દરેકને માટે મહાન ઉત્સાહજનક હતો! એ દિવસે સઉ કોઇ, એક મહાન યાત્રા કરવા જનાર હોય તેટલા ઉત્સાહમાં હતાં! એ દિવસે ભરૂચવાસીઓનાં મુખ, જળમાં પ્રફૂલ્લ થયેલાં કમળ સમાન જણાતાં હતાં! એ દિવસે ભરૂચના સ્વદેશ ભક્ત વીરપુરૂષો ઉત્સાહપૂર્વક સ્વદેશની સેવા બજાવવા તત્પર થઇ રહ્યા હતા. આજે જાણે પોતાને ઘેર અંતરિક્ષમાંથી ઈન્દ્ર, ચંદ્ર, રૂદ્ર આદિ દેવતાઓ પધારવાના હોય અને તેમના પૂજન અર્ચન માટે તૈયાર થયા હોય તેટલા, બલ્કે તેથી પણ અધિક ઉત્સાહપૂર્વક ભરૂચના સ્વદેશ ભક્તો ધામધૂમ અને તૈયારી કરી રહ્યા હતા. **માતૃભૂમિની સેવા કરવી, માતૃભૂમિની રક્ષા કરવી, માતૃભૂમિને હૃષ્ટ પૃષ્ટ કરવી એ ઇન્દ્રાદિ દેવોના પૂજન અર્ચનથી પણ વિશેષ ફળદાયક છે!** એમ જાણી ભરૂચના સ્વદેશ ભક્ત પુરૂષોએ તા૦ ૨૫ મીને દિવસે એવુંજ મહદ્ ફળપ્રદ કાર્ય કર્યું છે! તેમણે પોતાના એકના એક-લાડકવાયા-પુત્રનાં જાણે લગ્ન કર્યાં હોય તેટલા ઉત્સાહથી, તેટલાજ આનંદથી, પ્રસન્નવદને, નિર્મળ અંતઃકરણે પોતાની માતૃભૂમિની મહત્વની સેવા બજાવી છે. એ દિવસે ભરૂચમાં સ્વદેશી માલનું પ્રદર્શન ભરવામાં આવ્યું

હતું. તે જોવાને ભરૂચ ઉપરાંત આસપાસના ગામ, શેહેરના લોકો પણ આવ્યા હતા. સ્વદેશી માલનું પ્રદર્શન થાય, એ માતૃભૂમિનાંજ સાક્ષાત્ દર્શન થવા બરોબર છે અને તેથી માતૃભૂમિનુંજ પૂજન અર્ચન કરી. દેશભક્ત મહાપુરૂષો કૃતકાર્ય થયાછે! તેમણે પોતાના ક્ષણિક જીવનકાણ્ડનું સાર્થકય કર્યું છે! અને તેમણે પોતાની ખરી ફરજ બજાવી છે.

ભરૂચ, એ પ્રાચીન શેહેર છે. ભૃગુઋષીનું માનીતું ધામ છે. પવિત્ર નર્મદા દવીનું પૂણ્યમય સ્થાન છે. નવ નાથ વડે રક્ષાયલું નગર છે. સાધુ સંતો અને બ્રહ્મચારી સન્યાસીઓની દિવ્ય તેજસ્વિની ઓજસ્વિની મૂર્તિઓવડે, પવિત્ર પાદરજવડે પુણ્યમય થયેલું ક્ષેત્ર છે. બળિ રાજાના દશ અશ્વમેઘવડે પવિત્ર થયેલી ભૂમિ છે. ગંગા યમુના અને સરસ્વતિ જેવી પવિત્ર નદિઓના સંગમવડે મનુષ્યોના ત્રયતાપને કાપવાના સામર્થ્યવાળું મહદ્ તિર્થ છે. સતિ થયલી મહા દેવીઓની લીલામય અને દેવ દેવીઓના ચમત્કારથી ચમત્કારિક ક્રિડામગ્ન ભુમિ છે. પ્રાચીન કાળનું ઉદ્યોગ હુન્નરનું ઘર છે. સાહસિક વણિક વ્યાપારીઓની રમ્યક દિવ્ય ધરા છે અને જન મંડળને આનંદ આપે એવું, ગુજરાતનું કેન્દ્ર સ્થાન છે. જળ માર્ગે વ્યાપાર કરનારા સાહસી વ્યાપારીઓને માટે ભારે ભૂવન છે. અને સરસ્વતિના ઉપાસકો માટેનું સારદા સદન છે. પરંતુ દૈવની ગતિ બળવાન છે! એજ પ્રાચીન દિવ્ય ભૂમિની ઓજસ્વિતા, તેજસ્વિતા ધીમે ધીમે નિસ્તેજ થઇ ગઇ છે! જુલમી અને સ્વાર્થાંધ મોગલ બાદશાહોના રાજ્ય પછી એ શેહેરની જાહોજલાલીનો ઉદય પામેલો રવિ, અસ્તાચળ ઉપર આવી ગયો છે પણ એ શેહેરની પ્રજા પોતના દયાળુપણા માટે વિખ્યાત છે! હજુ પણ એ શેહેરનો વ્યાપાર, ઉદ્યોગ, હુન્નર સુપ્રસિદ્ધ છે! અને દૈવની ગતિ બળવાન થતાં એજ પ્રાચીન નગરનો ભાગ્ય રવિ ઉદય પામી સંપૂર્ણ કળામાં પ્રકાશી રહેશે અને પોતાની દિવ્યતા, ઓજસતા એક સમયે પાછી મેળવવા પામશે.

એવા એ પૂણ્યમય નગરમાં ગઇ તા૦ ૨૫ મી મેને દિવસે સ્વદેશ ભક્ત પુરૂષોના બનેલા મંડળે–ભરૂચ ડીસ્ટ્રીકટ એસોસીએશને–સ્વદેશી કારીગીરીનું પ્રદર્શન ભર્યું હતું, ભરૂચ, તેની આસપાસના દેશો ઠેઠ પંજાબ, બંગાલ, મહારાષ્ટ્ર વિગેરે જીલ્લાઓમાં બનેલા સ્વદેશી માલનું એક સંગ્રહ સ્થાન કર્યું હતું. તે સમયે ભરૂચ ઉપરાંત ગુજરાતના સ્વદેશ ભક્ત હિંદુ, પારસી, કે મુસલમાન, દરેક ગૃહસ્થોના હૃદયમાં ભરતખંડ એ પોતાનીજ માતૃભૂમિ છે, અને તે દેશની કારીગીરીને ઉત્તેજન આપવું એ પોતાનો પરમધર્મ છે એમ જાણી અંતઃકરણપૂર્વક મદદ કરી હતી. આદિથી અંત પર્યંત પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે બજાવ્યું હતું. પ્રદર્શન ગૃહને ધ્વજા પતાકાથી શૃંગારી પ્રત્યેક મનુષ્યોના અંતઃકરણમાં સ્વદેશ ભક્તિ જાગૃત કરી હતી. પરદેશી રાજાઓના રાજ્ય અમલથી હિંદુસ્તાનની કારી-

ગીરી રસાતળ થઈ ગઇ છે! પરદેશી સ્વાર્થી વેપારીઓએ હિંદુસ્તાનની સઘળી દિશાઓમાં પોતાના માલનું વેચાણ ચલાવી જબરી લુંટ ચલાવી મેલી છે, દર વરસે કરોડો, અબજો રૂપિયાનો માલ વેચી હિંદુસ્તાનને ચુસી લીધું છે, અને ધીમે ધીમે હિંદુસ્તાનની પ્રજા નિર્ધન થઈ ગઇ છે, આવા ભાવો પ્રત્યેક પ્રેક્ષકના હૃદયમાં સારી પેઠે ઠસાવ્યા છે. મોગલ બાદશાહોના વખતમાં તેઓ પોતાની મીલકત હિંદુસ્તાનમાં રાખતા હોવાથી તેઓએ મેળવેલા કરોડો રૂપિયા આ દેશમાંજ રહેતા હતા, અને તેથી કોઇ કાળે પણ તે નાણું હિંદુસ્તાનનુંજ હતુ પરંતુ પાછલાં ૧૫૦–૧૭૫ વરસથી–જ્યારથી અંગ્રેજોનું રાજ્ય થયું છે, ત્યારથી પૂર્વ તરફના ધુર્ત વ્યાપારીઓ જે નાણું મેળવેછે તે સ્ટીમરોમાં ભરાઇ પાંચ હજાર માઇલની વેગળાઇએ જઈ પડેછે! એટલે આપણે તે પુનઃ કદી પણ જોઇ શકવાના નથી અને તેમ થવાથીજ આપણો દેશ દિન પર દિન કંગાલ થતો જાય છે! આપણા દેશની કારીગીરીને ઉત્તેજન આપવા માટે રાજાઓ તરફથી દરકાર થતી નથી. દેશી કારીગરોની કારીગીરીને કોઇ ઉત્તેજન આપતું નથી અને તેથી જેમ તેઓ ઉધ્યમ રહિત અને "ભિક્ષાન્ન દેહિ" થયા છે તેમજ આપણે પણ વિલાયતી માલ ખરિદતા હોવાથી આપણા પૈસા હજારો માઇલ વેગળે જઇ ભરાયછે! અને તેજ વિલાયતી માલ જ્યારે જુનો થાય છે ત્યારે આપણા હાથમાં પાછળથી એક કોડી પણ આવતી નથી. પરંતુ જો દેશી માલ વાપરવામાં આવે તો તે માલ વપરાયા પછી જુનો થતાં તેમાંથી ચોથો ભાગ પણ આપણા હાથમાં આવેછે. આ વિષયો ઘણી સારી રીતે આપણને સમજાવા લાગ્યા છે. બંગ ભંગ પછી દેશમાં આ જાગૃતિ સારી પેઠે ફેલાઇ છે પણ ગુજરાત કાઠીયાવાડમાં હજુ પણ જોઇએ તેટલી ફેલાઈ નથી. ગુજરાતના કેળવાયલા ગ્રેજ્યુએટો "માંચીમાંના માંકડ" ની પેઠે પેટનું ભરતીયું કરી બેસી રહે છે! શ્રીમાન ગૃહસ્થો પૈસા ઉપર નાગની પેઠે છાયા કરી ઘરમાં પડી રહ્યા છે! તેમના દેશ બંધુઓનું કેવું નિકંદન થાયછે! તેમનો દેશ કેવો કંગાલ બને છે! દેશના કારીગરો, ટુકડા રોટલા માટે કેવાં રખડેછે! તેમનું તેમને લેશ પણ ભાન નથી! તેવા સમયમાં પણ ભરૂચ શેહેરના દેશભક્તો જાગૃત થયા છે! અને તેમણે પોતાની માતૃભૂમિની સેવા કરી છે! એ માટે, તેમને તથા ભરૂચ ડીસ્ટ્રીકટ એસોસીએશનના પ્રત્યેક મેમ્બરો, અને બીજા જે જે હિંદુ, પારસી, મુસલમાન ગૃહસ્થોએ, માતૃભૂમિની સેવા બજાવવામાં ઉત્સાહથી ભાગ લીધો છે તેમને અંતઃકરણ-પૂર્વક ધન્યવાદ ઘટે છે. તેમજ જીલ્લા કલેકટર મી૰ બેગનલ કે જેઓએ આ પ્રદર્શનના કામમાં સહાયતા આપી છે તેમને પણ ધન્યવાદ ઘટે છે!

ઉત્તમરામ ભરૂચમાં એક સુપ્રસિદ્ધ ફોટોગ્રાફર છે. જેઓએ ભરૂચના યુરોપિયન અને દેશી અધિકારી વર્ગને પોતાના આર્ટથી પૂરતો સંતોષ આપ્યો છે. મી૦ કૃષ્ણલાલ ભરૂચમાં કેરીએજ ઇન્સ્પેક્ટર છે. ઉપરાંત પોતાની જમીનોની વ્યવસ્થા પણ તપાસતા રહે છે. મી૦ અંબાશંકરને બે પૂત્રો અને બે પુત્રિ છે. ઉપરાંત બ્હેનો, ભાણેજોનું મ્હોટું કુટુંબ ધરાવે છે. પરમાત્મા મી૦ મલજીને તથા તેમના કુટુંબને દિર્ઘાયુ બક્ષે અને દેશભક્તિના કાર્યો ઉપરાંત ધર્મ, નિતિ અને ભક્તિ ઉપર શ્રદ્ધા વિશેષ રાખી. આ ક્ષણિક જીવનનું પવિત્ર કર્તવ્ય બજાવવા શક્તિવાન થાય. એજ અમારી પ્રાર્થના છે.

---

# ગૃહિણી સુવિચાર માલા*

---

આ પુસ્તક દીર્ઘ સમય થયાં "રીવ્યુ" ને માટે અમારાં ટેબલપર પડેલુંછે, પરંતુ સ્થળ સંકોચને લીધે આજ સુધી કંઇ લખાયુ નથી. કવિ ક્હાનજી ધર્મસિંહનાં ધર્મપત્નિ અ. સૌ. વિદુષી બેહેન માણેકબાઇને, વર્ત્તમાનપત્રો વિગેરેમાં તેમનાં વ્યાખ્યાનો, લેખો વિ. ઉપરથી ગુજરાતી વાંચક વર્ગ સારી રીતે ઓળખે છે. એ વિદ્વાન્ બાઇએ જૂદે જૂદે પ્રસંગે આપેલા વ્યાખ્યાનોનો સંગ્રહ કરીને પુસ્તકના રૂપમાં ઉપરના નામથી છપાવેલો છે. પુસ્તકના કાગળ છપાઇ તથા વિલાયતથી ખાસ કરાવેલાં પુઠાં વિગેરે બહારની સુંદરતા સાથે, અંદરના વિધવિધ સંસારોપયોગી લેખોનું અવલોકન કરતાં વિચારોની પણ સુંદરતા મનમાં વસ્યા વગર રહેતી નથી તેના વાંચનથી આપણા હિંદુસંસારના આચાર વિચાર રીતિ રિવાજ અને વ્યવહારની ખામીઓ દુર કરવાના, હિંદુસ્ત્રીઓની સ્થિતિ સુધારવાના ઘણા પ્રસંશાપાત્ર વિચારો અનેરસ્તાઓ મળી આવે તેમ છે. અને પુરૂષો કરતાં સ્ત્રીઓને તો ખાસ આ ગ્રન્થ શિક્ષણીય છે. અમારી ભલામણ છે કે દરેક હિંદુ કુટુંબમાં આ ગ્રન્થની એકેક કોપી અવશ્ય હોવી જોઇએ. ગ્રન્થકર્ત્તાનાં ચિત્ર ચરિત્ર પત્રાદિ સાથેનાં આ પુસ્તકની કિંમત પણ વ્યાજબીજ છે—

---

* લખનાર. અ. સૌ. માણેકબાઇ ક્હાનજી ધર્મસિંહ કવિ. મુલ્ય રૂ.-૧-૪-૦ મલવાનું ઠેકાણું કવિ ક્હાનજી ધર્મસિંહ તારદેવ. જાણીતી બાગ- મુંબઈ

# ब्रह्म उपदेश.

રચનાર—શ્રીયુત પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય લાખાપુરવાળા.

રાગ કાફી–તાલ લાવણી.

તટ યમુનાકે તીર, કૃષ્નને બંસી કલકારી એરાદ.
વેદ ગુરુ બ્રહ્મ સત્ય ધારી, [૨,વાર.]
સારગ્રહી સૌ થાઓ કૃતાર્થ, સુણતા અધિકારી એ ટેક.
આત્મા માયાનુ અધિષ્ઠાન, [૨,વાર.]
નિર્લેપ રહીને આપે આશ્રય, સહુનું આદિસ્થાન.
ધ્યાતા ધ્યાન ધ્યેયકારી, [ ૨ ]
સર્વવિષે તે રહ્યો સમાંતર, સત્તા વિસ્તારી.
બ્રહ્મ અદ્વૈત નિર્વિકારી. [ ૨ ] સારગ્રહી૦
આત્મા ત્રિપુટીરહિત નિરખો, [ ૨ ]
નામરૂપને ત્યજી વિચારો, અસ્તિ ભાતિ સરખો.
બ્રહ્મ. છે સચરાચર વાસી [ ૨ ]
મનવાણીથી અગમ્ય આત્મા, પૂર્ણ તેજ રાશિ.
કરીલ્યો અનુભવ વિચારી, [ ૨ ] સારગ્રહી૦
બુદ્ધિમાં જડ-માયા-પ્રસરી, [ ૨ ]
ભૂલી સ્વપદને આવી બ્હુતા, બ્રહ્મદષ્ટિ વિસરી.
વસ્તુતઃ પોતે છે વિલસ્યો, [ ૨ ]
ઉપાધિને અળગી કરીને, જીવ થયો શાંત, તલસ્યો.
દૃષ્ટા દૃશ્યથી નિરધારી, [ ૨ ] સારગ્રહી૦ ૩
કનકમાં કડાદિ આકારો, [ ૨ ]
તેમ બ્રહ્મમાં પ્રપંચ રચના, વિવિધ ભાસ ધારો.
વસ્તુમાં દ્વૈત નહિ જાણો, [ ૨ ]
એક બ્રહ્મને કલ્પિત બીજું, નિજાનંદ માણો.
પ્રેમ ગુરુ નાથ ચરણધારી [ ૨ ] સારગ્રહી૦ ૪

# પ્રેમ કે ઝેર.

લખનાર રા. રા. હરીહર પુરૂષોત્તમ ત્રેવેદી

ગઝલ.

કહો ઓ ભાઇ આ તે પ્રેમ કે કાતિલ ઝેર
દઇને દુઃખ પ્યારી તું કયું વાળેછ વેર.
ઉસાસાને નીમ મા આ દહે છે દિન તે રાત.
સનમ ઓ ઓ સનમ તું એમ જીભ નાખે જ ટહેલ
ભર્યે શેષા ખીચાવો ' કમળથી પાતળી કુમળી
છતાં આવે નહિં આ આખમા નિંદ્રાતણી કંઇ લ્હેર
હમારે તો મહુ સરખુ સુદર મકાન કે સ્મશાન
નહિ કંઇ ફેરછે તેમા કદિ જંગલ કદિ હો શહેર
સુના તો નું ? કર્યાં તો શું ? કર્યું કંઇ કામ તોપે શ
છનાં પણ જેનથી ચાલે સદા મધુ આસુડાની નહેર
દવા કંઇ કંઇ કરી તેની દવા કંઇ કામ ના લાગે.
કરો ઓ ભાઇ કરોને કોઇ આતે ઉંજ કેવું ઝેર.
પીતાં એ પ્રેમની પ્યાલી પ્રથમ પગલે મધુર લાગી
અને સુધા મહુ લાગી મને તે પ્રેમ પામે ઝેર
બન્યો હું મસ્ત તે ચતા ગણ્યું મેં સર્વ સુખ તેમા
ધર્યું ધ્યાને મહુ સુખ છે કદિ હોજે સનમની મહેર.
જતાં ભોળી સનમ ચાલી મહુ તે રૂપ બદલાયુ,
પછેનાં કંઇ ખબર કે શુ થયું આ ફાન્ફેર.
દહેછે સહુ બદન મારું નજરમા મૃત્યુ આ આવે
દીવના છે શુ આને પ્રેમ કે કાતિલ ઝેર !

# સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે?

(લખનાર રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર—મુંબઇ.)

(૩)

## સ્ત્રી એટલે શું?

સ્ત્રી એટલે શું? એ સમજવું હોવતો જ્યારે ઇશ્વરી સ્નેહની દિક્ષા લઇએ ત્યારે પ્રેમની પોથીમાંથી સમજાય છે કે, સ્ત્રી એટલે અદભુત વીજળી. સ્ત્રી એટલે બધી જાતના પ્રેમનો મહા મંત્ર. સ્ત્રી એટલે મુડદાંઓને જીવતાં કરનારી સંજીવનની શકતી. સ્ત્રી એટલે પ્રેમના આકાશમાં ઉડવાનું બલુન. સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલી ઇશ્વરની કૃપા, સ્ત્રી એટલે મનુષ્ય રત્ન ઉત્પન્ન કરનારી ખાણ, સ્ત્રી એટલે ઇશ્વરનું મે ડીની રૂપ, સ્ત્રી એટલે દુનીયાંદારીનું ડહાપણ શીખવનાર પ્રોફેસર. સ્ત્રી એટલે પ્રેમની એ, બી, સી, ડી. સ્ત્રી એટલે ઉંચનાએ ચડવાની સીડી. સ્ત્રી એટલે નમાલાને માલવાળા બનાવવાનો કીમીયો. સ્ત્રી એટલે ઇશ્વરી સ્નેહનું હોકા યંત્ર, સ્ત્રી એટલે બુઢ્ઢાઓને જુવાન બનાવનારૂં રસાયણ. સ્ત્રી એટલે આ દુનીયાંનુ અમૃત, સ્ત્રી એટલે અભેદનું આકર્ષણ. સ્ત્રી એટલે પરમાર્થના તાળાં ખોલનારી ઇશ્વરી સ્નેહની નાનકડી સોનેરી કુંચી. સ્ત્રી એટલે સંસારમાં કુટુંબ મડળની સલામતી સાચવનારી મનવા., સ્ત્રી એટલે દુનીયાદારીના દુઃખો મટાડનારી ઇશ્વરી જડીબુટી, સ્ત્રી એટલે સંસારના વિવિધ ભયથી તપેલાં પુરૂષોનો કુદરતી વીસામો, સ્ત્રી એટલે કામ ક્રોધ લોભ વીગેરે બળવાન દુસ્મનોને તુરતજ ઉડાવી દેનારૂં ડાઇનેમાઇટ, સ્ત્રી એટલે શરીરમાં ઝમઝમાટી લાવી ખુશમીજાજમાં રાખનારો દ્રાક્ષારસ, સ્ત્રી એટલે પુરૂષોમાં પુરૂષાર્થ ભરનારી બેટરી, સ્ત્રી એટલે ઉત્તમ ભાવનાઓને તેના અસલ સ્વરૂપમાં દેખાડનાર સીનેમેટોગ્રાફ, સ્ત્રી એટલે સંસારના પ્રવાહને આગળ વધારનારી પવિત્ર નદી, સ્ત્રી એટલે આપણા મનની શરદી ગરમી પારખવાનું થરમામીટર, સ્ત્રી એટલે ઇશ્વરી સ્નેહનાં ગાયનો સંભળાવનારૂં ફેનોગ્રાફ સ્ત્રી એટલે આપણી જીંદગીની ફરજો બતાવનારૂં ઘડીઆળ, સ્ત્રી, એટલે વિકારોની આગમાંથી પવિત્રતારૂપી ધનને બચાવનાર ફાયરપ્રુફ તીજોરી, સ્ત્રી એટલે જગતમાં સુલેહ કરાવનારી શક્તિઓ, સ્ત્રી એટલે કુદરતની મુર્તીનો આબેહુબ ફોટોગ્રાફ, સ્ત્રી એટલે જીંદગીની ફરજોના હીસાબ ગણવાનું ગણિતશાસ્ત્ર, સ્ત્રી એટલે ધર્મનું બખતર, સ્ત્રી એટલે પ્રેમની ગેરન્ટી, સ્ત્રી એટલે જગત ઉપર ઉતરેલા ઇશ્વરના આશિર્વાદ, સ્ત્રી એટલે અધર્મનો ખડક દેખાડનારી દીવાદાંડી, સ્ત્રી એટલે જગતનું અજવાળું, સ્ત્રી એટલે ઇશ્વર સુધી સદેશો મોકલવાનો વાયરલેસ ટેલીગ્રાફ, સ્ત્રી એટલે સ્વર્ગ દેખાડનારી દુરબીન, સ્ત્રી એટલે પુરૂષોના લાયકાત માપવાનું મીટર, સ્ત્રી એટલે જગતની બધી વસ્તુમાં અમૃત ભરનાર ચંદ્ર, સ્ત્રી એટલે અખુટ પ્રકાશ આપનાર રેડીયમ, સ્ત્રી એટલે જગતની આરપાર જોવાનાં એકસ રેઝ કીરણો, સ્ત્રી એટલે પુરૂષોને ફેરવવાનું સુકાન, સ્ત્રી એટલે ભક્તિની પ્રત્યક્ષ જીવતી મૂર્તિ, અને સ્ત્રી એટલે આપણે જોઇ શકીએ, સમજી શકીએ અને વાપરી શકીએ તેવી ઇશ્વરની મહા શકિત. એટલુંજ નહીં પણ સાંખ્ય શાસ્ત્રમાં જેને પુરૂષ અને પ્રકૃતિ કહે છે તેનુંજ સ્થુલ-રૂપ તે આ દુનિયાનાં પુરૂષ ને સ્ત્રી છે, તથા શાસ્ત્રમાં જેને માયા કહે છે તેનુંજ સ્થુળરૂપ તે આ જગતની સ્ત્રીઓ છે. માટે અમે તો એમ માનીએ છીએ કે પ્રેમના બળથી સ્ત્રીઓ જે ચાહે તે કરી શકે. માટે જેમ બને તેમ સ્ત્રીઓમાં ઇશ્વરી સ્નેહ વધારવો જોઇએ.

અમે આ પ્રમાણે વાર્તા કરતાં હતાં એટલામાં મારા વ્હાલાના મિત્ર પ્રોફેસર તરંગનાથ સેન મ. એ. ફરતા ફરતા ત્યાં આવી ચહડયા, તેઓના આવવાથી અમે બહુ ખુશી થયાં અને મે તેમને સન્માન આપ્યું. એ પછી મેં કહ્યું કે, મહારાજ, તમે સ્ત્રીઓને માટે સેવા ં કહોછો પણ આ અમારા પ્રોફેસર સાહેબ કહેછે કે સ્ત્રી પુરૂષના સમાન હકછે.

મહારાજે કહ્યું, અરરરરર! સ્ત્રી પુરૂષના સમાન હક! ગજબ! ગજબ! જો સ્ત્રી પુરૂષના માન હક હોય તો તો આપણી સ્ત્રીઓની દુર્દશા થઇ જાય, જો સ્ત્રી પુરૂષના સમાન હક ય તો તો આપણા દેશના બાર વાગી જાય, અને જો સ્ત્રી પુરૂષના સમાન હક હોય તો પછી ાપણા પવિત્ર ધર્મની ઉત્તમતા શું? જો એમ હોય તો તો આપણું આર્યત્વ ઉપર મોટું ડું મુકાઇ જાય!

આ સાંભળીને પ્રોફેસર સાહેબ છેડાઇ ગયા તેથી તેમણે કહ્યું કે આવા લંગોટીઆ ાજ દેશનું સત્યાનાશ વાળે છે. જો મારૂ ચાલતું હોય તો એવાઓને તો હું બરાબર સ્વાદ ખાડી દઉં પણ લાચાર છું કે આ પ્રમાણે બોલવા જાય છે એટલામાં મારા વ્હાલાએ કહ્યું કે, ભાઇ, ઉતાવલા ન થાઓ. ઓનરેબલ સર સત્યયેંન્દ્ર પ્રસાદ મહારાજે એક સ્વામીને મલવ મને ભલા મણ કરી હતી એ યાદ છે કે? તેજ આ મહારાજ છે. એ સાંભળીને પ્રોફેસર હેબ બોલી ઉઠયા, હેં? અદ્વૈતાનંદ મહારાજ? મારાં ધન્ય ભાગ્ય, એમ કહી મહારાજની મે હાથ જોડયા, અને કહ્યું કે ક્ષમા કરો મહારાજ. મ્હારી ભુલ થઇછે.

મહારાજે કહ્યું, કાંઇ ફીકર નહી પ્રોફેસર સાહેબ, એમાં તમારો કાંઇ વાંક નથી. ગ્રેજી કેલવણીમાજ એ એક જાતની ખામી છે કે જેથી કરીને મગજ જલદી તપી જાયછે ે પોતે ન સમજયા હોય અથવા ન સમજી શકે તે બાબતને છટ છટ નોનસન્સ કહીને ાખી દેય છે. વારૂ પ્રોફેસર સાહેબ, મને કહોકે સ્ત્રી પુરૂષના સમાન હક એટલે શું? સમાન નો અર્થ હું સમજતો નથી.

પ્રોફેસરે કહ્યું, એનો અર્થ એજકે પુરૂષને જેટલી સત્તાછે તેટલીજ સત્તા સ્ત્રીઓને પણ ી જોઇએ, પુરૂષને જેટલા હકો છે તેટલા હકો સ્ત્રીઓને પણ હોવા જોઇએ, પુરૂષો જે કામ છે તે કામોમાં સ્ત્રીઓને પણ ભાગ આપવો જોઇએ, અને ટુંકામા એજ કે પુરૂષોએ પોતાની ોના ધણી નહી બનવું જોઇએ પણ મિત્ર બનવું જોઇએ.

મહારાજે કહ્યું, એમ કરવાનું કાંઇ કારણ? પ્રોફેસરે કહ્યું, કારણ? ઓહો! એનાં કારણ તો બહુ ગુન છે. મુખ્ય વાત તો એજ કે આપણે નીતીને ખાતર એમ કરવું જોઇએ કારણ કે ો આપણામાં આત્મા છે તેવોજ સ્ત્રીઓમાં આત્મા છે. આપણો ને તેનો પ્રભુ કાંઇ જુદો દો નથી. જેમ આપણને આંખ કાન વીગેરે ઇન્દ્રીયોને મન બુધિ છે તેમજ તે સર્વ સ્ત્રીઓને ; છે, ત્યારે તેઓને શામાટે ઓછો હક હોય એ હું સમજી શકતો નથી. હું જાણવા માગુંછું આપણને સ્ત્રીઓને કચરી નાંખવાનો શું હકછે? શા માટે સ્ત્રીઓ આપણી ગુલામગીરી ? આપણે બારીસ્ટરો બનીને કોરટોમાં મહાલીએ, આપણે ઓનરેબલો બનીને કાયદાઓ એ, આપણે ન્યાયાધીશો બનીને બીજાઓના ઇન્સાફ ચુકવીએ અને આપણી સ્ત્રીઓ માં ગોંધાઇ રહીને ઝાડુ વાળ્યા કરે એનું કાંઇ કારણ? મહારાજ શું આ માણસાઇપણુંછે ખીજું કાંઇ નહી તો ન્યાય ને ખાતર પણ આપણે સ્ત્રીઓને સમાનહકઆપવા જોઇએ.

મહારાજે કહ્યું, પુરૂષોના જેવા સ્ત્રીઓને કામ કરવા દેવાં એનું જ નામ તમે સમાન હક કહોછો કે બીજું કાંઇ? ઠીક છે ભલા, તમારા વિચાર પ્રમાણે ભલે સ્ત્રીઓ એવાં કામો કરે પણ મને કહો સાહેબ, કે સ્ત્રીઓ પુરૂષોનાં જેવા કામો કરી શકશે? એવી શકતી કુદરતી રીતે સ્ત્રીઓમાં રહેલીછે? અને એવા કામો કરવાથી સ્ત્રીઓનું કલ્યાણ થશેકે? એમ કરવાથી આપણો સંસાર સુખી થશે કે?

પ્રોફેસરે કહ્યું, બેશક. કાં નહીં સુખી થાય ? યુરોપ અને અમેરીકાની જાહોજલાલી જુઓ. એ સ્ત્રી કેળવણીનાજ ફળ છે. શા માટે સ્ત્રીઓ પુરૂષોનાં જેવા કામ ન કરી શકે ? સુધરેલા દેશોમાં સ્ત્રીઓ બધાં કામો કરી શકેછે, સ્ત્રીઓ કલાર્કોછે, સ્ત્રીઓ હોટેલો ચલાવેછે, સ્ત્રીઓ ગાડીઓ ભાડે ફેરવેછે, સ્ત્રીઓ ટીટકટીવછે, સ્ત્રીઓ ડાકટરછે સ્ત્રીઓ વકીલોની પરીક્ષામાં પસાર થાયછે, ઘણાં ખાતાંઓમાં સ્ત્રીઓ મેનેજર છે, કેટલેક ઠેકાણે મ્યુનીસીપાલ વીગેરેની ચુંટણી માટે સ્ત્રીઓ મત રાખેછે અને સ્ત્રીઓ હજામતનું કામ પણ કરે છે એટલુંજ નહીં પણ ઘણીએ સ્ત્રીઓ લશ્કરી નોકરીની પણ માગણી કરેછે. પુરૂષોના દરેકકામોની નકલ સ્ત્રીઓ સહેલાઇથી કરી શકેછે. સ્ત્રીઓમા પુરૂષો કરતાં શું ઓછી શકતી તે હું સમજી શકતો નથી. હવે મને કહોકે સ્ત્રીઓ શા માટે પુરૂષોની બરોબરી ન કરી શકે? શા માટે તેઓના સમાન હક ન હોવા જોઇએ ?

મહારાજે કહ્યું. સ્ત્રીઓ પુરૂષોની નકલ કરી શકે પણ પુરૂષોની બરોબરી કરી શકે નહીં અને કદાચ ધારો કે પુરૂષોની બરોબરી પણ કરી શકે તો પણ તેથી સ્ત્રીઓને કે પુરૂષોને બરેખરો લાભ થાય નહીં કારણકે સ્ત્રી અને પુરૂષ બંનેની પ્રકૃતિ પ્રભુએ જુદી જુદી બનાવેલીછે, બંનેના સ્વભાવ જુદા જુદા બનાવેલા છે, બંનેના શરીરોની રચના જુદી જુદી બનાવેલીછે અને બંનેની કામગારી જુદી જુદી બનાવેલીછે એટલે પ્રકૃતીના સ્વભાવ પ્રમાણે અને કુદરતના નીયમ પ્રમાણે તેઓમાં ઘણી ઘણીઆણપણુંજ રહેવું જોઇએ. વિરૂધ્ધ પ્રકારની કેલવણીથી કદાચ તેમાં આપણે થોડો ઘણો ગોટાળો કરી શકીએ પણ એથી કાંઇ ખરૂં સુખ મેળવી શકીએ નહીં કારણકે કુદરતના નીયમથી ઉલટા ચાલીને જગતમાં કોણ સુખી થઇ શકેછે ? સ્ત્રી પુરૂષના સમાન હક માનવાથી કેવી રીતે કુદરતથી ઉલટાપણું થાયછે તે હવે તમે જુઓ.

પહેલાં તમે સ્ત્રી પુરૂષનાં સ્વભાવ તપાસો. સ્ત્રીઓ કોને ચહાયછે, સ્ત્રીઓ શું પસંદ કરેછે અને કુદરતી રીતે સ્ત્રીઓ શું ઇચ્છે છે એ વિચાર કરો મને માફ કરજો પણ આપણે બહાર શું કરવા જોવા જઇએ તમારા ઘરનીજ વાત કરો. હું ધારૂં છું કે તમારી સ્ત્રી તમારા જેવાજ છુટા વિચારની હશે અને તમે તેને તમારા જેટલોજ હક આપેલો હશે તેમ છતાં પણ વચમાં વચમાં કોઇ કોઇ વખત કેવું ઘરણુ લાગી જાયછે અને વાત વાતમાં તમે બંને જણાં પોઝીશનનો સવાલ ઉઠાવીને કેવા ગરમ થઈ જાઓ છો એ શું અમે નથી જાણતા ? તમારા બન્નેના સમાન હક છે ત્યારે શા માટે વચમાં વચમાં એવી ચીનગારી ઉડી જાય છે ? એનું કારણ પ્રોફેસર સાહેબઃ–

# "હુનર ઉદ્યોગ અને રસાયણ શાસ્ત્ર"

Chemistry as applied to Industry.

(લખનાર રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા મુંબઇ.)

આપણી આસપાસ જુદા જુદા દેશોમા બનેલી વસ્તુઓ જોઇએ છીએ, ત્યારે આપણે સમજીએ છીએ કે જંગલી લોકો કરતા સુધરેલી પ્રજાઓ કુદરતની શક્તિઓનો માલની ઉત્પત્તિમાં સારો ઉપયોગ કરે છે. જેમ જેમ સુધારો આગળ વધે છે તેમ તેમ દેશમાં માણસ જાતની જરૂરીઆતો વધતી જાય છે અને તે જરૂરીઆતો પૂરી પાડવા નવાં નવાં સાધનોની શોધો કરવામા આવે છે, આ કારણથી કુદરતની શક્તિઓનો અભ્યાસ જરૂરનો જણાયો કે તેની મદદથી માણસની શક્તિમા વધારો થયો એટલુંજ નહીં પણ તેના વખતનો પણ બચાવ થવા માંડયો. ગ્રીક ઇતિહાસમા ઇજીઅનના તબેલાઓ સાફ કરવા હરક્યુલીસ જેવા મહાન શક્તિવાળાનું બળ નકામુ જણાયું પણ આલ્ફીઅસના પાણીનો ઉપયોગ કરી કુદરતી શક્તિની મદદ લેવાથી એ કામ ઝટ અને સંતોષકારક રીતે પાર પડયું. સુધારામા આગળ વધેલી પ્રજાઓની સરખામણી તેઓની કુદરતી સાધનો સાથેની માહીતીથી થઇ શકે છે.

દરેક પ્રજાને કુદરતી શક્તિઓની થાડી ઘણી ખબર તો હોય છે પણ તેમાં જે પ્રજા અનુકુળ સંજોગોમા ફાયદાકારક રીતે એ શક્તિઓનો ઉપયોગ કરી જાણે તેજ ફતેહ પામે છે. બારડાટનો કીલો ઘેરો કરતી વખતે રાજાએ હાથીઓના ગંડસ્થળ ઉપર લોખંડના ખીલાઓ બાંધી તેમની કને ધસારો કરવ્યો કે કીલ્લાના દરવાજા આ જીવતા બેટરીંગરામ સામુ ટકી શકશે નહીં પરન્તુ ચપળ કનાઇવે આ ખોટી રીતે ઉપયોગમા લીધેલી શક્તિની સામે યોગ્ય રીતે ઉપયોગમા આણેલી શક્તિ વાપરવાથી રાજાની યુકતી નીષ્ફળ ગઇ. દારૂના [ગનપાઉડર] એક આઉન્સના એક અષ્ટમાંશ ભાગથી લોખંડની નળીમા એક આઉંસ શીશાના ગોળાને શક્તિ અપાવી રાજાની આ અયોગ્ય રીતે વાપરેલી શક્તિનો માર્ગ ફેરવી નાખ્યો અને તે હાથીઓ ગોળીના મારથી ગભરાઇ પાછા ફર્યા અને કલઇવના મદદગાર હોય તેમ રાજાના લશ્કરને ખુંદી નાખવા લાગ્યા.

યાન્ત્રિકશાસ્ત્ર [Mechanics] એ અનુમાન બાંધી રચાયનું શાસ્ત્ર છે, અને કુદરતમાં નજરે આવતા સાધારણ ચમત્કારોના અવલોકનથી તેમાં વધારો થયા કરે છે, સુધારાની શરૂઆતમા માણસ જાતે આનો લાભ લઇ કુદરતની શકિતઓનો ઉપયોગ કરવા માંડયો. યાન્ત્રિક બળોની જુદી જુદી ક્રીયાઓ જાણવાથી તેના પરીણામનુ એકત્ર બળ તર્કથી ખડુ થાય છે. રસાયણ શાસ્ત્ર આથી જુદુ પડે છે બે પદાર્થોને ભેગા કરવાથી અમુક ત્રીજો પદાર્થ બનશે તેમ પ્રથમથી તર્ક બાંધી શકાતો નથી.

મ્યુરીએટીક એસીડગ્યસ અને એમોનીઆગ્યાસ ભેગા કરવાથી જે નક્કર પદાર્થ બને તે કદી પણ કલ્પનામા આવે નહીં; બે વાયુરૂપ પદાર્થો ભેગા થવાથી એક જડ નક્કર પદાર્થ બનશે એ પરિણામ જાણવું અસંભવિતજ દેખાય છે. તેથી રસાયણ શાસ્ત્રને અનુમાનથી ઉભું કરેલા શાસ્ત્રનુ ઉપનામ આપવા કરતા અનુભવ સિદ્ધ શાસ્ત્ર કહેવું ઠીક પડશે. ઉદ્યોગ હુનરમા આ શાસ્ત્રનો ઉપયોગ કરતા પેહેલાં, અનુભવથી અને પ્રયોગોથી એમાં વધારો કરી જુદી જુદી બારીકાઓ શીખી લઇ, તેને નીયમસર ગોઠવણીમાં મુકવું જરૂરનુ છે. પૂરાતન

કાળથી એ શાસ્ત્રના અનુભવમાં ઉમેરો થતો ચાલ્યો છે અને હજુ સુધી તે અટકયો પરન્તુ દરરોજ તેનો ખજાનો વધતો જાયછે અને તેની શકિતમાં ઉમેરો થાયછે, તેથી નિયમ જોડવણી જ્ઞાનની શાખામાં રસાયણ શાસ્ત્ર એ આખરનું શાસ્ત્ર છે કે જેણે મનુષ્યને મોટી મદદ કીધીછે. એણે પોતાના ભાઈબંધ શાસ્ત્રો કરતાં ટુંકે મુદ્દતમાં માણસના સ અને સુખોપભોગમાં ઘણો વધારો કીધોછે.

વખત અને મેહેનતનો બચાવ કરવા સુધારાના વધારાથી વધતી જરૂરીયાતો અને કાઈની અસરોને પહોંચી વળવા ચોકસ અનુકુળ સંજોગોને ઉપયોગમાં લેવાની ખાસ જ અને આ જરૂરીઆતો જલદીથી પૂરી પાડવા દેખીતી નકામી જણસોને ઉપયોગી અને કિ આપે એવી બનાવવા તરફ જ સુધરેલી દુનીયાનું લક્ષ ખેંચાયલું છે. હુન્નર ઉદ્યોગને ય શાસ્ત્ર જે મદદ આપેછે તેમાં રસાયણ શાસ્ત્રની મદદ ઘણી ફાયદાકારક નીવડે છે. હુ કળાને રસાયણ શાસ્ત્ર ત્રણ રીતે લાગુ પડેછે તે નીચે પ્રમાણેઃ-

૧ જે રસાયણ તત્વોએ માણસની શકિતમાં વધારો કર્યોછે તે યંત્રિક યુકિતને કે આવી ઉભા રહેલાંછે અથવા જે પરિણામો પ્રથમ અશકય હતા તેને માટે હથીઆર રીતો દર્શાવનારાં છે.

૨ સાદી અને સરળ રીતે પરિણામ કેમ આવે તેને માટે વખતના બચાવની ર શીખવવા વાળાંછે.

૩ જે ચીજો દેખાઈતી નકામીછે તેની પેદાસ કેમ થઇ શકે તથા અમુક પદાર્થોને શી શકિત આપવામાં આવે કે તે હુન્નરમાં વધારે કીમતી થઇ પડે તે રીતો શોધનારાળાં જ્યારે અમુક બનાવટની, ચીજની સ્થાપના થઇ કે હરીફાઇ તેનાપર હુમલો કરે છે તે હુ માંથી એ ચીજને બચાવવા શકિત અને વખતની કરકસર તો જરૂરની છેજ પણ તે રાંત ઉદ્યોગની નજરથી એ ચીજની કીમત કેમ વધે તેના ઉપર પણ લક્ષ આપવાનું જે માણસ ખરચાળ યાંત્રિક શકિતને બદલે સસ્તી રસાયણીક ક્રીયાનો ઉપયોગ કરે કુદરતના બળને કામમાં લઈ પેદાશમાં વધારો કરે તેજ બીજા હોંશીઆરીમાં ઉતરતા હરીફ સામે બાથ ભીડી શકે છે અને ફાયદો મેળવે છે. વલકને પોતાના સમયના લુહારો ક માંઉંટ એટનાના અગ્નિનો પોતાની ભઠીમાં ઉપયોગ કરી કામ કરકસરથી કરી લીધું ! ચીજ પ્રથમ બનવી અશકય હતી તે કરવાની શકયતા લાવવામાં પણ નીતીનું તત્વ સાર રહેલો છે. એક નવી શકિત આગળ આણી દુર્નતાને દેખાડવાથી દુનીયામાં વાર મોટા ફેરફારો થઇ જાય છે.

એક જરમન સાધુએ ગંધક, સુરોખાર અને કોલસો સાથે મેળવી સળગાવતાં બંદુ દારૂની શોધ થઇ. સુધરેલા શહેરોમાં ચકચકિત ગ્યાસની રોશની દાખલ થવાથી, દરેક જનાર એક ડીટેકટીવ પોલીસમેન બન્યો, ગુન્હાઓ ઓછા થયા અને નીતીનો પણ બ થવા લાગ્યો વસ્તુઓની બનાવટમાં સીધી શકિત આપવા ઉપરાંત રસાયણ પ્રયોગોથી વખ જે બચાવ વધ્યો તે ઘણો કીમતી થઈ પડયો છે; આમાંથી નવા ગુણો ધરાવનારા પ નીકળી આવે છે. તે ઉપરાંત ગુંચવણવાળી ક્રીયાને બદલે સાદી સરળ રીત પણ દશ આપે છે. નવી નવી સોધો અગવડતાને દુર કરી સગવડતા પેદા કરે છે. ગુંચવણ ક્રીયા સાદી પ્રથાથી મેહેનતનો બચાવ કરી અર્થનો સંચય કરાવે છે. હુન્નર ઉદ્યોગ આ

વધતાં જે ક્ષેત્રો પોતાના તાબામાં હતાં તેને સારી રીતે ખેડી તેમાંથી ફળોની જલદી આપી કરે છે.

ચાર્લ્સ લેંબની વાર્તે " હોડી અને ડુક્કરની વાત ઘણાએ વાંચી હશે, જ્યારે હોડીના ઘરને આગ લાગી અને ડુક્કરો રાખવાનું ઠેકાણું પણ બળી ગયું ત્યારે તેમાંથી એ શોધ નીકળી કે પેકીનના વતનીઓને જ્યારે ડુક્કરનું સ્વાદિષ્ટ જમણ ખાવાનું મન થાય ત્યારે ડુક્કરોને ઘરોમાં ઘાલી તે ઘરો સળગાવી દેવાં જેથી ખાસું બફાયલું ડુક્કર મળે. પણ જ્યારે એક ચતુર માણસે શોધી કહાડયું જે સાધારણ અગ્નિથી ડુક્કર બાફી શકાય છે અને આખું ઘર એ કામ માટે સળગાવવાની જરૂર નથી ત્યારે એ એક મોટી શોધ ગણાઈ. આગળ જણાતી મુસ્કેલ પણ ઉપયોગી બાબતો ધીમે ધીમે માણસ જાતમાં પોતાનો રસ્તો બતાવે છે, આ વાર્તાનો સાર હુન્નર ઉધ્યોગમાં રસાયણશાસ્ત્ર જે ધીમો પગપેસારો કરે છે તે દરરોજના નવા બનાવો ઉપરથી દેખાઇ આવે છે. એક વરસ એવું નથી જતું કે જેમાં દરેક બનાવટોમાં સાદા અને કરકસરવાળા સુધારા દાખલ નહીં થતા હોય. જે શારીરિક ક્રીયાઓ મોટા દરજ્જાના પ્રાણીઓમા એક ઈંદ્રી કરે છે તે ક્રીયા નાના દરજ્જાના પ્રાણીઓમાં કેટલીક ઈંદ્રીઓ એકઠી થઇ કરે છે. હુન્નર ઉધ્યોગ અને કુદરતને આમજ સંબંધ છે; નીચા દરજ્જાના પ્રાણીઓની જુદી જુદી હોજરીઓ અને આંખો માણસની એક હોજરી અને બે આંખો કરતાં વધારે સારૂ કામ કરી શકતી નથી. નીચા દરજ્જાના પ્રાણીઓની કેટલીક ઈંદ્રીઓથી થતું એક કામ હુન્નર ઉધ્યોગની ગુંચવણ ભરેલી રીત જેવું છે, અને જેમ જેમ સુધારો આગળ વધે છે તેમ તેમ ઓછી ને ઓછી રીતો કામે લાગે છે; આ તત્વનું ખરાપણું પાશ્ચાત્ય પ્રજાની નજરમાં આવવાથી તેણે ઉધ્યોગ હુન્નરમાં સરસાઈ મેળવીછે અને વધારે સાદી અને સંપુર્ણ રીતે દાખલ કરવા તરફજ એ પ્રજાનું લક્ષ લાગેલુંછે.

રસાયણ તત્વો ઉધ્યોગમાં ત્રીજો ભાગ એ બજાવે છે કે તે સુધારાને ચોકસ રીતે આગળ વધારે છે. પાશ્ચાત્ય પ્રજા દરેક પદાર્થને તપાસે છે કે એને આપણી વધતી જતી જરૂરીઆતો તરફ ઉપયોગી કેવી રીતે કરાય? ઉચ્ચ આશાઓ પુરી પાડવા પોતાના મગજે કરીને દરેક પદાર્થોના ગુણો અને ચમત્કારોનું તે અવલોકન કરે છે. આવા અવલોકન વખતે રસાયણશાસ્ત્ર મુખ્ય મદદ આપે છે; તે એક ડાહી ઘર ધણીઆણી માફક કકડે કકડે કરકસર કરે છે. ઘોડાના પગમાંથી રસ્તામાં ઉખડી પડેલી નાળોના ટુકડા સંઘરાવી તેને પાછા તરવાર અને બંદુકના આકારમાં રજુ કરે છે.

મુવેલાં જાનવરના રખડતાં હાડકાંમાંથી દીવાસળી બનાવવાનુ એક તત્વ રજુ કરેછે પોર્ટ વાઇન પીનારાઓ બાટલી નીચે ઠરેલો કસરો નકામો મુકે છે તે એકઠો કરી દારૂડીઆની કેફ ઓછી કરનારા સીડલીટઝ પાઉડરો તેમાંથી બનાવી આપે છે. રસ્તાના કચરાનું તથા કોલગ્યાસ સ્વચ્છ કરનારા પાણીનુ રૂપાંતર કરી સભાળથી પેક કરેલી બાટલીઓમાં સુગધીદાર, પદાર્થો સ્વચ્છ સ્ત્રીઓનો સુધવાના ઉપયોગમાં આણે છે. હુન્નર ઉદ્યોગમાં રસાયણશાસ્ત્ર જે કરકસર દાખવેછે તેની નકલ કુદરતના રસાયણશાસ્ત્રમાં આપણે જોઇએ છીએ. પ્રાણીઓ જન્મેછે મરે છે. તેમનાં બગડેલાં મૃત શરીરના બગડેલાં મૃતશરીરના પરમાણુઓ અનેક રૂપે હવામાં ભળે છે જેમાંથી વનસ્પતી પોતાની ક્રિયાવડે પાછો જીવન પદાર્થ ઉભો કરે છે, અને આ વનસ્પતીના પદાર્થો આપણા ખોરાકમાં આવે છે.

અપૂર્ણ

# રાજપુત્રોની નીતિ.

## વીર ચંદાજી ઉર્ફે ચંદ્રસિંહ.

(લખનાર રા. રા. ઓધવજી તુલસીદાસ ઠક્કર કરાંચીનિવાસી.)

(૨)

થયું પણ એમજ. કાળના વિચિત્ર પ્રવાહમાં અનેક કર્યો બને છે. જેને માટે મનુષ્ય કેવળ અજ્ઞાત છે તેજ કાર્ય કાળક્રમે તેને આવી મળે છે. લખાજીનાં હંસા સાથે લગ્ન થયાં. ચંદ્ર અતી ખુશી થયો. તેજ કાળની ગતીથી હંસા સગર્ભા થઇ અને પ્રભુ કૃપાએ એક પુત્રની પ્રાપ્તિ થઇ. માતા, પિતા અને ચંદાજી સઉ ખુશી થયાં અને બાળક મુકુલજીને જોઇ સઉ આનંદ પામવા લાગ્યાં.

પાંચ વરસ સુખે વ્યતીત થયાં. ગયામાંથી ખબર મળી કે મુસલમાનો હિંદુઓપર અનહદ જુલમ કરતા હતા. તેમનાં દેવાલયોને તોડી પાડી તેમને ધાર્મિક ક્રિયાઓ કરતા અટકાવતા હતા. ક્ષત્રિ કુળ દીપક લખાજીથી આ બધું સહન થઈ શક્યુ નહિં. સ્વધર્મ રક્ષા કરવાને બ્હાર પડ્યો અને હિંદુ ધર્મસ્થાન ભ્રષ્ટ કરવા આવેલાને તેમના પાપનું પ્રાયશ્ચિત આપવા સજ્જ થયો.

ચંદાજીને બોલાવીને કહ્યું "કદાચ હું ધર્મ રક્ષા કરતાં રણમાં પડું તો તારા નાના ભાઇને સંભાળજે. એ નાદાન બાળક છે અને આ લઘુ વયમાં હું તેને ગાદી વારસ ઠરાવી શકતો નથી અને તું કદાપિ કે પાછળથી એને શું અપાય."

ચંદાજીના મુખપર તેનું ઉછળતું ક્ષત્રીય રક્ત ચ્હડી આવ્યું "ચીતોડ, મુકુલનો જન્મ હકછે અને રાણાની ગાદી પણ એનીજ છે. અસત્યથી મારા ઓષ્ટ કદી અપવિત્ર થયા નથી અને વચન ભંગથી મારું નામ નિંદ્ય થયું નથી. મુકુલજી અહિં આવ" તેનાં બોલવાનો પ્રતિધ્વનિ સમસ્ત ભવનમાં ગાજી રહ્યો. અને બાળક મુકુલજી દોડતો દોડતો આવી તેના ભાઇની જંઘાને બાઝી પડ્યો. ચંદાજીએ તેને પ્રેમાલિંગન દઇ ઊંચકી લીધો, અને ગાદીપર બેસાડી રાજતિલક કરી પોતાનું મસ્તિક કનિષ્ઠ ભાઇના નાના ચર્ણોમાં નમાવી કહેવા લાગ્યો. "પિતાજી, જમીન મને આપો વા ન આપો દરકાર નથી. હું મારા ભાઇની સામગ્રી [ રાજ્ય ] ની રક્ષા કરીશ. એમ નહિં તો અશ્વ, ભાલો, ઢાલ તલવાર તો મારી પાસે છે. રજપુતને એથી વધારે શાની આવશ્યકતા હોય?

લખાજીનાં નેત્રો પ્રેમ સિંચન કરી પ્રેમાશ્રુ વહન કરવા લાગ્યાં. "પ્રતાપી પુત્ર, તું નિઃશંક પ્રતાપી છે, સૂર્યવંશનું રત્ન છે. ચિતોડપર મુકુલજી રાજ્ય કરશે પણ તે તારા હાથ તળે, અને સલુંમ્બર પર રાજ્ય કરજે અને રાણાનું તિલકપદ તો તનેજ મલશે. તારા આ કનિષ્ઠ બંધુને તારા કરેલા સામ્રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરી શકે એવો બનાવ.

રાણો યુધ્ધ માટે નિકળ્યો અને કમ ભાગ્યે યુધ્ધમાં પડ્યો. પણ ગયામાં હિંદુઓને ધાર્મિક ક્રીયાઓ કરવાના અને એવાજ બીજા હકો પુનઃ પ્રાપ્ત કરાવ્યા.*

* Seven Ranas had invaded Gaya to defend Hinduism. Todd.

ચંદા પોતાના ભાઇના નામથી ચીતોડમાં રાજ્ય કરવા લાગ્યો. કેટલાક ઇર્ષાખોર રાજ કાર્યભારીઓએ રાજમાતા હંસાનાં કાનમાં આ પવિત્રપુત્ર વિષે ઝેર રેડયું. ભોળી માતા એમજ સમજી કે ચંદાજી તેના પુત્ર પાસેથી રાજ લેવા કાવત્રાં કરે છે. ચંદાજીને જયારે આ વાત વિદિત થઇ ત્યારે માતા પાસે ગયો અને પોતાપરનો અપવાદ અસત્ય છે એમ નમ્ર શબ્દોમાં કહ્યું. માતા મુખ નીચું કરી મૌન રહી.

ચંદાજી આ બધું સહન કરી શકયો નહિં. હંસાકુંવરીને નમસ્કાર કરી ત્યાંથી ને ચાલ્યો. રાજના જુના મંત્રીઓ અને કાર્યભારીઓને બોલાવી તેમને પોતાના નાના ભાઇ વિષે ભલામણ કરી આ વિરપુરૂષ અશ્વારૂઢ થયો. કમ્મરે લટકતી સમશેર, ભાલો, અને ઢાલ લઇ સર્વેને અંતીમ પ્રણામ કરી કેટલાક વિશ્વાસુ યોધ્ધાઓ સાથે ચીતોડ તજી ચાલ્યો.

આ સમયે માળવા રાજ્ય મુસલમાનોના હાથ તળે હતું, પણ ચંદાજીની કાર્યદક્ષતા અને રાજ્ય કુશળતાથી આ બંને પરદેશી, પરધર્મી રાજ્યો શાંતીમાં હતા. * માળવાનો મુસલમાન રાજા ચંદાજીને માટે ઉત્તમ મત ધરાવતો હતો. અને તેની ઉત્કૃષ્ટ રાજનીતીની પ્રસંસા કરતો હતો. આ માળવાપતીએ જયારે સાંભળ્યુ કે વીર કુમાર ચંદાજી સ્વરાજ્ય [ચીતોડ] માંથી પરીક્ષા કરવા આવ્યો છે, ત્યારે તેને એક દુત દ્વારા કહી મોકલાવ્યું કે "જો તમે માળવા રાજ્યની મૈત્રી સ્વીકારો તો તમને હટલાગના $ રાજ્યાધિકારી (Governor) નીમવામાં આવશે."

દિલ્લીના મુસલમાન પાદશાહોનું દાસત્વ કેટલાક રાજપુતોએ સ્વીકાર્યું હતું. કોઇનો ગૃહ વિચ્છેદને અંગે પોતાના સબંધીનું રક્ત રેડવાને દેશદ્રોહ ન ગણતાં, સ્વદેશ ગૌરવને ઠોકર મારી, સ્વજાતિ અભીમાન ત્યાગી સંગ્રામમા ઉતરતા. કોઇ અન્ય કારણાર્થે પરધર્મીઓનું દાસત્વ સાનંદ સ્વીકારતા, પણ વીર ચંદાજીએ એવા કોઇ પણ કારણથી મુસલમાન રાજ્યનું આમંત્રણ સ્વીકાર્યું નહિ. સ્વેચ્છાથી તેણે પોતાનો દેશ તજ્યો, પણ સ્નેહ ત્યાગી શકયો નહિં. ને મુકુલને સહૃદય ચ્હાતો હતો, અને જે માતાએ-મુર્ખ માતાએ-તેને રાજ્યથી દુર કર્યો, તેની પ્રતિ પણ આ વીર યતિકચિદ્ ઇર્ષા કે વૈર ધરાવતો ન હતો. આવશ્યકીય સમયે પોતાના બંધુનું રક્ષણ કરવા અને માતાને સત્ય પ્રેમ ભક્તિ દર્શાવવા નિમિત્ત, તેણે માળવાના રાજાનું આમંત્રણ સ્વીકાર્યું. ત્યાં તે કેટલાક વર્ષ પર્યંત શાંતીથી રહ્યો. અહિંથી પણ તે ભાઇના સર્વ રાજ કાર્યો, કાર્યભારીઓની કાર્ય પદ્ધતિ લક્ષપૂર્વક જોતો હતો.

મુકુલ હાલ કીશોર વયમાં હતો, અને ભવિષ્યમા તે કાર્ય કુશળ અને ખરો રાજ્યવેત્તા થશે એમ સૌ કોઇ કહેતું. રાજ્ય રક્ષણ, શત્રુ અને લશ્કર નાશ, અને પ્રજાનું શુભ કરવાના વિચારો આ કુમારમાં પણગા રૂપે ઉદય પામ્યા હતા. એના કાર્યભારીઓમાં ચચા, અને મેરા× નામના બે ભાઇઓનું રાજ્યમાં સારૂં ચાલતું. રાણા મુકુલે ચચાને સાતમો સૈનિકોની ટુકડીપર સૈન્યાધીશ નીમ્યો. અને મેરા રાણાના મુખ્ય પાસવાન તરીકે રહેતો. નીચ કુળોત્પન્ન હોવાથી લોકો તેમની તરફ ગ્લાનીની દ્રષ્ટિથી જોતા.

* જયારે ચંદાજી મુકુલની સાથે રહેતો. $ માળવા રાજ્યનો એક ભાગ × ચંદાજી અને મુકુલના પીતામહ રાણા ક્ષેત્રસીંહ એક સુતારકન્યા જોઇ તેનાપર આસક્ત થયા, અને રખાયત તરીકે મહેલમાં રાખી. તે સુતાર કન્યામાંથી આ બે પુત્રો થયા. તે સમયથી આ બંને રાજ્ય કાર્યભારીઓ તરીકે રહેતા.

એક દીવસે રાણો સુકુલ મૃગયા રમવા ગયો. થાકી ગયેલો હોવાથી અને અશ્વને આરામ આપવા માટે તે એક વૃક્ષ તળે બેઠો. અને મેરૂ તરફ દ્રષ્ટિ કરી પુછયું. "કાકા આ વૃક્ષ શાનું છે." મેરૂએ કહ્યું "હું નથી જાણતો." ઉત્તર તો દીધો પણ અગ્નિ જ્વાલા પાનીથી તે શીખા પર્યંત પ્રજ્વલિત થઇ. "સુતારણના વંશ જાણી રાણાએ આટલા ભાયાતોને ન પુછતાં અમનેજ પ્રશ્ન કર્યો. અરેરે, જ્યાં આવા રાજા હોય ત્યાં બાકી શું રહે? એ નીચ રાજા! તારો અંત પાસે જણાય છે. અગ્નીમાં હાથ નાંખે છે તે દાઝવાને," તે મનમાં ને મનમાં બોલ્યો.

અપૂર્ણ.

# મ્હારાણીનો ઢંઢેરો.

(૨.)

ક્રિશ્ચિયન ધર્મની સત્યતા ઊપર મ્હને પૂરો વિશ્વાસ છે, અને હું પરમેશ્વરનો ઊપકાર એટલા માટે માનું છું કે ધર્મદ્વારા–મનુષ્યના મનમે–શાંતિ મળે છે. પરંતુ ધર્મ સંબંધી મ્હારા જે વિચાર છે તે પ્રજાએ પણ માનવાજ જોઇયે, આવી સખ્તાઇ કરવાને મ્હને અધિકાર નથીઃ અને એ બાબતની મ્હારી ઇચ્છા પણ નથી. મ્હારી આજ્ઞા છે કે ધર્મ સંબંધી આચાર વિચારોને માટે કોઇ વ્યક્તિને કોઈ પણ રીતે હેરાનગતી પહોંચે નહિં તેમજ કોઇને કોઈ પ્રકારનું દુઃખ થાય નહિં. મ્હારી એવી પણ આજ્ઞા છે કે કાયદાની દ્રષ્ટિમાં સઉ મનુષ્યો સરખા ગણવામાં આવે. કાયદો સઉને એક સરખો આશ્રય આપે. કોઇની સાથે પક્ષપાત કરવામાં આવે નહિ. મ્હારા સઘળા અધિકારીઓને મ્હારી સખત તાકીદ છે કે મારી પ્રજાની ધાર્મિક સમજણમાં, ભક્તિ અને વિશ્વાસમાં તેઓએ કોઇ પણ પ્રકારનું ખલેલ કરવું નહિ. અગર જો કોઇ તેમ કરશે તો તે મ્હારી ઘણીજ અપ્રસન્નતાને પાત્ર થશે.

"અને મ્હારી એ પણ આજ્ઞા છે કે મ્હારી પ્રજામાંના જે મનુષ્યો પોતાની વિદ્યા, બુદ્ધિ અને પ્રમાણિકપણાને લીધે જે જે સરકારી કામ, યથોચિત રીતે કરવાને લાયક હોય તે તે કામ અનુકુળતાનો વિચાર કરીને, કોઇ પણ જાતના પક્ષપાત વગર નિષ્પક્ષપાત પૂર્વક, જાતિ અને ધર્મની બાબત મનમાં નહિં લાવતાં તેમને આપવામાં આવે.

"હિંદુસ્તાનનાં વસનારાઓના કબજામાં, પૂર્વજોના સમયથી જે જમીન, તેમના કબજામાં રહેલી છે, તેમના ઉપર તેમનો ઘણો પ્રેમ હોય એ મ્હને ખબર છે. અને તે મ્હારા ધ્યાનમાં પણ છે. મ્હારી આજ્ઞા છે કે સરકારને ઉચિત કર અથવા મેહેસુલ મળવું જોઇયે તે લઇને જમીનના સંબંધમાં પ્રજાના જે જે હકો હોય તે કાયમ રાખવા. અને પ્રત્યેક બાબતના કાયદા બનાવતી વખતે અને તેને અમલમાં મુકતી વખતે હિંદુસ્તાનના પ્રાચીન હક્ક, રીત રિવાજો અને રૂઢિઓ ઉપર ઉચિત ધ્યાન રાખવામાં આવે.

"રાજ્ય–લોભી મનુષ્યોએ પોતાના દેશનિવાસીઓને જુઠી વાતો કહીને તેમને ભંભેર્યા અને વિદ્રોહ કરવાને તેમને પ્રવૃત્ત કર્યા. તેમનાં તેવાં કૃત્યોથી હિંદુસ્તાનં નિવાસીઓને દુઃખ અને કષ્ટ, સહન કરવું પડ્યું. એ જાણી મ્હને ઘણું દુઃખ થયું છે. વિદ્રોહિયોનો પરાજય કરીઃ

વિદ્રોહ નાશ થયો તે દ્વારા અમારૂં સામર્થ્ય સવળાંનાં જાણવામાં આવી ગયું છે.

"પરંતુ મ્હારી ઇચ્છા છે કે ઉપર જણાવ્યા પ્રમાણે ભંભેરણીને વશ થઇ ફસાયલા મનુષ્યોમાંથી જે કોઇ મનુષ્ય પાછો યોગ્ય રીતે કોઇ પણ જાતની લડાઇ ફરી કર્યા વિના વર્તવા કબુલ થાય તેના ઉપર દયા કરી તેમના અપરાધની ક્ષમા આપવામાં આવે.'

"વિશેષ ખુન-ખરાબી ન થાય અને હિંદુસ્તાન અન્તર્ગત અમારે આધિન દેશોમાં સત્વર સ્વસ્થતા થાય તે માટે એક પ્રાન્તમાં, અમારા એક વાઇસરાય-ગવર્નર જનરલે-વિગત દુ ખદાયક વિદ્રોહ સમયે સરકાર વિરૂદ્ધ અપરાધ કરનારાઓમાંના ઘણાના અપરાધ, કેટલીક શરતો કરી માફ કરવાની આશા આપી છે અને જેના અપરાધ માફ કરવા લાયક નથી તેમને માટે એવો પણ નિશ્ચય કરવામા આવ્યો છે કે તેમને કેવો કેવો દંડ આપવો. અમારા વાઇસરાય-ગવર્નર જનરલે એ બાબતમાં જે નિર્ણય કર્યો છે તે મ્હને કબુલ મંજુર છે એ સિવાય નીચે લખવા પ્રમાણે હું પ્રકાશ કરૂં છું:

"અંગ્રેજ સરકારની પ્રજાનું ખુન કરવામાં, પ્રત્યક્ષ સમ્બન્ધ રાખવા માટે, જે મનુષ્ય સારફતે ખાત્રી મળી હશે અથવા મળશે, તે અપરાધીઓને માફી આપવાનું ન્યાયાનુકુળ નથી પરંતુ તેને બાદ કરીને બીજા બધા અપરાધીઓ ઉપર દયા કરવામાં આવશે.

"ખુની અપરાધીઓને, જેઓએ જાણી જોઇને આશ્રય આપ્યો હશે. અથવા જે મનુષ્યો વિદ્રોહના આગેવાન અથવા પ્રવર્તક થયા હશે તેને પ્રાણ-દાન આપવા સિવાય બીજું આશ્વાસન અથવા ભરોસો આપવામાં આવતો નથી. પરંતુ એવા મનુષ્યોને દંડ દેવાનો નિશ્ચય કરતી વખતે, કયા કારણથી તેને સરકાર સાથે વિશ્વસઘાતકતા કરવી પડી તેનો પણ સંપૂર્ણ રીતે વિચાર કરવામા આવશે અને જે મનુષ્યો માટે એવું જણાઇ આવશે કે, માત્ર સ્વાર્થિ લોકોએ ઉડાવેલી જુઠી ખબરોને, માત્ર અવિચારને લીધે, સાચી માની તેમણે અપરાધ કર્યો છે તો તેમની સાથે ઘણીજ દયાળુતાનો વર્તાવ કરવામા આવશે.

"આ ઢંઢેરા પત્રદ્વારા એટલી પણ ખાત્રી આપવામા આવે છે કે પૂર્વોક્ત મનુષ્યોને બાદ કરતાં જે મનુષ્યો વિદ્રોહી-રાજદ્રોહી થઇ લડતા હતા તેઓ જો પોત પોતાને ઘેર જઇ સ્વસ્થતા પૂર્વક પોતાનો કામ ધંધો કરવા માંડશે તો મ્હારા વિરૂદ્ધ, મ્હારા રાજ્ય વિરૂદ્ધ અને મ્હારી માન મર્યાદા વિરૂદ્ધ તેણે કરેલા સઘળા અપરાધો ભુલીજઇને, કોઇ પણ જાતની સરત નહિ કરતાં તેમને ક્ષમા આપવામાં આવશે.

"મ્હારી આજ્ઞા છે કે અપરાધોની ક્ષમા અને દયા બાબત, ઉપર જે નિયમો બતાવ્યા છે તે પ્રમાણે આવતી જાનેવારીની પેહેલી તારીખ પહેલાં, જે મનુષ્યો વર્તન કરશે માટે તે સર્વેની બાબતમા ક્ષમા અને દયા સાથે સંબંધ રાખનાર પૂર્વોક્ત નિયમોનો ઉપયોગ કરવામાં આવે.

"અંતઃકરણ પૂર્વક મ્હારી એવી ઇચ્છા છે કે જ્યારે હિંદુસ્તાનમાં સ્વસ્થતા-શાંતિ-થઇ જાય ત્યારે દેશના વ્યાપાર-ધંધાને ઉત્તેજન આપવામાં આવે. લોકોપયોગી અને લોક કલ્યાણકારી કાર્યોની વૃદ્ધિ કરવામા આવે અને તે દેશની મ્હારી સમગ્ર પ્રજાનું હિત-સાધન કરે એવી રીતિથી રાજ્ય કાર્યભાર ચલાવવામા આવે. મ્હારી પ્રજાના કલ્યાણનેજ હું મ્હારૂં સામર્થ્ય, તેમના સંતોષનેજ હું મ્હારા રાજ્યની મજબુતી, અને તેમની કૃતજ્ઞતાનેજ હું પોતાનું ઉત્તમ સાફલ્ય સમજુંછું. મ્હારી પ્રાર્થના છે કે મ્હારી પ્રજાના કલ્યાણાર્થે મ્હારી જે ઇચ્છાઓ છે તેને પૂર્ણ કરવા માટે મ્હને અને મ્હારા અધિકારીઓને તે સર્વ શક્તિવાન પરમેશ્વર સામર્થ્ય આપે."

# બીજાપુર.

(લખનાર-રા. રા. ન. હૈ. હ. ધ્રુવ.)

બીજાપુરનો ઇતિહાસ અને તેના પુરાતન ખંડિયેરોનો ઇતિહાસ દરેક સુશિક્ષિત હિંદવાસીએ જાણવો અગત્યનો છે. આ નગરીના ભવ્ય ખંડેરો સંબંધી એક અંગ્રેજે લખ્યું છે કે, આ વિશાળ નગરીના મકાનોમાંથી પૂર્વ દેશની કારીગરીનો એક સંપૂર્ણ અધ્યાય વાંચી શકાય છે.

બીજાપુર શબ્દ વિજયપુરનો અપભ્રંશ છે. પ્રાચીનકાલમાં તે હિંદુઓનું પ્રખ્યાત શહેર હતું. પણ હાલમાં ત્યાં તેમનું કોઇપણ કીર્તિ ચિન્હ જોવામાં આવતું નથી.

દાક્ષિણાત્યોનો બ્રાહ્મણીવંશ નાબુદ થયા પછી બીજાપુરમાં આદિલશાહી નામની રાજ સત્તા જામી હતી. યુસફ્ આદિલશાહ એ રાજવંશનો મુળ પુરૂષ હતો. તુર્ક દેશના સુલતાન: આમુરાદનો તે સૌથી ન્હાનો પુત્ર થતો હતો. પિતાના મરણ પછી તેને સ્વદેશ તજવાની જરૂર પડી. તેથી દેશોદેશ ભમતો ભમતો તે આખરે હિંદુસ્તાન ખાતે આવી પ્હોંચ્યો. આ દેશમાં આવીને પોતાની બુધ્ધિ અને બાહુબળથી એક રાજ્ય સ્થાપવા સમર્થ થયો.

આવો હેવાલ હાલના વખતમાં મનના એક ઉડતા તરંગ જેવો લેખાય પણ એક વખત એવો હતો કે જ્યારે સ્વદેશ તજીને બ્હાર નીકળી પડનાર સાહસી રાજકુમારો પરદેશમાં નિજબળથી સ્વતંત્ર રાજ્ય સ્થાપતા.

યુસફે ઇ. સ. ૧૪૮૯ થી ૧૫૧૦ સુધી રાજ્ય કીધું. તેણે બીજાપુરની ચારે કોર એક જબ્બર કોટ બાંધ્યો હતો. હિંદુઓનું એક ભાંગેલું દેવમંદિર હતું તેના ખંડેરમાંથી જુના ચુંના ગચ્છી તથા પત્થરો લઇ એક મસ્જીદ પણ તેણે બંધાવી હતી.

બીજાપુરમાં જે બધાં મકાનો મહેલ મસજીદ મકબરા, વગેરે મુસાફરોના મન ખેંચે છે તેતો બધાં અલી આદીલશાહના વખતથી થયેલાં છે. એવું રાજ્ય ઇ. સ. ૧૫૫૭ થી ૧૫૮૦ સુધી ચાલ્યું હતું. હિંદુ ઢબની અથવા તો તેમના તુટયા મંદિરમાંથી તેણે કોઇપણું ઇમારત બંધાવી નથી. જે નવા ઘાટના મકાનો એના વખતથી બંધાવા શરૂ થયાં તે અહીં વર્ણવવાથી ખ્યાલમાં આવવાં મુશ્કેલ છે માટે જ્યારે બને ત્યારે તે જાતેજ જોઇલેવા વાંચકોને ખાસ ભલામણ કરીએ છીએ. મેજર એચ. એચ. કોલ નામે એક અંગ્રેજ ઇજનેર અંહીના પુરાતન ખંડિયેરોના સંરક્ષણ ખાતાના અધિકારી હતા. તે તેમના પેહેલા [ઇ૦ સ૦ ૧૮૮૧–૮૨ના] રિપોર્ટમાં લખે છે કેઃ—

“અલી આદીલશાહે ઇ. સ. ૧૫૫૭માં ઇમારત બંધાવવાના કામમાં એક નવોજ યુગ વર્તાવ્યો. ઘણું કરી ઇસ્તંબોલ [ કોન્સ્ટંટીનોપલ ] ની બીજાન્તાઇન [ વૈજયન્તીમ્ ? ] ની શિલ્પી નમુનાપર ફિદા થઇને હિંદુ પધ્ધતિને સમુળગી વેગળી મુકી તે ઉપરથી ઘણીખરી એક નવીજ રીતિ સંશોધી કાઢી છે. જૌનપુર અને અમદાવાદની હિંદુ–સારાસેનીય ઇમારતો હિંદુ રીતિનુંજ સહજ ફેર સાથે અનુકરણ છે. બીજાપુરના શિલ્પીઓએ વિશાલ મહિમાવતી ઘુમ્મટદાર રચનાની પધ્ધતિ યોજી છે તે એક જુદીજ જાતની છે. એની સાથે ઉતર હિંદુસ્તાનની પઠાણ ઇમારતો કેટલેક અંશે મળતી આવે છે. બીજાપુર સિવાયની બીજી ભવ્ય ઇમારતો વિશાલત્વનો કેટલો પ્રભાવ પ્રેરે છે તે તેની પાસે જઇને જોયા વિના ખ્યાલમાં આવી શકે

તેમ નથી મહમદની કબર ઉપર જે પ્રકાંડ ઘુમટ છે તે છબી અથવા ચિત્રમા જોઇ શકાય પણ ફકત એની આગલ જતાજ યુ એ અજબ ઈમારતનુ અલકાર અથવા ભૂષણ વિનાનું છતા પણ જે અપૂર્વ સૌદર્ય ઉત્પન્ન થાય છે તે અનુભવીજ શકાય.

મહમદની કબર માટે તો વીજાપુર સુધરેલી દુનિયામાં પ્રખ્યાત છે. મહમદ આદિલશાહે ઇ. સ ૧૬૨૬થી ૧૬૫૬ સુધી રાજ્ય કર્યું તેણે પોતાની હયાતીના વખતમાંજ આ મસીદ બધાવવાનુ શરૂ કર્યું હતું. આ કબર માટે મેજર કૉન કહે છે કે —

"મહમદ આદિલશાહની કબર હિંદુસ્તાનની પ્રસિદ્ધમા પ્રસિદ્ધ કબરોમાની એક છે એનો ઘુમટ દુનિયાની મ્હોટીમા મ્હોટા ઇમારતોમા ગણાય છે. મસીદ મહમદે બધાવવી શરૂ કરી હતી પણ તે પછી કદી પુરી થઇ શકી નથી. એના મહત્વ ઉપરાત એની બાધણી ઇજનેર અને શિલ્પી પણ જોવા અને સમજવા જેવી છે;

The thrust of the enormous domical mass is counteracted by the compression given to the ring of masonry from which the arching starts This compression is produced by the weight of an enormous Cornice formed out of pendentines acting inwards On the platform of these pendentines the dome commences with a diameter of 123 feet, thus leaving a space of 13 feet with all round the interior, which forms a very perfect whispering gallery ઘુમ્મટની બહારનો વ્યાસ ૧૪૨ ફુટ ૮ ઇંચ અને જમીનથી તે ઉપર સૌથી ઉંચામા ઉંચુ નરા ૧૯૮ ફુટ ઉંચુ છે*

આ મસીદની અંદર જે ઉપાસુ કથન મચ જેને અંગ્રેજીમા whispering gallery કહે છે તેહેવો હિંદુસ્તાનમા બીજી કોઇ જગે નથી. હિંદુસ્તાનની બહાર ખાતે પણ ફકત એજ જગાએ છે! એક રોમ શહેરમા સેન્ટપીટર્સ કેથિડ્રલમા અને બીજો લડનના સેન્ટ પૉલ્સ કેથિડ્રલમા છે આ મંચને એક છેડેથી ઘણીજ ધીમેથી કઇ વાત કહેવામા આવે તો તે તેહેને બીજેછેડે ૧૨૦ ફુટ જેટલે સુધી તેની તેજ વાત તેટલા મ્હોટા સાદથી સાંભળી શકાયછે

ઇંગ્રેજી રાજ્યના વખતમા વીજળીવાળા થભ વિના કોઇ ઘણા ઊંચા મ્હોટા મકાનનો પાયો નાખી નકાતો નથી પણ આ ઉંચી મસ્જીદમાં એવી કોઈ શલાકાની યોજના છે નહિ તેથી આપણે પહેલ વહેલા જ્યારે એ કબર જોઇએ છીએ ત્યારે એજ અજાયબી લાગે છે કે આટલા બધા કાળથી આવી મહાપ્રચડ ઉંચી ઇમારત વીજળીથી કેમ બચી શકી હશે. આ

* First report of the Curator of Ancient monuments in India for the year 1881-82

* દુનિયાના બીજા જે ઊંચા ઘુમ્મટ છે તેહેની યાદી નીચે આપીએ છીએ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ પાન્થિયન, રોમ, | વ્યાસ | ૧૪૨ ફુટ, | ઉંચાઇ | ૧૪૩ | ફુટ |
| ૨ ડુઓમો, ફ્લોરેન્સ, | ” | ૧૩૯ ” | | ૩૧૦ | ” |
| ૩ સેન્ટપીટર્સબર્ગ, | ” | ૧૩૯ ” | ” | ૩૩૦ | ” |
| ૪ સેન્ટ સોફીયા, | ” | ૧૧૫ ” | ” | ૨૦૧ | ” |
| ૫ સેન્ટ પૉલ્સ, | ” | ૧૧૨ ” | ” | ૨૧૫ | ” |

મસ્જીદ હમે જોવા ગયા ત્યારે હમારી સાથે એક મરાઠા સુબેદાર હતો હેને મ્હેં એ સંબંધી પૂછી જોયું. હેણે હમને આ મસ્જીદના દરવાજા આગળ, મ્હોટી લોઢાની સાંકળથી બાંધેલો એક ઘણો ભારે જંગી પથર બતાવીને કહ્યું કે એ પત્થરજ વિદ્યુતશલાકાનું કામ સારે છે.

બીજાપુરની અંદર બીજી જે જે જોવા લાયક જગાઓ છે, તેમાં જુમ્મામસ્જીદ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. એ અલીઆદિલશાહના વખતમાં બંધાઇ હતી. એની અંદર ઘણું સુન્દર કોતર કામ છે. મેહતરી મહેલ પણ જોવા લાયક જગો છે. એના સંબંધી મેજરકોલ કહેછે:-

"મસીદ અને મુખ્ય દરવાજાની કોતરણી ઘણીજ ઉત્તમ થઇછે...એના ઉપરથી એ કોતર કામ કરનારની કુશળ કારીગીરી વિષે ઘણો ઉત્તમ અભિપ્રાય બંધાય છે. લાકડાના બનાવેલા દરવાજા પણ શુદ્ધ અને સરસ કલ્પના [design] પ્રમાણે સૂક્ષ્મ ચિત્ર કામથી શણગારેલાછે. આ ઇમારત હરેક રીતે એક ન્હાના રત્ન સમાન છે. એના ચાર ખુણાની દરેક બાજૂ ૩૦ ફીટથી સ્હેજ ઓછીછે. માળ ત્રણછે અને ચારે બાજૂના મિનારા ૬૫ ફુટથી પણ વધારે ઊંચાછે."

એ ઇમારત ઈબ્રાહિમ આદિલશાહના વખતમાં બંધાયલી છે.

બીજા એક આશર મહેલનું લક્કડકામ ઘણું જોવા જેવુંછે. હેના સંબંધી કોલ સાહેબ લખેછે:

"આ એક નવી જાતની ઇમારત છે. મ્હોટા મ્હોટા લાકડાના થાંભલા ઉપર આની આગળની પડાલી કરેવામાં આવીછે. હજરત્ મહમદની પવિત્ર સ્મૃતિઓ [relics] આની અંદર રાખવામાં આવતી તેથી મરાઠાઓએ તે તોડી નાંખી નથી. કોટની અંદરના બીજા જે મહેલો ભાંગી પડેલા એનું બધું સુંદર લક્કડકામ નાબુદ થયું છે પણ હેનો સ્હેજ ખ્યાલ આશર મહેલ પરથી આવી શકે છે.

આ મહેલની લંબાઇ પહોળાઇ ૧૩૫ અને ૧૦૦ ફુટ છે. આ બે માળની ઇમારત આગળ ૩૩ ફુટથી પણ વધારે ઊંચા મ્હોટા મ્હોટા સ્થંભ સાથે અડાળી છે. મ્હોટા મુખ્ય ખંડ ઉપરના માળ ઉપર છે. દિવાલ ઘણા સુંદર રંગના ચિત્રો [Fresco-painting] થી ભૂષિત છે. બારણા પણ સરસ લાકડાના સોહામણાં હાથી દાંતની કોરોવાળાં તથા કોતરેલાંછે. એક ઓરડામાં બાદશાહી દરબાર વગેરે વખતે કામમાં લેવાની જાજમ, ચટાઇ, પરદા [carpet & Hangings] મુકેલાં છે. આમાંની કેટલાકની કારીગરી, રંગ અને ચિત્રના નમુના પંહેલા નંબરના અને ખરેખર પૂર્વ પદ્ધતિનાજ છે. આદિલશાહી કિતાબોનો બાકી ભાગ આ આશર મહેલમાં રાખવામાં આવ્યો હતો પણ કેટલાક વર્ષ ઉપર તે બધાં સર બાર્ટલ ફ્રેયરે તે બીજી જગોએ રખાવ્યો છે."

આ ઉપરાંત પણ બીજાપુરમાં કેટલીક ઇમારત જોવા લાયક છે, પણ એ બધા વિષે સાધારણ રીતે લખતાં પણ એક ગ્રન્થ લખવો પડે તેવું છે હમારા વાંચકોએ તક મળતાં તે જાતેજ જોઇ લેવી.

# ઇન્દ્રજાળ વિદ્યા.

પ્રાચીન કાળમાં આ દેશમાં ઇદ્રજાળ વિદ્યાનું ઘણું પ્રાબલ્ય હતુ. એ વિદ્યાના કેટલાક ગ્રંથો સંસ્કૃતમાં રચવામાં આવ્યા હતાં અને તેમાંના હજુ પણ કેટલાક પ્રચલિત છે. એ વિદ્યાના બળવડે ઇન્દ્રજાળિક જેને આપણા દેશમાં વાદીગર, મદારી ઈ. કહેવામાં આવે છે તે-લોકો અદ્ભુત અને આશ્ચર્યજનક માયા રચી પ્રેક્ષકોને વિસ્મય પમાડે છે. એક સમયે કાપાલિક લોકોનું પણ ઘણું જોર હતુ. તેમણે પણ અદ્ભૂત સિદ્ધિયો પ્રાપ્ત કરી પોતાનું મહાત્મ્ય વધાર્યું હતું પ્રેત અને પિશાચોને સાધ્ય કરનાર મહાત્માઓ હજુ પણ કેટલેક સ્થળે દર્શન દે છે. એવાજ એક પિશાચ-સિદ્ધ મહાત્મા ગંગા કિનારે થઇ ગયા છે, તેમના એક મિત્ર હજુ વિદ્યમાન છે. તેઓ મૃત મનુષ્યોને પ્રત્યક્ષ બતાવી આપતા હતા યથેચ્છ વસ્તુઓનો વર્ષાદ વરસાવતા હતા. બીજાઓના મનની વાત કહી આપતા હતા. અને જ્યાથી કહીયે ત્યાથી તે વસ્તુ મગાવી આપતા હતા સાંભળવામાં આવ્યું છે કે આગ્રામાં પણ એવાજ એક મહાત્મા થઇ ગયા છે. તેનુ નામ "હસનખાં જિન્ની" * હતું. લોકો કહે છે કે તેને કોઇ જિન સિદ્ધ હતો. અર્થાત તેણે જિન સાધેલે હતો.

ઇન્દ્રજાળના અદ્ભૂત ખેલો કરનાર હમણાં ઘણા ઓછા અથવા તો બીલકુલ નહિં જેવા જણાય છે. તો પણ સાધારણ ખેલ કરનાર "મદારી" લોકો હજુ ઘણા જણાય છે. તેઓ પણ ઇન્દ્રજાળિક છે. એ લોકો શાસ્ત્ર પધ્ધતિ પ્રમાણે ખેલો કરવાનું શીખતા નથી પરંતુ પરમ્પરા થી જે કાઇ વિદ્યા મળે છે તેજ ખેલો કરી જોનારને આશ્ચર્ય પમાડે છે. તેમની વિદ્યાનો પણ હવે નાશ થવા આવ્યો છે. કારણ કે પહેલાં જેવા આશ્ચર્યજનક ખેલો કરતા હતા તેવા હવે સાંભળવામા નથી આવતા.

ઇન્દ્રજાળ વિદ્યા માટે હિંદુસ્તાનના પૂર્વદેશસ્થ લોકોને ભરોસો હોય છે પરતુ પશ્ચિમ તરફના દેશનિવાશીઓને ઘણો થોડો ભરોસો હોય છે. જ્યારે તેઓ આ દેશના એવા ચમત્કારિક ખેલાડીઓના ખેલો જુવે છે ત્યારેજ તેમની ખાત્રી થાય છે.

કેટલાક સમય ઉપર કર્નલ સ્માઇલ્સ નામક એક અગ્રેજ બંગાળામાં કોઇક મ્હોટા અધિકાર ઉપર હતા. તેમણે ત્યા ઇન્દ્રજાળ વિદ્યાનો એક અદ્ભુત નમુનો જોયો હતો. એ નમુનો એટલો અદ્ભુત હતો કે તેના પ્રભાવવડે તેના એક મિત્રના પ્રાણ પણ જતા રહ્યા હતા! કર્નલ સ્માઇ સે એ વાત એક અગ્રેજી માસિકદ્વારા પ્રકાશિત કરી છે તેના આધાર ઉપર કોચિનના "કેરલ-કોકિલ" અને અલાહબાદના "સરસ્વતી" નામના માસિકપત્રોમાં એક એક લેખ પ્રકટ થયો છે. કર્નલ સાહેબની કહાણી અદ્ભુત રસથી ભરેલી છે. અને તેથી અમે પણ અમારા વાચક વર્ગ માટે તેમાનુ રહસ્ય અત્રે પ્રકટ કરીએ છીયે. આ વર્ણન કર્નલ સાહેબે પોતાને હાથે લખ્યુ છે અને તેનું ચિત્ર પણ તેમણે પ્રગટ કર્યું છે. તેથી આ વાત સત્યપૂર્ણ હોય તો તેમા શકા નથી. તેઓ કહે છે કેઃ—

* કાઠિયાવાડમાં "મહમદ છેલ" નામનો એક ઇન્દ્રજાળના ખેલ તમાશા કરનાર ગ્રહસ્થ હજુ સુપ્રસિદ્ધ છે. આ ગ્રહસ્થે ગુજરાત, કાઠીયાવાડ, મુબઇના અનેક શેહેરોમાં ઘણાં મનુષ્યો રાજા, રજવાડાઓ અને અગ્રેજો સમક્ષ પોતાના આશ્ચર્યજનક ખેલો કરી જોનારને આશ્ચર્ય પમાડયું છે. સાંભળવામાં આવ્યું છે કે એ ઇન્દ્રજાળિકે પણ કોઇ જિન મોકલ જેવો કાઇક ગાત્મા સાધ્ય કરેલો છે. એ સંબધી એક સ્વતંત્ર લેખ તેમની છબી અને મહત્વના પ્રયોગોના ઉદાહરણો સાથે આ પત્રમાં પ્રકટ કરવામાં આવશે. લેખક.

"જ્યારે હું હિંદુસ્તાનમાં હતો ત્યારે ત્યાં મી૦ ગોરિંગ નામક મ્હારો એક હાર્દિક મિત્ર હતો. તે પણ એક ઑફિસર હતો. તે મ્હારાથી છેટે એક બીજા સ્થાનપર રહેતો હતો. અમે બન્ને એકજ શેહેરમાં રહેતા નહોતા તોપણ રજાના દિવસે અમે ઘણી વખત એકઠા થતા હતા. મન્ત્ર શાસ્ત્રીઓ અને ઇન્દ્રજાળના ખેલ તમાશા કરનાર લોકો-મદારીઓ વિગેરે-ઉપર મી૦ ગોરિંગનો બિલકુલ વિશ્વાસ નહોતો. પરંતુ બંગાળામાં એ લોકો ઘણા જણાતા હતા. કોઇ ગામ કે જીલ્લો એવો નહતો કે જ્યાં એ લોકો ન હોય. પરંતુ જ્યારે જ્યારે એ ખેલ તમાશા કરનાર લોકોની વાતો નિકળતી ત્યારે ગોરિંગ અનેક કુચેષ્ટાઓ કરતો અને એવી વાતોને અસત્ય સમજી ઘણા સમય સુધી હાસ્ય કરતો હતો. અનેક અદ્દભુત ઇન્દ્રજાળના ખેલો મેં જાતે જોયા હતા. તેથી એ વિદ્યા ઉપર મ્હારો પૂરો વિશ્વાસ હતો. અને તેથી ગોરિંગની કુચેષ્ટાઓથી મ્હને ખોટું લાગતું. મ્હારી એવી ઉત્કટ ઇચ્છા હતી કે કોઇ સારો ઇન્દ્રજાળિક ખેલ કરનાર મળે તો તેની વિદ્યાનો પ્રભાવ ગોરિંગને બતાવું. પરંતુ અફસોસ! ગોરિંગે લાંબા વખત માટે રજા લીધી અને તે વિલાયત ચાલ્યો ગયો. તેથી તેના અવિશ્વાસનું ખંડન કરવાનો, સત્વર સમય મળ્યો નહિં."

"મી૦ ગોરિંગની રજા પૂરી થઇ. તે પાછો હિંદુસ્તાનમાં આવ્યો અને બે ચાર દિવસ પછી મ્હારી મુલાકાત લેવા આવ્યો. હું તેને ઘણા હર્ષ પૂર્વક મળ્યો અને ઘણા વખત સુધી વાતો કરી. અમે બન્ને બંગલાના નીચલા આગલા ભાગ-વરંડામાં બેઠા બેઠા પ્રેમાલાપ કરતા હતા. એટલામાં અચાનક ત્યાં એક પ્રસિદ્ધ ઐન્દ્રજાલિક-એક પ્રસિદ્ધ મદારી-આવી પહોંચ્યો. બંગાળામાં તે ઘણો પ્રસિદ્ધ હતો. લોકો કહેતા હતા કે મંત્ર વિદ્યામાં તે અદ્વિતીય હતો. હું તેવોજ સમજતો હતો. કારણ તેના અદ્દભુત ખેલો મેં જોયા હતા. તે મદારીને જોતાંજ હું ઘણો પ્રસન્ન થયો. મેં કહ્યું કે: ગોરિંગનો અવિશ્વાસ દૂર કરવાનો હવે પ્રસંગ મળ્યો. હું હિંદુસ્તાની ભાષામાં બોલવા લાગ્યો. જેથી તે માંત્રિક પણ મ્હારી ભાષા સમજે. હું તેની વિદ્યાની પ્રસંસા કરવા લાગ્યો. ત્યારે ગોરિંગ તેની નિંદા કરવા લાગ્યો. ગોરિંગે વારંવાર કહ્યું કે એ બધું ખોટું છે, મંત્ર વિદ્યા તદ્દન અસત્ય છે. ઇન્દ્રજાળ કંઇ વસ્તુ છેજ નહિ. અતિપ્રકૃત વિષયો થવા અસમ્ભવ છે. ગોરિંગની આ ટીકા પેલા મદારીએ સાંભળી. પરંતુ તે મૌનજ રહ્યો. મદારીએ મ્હોડેથી એક શબ્દ પણ કહ્યો નહિ:

"તે સમયે મ્હારી પાસે બીજા એક બે માણસો બેઠાં હતાં. તેમાંથી એક માણસે આ બહાદુર મદારીના ખેલો જોયલા હતા. તે મ્હારા પક્ષમાં આવ્યો. અને બોલ્યોઃ મેં આ મદારીના અદ્દભુત ખેલો જોયા છે. તેમાંથી એકનું વૃતાંત કહુંછું તે સાભળોઃ—

"એક દિવસ એ મદારીએ ખેલ કરવાનું શરૂ કર્યું. તેની સાથે એક ન્હાનો છોકરો હતો. તે છોકરાને બોલાવી પોતાની પાસે બેસાડ્યો. પછી તેણે સુતળીનું એક બંડલ કાઢ્યું. તે સુતળીનો એક છેડો મદારીએ જમીનમાં દાટયો. અને બંડલને હાથમાં લઇને આકાશ તરફ ફેંક્યું. સુતળીનું પિંડુ-બંડલ-સીધું આકાશ તરફ ચાલ્યું ગયું. અને આકાશમાં અલોપ થઇ ગયું. ત્યાર પછી મદારીએ પેલા છોકરાને આજ્ઞા કરી કેઃ સુતળી ઉપર ચઢીને આકાશની સ્હેલ કરી આવ. છોકરો દોરી ઉપર ચઢવા લાગ્યો. ઝટ ઝટ ઉંચે ચઢવા લાગ્યો. ધીમે ધીમે તેનો આકાર ન્હાનો થતો ગયો. થોડીવારમાં તે છોકરો અદ્રશ્ય થઇ ગયો. એટલો

વખત મદારીએ બીજા બીજા ખેલો કર્યા. અરધા કલાક પછી મદારીને પેલા છોકરાનું સ્મર્ણ થયું. જાણે હમણાં સુધી તેને તે વાત યાદજ નહોતી ! તેણે આકાશ તરફ જોઇ છોકરાને બુમો પાડી. તેણે તે છોકરાને આકાશમાંથી નીચે ઉતરવા કહ્યું. ઘણી વખત બુમો પાડી બીજા યત્ન કર્યા પણ સઘળું વ્યર્થ ! તે છોકરાએ ઉપરથીજ કહ્યું કે: હવે હું નીચે નહિ આવું" આ શબ્દો સાંભળી મદારીને બહુ ગુસ્સો આવ્યો તેણે પોતાની પાસેથી એક છરો કહાડ્યો. અને મોઢામાં દાંત વચ્ચે દબાવ્યો મદારી પણ પેલા છોકરાની પેઠે સુતળી ઉપર ઊંચે ચઢવા લાગ્યો. તે પણ ન્હાનો થતો ગયો. અને થોડી વારમાં અદ્રશ્ય થઇ ગયો. ચાર પાંચ મિનિટ પછી આકાશમાંથી કરૂણાજનક સ્વર આવ્યો. જાણે કોઇ કોઇને મારી નાંખતું હોય અને તે પોતાનો જીવ બચાવવા યત્ન કરતું હોય તેમ બુમો પાડતું સંભળાયું. એટલામાં આકાશમાંથી લોહીનો વરસાદ પડવા લાગ્યો.'એથી અમારી ખાત્રી થઇ કે મદારીએ પેલા છોકરાનું ખુન કર્યું. એટલામાં તે છોકરાના હાથ પગ કપાઇ કપાઇને લોહીથી ખરડાયલા જમીન ઉપર પડવા લાગ્યા. થોડીવારમાં તે છોકરાનું ધડ પણ ધબ્બ કરતું જમીન ઉપર પડ્યું. કેટલીકવાર પછી પેલો માંત્રિક-મદારી-પણ આકાશમાંથી નીચે ઉતરતો જણાયો. લોહીથી ખરડાયલો છરો તેના મ્હોંમાં હતો. આ બધું જોવાથી જોનારનાં રૂંવાટાં ઉભાં થઇ ગયાં. પણ મદારીને કંઇ લાગણીજ નહોતી. તે ધીમે ધીમે નીચે ઉતર્યો અને સુતળીનું બંડલ કરવા લાગ્યો ત્યાર પછી તેણે પેલા છોકરાના હાથ, પગ, માથુ ધડ વિગેરે એકઠું કરી એક ચાદર નીચે મુક્યુ. અને ઢાંકી દીધું. જ્યાં સુધી પોતાના ખેલની બધી વસ્તુઓ પેટારામાં ભરી દીધી ત્યાં સુધી પેલી ચાદર એમને એમજ ઢાંકેલી હતી. જ્યારે તેને બીજાં કામોમાંથી ફુરસદ મળી ત્યારે તેણે એક ઝપાટે પેલી ચાદર ખસેડી લીધી. અને તેની નીચેથી પેલો છોકરો હસતો રમતો દોડી આવ્યો. તેના શરિર ઉપર લોહીનો એક ડાઘ કે નિશાન પણ નહોતુ. આ જોઇ લોકો દંગ થઇ ગયા"

અમારા વાંચકો-જેઓએ ગુજરાતના કેટલાક મદારીઓના ખેલો જોયા હશે તેઓએ પણ મદારીઓના આવા ખેલોની અજાયબી જોઇ હશે. અમે પણ એક મદારીનો અદ્‌ભુત ખેલ થોડાક વરસ ઉપર જોયો હતો. તેણે પંદર વર્ષના એક છોકરાને ટોપલા નીચે ઢાંકી દઇ ઉડાવી દીધો હતો. અને પછી ઢાંકેલા ટોપલામાં મ્હોટા લાંબા છરા ઘોંચ્યા હતા. તે છરા ટોપલામાં ઘોંચ્યા તે વખતે પણ પેલા છોકરાના પેટમાં છરા પેશી ગયા હોય તેમ તે છોકરો બૂમો પાડવા લાગ્યો. છરા ઉપર લોહી જણાવા લાગ્યું. અને જ્યારે તે મદારીએ છરા સાથેનો ટોપલો એકજ હાથે ઊંચો કર્યો ત્યારે નીચે કાંઇ નહોતું. પાછો ટોપલો ઢાંકી દીધો, અને મદારીએ સામેના એક પીપળાના ઝાડ તરફ હાથ લંબાવી છોકરાને બોલાવ્યો ત્યારે તે તે દિશામાંથી દોડતો આવી પહોંચ્યો.

અપૂર્ણ

એક ન્હાની ઐતિહાસિક વાર્તા.

# પતિવ્રતા આશાવતી.

રાજપૂત રાજાઓના કૂળમાં સ્ત્રીઓને પતિવ્રતપણાનું કેટલું અભિમાન હતું તે પોતાની કૂળવધુઓ, ભગિનીઓ તથા પુત્રીઓનું પતિવ્રત જાળવવા રાજપૂત રાજાએ રાજપૂત સરદારો કેટલા ઉત્સુક હતા તે સંબંધી અનેક વાર્તાઓ આપણા વાંચવામાં આ રાજપૂતો પૈકી સાધારણ લોકો પણ પોતાની પુત્રીઓનું એકલું પતિવ્રતજ નહીં પણ શીયલવ્રત પણ ઉત્તમ પ્રકારનું થાય તે માટે દ્રઢપણે કાળજી રાખતા હતા, જાતિભ્રષ્ટતા; શબ્દ બોલતાં તો તેમનું પિત્ત ઉછળી જતું અને પગ તળીયેનો અગ્નિ, મસ્તિકે આવી અકબર બાદશાહે કેટલાક રાજપૂત રાજાને વશ કરી તેમની પુત્રીઓને પોતાના જનાનખા બેગમો બનાવી રાખી હતી. અનેતેની બે ત્રણ પેઢી સુધી એક એક શાહજાદાને બે બે ત્રણ હિંદુ રાણીઓ થઇ હતી. તેથી રાજપૂતોમાં રોટી અને બેટી વ્યવહાર થયો હતો. એમ મ જોઇતું નથી. ગરિબ પ્રજાજનોને તે રૂચતું નહોતું. પોતાની જાતિ વટલવાથી રાજાનો થશે એમ તેઓ સમજતા હતા તોપણ જાતિને ભ્રષ્ટ થવા દેવામાં મહા પાપ સમજતા હ જેઓએ મુસલમાન રાજાઓને પુત્રિઓ આપી હતી તેમના તથા તેમના આખા કુટુંબ તિરસ્કાર બતાવનાર બીજા સરદારો, અમીર, ઉમરાવો, અને રાજા રજવાડાઓ પણ કાંઈ નહોતા. રાજપૂતોને જાતિ નહીં વટલાવવા માટે કેટલું અભિમાન હતું અને વટલાવવા કેટલો તિરસ્કાર હતો. તે નીચલી એક ન્હાની વાર્તા ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે.

પૂર્વે આગ્રામાં અકબર બાદશાહની રાજધાની હતી. અને તેથી તેને ઘણા દિવસ ર અકબરાબાદ કહેતા હતા. અકબરના સમયમાં આ શેહેરમાં વસ્તી ભરચક હતી. તે સ આ શેહેરમાં વખતસિંગ નામનો એક રાજપૂત વ્યાપારી નિવાસ કરતો હતો. તેજ સમ આ શેહેર પત્થરના વ્યાપાર માટે સુપ્રસિદ્ધ છે. વખતસિંગનું કુટુંબ માત્ર ત્રણ માણસનું એક પોતે, એક તેની પત્નિ અને એક પુત્રી: વખતસિંગની પત્નિને ઘણા દિવસ સુધી સંતાન ન હોવાથી પતિપત્નિ બન્ને માનસિક વ્યાધિથી પિડાતા હતાં. તેમના હૃદયમાંજ દરદ થતું હતું. પુત્ર નહીં તો નહીં પણ આપણને જો એકાદ પુત્રિ થાય તોપણ આન દિવસ નિર્ગમન થાય. અરે ભગવાન! ત્હારે ઘેર શું ખોટ છે? દયા કરીને એકજ બા આપ! શા માટે અમારૂં દુઃખ દલન કરતો નથી! તું તો અખૂટ ભંડારનો સ્વામી છે? ઘેર ખોટ હોય નહીં. કુબેરને ત્યાં લક્ષ્મિની ખોટ હોય, સાગરને ત્યાં રત્નોની ખોટ હોય, દ ત્યાં મેઘની ખોટ હોય તોપણ ત્હારે ત્યાં ખોટ પડે નહી! અમારે બીજું કશું જોઇતું નથ

પતિ પત્નિના સત્યાચરણને લીધે કે કાંતો પૂર્વના સંસ્કારને લીધે કે કાંતો તેમની પ્રાર્થ લીધે પરમાત્માએ તેમને એક કન્યા રત્નનું દાન કર્યું. ઘણા દિવસ સુધી કાંઇ સન્તાન ન હોવ આજે તેઓને ઘણો આનંદ થયો. ભલે! પુત્ર નહીંતો પુત્રી! જેવી તેની ઇચ્છા. એજ આપ પુત્ર! આ પ્રમાણે બોલી સંતોષાનંદ પામવા લાગ્યાં. પોતાની શક્તિ પ્રમાણે જન્મોત્સવ ક કન્યાનું નામ **આશાવતી** રાખ્યું. ઘણા દિવસની આશાનું એ ફળ હતું તેથી અર્થ સ નામ પાડયું. કન્યા વર્ષ દોઢ વર્ષની થઈ ત્યાં સુધી તેના માતા પિતાને, તેના કૌતુકથી એ

કલ્પનાજ હતી. સંસારમાં સ્ત્રીઓ પિતા, ભાઈ ઉપર એક પ્રકારનો પ્રેમ રાખેછે, પરંતુ અંતઃકરણના આનંદ અને સંસારનાં સર્વ સુખો માટે બીજા કોઇ ઉપર બીજાજ પ્રકારનો પ્રેમ રાખે છે. તે બન્ને જાતના પ્રેમ જુદા જુદા હોય છે. એક પ્રેમ જ્યારે એક દ્રષ્ટિથી જુવે છે ત્યારે બીજો પ્રેમ બીજીજ દ્રષ્ટિથી જૂવે છે. એક પ્રેમથી જ્યારે આલોક રાજી થાય છે ત્યાર બીજા પ્રેમથી આલોક અને પરલોક બન્ને રાજી થાય છે. તેજ, પ્રેમ ખરો પ્રેમ છે. અને તેથીજ યુવતિઓને ખરૂં સુખ થાય છે. પિતાના પ્રેમથી ખરૂં સુખ, અને ખરો આનંદ થતો નથી.

પ્રસંગવસાત્ એક તરૂણ રાજપૂતના હૃદયમાં તિક્ષણ લોખંડનો કાંટો વાગ્યો! તેને આશાવતીના રૂપે જબરો મોહ લગાડયો. તેજ પ્રમાણે આશાવતી પણ તે તરૂણના પ્રેમમાં ઘેલી બની ગઇ! તે તરૂણ રાજપૂત એક બે વખત વખતસિંગની દ્રષ્ટિએ પડયો પરંતુ તે સમયે કાંઇ સંશય આવ્યો નહીં. ત્રીજી વખતે જ્યારે તેને પોતાની દુકાન ઉપર જોયો ત્યારે તેને સંશય થયો. તેણે શંકયિત મુદ્રાએ પુછ્યું એ કોણ? શા માટે અહીં આવે છે? એટલું કહેવા છતાં પણ હારૂં ચિત્ત આ તરૂણ રાજપૂત તરફ દોરાયું છે, આશાવતીને એવું સ્પષ્ટ કહી શકયો નહીં. "કાંઇ નહીં, પોતાના શેઠને માટે કાંઇક માલ લઇ ગયો હતો. તેને પસંદ નહીં પડવાથી એક બે વખત પાછો લાવ્યો." એટલોજ ઉત્તર દીધો.

આશાવતીએ, આ જન્મમાં જો કાંઇ પણ અસત્ય ભાષણ કર્યું હોય તો તે આજેજ. તે માટે તે કોમળ હૃદય બાળિકાને પશ્ચાતાપ થયો. તોપણ સત્ય કહેવાને તેના મને રજા આપી નહીં!

પેલા રાજપૂત તરૂણે પણ વખતસિંગને એવુંજ બહાનું બતાવ્યું. અને ત્યાંથી ચાલ્યો ગયો. થોડે વેગળે જતાં તેનાંજ જેટલી વયનો, તેનાજ જેવા વસ્ત્રોવાળો એક બીજો યુવાન મળ્યો. તેણે કહ્યું: બચ્ચા! શાબાશ છે! કિરલો હાથ લેવાની મેહેનત સફળ થશે ખરી. પરંતુ એકદમ કામ બનશે નહીં! ધીમે ધીમે સૌ થઇ રહેશે. કિલ્લાનું મન મ્હારા તરફ વળ્યું છે ઉતાવળ નહીં કરતાં ધૈર્ય રાખવું."

"સાહેબ, એ બાબત મને શંકાજ નહોતી. આપનુ સ્વરૂપ અને આપનું સંભાષણ એટલુ મોહક છે કે......"

"બસ, બસ, નકામી સ્તુતિ કર નહીં. ગમે તેમ કરીને પણ આશાવતીની આશા આપણે પૂર્ણ કરવી જોઇયે. આપણે બીજું કાંઇ જોઇતુ નથી."

"થશે, થશે. ચિન્તા નહી! સાત કિલ્લામાં ગમે તેટલુ રત્ન ભરેલુ હોય, ત્યાં ગમે તેટલા ચોકી પહેરા હોય પણ ચોર લોકો તેને યુક્તિ અયુક્તિથી ચોર્યા વિના રહેતા નથી. વળી આપના જેવા બાહોશ તસ્કર! પછી શું જોઇયે? સરકાર, આપનેજ તે અમુલ્ય રત્ન ભણ્ડાર મળશે."

જે રાજપુત ઉપર આશાવતિનું મન ચોંટયું હતુ તે રાજપૂત્ર જહાંગીર હતો. રંકની કન્યા ઉપર મોહિત થઇ તેને બેગમ બનાવવા માટે પિતા રાજી થશે નહી, તેથી ગુપ્તપણે તેની સાથે વિવાહ કરી જનાનામાં લાવી રાખ્યા પછી પિતાને ખબર કરવાનો નિશ્ચય કર્યો પોતાની પૂત્રિ રાજપૂત્રને આપવા માટે એક વખત એક મનુષ્ય સાથે વખતસિંગને પુછાવતાં તેની બાહ્ય વર્ણિનૂ મુખમુદ્રા જોઇ બીજી વખત પ્રત્યક્ષ પુછવાનું બંધ રાખ્યું. ખોટો વેષ ધારણ કરી, તેનું મન જીતી લઇ, લગ્ન કરવું અને પછી તેને જનાનખાનામાં દાખલ કરી દેવાથી વખતસિંગને એટલો બધો ગુસ્સો થશે નહીં. એવો તેણે વિચાર કર્યો. જહાંગીર,

ખરેખરો સુંદર સ્વરૂપવાન હતો. તેણે રાજપૂતનો પોષાક પહેરી, વખતસિંગની ગેરહાજરીમાં આશાવતીની પાસે જઈ નાના પ્રકારના શૌર્ય વિર્ય અને પ્રેમની મીઠી મીઠી વાતો કરી તેનું હૃદય જીતી લીધું! પોતાના ઉપર તેનો ખરો પ્રેમ છે એ જાણી જહાંગીરે એક દિવસ, પોતે કોણછે તે પણ કહી દીધું! આ સાંભળતાં આશાવતીને ઘણું ખોટું તો લાગ્યું. પણ શું કરવું? જે કામ થયું તે થયું. પ્રેમ એક વખત ગયો તે ગયો. જહાંગીર પોતે એક રાજપૂતાણી બેગમનો પૂત્ર છે તથા અનેક રાજપૂતાણી સ્ત્રીઓ જનાનખાનામાં બેગમ તરીકે રહીછે એ સાંભળ્યું તોપણ આશાવતિનું તરૂણ નિષ્કપટ મન શાંત થયું હોય એવું જણાયું નહીં. માત્ર પ્રથમ કરતાં હમેશનો પ્રેમ જરાક ઓછો જણાયો. પોતે બાદશાહના શાહજાદાની પત્નિ થશે એ જાણી તેને અત્યંત ખેદ થયો. હવે વિચાર ગોટલોજ થયોકે આ બધી હકીકત પિતાને શી રીતે કહેવી? આશાવતિ પિતૃભક્ત પુત્રિ હતી. પિતાની આજ્ઞાને ઇશ્વરની આજ્ઞા સમાન ગણતી હતી. તો પણ તે પ્રેમમાં અંધ હતી. પિતાને કહેવાથી પોતાના જીવનમાં જરૂર કલંક લાગશે એમ જાણી જે બન્યું તે તેણે સઘળું ગુપ્ત રાખ્યું.

આ સમયે, દૈવયોગે, વખતસિંગને એકાએક લખનૌ જવાનો પ્રસંગ આવ્યો. ગયા વગર છુટકોજ નહોતો. બીજી તરફ યુવાન પૂત્રિને એકલી મુકી જવાનું પ્રાણ જવા જેવું લાગ્યું પણ શું કરવું? તેમ કર્યા વિના છુટકોજ નહોતો. પુત્રીએ પણ નહીં જવા ઘણું કહ્યું. તેણે જવાબ આપ્યોઃ—જેમ બનશે તેમ કામ જલદી આટોપી પાછો આવીશ. સાવચેતીથી રહેવું. મન વાણી અને કર્મેથી પવિત્ર રહેવું. બેટા! જેનો ધર્મ જાયછે, તેનુ સઘળુંજ જાયછે. એટલું કહીને લખનૌ ચાલ્યો ગયો.

વખતસિંગના લખનૌ ગયા પછી જહાંગીરે રોજ આશાવતિને આગ્રહ કરવા માંડયો કે તું મારી સાથે એકજ રાત્રિ ચાલ. આપણે ગુપ્તપણે લગ્ન કરી દઇએ. પછી વખતસિંગ આવતાં તેને કહીશું. જે વાત બની જશે તેને માટે તેને વધારે માઠું લાગશે નહીં. આશાવતિ ગમે તેટલા પ્રેમમાં અંધ બનીહતી તો પણ અંતે તે રાજપૂત કન્યા હતી. તેના પિતાનો બોધ તેના હૃદયમાં સજ્જડ ઠસ્યો હતો. તેણે સ્પષ્ટ કહ્યુંઃ તમને રાજપૂત જાણી વાગ્દાન કર્યુંછે તોપણ તમારા ઉપર મ્હારા પિતાની આજ્ઞા વિના હું એક ડગલું પણ ભરીશ નહીં. અત્યાર સુધીની હું તેમને સઘળી વાત કહીશ. કહ્યા વિના રહીશનહી." આશાવતીએ મનના ગુસ્સાને છુપાવી કહ્યું.

"શું બધું કહેશે? લગ્ન થયા પહેલાંજ કહેશે? તેમ કરવાથી બીજા ધર્મ ઘેલા રજપૂતો પ્રમાણે તેણે ત્હારા પ્રાણ લીધા તો પછી શું?"

"પ્રાણ લેશે તેમાં શું? મ્હારા પાપનું પ્રાયશ્ચિત થશે."

"આજે મ્હારી સાથે સારે નહીંજ આવે?"

"ના, નહીં આવું. તેમની આજ્ઞા જોઇએ. તે મ્હારા પિતા છે. મારા જન્મ દાતાછે."

નીચું જોઇ આટલું બોલતાં બોલતાં આશાવતીના નેત્રમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. જહાંગીરને પણ ભાન રહ્યું નહીં. તે તેની મનોહર મુખમુદ્રાને જોઇ રહ્યો. તેજ પ્રમાણે આશાવતી પણ ભાન રહિત થઇ ગઇ. તે પણ તેના સ્હામુ જોઇ રહી. તેનું શરિર કમ્પવા લાગ્યું. જહાંગીરે તેની આગળ આવી તેને કમ્મરેથી ઝાલી રાખી પરંતુ આશાવતીએ તેના મોહપાસમાંથી દૂર થઈ તેને એકદમ તરછોડી નાંખ્યો. તે વેગળી જઇ ઉભી રહી. જહાંગીરે પુનઃ

*Widely circulated monthly magazine.*

श्री हरिः

# ભારત ભૂષણ

પુ ૪. મુંબઈ જુન જુલાઇ ૧૯૦૬ અંક ૬-૭

* * * * *

को धर्मो भूतदया। किं सौख्यमरोगिता जगति ॥
कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः ॥

* * * * *

ભાવાર્થ: ધર્મ કોનું નામ? પ્રાણી માત્ર ઉપર દયા, સુખ કેયું? જગત્‌માં કોઇ ઉપર રાગદ્વેષ નહીં તે, સ્નેહ કોનું નામ? સદાકાળ સર્વ (મનુષ્યો) સાથે સદ્‌ભાવથી રહે તે અને પાન્ડિત્ય, કોનું નામ? જે (મનુષ્ય) સારાસારને જાણે તે.

મેનેજર

ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

કાલબાદેવી રોડ મુંબઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૬-૦ પોષ્ટેજ સાથે.

# વિદ્યાર્થિઓએ શું શીખવું ?

Explore the dark recesses of the mind,
In the soul's honest volume read mankind,
And own, in wise and simple, great and small,
The same grand leading principle in all,
. . . and by whatever name we call,
The ruling tyrant, Self is all in all.

*Churchill.*

સામ્પ્રત કાળમાં વિદ્યાર્થિઓની સ્થીતિ ઘણી નબળી થઇ પડી છે. શરિરે દુર્બળ, બુદ્ધિમંદ, ભૂખ અને તૃષાનું ભાન નહિં, ઉદ્યમ, ધંધો કે હુન્નર શીખવાની ઇચ્છા નહિં, કુટુંબનું પોષણ કરવાને માટેજ ફાંફાં ત્યાં પછી બુદ્ધિના બળ વડે કંઇક વ્યાપાર, હુન્નરમાં પડી સારૂં નામ કહાડવાની કે પાંચ પૈસા પેદા કરવાની તો વાતજ કયાં ? કોઇ પણ વિદ્યાર્થીના મુખ સામું જોઇશું તો મ્હોડું સુકાયલું, ડાચાં બેસી ગયલાં અને શરિરે નિર્બળતા શિવાય બીજું કાંઇ નહિં. જ્યાં સુધી શરિર ઉપર લુગડાં પહેરેલાં હોય ત્યાં સુધીતો ઠીક પણ જ્યારે તે લુગડાં શરિર ઉપરથી કહાડી નાંખ્યા પછી તેના સ્હામું જોઇએ તો જાણે તેની જીંદગીની શરૂઆતથી દુષ્કાળમાંજ ઉછર્યો હોય તેવું ભાન થયા વગર રહેતું નથી. ગમે તો તે લક્ષાંપતિ કે પછી મ્હોટા વેપારીનો પુત્ર હોય પણ સેંકડે પંચાણુ વિદ્યાર્થિઓની એવી સ્થીતિ જોવામાં આવશે. નિશાળમાંથી ઘેર આવ્યા પછી તેની સ્થીતિ જોઇશું તો જાણે ઘાંચીની ઘાણીમાંથી, મહા મેહેનતે અને પૂર્વના પ્રારબ્ધ સંયોગે છૂટી મ્હાહેલો બળદજ જોઈ લેવો ! જાણે આખો દિવસ મહા શ્રમ કરી વિશ્રાંત લેવા આવેલો ટ્રામનો ઘોડોજ જોઇ લેવો ! ઘરમાં પેઠા પછી લુગડાં ઉતારી કલાક અર્ધો કલાક તો બેસી રહેવાનુંજ મન થાય ! શરિરને આમ તેમ મરડી કટકાં ફોડવા, પગ અને કમ્મર દબાવવી, આંખ અને માથાપર થંડા પાણીની છાલકો મારવી, ઉત્સાહથી કામ ન કરવું, કામ કરવાનું આવી પડતાં ઘરનાં માણસો ઉપર ગુસ્સો કરવો. પગ અને બરડો ફાટ ફાટ થવો ! અને ટુંકમાં વીસ વરસનો

યુવાન, પચાસ કે સાઠ વરસના ઘરડા ડોસાજેવા નિર્ગત, નિર્વિર્ય, બ્હીકણુ, સાહસ-હીણુ, કાયર, આળસુ અને બુદ્ધિહીણુ જોવામાં આવે છે! આવાં આવાં અનેક કુલક્ષણો જોવામાં આવે ત્યારે પ્રશ્ન થાય છે કે તેનું કારણ શું? તેનું કારણ માત્ર આજ કાલ અપાતી **કેળવણી!** ગાડું ભરાય એટલાં પુસ્તકો વાંચવાનો **બોજો!** અને પરિક્ષાઓ પાસ કરવાની રાત દિવસની ચિંતા!

વળી પ્રશ્ન થશે કે: ભાઇ ભણ્યાવિના કેમ ચાલે? અંગ્રેજના રાજમાં જેટલું ભણે તેટલું ઓછું છે! મ્હોટા મ્હોટા બી. એ. અને એમ. એ. પણ મુશીબતે પુરૂ કરે છે! કેટલાક ભાગ્યશાળી ગ્રેજ્યુએટોજ સારી સ્થીતિએ પહોંચે છે! પરંતુ આવો પ્રશ્ન કરનાર બુદ્ધિહીણ મનુષ્યો છે એમ કહેવામાં કાંઈ પણ વાંધો નથી! એવા મનુષ્યોએ એટલોજ વિચાર કરવો જોઇયે કે આપણા વડિલો જેઓ સારી સ્થીતિમા રહેતા હતા, જેઓ હજારો લાખો રૂપિયા મેળવતા હતા અને જેઓ ધર્મ અને અર્થ બન્ને સંમ્પાદન કરતા હતા તેઓએ કેટલી પરિક્ષાઓ પાસ કરી હતી? તેમાંના કેટલા બી. એ. અને એમ. એ. થયા હતા? આ પ્રશ્નનો ઉત્તર બુદ્ધિહીણ મનુષ્યો ગમે તેવો યુક્તિપુરઃસર આપે પરંતુ વાસ્તવિક રીતે તે સમયનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાઇ આવશે કે તે સમયે પ્રત્યેક માતાપિતા પોતાના પૂત્રોને જેમ બને તેમ વ્યાપાર અને હુન્નર શીખવવા અને તેમાંજ કુશળ કરવા મહેનત કરતા હતા. ભલે માત્ર લખતાં વાંચતાંજ આવડતું હોય પણ પગમાં દેશી ચાંચવાળા દેશી જોડા, અને શરિર ઉપર જાડાં પાતળાં દેશી વણાટનાં લુગડાં પહેરાવી પોતાનાજ ધંધામાં જોડી દેતા હતા. તે સમયે જેમ બને તેમ દેશી વસ્તુઓજ વાપરવામાં આવતી હતી. કેટલાંક ગામ અને શેહે-

ખાસ પોતાના ગામની બનાવટની વસ્તુઓજ વાપરતા હતા. અને

ી બાબતમાંજ નહિં પણ અનાજ, રૂ વિગેરે વસ્તુઓમાં પણ

ન રાખતા હતા. પોતાના દેશને પુરતી વસ્તુઓ રાખ્યા પછી

અર્થાત્ ભણવાનો બોજો, ભણવાના વિષયો અયે

શ્રાસ ઈક રીતે પૈસા મેળવવાનો-પૈસા ભેગા કરવાનો

નો ઉત્સાહ તે સમયે અપૂર્વ હતો.

અપૂર્વ, વિસ્તૃત અને વિશદ વ્યાખ્યા

પુષ્કળ વ્યાખ્યાન સહિત આ આર્ય તત્વજ્ઞાનનું માંજ તે ઉત્સાહ રહ્યો નથી. તો પછી

અને દરેક મુમુક્ષ મનુષ્યે અવશ્ય વાંચવા અમો તો ક્યાંથીજ હોય? પૃથ્વિમાં બીજ

લગભગ ૮૭ ફારમ પૂરૂં પાકું ક્ષ અને ફળ પણ ક્યાંથીજ હોય? જે

કિંમત અને દેશાભિમાનનાં બીજ જે સમયે રોપવાં

પોષ્ટેજ અતિજ મગજ બરડ થઇ ગયા પછી રોપા-

વૈદ્યશાસ્ત્રી મણીશંકર હિંદુસ્તાન સિવાયના માંસાહારી

મનેક-આનંદનિગ્રહ ઔષધાલય ૮

દેશો કરતાં આ દેશ સાત્વિક પ્રકૃતિનો છે. એટલે બીજા દેશોમાં જે બીજ ઘણા કાળપૂર્વે રોપાવાથી જે ફળ મળે છે તેજ ફળ, આ દેશની ભૂમિમાં ગમે ત્યારે રોપાવાથી મળી શકે છે એમ સિદ્ધ થઈ ચુકયું છે. જુદા જુદા દેશોનાં મનુષ્ય અને વૃક્ષ, ફળ ફૂળાદિની ઉત્પત્તિ સ્થીતિ ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે હિંદુસ્તાન શિવાયનો કોઈ પણ દેશ એવો નથી કે જે સર્વ ગુણ સમ્પન્ન હોય. માત્ર એક હિંદુસ્તાન દેશજ એવો છે કે જેમાં પ્રત્યેક વસ્તુઓ ઉત્પન્ન થઈ શકે છે. મનુષ્યો પણ સકળ ગુણ સમ્પન્ન ઉત્પન્ન થઈ શકે છે. અને તેમ થવાથી આપણે આપણી ઇચ્છા પ્રમાણે ફળ પણ મેળવવા શક્તિવાન છીએ.

વિદ્યાર્થીઓ એજ વાસ્તવિક રીતે જોતાં આપણા દેશની–પ્રત્યેક દેશની–ભવિષ્યની સમ્પત્તિ છે. વિદ્યાર્થીઓએ ભવિષ્યનાં રત્નો છે. એ આપણે સારી પેઠે સમજીએ છીએ. ઈંગ્લંડ, અમેરીકા, જર્મની, જાપાન, આસ્ટ્રેલીઆ અને બીજા જે જે સ્વતંત્ર દેશો તરફ દ્રષ્ટિ નાંખીશું ત્યાં આપણને એજ જણાશે કે તે દેશના વિદ્યાર્થીઓ જાત્યાભિમાનવડે અને સ્વદેશાભિમાનવડે પૂર્ણ છે. તેમના શરિરની નસોમાં જાત્યાભિમાન અને સ્વદેશાભિમાનીનુંજ લોહી ઉછળી રહ્યું છે. તેઓ કોઈ પણ રીતે પારકાની ગુલામગીરી પસંદ કરવા કરતાં પોતાની જાત મેહેનતથી જે બને તે ધંધો, હુન્નર કરી ધર્મ અને અર્થ મેળવવા તત્પર થઈ રહ્યા છે. સુધરેલા દેશોમાં મ્હોટી મ્હોટી હુન્નરશાળાઓ પણ તેજ કારણને લીધે સ્થાપન થઈ છે. અને દર વરસે હજારો વિદ્યાર્થીઓ હુન્નરકળા શીખી જગતની પ્રજાને દાખી દેતા થયા છે. સુધરેલા દેશોનું અનુકરણ કરનાર જાપાનીસો અને ઓસ્ટ્રેલીયનો, આજે જગતને સંપૂર્ણ દ્રષ્ટાંત બતાવી રહ્યા છે. અને તેનું અનુકરણ આપણા હિંદુસ્તાનના પરમઆત્મીય બંગાલી અને મહાષ્ટ્રીય બંધુઓએ પણ કરવા માંડયું છે.પરંતુ મહાખેદની વાર્તા છે કે ગુજરાતી અને કાઠીયાવાડી બંધુઓ તેનું અનુકરણ કરવામાં તદ્દન પછાત પડયા છે. વિદ્યાર્થીઓને કેળવણીની ઘાણીમાં પીલી નાંખે છે! અને તે ઘાણીમાંથી પીલાયા પછી પાંચ પચીસ રૂપરડીની ક્ષુદ્ર ગુલામગીરીમાં જોડાવી તેમના ભવિષ્યને મ્હોટું કલંક લગાડે છે! જે વિદ્યાર્થીઓ ભવિષ્યના રત્ન રૂપ છે તેમને કાદવ કિચડમાં રગદોળી નાંખવામાં આવે છે અને જે વિદ્યાર્થીઓ ભવિષ્યની સમ્પત્તિ છે તેમને ભવિષ્યની વિપત્તિ રૂપ બનાવી દેવામાં આવે છે. અને તેનો સઘળો દોષ તેમનાં મંદ બુદ્ધિનાં માતા પિતાઓજ વ્હોરી લે છે!

બંગાળા અને મહારાષ્ટ્રના વિદ્યાર્થીઓ આજે હિંદુસ્તાનના બીજા કોઈ પણ વિદ્યાર્થીઓ કરતાં દરેક વાતે ચઢીયાતા ગણાય છે. તેઓ શરિરને બળવાન બનાવવામાં, મતલબ જેટલી વિદ્યા સંપાદન કરવામાં, ગુલામગીરીને લાત મારી

મેળવાય, પોતાના દેશને કેવે પ્રકારે લાભ થાય, પોતાના દેશીઓ કેવી રીતે સુખી થાય, પોતાના દેશના મરણ શરણ થયલા ઉદ્યોગને કેમ ખીલવી શકાય તથા હિંદુસ્તાન જેવો કંગાલ થતો જતો દેશ કેમ ધનવાન થાય, તેનો વિચાર કરતાં શીખ્યા છે. તેઓ જાત્યાભિમાન અને દેશાભિમાન સારી પેઠે જાણે છે. તેમના માતાપિતા તરફથીજ તેમને એ મહદ્ મંત્રો શીખવવામાં આવ્યા છે. પ્રાણ જાય તો ભલે પણ માતૃભૂમિની સેવા કરવી, માતૃભૂમિનું કલંક કહાડી નાંખી તેનું ગૌરવ વધારવું અને પોતાની માતૃભૂમિને ઋણ મુક્ત કરવાના યત્નો કરવા એ તેમને સારી પેઠે સમજાવવામાં આવ્યુંછે. બંગાળાના બે વિભાગ થવાની સાથેજ, હૃદયમાં દબાઇ રહેલી સ્વદેશાભિમાનની ઉચ્ચ લાગણીઓ પ્રકટી નિકળી અને આજે બંગાલા અને મહારાષ્ટ્રના પ્રત્યેક દેશ, પ્રત્યેક ગામડામાં એ મિષ્ટ, મધુર પવન દશે દિશામાં ફેલાઇ ગયો છે. અને તેને પરિણામે સ્વદેશી વસ્તુઓનો પ્રચાર એટલો બધો થયો છે કે જો આ સ્વદેશોન્નતકારક પવન હિંદુસ્તાનનાં શેહેરે શેહેર, ગામે ગામ અને ખુણે ખુણે પ્રસરી જાયતો આપણો દરિદ્ર દેશ એકે સપાટે ધનવાન થયા વગર રહેશે નહિં. આપણા દેશને ધનવાન કરવા માટે આ એકજ સ્હેલો ઉપાય છે અને તે એજ કે હવે ગુજરાત તથા કાઠીયાવાડનાં પ્રત્યેક માતાપિતાઓએ પોતાના બાળકોને જાત્યાભિમાન તથા સ્વદેશાભિમાન શિખવવું જોઇએ. અને તે શિખ્યા પછી વિદ્યાર્થીઓએ બાળક, યુવા કે વૃધ્ધ જેઓ સ્વદેશાભિમાનનાં મધુર ફળોનો સ્વાદ ન જાણતા હોય તેમને યુક્તિ પુરઃસર સમજાવવા માટે પણ તૈયાર કરવા જોઇએ. બંગાળામાં અને મહારાષ્ટ્રમાં આજે જ્યાં ત્યાં "સ્વદેશી" "સ્વદેશી" થઇ રહ્યુંછે તેનું મુખ્ય કારણ વિદ્યાર્થીઓજ છે. શરૂઆતથીજ વિદ્યાર્થીઓએ મ્હોટી મ્હોટી સભાઓ ભરી 'સ્વદેશી' બનાવટનો માલ વાપરવાની દૃઢ પ્રતિજ્ઞાઓ કરી હતી. અને તે તેમણે દૃઢ ચિત્તે પાળી હતી. ગ્રેજ્યુએટો સ્વદેશી કાપડ વેચવાને શેરીએ શેરીએ અને મોહોલ્લે મોહોલ્લે ભટકતા હતા. તેમના સમાગમમાં આવનાર દરેક મનુષ્યોને તેઓ 'સ્વદેશી' માલ વાપરવાનો બોધ આપતા હતા. 'સ્વદેશી' વસ્તુઓ જ્યાં વેચાતી હોય ત્યાં લઇ જતા હતા. અને સ્વદેશી વસ્તુ વાપરવાના ફાયદા સમજાવતા હતા. લાખો વિદ્યાર્થીઓના શ્રમ વડે આજે બંગાળ અને મહારાષ્ટ્ર દેશોમાં 'સ્વદેશી' વસ્તુઓ વપરાતી થઇ છે. અને દેશી હુન્નર ઉદ્યોગનું મંદ પડતું ભવિષ્ય સતેજ થવા માંડ્યું છે.

ગુજરાત અને કાઠીયાવાડના વિદ્યાર્થીઓ! તમેજ તમારા દેશનાં રત્નો છો! તમેજ તમારા દેશના ઉગતા રવિ છો! તમેજ તમારા દેશના ભવિષ્યને ધર્મ અને અર્થ અપાવનાર શસ્ત્ર અસ્ત્ર છો તો પછી શામાટે તમારાં હૃદયમાં સ્વદેશાભિમાનની દિવ્યજ્યોતિ પ્રકટ થતી નથી! શામાટે તમારા હૃદયની ઓજસ્વિતા, તેજસ્વિતા

દર્શાવી આપતા નથી ! ચૌહાણ કુળ ચુડામણી મહારાજ પૃથ્વિરાજની જન્મભૂમિ કઈ છે ? સોલંકીવંશ કુળ ભૂષણ મહારાજ મૂળરાજનો જન્મદેશ કયો છે ? વાઘેલા રાજ્ય કૂળ દિપક મહારાજ કરણનો રાજ્યાસન દેશ કયો છે ? તમારા દેશમાં શું ઓછા રાજાઓ થઇ ગયા છે ? તેમણે શું ઓછું પરાક્રમ બતાવ્યું છે ? હજુ પણ લીંબડી, વઢવાણ, મોરબી, પોરબંદર, ભાવનગર, નવાનગર, ગોંડળ, અને કચ્છ આદિ દેશોમાં કયા રાજાઓની યશપતાકા ફરકી રહી છે ? શું એ દેશી રાજાઓ નથી ? અને શું તેમના રાજ્યોની ધ્વજા પતાકા જોઇ તમારા અંતઃકરણમાં સ્વદેશને માટે લેશ પણ અભિમાન ઉત્પન્ન થતું નથી ? જે દેશમાં પૃથ્વિરાજ, કરણ, મૂળરાજ જેવા અનેક મહારાજાઓ થઇ ગયા છે અને જે દેશમાં હજુ પણ દેશી રાજાઓ રાજ કરે છે તેને માટે શું ગુજરાત, કાઠીયાવાડની ગુજરાતી ભાષા જાણનાર પ્રજાને અભિમાન રાખવાનું કારણ નથી ? ભલે તમે હિંદુ હો કે મુસલમાન હો, પરંતુ આ દેશ તમારોજ છે ! બંધુઓ ! તમે કેળવાયલા છો ! તમે વિદ્યા, બુદ્ધિ સંપાદન કરી છે તો પછી શામાટે પ્રતિજ્ઞાબદ્ધ થતા નથી ? શામાટે દેશાભિમાન રાખી તમારા દરિદ્ર દેશને તારવા તૈયાર થતા નથી ? શામાટે બંગાળી અને મહારાષ્ટ્રીઓના કલંકથી મુક્ત થતા નથી ? શામાટે તમારા દેશી બંધુઓને ગુલામગીરીની ઝુંસરીમાંથી છોડાવતા નથી અને શામાટે ઉદ્યોગ હુન્નરે વળગાડતા નથી ? તમે સ્વદેશી માલ વાપરનાને તૈયાર થાઓ અને તમારા ગુજરાત-કાઠીયાવાડમાં-જ્યાં ત્યાં-સ્વદેશી વસ્તુઓનો આદરસત્કાર કરાવો. ઉઠો ! ઉઠો ! બંધુઓ ! હજુ પણ સમય છે ! તમારા ઉપર પડેલું કલંક તમે ધોઇ શકશો ! વિદ્યાર્થીઓને એજ શિખવો ! વિદ્યાર્થીઓને ખરૂં શીખવાનું એજ છે! તેનાથીજ બળ, તેનાથીજ બુદ્ધિ, તેનાથીજ ધર્મ અને તેનાથીજ અર્થ મળશે ! એ ઉત્સાહ, એ ઉદ્યમ અને એ ધીરતા તમારા ભવિષ્ય-કિર્તિના કિલ્લામાં અભય, અક્ષય કરી તમને અને તમારા દેશને વિજયમાળ પહેરાવશે ! ! આપણે રાજ્ય કરવું નથી પણ આપણા દેશનાં હુન્નરનેજ રાજ્ય કરાવવાથી આપણો નિર્માલ્ય દેશ બળવાન થશે ! અને જય રંગ, શ્રીરંગ મેળશે !

# અધિપતિની નોંધ.

**વંદેમાતરમ્**। કલકત્તાના સુપ્રસિધ્ધ સ્વદેશભક્ત બાબુસુરેન્દ્રનાથ ઉપર થોડા દિવસ ઉપર જે આરોપ મુકી બસો બસો રૂપિયા દંડ ઠોકી બેસાડવામા આવ્યા હતા! બેરીસાલની પોલીસે પ્રોવીન્સીયલ કોન્ફરન્સના ડેલીગેટો સાથે બહાદુરી બતાવી હતી। અને કેટલાકને અપમાન, કેટલાકને માર અને કેટલાકને કોર્ટમાં ઘસડી દંડ કરાવ્યો હતો। પરતુ જ્યારે આ સઘળો વરઘોડો હાઇકોર્ટ સુંધી જઇ ચઢયો ત્યારે આ તોફાનના મુળકારણ સર ફુલરખાન, ઇમર્સન અને કેમ્પની કંપનીનો તોર ઉતરી ગયો છે! હાઇકોર્ટના જજો અને પાર્લામેંટના સ્ટેટ સેક્રેટરી મીં૦ મોરલીએ સુદ્ધા એ કંપનીને ઉપરાઉપરી સાલ પાપરી ઓરાડવા માંડી છે। તેમનાં કૃત્યોને ગેરકાયદાસર અને ઠપકાપાત્ર ગણ્યા છે! કેટલાક અંગરેજ અધિકારીઓ વિના સમજે, સત્તાના તોરમાં ગમે તેવો ગેરકાયદાસર કૃત્યો કરી બેસે છે તેમને માટે આ ખરેખરૂં શીક્ષણ લેવા જોગ છે! બાબુ સુરેન્દ્રનાથનો દંડ પાછો અપાવ્યો છે માર ખાનાર અને અપમાન સહન કરનાર ગૃહસ્થોએ અમલદારો વિરૂદ્ધ ફરીઆદો કરી છે। અને હજુપણ તેવા અમલદારોનો તોર ઉતરતો જાય છે! એજ **વંદેમાતરમ્** નો જય બતાવી આપે છે.

• • • •

**સ્વદેશની** ભક્તિના અનેક રૂપ છે. કોઇ સ્વદેશી વસ્તુઓ વાપરવાની ભલામણ કરે છે કોઇ સ્વદેશી વસ્તુઓ વાપરવાને માટે વ્યાખ્યાનો આપે છે. કોઇ સ્વદેશી વસ્તુઓની દુકાનો કાઢી પ્રજાને સગવડ કરી આપે છે. બંગાળા અને મહારાષ્ટ્ર દેશોમાં "સ્વદેશી" નું જોર પ્રતિદીન વધતુ જાય છે. ત્યારે ગુજરાત–કાઠીયાવાડના વાતો કરવામાં લાંબી લાંબી ડંફાસ મારનારા બડા બહાદુરોને તેમાનુ કંઈપણ સુઝતુ નથી! તેઓ તો હજુ કુંભકરણની ઉંઘમાં પડયા છે! પરતુ તેમની કુંભકરણની નિદ્રા ઉરાડવાને વડોદરાના સ્વર્ગવાસી દીવાન બહાદુર ધામણુકરે ચાબુકનો એક સખત ફટકો માર્યો છે! તેઓએ મરતી વખતે જે વીલ કર્યું છે તેમાં જણાવ્યું છે કે રૂપિયા એંસી હજારના વ્યાજમાથી દરવરસે કેટલાક યુવાનોને જાપાન મોકલવા અને તેમને ત્યાની હુનરકળા શીખવવી' અત્યાર સુધી ગુજરાતનુ કાઠીયાવાડના કોઇપણ જમીનદારે, જાગીરદારે, દીવાનસાહેબોએ કે રાજા મહારાજાઓએ જેવું સ્તુતિપાત્ર પગલુ ભર્યું નથી તેવું મહાન ઉદાર, મહાન સ્તુતિપાત્ર અને સ્વદેશાભિમાની પગલું દિવાન બહાદુર ધામણુકરે ભર્યું છે! અને હિંદુસ્તાનના ધનવાનોને "સ્વદેશ ભક્તિ" નું અપૂર્વ દ્રષ્ટાંત બતાવી આપ્યુ છે।

• • • •

ધનવાનોને ઇશ્વરે ધન આપ્યુ છે. પરતુ તેમના હૃદયમાં સ્વદેશાભક્તિની મહદ ઉર્મિ હોય તોજ આવું પરમાર્થ કાર્ય થાય છે! જેઓને પોતાના ધનનું સાર્થક્ય કરવું હોય છે તેનાથીજ આવું પુણ્યમય કામ થાય છે! જેઓને આલોક અને પરલોકમાં યશ, ધર્મ અને કિર્તીની ઇચ્છા હોય છે તેઓજ આવું પરમાર્થ કામ કરે છે। દીવાન બહાદુર ધામણુકરના પૈસાનું ખરેખર સાર્થક્ય થયું છે! પરમાર્થ ક્ષેત્રમાં તેમણે વાવેલા પૈસા–રૂપિયા ૮૦૦૦૦ની ઉદાર સખાવત ઉપર દિનપ્રતિદીન સુવર્ણના પુષ્પો ઉગશે અને તે પુષ્પોનો લાભ દરિદ્ર

હિંદુસ્તાન મેળવવા પામશે એમાં કંઇપણ શક નથી ! અમારા દેશમાં–ગુજરાત-કાઠીઆવાડમાં ઘણુંએ લક્ષાધિપતિઓ છે પણ તેઓ ગાડી, વાડી અને લાડીની મોજમઝા ભોગવવામાંજ મોજ માને છે ! તેઓ પોતાના અને પોતાના કુટુંબના સુખવિભવના દરવાજા ઉઘાડા કરી રહ્યા છે પરંતુ ખરેખરૂ પરમાર્થ અને ખરેખરૂં પૂણ્યનું કામ સાધવામાં નિર્માલ્ય, નિઃસત્વ હોય તેમ જણાય છે । દિવાન બહાદુર ધામણસ્કરની એ ઉદારતા તેમને અક્ષયસુખ આપશે. એમાં કંઈ પણ સંદેહ નથી ! મુંબઈમાં ક્યાં કંઇ ઓછા ધનાઢયો નથી ! પણ તેમાંથી કોઇ એવો વિરલો પુરૂષ નથી નિકળતો કે સ્વ. ધામણસ્કરની પેઠે પોતાના ધનકોશનું સાર્થક્ય કરી જ્યારે આવા મહાન ઉદાર પુરૂષો પ્રકટ થશે ત્યારેજ તેમના જીવનનું અને ધનનું ''સાર્થક્ય થયેલું'' મનાશે તેમજ હિંદુસ્તાનનો ઉદય પણ ત્યારેજ થશે. ।

* * * *

કાબુલના અમીર હિંદુસ્તાનને પ્રવાસે આવનાર છે એમ સંભળાય છે ! એક દેશનો રાજા બીજા દેશને પ્રવાસે જાય તો તેમાં શું રહસ્ય હોવું જોઇએ છે ! માત્ર મોજ મઝા અને આનંદ ઉપભોગજ નથી પણ તે દેશની નિતિ, રિતિ, રાજકાર્ય વ્યવહાર નિહાળવાનુંજ હોવું જોઇએ પણ આપણા અંગ્રેજ સરકારના રાજમાં તેમ નથી ! આપણા રાજાઓ તો બીજાં રાજાઓને પરોણા તરીકે બોલાવી મોજ મઝાના આનંદ સાથે પોતાનો વિભવ, પોતાનું અગણિત સૈન્યબળ, અને પોતાની મહત્તા બતાવી બીજા રાજાઓને છક કરીનાંખવાનુંજ મહત્ કાર્ય કરી બતાવે છે । તે ગમેતેમ હો ! તેની સાથે આપણે સંબંધ નથી પણ પોતાના લાભને ખાતર પોતાના મિત્રોને મોજ મઝા ભોગવવા માટે જે ખરચ થાય તે કયાંથી વાપરવો ! આ પ્રશ્નનો ઉત્તર નિતિ શાસ્ત્ર તો એજ આપે છે કે " પોતાના ગજવામાંથી " ! પણ અમારા રાજ્યમાં તેમ થતું નથી ! અમારા રાજાઓ તો પરોણાઓને જે દમામ બતાવે છે તેનાં નાણાં પારકા ગજવામાંથી–હિંદુસ્તાનની ત્રીજોરીમાંથીજ કઢાવે છે! આ તેમનું પગલું કોઇ પણ રીતે યોગ્ય ગણાતું નથી ! સુધરેલા સભ્ય દેશની રાજ કરતી જાતિ નિતિ શાસ્ત્રને પોતાનું શિરોમાન્ય શાસ્ત્ર માને છે પણ જ્યારે સ્વાર્થની વાત આવે છે ત્યારે તેને એક ખુણે ફેંકે છે ! એ તેમના જેવા સુધરેલા, સભ્ય નિતિમાનો માટે લજ્જા પમાડનારૂં છે !

* * * *

યુવરાજ અને યુવરાણી આપણા દેશમાં આવ્યાં તે વખતે તેમની સાથે મી. સી. ઇ. રસેલ નામનો એક પ્રસિધ્ધ અમેરિકન ગ્રહસ્થ આવ્યો હતો. તેણે હિંદુસ્તાનની સ્થીતિ જોઇ એક લેખ પ્રસિધ્ધ કર્યો છે. આ લેખનું તાત્પર્ય એ છે કે: વખત સર વરસાદ પડતો નથી એ દુષ્કાળનું દૃષ્ટ કારણ છે પરંતુ એ કારણ તદન પોકળ છે. હિંદુસ્તાનના એક ભાગમાં અનાજ પાકતું નથી ત્યારે બીજા ભાગમાં ધાન્ય પાકે છે. પરંતુ સરકારનો કર આપવાથી ખેડુતો પાસે કાંઇ પૈસા–સિલિક–રહેતા નથી ! બજારમાં અનાજ વેચાય છે પણ તે ખરિદવાને ખેડુતો પાસે પૈસા હોતા નથી. હિંદુસ્થાનના ખેડુતો કરકસરથી રહેનાર છે. બની શકે તો વિપતિ વખતે ઉપયોગમાં આવે તે માટે એ પૈસા સંગ્રહ કરવા ચુકે એમ નથી પરંતુ જમીનનું મેહેસુલ એટલું જબરદસ્ત છે કે તે ભરવાથી વર્ષ સુધી અનાજ મેળવવુંજ મુશ્કેલ થઇ પડે છે। જમીનનું મેહેસુલ એકંદર ઉપજ ઉપર ૬૦ ટકા અને કેટલેક ઠેકાણે તેથી પણ વ-

ધારે છે ! આટલું સખત મેહેસુલ બીજા કોઇ પણ દેશમાં નથી. આવી મેહેસુલની પદ્ધતિ હોવાથી દુષ્કાળ પડવાનો અવશ્ય સંભવ છે. તેમાં પણ ગરિબ રૈયત પાસેથી, કરને બહાને કઢાવેલો પૈસો હિંદુસ્તાનમાંજ રહેતો હોત તો તેથી આટલુ અનિષ્ટ પરિણામ આવે નહિં. પરંતુ આવી રીતે કઢાવેલા પૈસામાંથી અરધા ઉપરાંત આસરે ૬૦ કરોડ રૂપિયા જુદાં જુદા બહાનાથી વગર ભૂલે ઇંગ્લંડ મોકલવામાં આવે છે. તેથીજ આવા દ્રવ્ય શોષણનું પરિણામ ઘણું તિવ્ર અને સ્પષ્ટ જણાય છે. ઉપરા ઉપરી દુકાળ પડે, અને તેમાં કરોડો માણસ મરણ પામે એમાં કાંઇ નવાઇ નથી ! સને ૧૯૦૧ ના દુકાળના એક વર્ષમાં હિંદુસ્તાનમાં આઠ લાખ મનુષ્યો "અન્ન, અન્ન" કરતાં મરણ પામ્યાં. અંગ્રેજોનો રાજ્ય અમલ શરૂ થયા પછી કેટલા કરોડ મનુષ્યો "અન્ન, અન્ન" કરતાં મરણ પામ્યાં હશે તેની અટકળ કોઇ પણ કરી શકશે. સેંકડે ૪૦ માણસોને હમેશને માટે એક વખત પણ પુરૂં અનાજ મળતું નથી. ! વળી કેટલાંક માણસોને હમેસાં અપવાસી રહી મરણ શરણ થવું પડે છે ! હિંદુસ્તાનમાં એક દુકાળ પડતાં જેટલા મનુષ્યો મરણ પામે છે તેટલાં, વરસોના વરસો સુધી યુધ્ધ ચાલવા છતાં રણ સંગ્રામમાં પણ મરતાં નથી ! ફ્રાન્સ દેશમાં રાજ્યક્રાંતીના સમયે જે પ્રાણહાની થઇ હતી તે નિર્દયપણા માટે અંગ્રેજ લોકો આજે સો વરસ થયાં આંસુ કાઢયા કરે છે પરંતુ હિંદુસ્તાનમાં એક વર્ષમાં જે પ્રાણહાની થાય છે તેટલી પ્રાણહાની થવાને ૩૫૦૦ રાજ્ય ક્રાંતિઓ પણ ઓછી છે ! "ન્યાય અને નીતિ ઉપર રચવામાં આવેલી રાજ પદ્ધતિમાં, હિંદુસ્તાનના ખેડુતો અને જન સમાજની સ્થીતિ, અમેરિકાના ડુક્કરો અને ઇગ્લંડના કુતરાઓ કરતાં પણ સારી નથી ! સુધરેલા લોકોને પોતાના કુતરાઓ ઉપર જેટલી દયા, જેટલી મમતા અને જેટલી કૃતજ્ઞતા છે તેનો એક અંશ પણ હિંદુસ્તાનના લોકો ઉપર નથી એજ દુર્દૈવની વાત છે ! અમારા રાજ કર્તા, અમારા હિત માટે રાત્રિદિવસ છુટતોડ મેહેનત કરે છે છતાં અમારી સ્થીતિ મી. રમેશ ના કહેવા પ્રમાણે કેમ રહે છે ?

• • •

હિંદુસ્તાન દેશ માત્ર હિંદુઓનોજ નથી પણ મુસલમાન, અને પારસીઓનો પણછે ! દશ બાર પેહેડી થયાં જેજે લોકો પોતાના વતન છોડી હિંદુસ્તાનમાં આવ્યાછે અને હિંદુસ્તાનમાંજ પોતાનો વ્યવહાર કરી ધન,ધાન્ય, સંપત્તિ મેળવી સુખી થયાછે તેવાદરેક મનુષ્યાનો આ દેશછે. આ દેશ તેવા સઘળા મનુષ્યોની માતૃભુમિછે એમ કહેવું યોગ્યજછે, અને કોઇ પણ વાદ વિવાદ વગર કબુલ કરી આ દેશને સુખી આબાદ થયલો જોવા યત્ન કરેછે. હિંદુઓ ને મુસલમાનોનો સંબંધ ઘણા દિવસ થયાં જોડાયોછે. અને પાછલા લડાલડીના સમયો ચાલ્યા ગયા છે. ફલાણા દેશી રાજાએ ફલાણા મુસલમાન બાદશાહને મારી નાંખ્યો અને ફલાણા દેશી અમલદારે ફલાણા નવાબ સાથે દગોકર્યો એવા પ્રસંગો યાદ કરવાના દિવસો.હવે રહ્યા નથી; જેમ દેશી રાજાઓએ મુસલમાન બાદશાહો સાથે યુધ્ધ કર્યાંછે તેજ પ્રમાણે કાંઇ મુસલમાન બાદશાહોએ પણ ઓછાં યુધ્ધ કર્યાં નથી;

• • • •

શિવાજીએ; અફજુલખાનને મારી નાંખ્યો હતો તે વખત સભારી કલકત્તાનાં કેટલાક મુસલમાનો વેરભાવ બતાવે છે પરંતુ તેમને યાદ નથી કે આ દેશની નિરપરાધી પ્રજા ઉપર મહમદ ગીઝની અને મહમદ બેગડાએ, અલાઉદીન ખુનીએ અને નાદિરશાહે, ઔરંગ

ગાયકવાડી સંસ્થાન તાબામાં દ્વારકાં મહાલ છે. ત્યાંની સરકાર તરફથી એ પ્રાંતના મુખ્ય અધિકારી વહિવટદાર છે. તેની એક ગ્રહસ્થે મુલાકાત લીધી છે. વાતચીત કરતાં એ મહાલમાં શું શું ઉદ્યોગો ચાલી શકે તેમ છે તે જણાઇ આવ્યા છે. તે સર્વોપયોગી હોવાથી સભામાં લેવા જેવા છે. દ્વારકાંના જંગલમાં ગળીનાં ઝાડો આપો આપ ઉગી નીકળે છે, જેમાંથી ગળી નીકળી શકે તેમ છે. ઉજ્જડ જમીન પુષ્કળ પડેલી છે તેમાં એ જાતનાં બીજાં અસંખ્ય ઝાડો ઉગાડી શકાય તેમ છે, એ ઝાડોનો ઉપયોગ કરવા ગળી ( ગુલી Indigo ) ના કામની જાણવાલા માણસો ત્યાં જઇ કારખાના કહાડે તો ઘણો ફાયદો કરે. ઢોરોને ચરવાના મોટાં રાનો આ ભાગમાં આવેલાં છે. રબારી લોકોની મોટી વસ્તી છે. તે લોકો પાંચ પાંચ હજાર ભેંસો તથા બકરાં પેટાં રાખી તેના દુધનું ઘી બનાવી પરદેશ મોકલવામાં આવે છે; આ દુધને સખત કરી ( કન્ડેન્સ્ડ મીલ્ક ) તેના ડબ્બા ભરવામાં આવે તો સારો વેપાર ચાલે તેમ છે. વળી ઇમારત બાંધવામાં લાગતા ખરચી ચુના પકવવાના પથ્થરો ઘણાછે, જેનો વિસ્તાર ગાઉના ગાઉ સુધી લંબાયલો છે. મજુરી ઘણી સસ્તી છે, એક ગાડી પથરા ઉપર સરકારી મહેસુલ ફક્ત ૦-૦-૩ છે, આ પથ્થરમાંથી આખાને આખા બાલો. મોટા ગોટા લાંબા ચીરાઓ સ્લીપરો જેટલા જાડા પોહોલા જોઇએ તેટલા એકેક પથ્થરમાંથી બની શકે છે, કોડ ( કપચી ) રહે તેનો ખરચી ચુનો પાકે, ચીનાઇ પ્યાલા રકાબી તથા વાસણો કરવા લાયકની માટી પુષ્કળ છે, અને ખાડાઓમાં શીમીટ ( Cement ) બનાવવા લાયક ચીકલ પણ પુષ્કળ છે, ચિરોડી ( જીપ્સમ ) એ પણ આ ભાગમાં પુષ્કળ છે, જેમાંથી પ્લાસ્ટર ઓફ પેરીસ તથા શીમીટ એ બને તેમ છે, પ્લાસ્ટર વીગેરેનાં રમકડાં તથા મુર્તિઓ બનાવવાથી તે ખપવાને દ્વારકા જેવું યાત્રાળુઓનું આવજાવવાનું ધામ પાસેજ છે, સખોદ્ધાર બેટ પાસે સખો મળે છે. તેનાં મણકા, બટન બંગડીઓ, અને સંખ ભસ્મ બનીશકે તેમ છે, બેટની આસપાસ મોતીની શીપો મળે છે, તેની સોધ ચાલુ છે, આ બાબતમાં કોઇ પણ ઉદ્યમી સંસ્થાને **શ્રીમંત** ગાયકવાડ સરકાર મદદ કરવા તૈયારછે જેનો બંદોબસ્ત વહીવટદાર સાહેબ મારફત થઇશકશે. પ્રદેશના ધનવાનો જો આ ઉદ્યોગોનો લાભ લેશે તો ઘણા ગરીબોનું પોષણ થવા ઉપરાંત તેઓના પૈસાનું સાર્થક થશે તેમજ હિંદુસ્તાનમાં હુન્નર ઉદ્યોગનું ક્ષેત્ર વિસ્તાર પામશે. ઉદ્યોગી મનુષ્યો પણ જો ત્યાં જઇ પ્રયોગો કરશે તો સારો ફાયદો થશે.

• • • •

ચાંદોદની પાસે કરનાળીમાં મુંબઇવાસી જ્ઞાતિએ ઘોઘારી લુવાણા શ્રીમાન શેઠ કાં૦ દામોદરદાસ ભગવાનદાસ માવાણીએ લગભગ રૂપીઆ પંદર હજારને ખર્ચે શ્રીદંડી સ્વામીનો મઠ ઘણી સગવડ સાથેનો બંધાવી તથા તેમાં ગમે તેટલી સંખ્યામાં દંડી સંન્યાસીઓ આવે તેમના નિર્વાહને માટે અન્નક્ષેત્ર સ્થાપી આધુનિક કાળમાં મહદ્પુણ્યનું કામ કીધું છે. આ નવા બંધાવેલા મઠની વાસ્તુક્રિયા ગત શ્રાવણ શુકલપક્ષ સપ્તમીને શનીવારે થઇ હતી. પરિક્રમાવાસી તથા સન્યાસીઓની સંખ્યા ત્યાં વારંવાર આવજા કરે છે. શ્રીમત્સ્વામીશ્રી ગોવિંદાશ્રમજી ગુરૂ રામનાશ્રમજી ત્યાં સાક્ષાત મહા-સારૂપ બિરાજે છે. આ ક્ષેત્રમાં જે દંડી સંન્યાસીઓ આવે છે તેમનો તથા યાત્રાળુ જનોનો ઉપદેશરૂપી વચનામૃતથી સારો સત્કાર કરે છે. ઘણે ભાગે આશ્રમધર્મોનો લોપ થયેલો આપણે જોઇએ છીએ ત્યારે આવા એકાંત સ્થળમાં આવા મહાત્માઓ પોતાનો આશ્રમધર્મ પાળી તેમની સાંનિધ્યમાં જનાર લોકોને સારો ઉપદેશ આપી કલ્યાણનો માર્ગ બતાવે છે. એવા મહાત્માઓને અમારા દંડવત્ હજો.

# માનવદેહરૂપી અગ્નિરથ

## અથવા,

## નરદેહ મહિમા.

રચનાર—શ્રીયુત પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય લાખાપુરવાળા.

રાગ, ચાબખા.

પ્રાણીઆ ભજી લેને કિરતાર, આતો સ્વપ્નું છે સંસાર — એ રાહ.
માનવ દેહની ગાડીમાં બેશી, આવ્યો વિશ્વવિષે પરદેશી — એ ટેક.
સામ્યાવસ્થાનું શાંત આમ મેલીને, સ્ફુર્ણુ એંજીન કર્યું આગળ,
એક વાંસે એક ડબા અગ્યાર જોડી, મન ઇંદ્રિયોની બાંધી સાંકળ— મા૦ ૧.
આયુની સુંદર સડક બની છે, તેમાં રાત્ર દિનના બે પાટા,
બાર બાર માસે ત્યાં આવે છે સ્ટેશનો, માસ માસના મૈલ ધાટા— મા૦ ૨.
મમતા બોઇલરમાં વાસનાની આગ, માહિં રાગ દ્વેષ ભર્યો છે,
તૃષ્ણા રૂપિણી સ્ટીમ કરીને, ચોરાશી લક્ષમાં ફર્યો છે — મા૦ ૩.
અપંચીકૃત ભૂત સાથે મળી, કરી નામ રૂપ રેલવે ભારી,
પાંચ તત્વ પૂતળાંની ગાડી બનાવી, લાવી ભવાટવીમાં ભમાવી — મા૦ ૪.
જન્મ સંસ્કારની ઑફીસે આવી, જીવ ટીકિટ કઢાવે જાવા,
ટાઢ તાપ દુઃખ સુખ ભાતું ભર્યું, ભાવી * મુસાફરીમાં ખાવા — મા૦ ૫.
વ્યાધિ રૂપી જ્યાં સીગ્નલ મલે ત્યાં, ગાડી રહે છે થોભી,
કર્મ રૂપ ગાર્ડ પાછી સીટી કરે ત્યારે, આગળ ચલાવે છે લોભી — મા૦ ૬.
જડ વસ્તુ જ્ઞાન હીન પક્ષિ પશુ, અને નર તનુ જ્ઞાનવાન કીધું,
ચેતન રહિત જડ થર્ડ કલાસમાંહિ, સ્થાન સેકન્ડનું પશુઓને દીધું — મા૦ ૭.
નર દેહ છે ફર્સ્ટ કલાસ વિરલા પામે, જેઓ ઉત્તમ ધન ધર્મે વાપરે છે,
શક્તિ સદ્ બુદ્ધિ સિદ્ધિની સંપ્રાપ્તિ વડે, આગમન હેતુ સરે છે — મા૦ ૮.
ચારે પુરૂષાર્થ જેને આધિન રહ્યા છે, દેવગણ પણ જે ચહે છે,
પૂર્વ પુણ્ય પણ્ય + જેણે પૂરાં દીધાં, તે જીવ નરદેહને ગ્રહે છે — મા૦ ૯.
આંગળીને ઇસારે સ્વર્ગ મળે છે, મુક્તિ મળે મો માગી,
સત્સંગીળ સાચવી ભક્તિ કરે તેની, જનમો જનમ ભૂખ ભાગી — મા૦ ૧૦.
સદ્ગુરુ સેવાની સાધનાથી સ્હેજમાં, થાય છે સ્વરૂપની પ્રતીતિ,
દેહાભિમાન જાય દુઃખ સૌ તજાય, ટળે ચોરાસી લાખ તણી ભીતિ — મા૦ ૧૧
તેમ છતાં અવળે જો માર્ગે ચડે, અને ભૂલે સ્વપન્થ શાન્ત સીધો,
પાર નહિં પામે ને આથડી મરે, જેને ગુરુએ ન હાથ મંત્ર દીધો — મા૦ ૧૨.

લાંબી મુસાફરીને ચાલે પડયો. તેનો આવે નહિં કોઇ આરો,
વિષયાદિ વેશ્યાઓ વીંટલઇ માર્ગમાં, માથે મૂકે પાપ ભારો — મા૦ ૧૩.
ષડ્રિપુ ચોર ધન ધર્મ તણું લુટવા, ખૂણે છુપાઇને બેઠા,
ફંદમાં ફસાય તેઓ સાધન ખોઇ, પછી હારીને બેસે હેઠા — મા૦ ૧૪.
માર્ગે મુસાફર મલે છે અવનવા, નવરંગી દેશ દેશ વાસી,
કોઇ માનવ કોઇ દાનવ આવે, કોઇ ભાવે છે વિરલા દેવાંશી — મા૦ ૧૫.
દેવાંશી પારસના સ્પર્શે સુવર્ણ બની, શ્રેષ્ઠ સ્થાન સંપાદી શોભે,
મેલી જડીબૂટી જેને અડકી અભડાવે તે, પાષાણ થઇ માર્ગમાંજ થોભે—મા૦ ૧૬.
સદ્ બુદ્ધિ સેવે તો સ્વર્ગ પંથ સંચરે, ધર્મ ભોગ ભોગવે વિલાસે,
દુર્બુદ્ધિ સંસર્ગે પાકીટ લઇ પાપની, ઉતરે છે નર્કને અવાસે — મા૦ ૧૭.
કર્માનુસાર ગતિ શાસ્ત્રમાં કહી પણ, પુરૂષાર્થ કર્મનો પિતા છે,
કર્મ ધર્મ મર્મ પરમ જાળવી સદાય સાધુ, કામ ક્રોધ મોહને જીત્યા છે —મા૦ ૧૮.
મહાન માતંગને ચરણે ચડયા પછી, શ્વાન છોને પુઠે ભસે છે,
સદ્‌ગુરુ પ્રસાદ હાલ ધીંગી મળી તેને, ષડ્રિપુ તે શું કરી શકે છે! — મા૦ ૧૯.
નિર્ભય થઇ નાથ ગુરુ ચરણે વિરામો, નિર્વિઘ્ન અટન કરીને,
પ્રભૂ પ્રેમ પામો પુનઃ મોક્ષ માર્ગ જામો, ગુરૂદેવ ચરણરજ શિરે ધરીને— મા૦ ૨૦.
સફળ આગગાડી આ માનવ નર દેહની, સફળ સુખ સાધના સધાયે,
પ્રેમ પ્રભુ નાથ આવી વિરાજે ત્યારે, કાર્ય સર્વ સ્હેજ સિદ્ધ થાયે— મા૦ ૨૧.

। परमात्मने नमः ।

# અર્જુન—ઉર્વશી સંવાદ.

રચનાર રા. રા. ભાઇશંકર કુબેરજી શુકલ સીમ્નલર—વેરાવળ.

### મંગળાચરણ.

મનહર.

પ્રભુ તણા પ્રેમી અને ગુર્જર ગિરાના ઇશ,
પ્રેમાનન્દ કવીશને નમું કર જોડીને;
વ્યાસ અવતાર રૂપ કલિ કાળ ધ્રુવ ભુપ,
ગુર્જર પ્રજાને જેણે જ્ઞાન આપ્યું ગાઇને,
જ્ઞાન થયું ગુર્જરોને પુરાણ પ્રાકૃત વાંચી,
ધન્ય કવિ પ્રેમાનન્દ તેનું પુન્ય આપને;
પૂર્ણ કર્યું પિતા-વચ* વલ્લભા સુકાવ્ય કરી,
ગુર્જર ગિરાને તારી બુડતી જતી તમે—૧

* પાઘડી ન પહેરવી એવું લીધેલું પ્રેમાનન્દ કવિનું વ્રત ગુર્જરગિરાની શ્રેષ્ટતા જાળવા માટે હતું તે તેના પુત્ર વલ્લભે સારાં કાવ્યો કરી પૂર્ણ કર્યું ને પાઘડી પહેરાવી હતી.

નરસીંહ પેઠે તમે પ્રભુ તણું ગાન કર્યું,
ધર્મ ગુરૂ તમે મહા દેશ હિત આગ્રહી;
ધર્મ અન્ય વાત લહી કાવ્ય કથે કેનિ કોઇ,
આખ્યાન અનેક રચે કાવ્યમાં ફરી ફરી;
રામાયણ ભારતમાં કૃષ્ણ ક્રીડા અનેક છે,
કિર્તન કરે જે તેનું કાવ્ય બુદ્ધિ વાપરી;
શ્રેષ્ટ કવિ લેહ ગણું કાવ્ય તેની વાણીગણું,
કરૂં કરૂં કાવ્ય આવા રમું રમું તે મહી–૨

## પ્રસ્તાવના. *

### દ્રુતવિલંબિત.

ગ્રહી ન સત્યવતી પ્રિય તાતની, અડગ ધૈર્ય ધરી મન નિગ્રહી
પ્રેં તનું ભીષ્મ તણા સુત* પાર્થનું, ચરિત વર્ણવુ નાટક–છન્દ શું+–૧

### અનુષ્ટુપ્.

મહાત્મા વ્યાસની વાણી અનન્ત ફળદાયીની
ચિત્તમાં ધારવાથી જે મોક્ષદા સહુને થતી–૨

### વંશસ્થ વૃત્ત.

ગયા વને પાંડવ સર્વ ત્યાગીને, પૃથા સુભદ્રા સુકુમાર* મુકીને
થયા અરે દુઃખી મહા અરણ્યમાં, પ્રભુ કરે રક્ષણ તેમનું સદા–૩
ક્ષણે ક્ષણે દુઃખ દીએ અધર્મીઓ, સહ્યાં કરે પ્રેમથી સર્વ પાંડવો
હરી જવા દ્રૌપદી સીન્ધ રાજને, પ્રપંચથી મોકલીઓ મહા વને–૪
કરી પરીક્ષા યમ શક મોરૂતે, વને ભમાવ્યા પ્રિય ધર્મ કારણે
ધરી રહ્યા ધર્મ વિચાર ધારણે, પ્રભુ કરી રક્ષણ ધર્મ જાળવે–૫

### મન્દાક્રાન્તા વૃત્ત.

રક્ષા કીધી બહુ બહુ સ્થળે પ્રેમથી વાસુદેવે
જ્યાં જાએ ત્યાં વિજય કરીને આવતા પાંડવોને
નિશ્ચે તેને જય અહીં થશે કૌરવો છો કુદે ને
જેને વા'લા હરિ હર પ્રભુ ભીતિ તેને શું હોયે–૬

---

* આ કાવ્ય "વસ્તુ નિર્દેશાત્મક" છે. ભિષ્મ પિતા જેણે અડગ ધૈર્યથી સત્યવતીનો સંગ ની કર્યો (તેમ અર્જુને ઉર્વશીનો સંગ ન કર્યો એ વ્યંગ છે તેના) ભિષ્મ પિતાનાં પુત્રના પુત્ર ર્જુનનું આ આખ્યાન છે.

+ છન્દોમય નાટક. * અભિમન્યુ.

* ભિષ્મનો સુત પાર્થ લખ્યો છે તેથી આ સ્થળે ભીષ્મનો પૌત્ર અર્જુનછે એમ સમજવું.

। परमात्मने नमः ।

# અર્જુન–ઉર્વશી સંવાદ.

રચનાર રા. રા. ભાઈશંકર કુબેરજી શુકલ સીઅલર–વેરાવળ.

## મંગળાચરણ.

### મનહર.

પ્રભુ તણા પ્રેમી અને ગુર્જર ગિરાના ઇશ,
પ્રેમાનન્દ કવીશને નમુ કર જોડીને;
વ્યાસ અવતાર રૂપ કલિ કાળ બ્રહ્મ ભુપ,
ગુર્જર પ્રજાને જેણે જ્ઞાન આપ્યું ગાઇને,
જ્ઞાન થયું ગુર્જરોને પુરાણ પ્રાકૃત વાંચી,
ધન્ય કવિ પ્રેમાનન્દ તેનું પુન્ય આપને;
પૂર્ણ કર્યું પિતા-વચ* વલ્લભ! સુકાવ્ય કરી,
ગુર્જર ગિરાને તારી ખુલતી જતી તમે-૧

---

* પાઘડી ન પહેરવી એવું લીધેલું પ્રેમાનન્દ કવિનું વ્રત ગુર્જરગિરાની શ્રેષ્ઠતા લાવવ માટે હતું તે તેના પુત્ર વલ્લભે સારાં કાવ્યો કરી પૂર્ણ કર્યું ને પાઘડી પહેરાવી હતી.

# સ્વદેશ પ્રેમાંજળિ.

લખનાર—ડૉ.હીરાલાલ. વી. કરૂણાશંકર. વોરા. કચ્છ ભુજનિવાસી.

શિખરણી વૃત.

અહો! જાગો જાગો, હજી લગિ શું નિદ્રાવશ થયા,
હવે નિદ્રા ત્યાગો, અતુલ સુરતીમાં પડિ રહ્યા;
નિશા જાયે વીતી, સમય અરૂણોદે શરૂ થયો,
પદી પૂર્વે જોશો, ઉદય નભ માંહી રવિ થયો.
હતી નિંદ્રા ઘેને, ભરત ધરણી અદ્યપિ લગી,
તજી તે બંગાલે, સ્વહિત અતિ ચાહી ઉર ધરી;
વિદેશી વસ્તુના, પ્રથમ અનુરાગી નહિ જુતા,
હવે તેની પ્રીતી, ખચિત તજવામાં ખુશિ થતા.
સ્વભૂમીની પ્રીતી, હૃદય ઉછળાવો પ્રિય સખા,
સ્વદેશી ચીજોમાં, ચિતડું ચપટાવો જન બધા;
અભાગી હિંદી આ, અધમ તમ ઘેરા મહિં પડયું,
વિભૂ વા'રે ધાયા, જગત જન દીસે મન ખરૂં.
હવે થાજો એકા, ગૃહણ કરિને ઃત તનમાં,
ન હારો ના છાંડો, હિમત ધરજો ધીર મનમાં;
થશે સર્વે સારૂં, નજર કરૂણેશે નકિ કરી,
કૃપા વર્ષા પાડયો, સુકૃત કરવા આ શુભ ઘડી.
કળા કારીગીરી, હુનર વળિ વ્યાપાર પ્રથકે,
નિરાળા ઉપ્યોગે, સબળ ચિત રાખોજ અટકે;
સ્વદેશાભીમાની, નર રતન કે'શે જગ સહુ,
ગવાશે વિખ્યાતી, કથન ગુણ થાશે યશ બહુ.
નવી કાઢી ગોઠો, વિધવિધ પ્રકારે શરૂ કરો,
કળા ઉપ્યોગેથી નવિન કૃતિ હાથે તમ ધરો;
ગૃહે દેશી ચીજો, સકળ કરિ દેશી પણ ગૃહી,
પ્રસારે ચોપાસે, વિજય ધ્વનિ હીંદી જગ મહીં.
સ્થિતી સારી થાશે, પ્રથમ કરતાં ભારત તણી,
વસૂ રે'શે દેશી, સકળ ધન પીડા દમ ભણી;
પ્રભુ રાજી રે'શે, હૃદય નિજ રાખી અતિ દયા,
હરિ આધી વ્યાધી, સફળ સહુ થાશે તમ ક્રિયા.

## ગ્રંથાવલોકન.

**શ્રી શુદ્ધભાવાનંદ*-દ્વિતીયદર્શન-(સંતોષ અને સમ ભાવ)**-આ પુસ્તકમાં શ્રીયુત પ્રે: ભાઈએ વાચક મુમુક્ષુજનોને માટે ભાવના સિદ્ધનોજ વિષય વિસ્તાર પૂર્વક પ્રકટ કર્યોછે. સંસાર અસાર છે, ને તેમાં રહીનેજ સારરુપ વસ્તુ જે પરમાત્મા તેને મેળવવા માટે યત્નો કરવા જોઇએ તથા મનુષ્યના હૃદયની ભાવના કેવી હોય તો કેવું ફળ મળે એ સર તાથી સમજાવ્યું છે. મનુષ્યો ધનસંચય કરે છે અને કાળક્રમે લક્ષાપતિ થાય છે ત્યારે તેમ કોઇકજ એવા હોય છે કે તેમની ભાવના જન્મ મરણથી મુક્ત થયાની હોવ. ધનવ જગતમાં જીવન ધારણ કરી, માત્ર મોજ, ભોગ વિલાસ, મનની ઇચ્છાઓ, વાસનાઓને કરવામાંજ લિપ્ત રહે છે. પરંતુ જ્યારે તેઓનું ધન નાશ પામે છે ત્યારેજ તેમને સમ છે કે આ જગતમાં સુખ, દુઃખ, હર્ષ, શોક, ધનાઢ્યતા અને દારિદ્રતા કાળક્રમે આવ્યાંજ છે. પરંતુ દરેક સમયે મનુષ્યના મનની ઉચ્ચ ભાવનાઓ હોવી જોઇએ. ઉદાર વિચારો હે જોઇએ. અને પરોપકાર કરવાની તેમજ દુઃખી દરિદ્રોનું દુઃખ મટાડવાની ભાવનાઓ હો જોઇએ. આ પુસ્તક એવા એવા વિચારોનું સ્પષ્ટીકરણ કરે છે. પુસ્તક ઉઘાડતાંજ જી મુક્ત સ્વરૂપ, પરમપૂજ્ય પાદ મહાત્મા શ્રી નથુરામજીની પવિત્ર છબિ દ્રષ્ટિગોચર થાય એજ મહાત્માની શિષ્ય વૃત્તિને પ્રતાપે સાત્વિકતાનાં બીજ રોપાઇ તેનાં ફળ આવા પુર રૂપે બહાર પડે છે. આવા ઘણાં પુસ્તકો બહાર પડવા જોઇએ અને ગુજરાતી પ્રજાના હૃ પટ ઉપર તેના ચિત્રો આલેખાવાં જોઇએ. શ્રીયુત પ્રેમજીભાઇનો પ્રયાસ સફળ થયલો જોવા અમારી અભિલાષા છે. મુમુક્ષુ જીજ્ઞાસુજનોને આ પુસ્તક વિના મુલ્યે મળેછે. આ પુસ્તક જ હિતાર્થે કચ્છ સમા ઘોઘાના રહીશ શાહ વીરજી ડાહ્યાભાઇ દેવાસિંહ મુકામે પ્રકટ ક જ્ઞાસુજનો ઉપર ઉપકાર કર્યો છે.

**સ્વર્ગનોખજાનો×**-રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર કૃત આ પુસ્તક ખરેખર એ સ્વર્ગના ખજાના રૂપજ છે. એમ કહેવામાં અતિશયોક્તિ નથી. દિવસે દિવસે કળીયુગ પોતા સામ્રાજ્ય પ્રવર્તાવે છે. તરુણથી યુવા પર્યંત સ્ત્રી પુરૂષોના આચરણ બગડતાં જાય છે. ધર્મ નામે ઢોંગ કરનાર, મહાત્માઓને નામે ભાવિકભક્તોને ધૂતનાર અને ગુરૂને નામે શિષ્યો પાસે પૈસા કઢાવી પેટ ની તીજોરીઓ તર કરનાર વધતા જાય છે, અભક્ષ્ય વસ્તુઓ ભક્ષ્ય થાય અને અપેય વસ્તુઓ પીવાય છે. જ્યાં ત્યાં નજીવા સ્વાર્થને માટે એક બીજાનાં ગળાં કપાય અને વિશ્વાસનો દ્રોહ થાય છે. તેવા સમયમાં રા. રા. અમૃતલાલનાં પુસ્તકોએ ગુજરાતી પ્રજા વાંચનારાઓના હૃદયમાં ઘર કર્યું છે. આપણો હિંદુઓનો ધર્મ શું ? કેવા પ્રકારે ધર્મની રક્ષા બજાવવી ? અને કયે માર્ગે વર્તન કરવાથી આપણો યથાર્થ ધર્મ બજાવ્યો કહેવાય ? એ જેઓ જાણવાની ઇચ્છા છે તેમને માટે રા. રા. અમૃતલાલનાં પુસ્તકો એક રામબાણ ઔષધરૂપ છે સ્વર્ગનો ખજાનો એક તેવુંજ ઔષધ છે. એ ઔષધ ગ્રહણ કરનારના ત્રય તાપ શમાય છે અ શરિરમાં ઘર કરી બેઠેલા અક્ષય રોગો વિમોચન થાય છે. આ ખજાનામાં જુદી જુદી ૧૨

---

* પ્રયોજક-શ્રીયુત પ્રેમજીભાઇ જાદરભાઇ લાખાપુરવાળા વૈદ્ય મીરચંદર માંડવી-મુંબા

× લખનાર રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર કિમ્મત રૂ. ૧-૦-૦ ઠે. ભાર જીવન પ્રેસ કાલબાદેવી રોડ મુંબઇ.

ત્રીજોરીઓ છે અને તે ત્રીજોરીઓમાં જે દ્રષ્ટાંતરૂપ રત્નો ભર્યાં છે. તે અવશ્ય વાંચવા જેવાં છે. એકે એક રત્ન સરળતા પૂર્વક લખાવાથી વાંચનારને તાત્કાળ જ્ઞાન ઉત્પન્ન કરે તેવાં છે. પ્રત્યેક ગુજરાતી ભાષા જાણનાર, પ્રત્યેક ધર્મનાં, પ્રત્યેક જ્ઞાતિનાં સ્ત્રી પુરૂષોને, આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. રા. રા. અમૃતલાલભાઇ પુસ્તકોદ્વારા જ્ઞાન ફેલાવે છે એટલુંજ નહિં પણ વાણી અને કર્મવડે પણ પરોપકાર વૃત્તિ તરફ દોરાયા છે. તેમના અંતઃકરણમાંથી નિકળતો ચમત્કારિક વિચારોનો ઝરો અમૃત સમાનજ છે. આ દળદાર પુસ્તકની કીમત પણ લગભગ અડધો અડધ જેટલી છે.

×**ઉત્તર યાત્રા**— આ પુસ્તકમાં કર્તાએ બદ્રિનારાયણ અને કેદારનાથની યાત્રાનું વર્ણન કર્યું છે. આપણા દેશમાં આવાં યાત્રાનાં પુસ્તકો છપાઇ વિશેષ બહાર પડતા નથી. પરંતુ એવાં પુસ્તકો યાત્રાળુઓને કેટલાં ઉપયોગના છે તે હજુ સમજવામાં આવતું નથી એજ ખેદની વાત છે. મુંબઇ અને ગુજરાત કાઠીયાવાડના ઘણા રાજા, રજવાડાઓ તથા ધનવાનો પાંચ પચીસ માણસના લશ્કર સાથે યાત્રાએ જાય છે! મોજ મઝા ઉડાવે છે! હજારો રૂપિયા ખર્ચ કરે છે, પરંતુ પોતાની યાત્રાને નિમિતે ખર્ચ થતા રૂપિયાનો દશમો હિસ્સો આવા કામ પાછળ વપરાય તોજ તેમની યાત્રાનું પુરૂં સાર્થકય થયલું મનાય. યાત્રા જઇઆવી ગંગા પુજન કીધું અને બસો પાંચસો મનુષ્યોએ મિષ્ટાન ઉડાવી લીધું તેમજ યાત્રા જનારને પ્રસંસા સુચક શબ્દો કહ્યા તેથીજ યાત્રા સુફળ થઇ માની લેવાનું નથી. યાત્રા કરવા જતાં કયાંથી કયાં જવું, માર્ગમાં શું શું સુખ દુઃખ પડે છે તથા કેવી કેવી સગવડો મળીશકે છે, યાત્રા સ્થાને કયાં ઉતરવાથી ફાયદો થાય છે તેમજ કયે કયે તિર્થે કયા શાસ્ત્ર પ્રમાણે કેમ વર્તવું તે સઘળાનો અનુભવ લઈ છપાવી પ્રકટ કરવામાં આવે તો તેથી યાત્રા કરવાની ઇચ્છા રાખનારાઓ ઉપર થોડો ઉપકાર થતો નથી. અમે તો માનીએ છીએ કે જેટલો ઉપકાર ગંગાપૂજન પછી મિષ્ટાનનો લાભ આપવાથી થતો નથી તેથી પણ અધિક લાભ આવાં પુસ્તકોથી થાય છે. યાત્રાનાં સ્થાનોમાં પંડયાઓ ગમેતેમ ગરબડ ચલાવે છે તો તેનો અનુભવ મેળવનાર જો પ્રકટ કરે તો શ્રધ્ધાવાન યાત્રાળુઓને તેથી ઘણો લાભ થાય છે રા. રા. દેવશંકરભાઇએ પોતાના પુસ્તકમાં બદ્રિનારાયણ અને કેદારનાથની યાત્રાનું સંપૂર્ણ વર્ણન કર્યું છે. ઉપરાંત પોતે જ્યાં જ્યાં ફર્યા છે ત્યાં ત્યાંનું વર્ણન કુશળતાથી કર્યું છે. અને તેથી ઘણી માહિતી મળે એમ છે. વળી એ યાત્રા કરવા જનાર યાત્રાળુ માટે ઉપયોગી, નિર્લેપનું આખ્યાન, નામની આખ્યાયીકા પ્રકટ કરી છે તે વાંચવાથી પણ પરબ્રહ્મ પરમાત્માની અલૌકિકતા જણાય છે. પુસ્તક વાંચવા અને સંગ્રહ કરવા લાયક છે. કિમત પુસ્તક ઉપર જણાતી નથી.

* **પરણીને સાસરે જતી પુત્રીને માની શીખામણ**— આ ન્હાનકડું પણ પ્રત્યેક સન્નારીઓને ઉપયોગી પુસ્તક છે. આપણા દેશમાં લગ્ન કરવાની જુદી જુદી રીતિ ચાલે છે. પરંતુ તેમાં એટલું બધું અંધેર અને અધુરાપણું જોવામાં આવે છે કે તેનો વિચાર કરવાથી અંતઃકરણને ખેદ થયા વિના રહેતો નથી. જે જે જ્ઞાતિઓમાં મ્હોટી ઉમ્મરે લગ્ન કરવાનો રિવાજ છે તે વરકન્યાઓ પતિ પત્નિનો ધર્મ સમજી શકે છે. પણ જે જે ઉંચ જ્ઞાતિઓમાં આઠ, દશ કે બાર વર્ષની કન્યાઓને પરણાવી દેવામાં આવે છે તેમને બિચારીઓને પતિ ધર્મ શું તેની ખબરજ હોતી નથી. કેટલીક કન્યાઓ તો પરણતી વખતે પતિનું મુખ જુવે છે અને ત્યારપછી પાંચ, ૭ વર્ષ સુધી પતિનું મુખ પણ જોવા પામતી નથી તો પછી પતિ ધર્મ જાણવા-

× લખનાર—રા. રા. રાવલ દેવશંકર રામચંદ્ર રેવન્યુ કાર્યભારી વઢવાણ.
* લખનાર રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા નં. ૯૭ મિન્ટ રોડ મુંબઇ.

ની તો વાતજ ક્યાં ? ખરૂં જોતાં એવાં લગ્ન થતી વખતેજ તેમના માતા પિતાઓએ વિચાર કરી વર કન્યા સમજણવાળાં થાય ત્યારેજ લગ્ન કરવાં જોઇએ. અને લગ્ન થતી વખતે આચાર્યોએ તેમને તેમના ધર્મ સારીપેઠે સમજાવવા જોઇએ. ખરૂં જોતાં ઘણી જ્ઞાતિમાં જે લગ્ન થાય છે તે વરકન્યાનાં નહિં પણ તેમનાં માતા પિતાનાંજ ફરીથી જાણે મ્હોટી ઉમ્મરે લગ્ન થતાં હોય એમજ જણાય છે. આચાર્ય શ્રી સંસ્કૃતમાં ગાડી ચલાવી જાય છે ! વર કન્યાને પાણી મુકો કે દક્ષિણા મુકો એ શિવાય વિશેષ મહાત્વનું જ્ઞાન ભાગ્યેજ થાયછે. આવા જમાનામાં આ પુસ્તક દરેક વિવાહિત કન્યાના હાથમાં હોવું જોઇએ. કે જેથી તેને પોતાના પતિ ધર્મનું યથાર્થ જ્ઞાન થાય. ધનવાનોએ આવાં પુસ્તકની લાખો કોપીઓ પડતર કિમ્મતે વેચવી જોઇએ. સાસરે જતી પુત્રીઓને માટે આ પુસ્તક હૃદયના શૃંગારરૂપ છે.

આ પુસ્તકના છેલ્લા પાના ઉપર કર્તાએ **वन्दे मातरम्** ના મથાળા નીચે ચાર પ્રસ્તાવ કર્યા છે. આ પ્રસ્તાવ હિંદુસ્તાનના તરણતારણના ઉપાયમાંનો એક સચોટ ઉપાયછે. 'વિલાયતી' માલ ખપાવવાનારાઓને વિલાયતવાળાના "એજંટો" ની ઉપમા ઘટે છે ત્યારે પોતાનાં વર્તમાનપત્રો અને માસિકો વિદેશી કાગળપર છાપી તે કાગળો ખપાવનારા સ્વદેશી સંપાદકોને "એજંટો" ની ઉપમા શામાટે અપાવી ન જોઇએ ? * * * વિદ્વતા અને દેશાભિમાનનું ખાલી ડોળ દેખાડનારા એવા પત્રકારોનાં પત્રો ખરિદી સ્વદેશનો પૈસો પરદેશ મોકલવાના સાધન ભૂત તથા પાપ ભાગી પ્રજાએ શામાટે ન થવું જોઇએ ? આવાં પત્રોમાં સ્વદેશી માલની જાહેર ખબરો સ્વદેશી * * એએ શામાટે આપવી જોઇએ ? * * ફાંટાખોર પત્રોને સ્વદેશી કાગળ વાપરવાની ફરજ શામાટે ન પાડવી જોઇએ ?" આ મતલબ દરેક છાપખાન- અને હિંદુસ્તાનનું હિત ચ્હાનારાઓએ સારી પેઠે ધ્યાનમાં રાખવા જેવીછે.

* વિશ્વવિલાસ—પ્રથમ ભાગ કર્મકાંડ-આ પુસ્તકમાં કર્તાએ પરમાત્મા રચિત આ શ્રુષ્ટિમાં શું શું વસ્તુઓ ક્યાં ઉત્પન્ન થયછે તથા પ્રત્યેક જડ અને ચૈતન્ય વસ્તુની કેવી વ્યવસ્થાછે તે બતાવવાનો શ્રમ કર્યો છે. જગતની ઉત્પત્તિરૂપ જે પરમાત્મા તેણે સંસારમાં અનેક ચિત્રો આલેખ્યાં છે અને તે એકજ દેશ કે એકજ ગામમાં કે ઘરમાં—રહેનાર માણસો જાણી શકતા નથી. અને તેથી માણસોને શ્રુષ્ટિ ઉપર ચાલતા કાર્યભારની ખબર ન પડે એ સંભવિત છે. હિંદુસ્તાનના રહેનારનેજ ઘણે ભાગે હિંદુસ્તાનના એક ભાગમાંથી બીજા ભાગમાં કયો વેપાર ચાલે છે, તેની ખબર હોતી નથી તો પછી બીજુ જ્ઞાન તે હોયજ ક્યાંથી ? પરંતુ આ પુસ્તકમાં કર્તાએ વિશ્વ રચનાર પરમાત્માએ રચેલાં મનુષ્યો, દરજી, ઘાંચી, મોચી વિગેરે કામ કરનારાઓ, પશુ પખીઓ, પંચતત્વો, જીવ, પ્રાણ, આત્મા, પ્રકૃતિ, દૈહિક પ્રકૃતિઓ, ખોરાક પોષાક, તે વેચનારાઓ અને મોટાં મોટાં કારખાનાંઓ, વિદ્યા હુન્નર, વર્તમાનપત્રો, છાપખાનાઓ, પૃથ્વીનો વિચાર, દુનિયાની શોધ, અંગ્રેજો અને આ દેશનો સંબંધ વિગેરે પુષ્કળ માહિતી પ્રકટ કરી છે અને તે બાળક બાળકીઓને ઉપયોગનું છે એટલુંજ નહિ. પણ યુવાન વૃધ્ધોને પણ જાણવા જેવું છે. જેઓ વર્તમાનપત્રો વાંચતા નથી તેમજ જેઓએ ગ્રંથો વાંચવાની બાધા લીધી હોય છે તેમને નજીવી કિમ્મતમાં ઘણું વાંચવાનું મળે તેમ છે. ઘણા એવાં પણ ધનવાન જીવડાં પડ્યાં છે કે પૈસા ખરચી પુસ્તકો વાંચવાની બાધા લીધી હોય છે તેમને તો અમે ખાસ ભલામણ કરીએ છીએ.

* લખનાર રા. રા. અમૃતલાલ જટાશંકર બુચ. રાજકોટ ગીરી મુલ્ય ૦–૧૨–૦

# સ્વદેશ પ્રેમી-લિઓનિડાસ.

Cowards die many times before their deaths,
The valiant never taste of death but once,
Of all the wonders that I yet have heard,
It seems to me most strange that man should fear;
Seeing that death, a necessary end,
Will come when it will come.

જગતના ઇતિહાસનું અવલોકન કરવાથી જણાય છે કે પ્રત્યેક દેશમાં સ્વદેશ પ્રેમી મહાપુરૂષોનો જન્મ થયો છે. સમયે સમયે તેમણે પોતાનું વિરત્વ બતાવી મ્હોટા મ્હોટા સમર્થ રાજાઓનાં વિશાળ સૈન્યને હરાવી દીધું છે. સમયે સમયે તેમની અસીમ સ્વદેશ ભક્તિ, અસીમ વિરતા અને અસીમ રણદક્ષતા જણાઇ આવી છે. એજ તેમની સ્વદેશ ભક્તિ, વિરતા અને રણદક્ષતા સંસારની પ્રત્યેક પ્રજાને માટે દ્રષ્ટાંત રૂપ જણાય છે. એશિયા, આફ્રિકા, ઈંગ્લંડ અને અમેરિકા આદિ દેશોમાં એવા ઘણા વીર પુરૂષો થઇ ગયા છે અને તે સઘળાનાં યશોગાન આજે પણ ગવાઇ રહ્યાં છે. તે મહા સમર્થ સ્વદેશપ્રેમી પુરૂષોનાં નામ, હજારો વર્ષ થવા છતાં મૃત્યુ પામ્યાં નથી. યુદ્ધ સ્થળે તમના કિર્તિ સ્થંભ રોપાયા છે. પ્રજાની નસેનસમાં તેમના વિરત્વનું લોહી ઉછળી રહ્યું છે અને તેમની સ્વદેશ ભક્તિએ સ્વદેશ ભક્ત પુરૂષોના હૃદયમાં અજર, અમર ઘર કર્યું છે. પ્રત્યેક પ્રજા પોતાના દેશના સ્વદેશ ભક્ત પુરૂષોનાં ગુણ કિર્તન, ચીરકાળ પર્યંત ગાયા કરે છે પણ અમે તો એવા પ્રત્યેક દેશના મહાપુરૂષોનાં ગુણકિર્તન ગાઇશું. અને જેઓ સ્વદેશ પ્રેમનું મહાત્મ્ય સારીપેઠે જાણે છે તેઓ પણ એવા મહાપુરૂષો તરફ માનની દ્રષ્ટિએ જોશે.

આજે અમે ગ્રીસ દેશના એક વીર પુરૂષનું ચરિત અંકિત કરીએ છીએ. આ ચરિત ચિત્રમાં જે સાહસ, જે ધૈર્ય, જે હિમ્મત અને જે સ્વદેશ પ્રેમ જણાય છે તેજ તે મહાત્માં પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન કરે છે. ઇ. સ. પૂર્વે આસરે ૪૨૫ વર્ષ ઉપર, ઇરાન દેશમાં મહા વિખ્યાત ઝેરક્સસ નામનો રાજા થઇ ગયો છે. તે સમયે ઇરાનનું સામ્રાજ્ય ઘણે વેગળે સુધી પ્રસર્યું હતું. હિંદુસ્તાનની પશ્ચિમ સરહદથી મધ્ય એશિયાની ઇજિપ્સ નદિના તટ પર્યંત અને રાતા સમુદ્રથી તે ઠેઠ કાસ્પિયન સમુદ્ર સુધી એ સામ્રાજ્યનો વિસ્તાર પસર્યો હતો. આ સામ્રાજ્યના સામંત મંડળે અનેક પ્રૌઢ પ્રતાપી અને શૌર્યમાં વિખ્યાત થયલી જાતિઓને પદદલિત કરી હતી. ખાલ્ડિયા, ઇથિઓપિયા, ફિનિશિયા, અરબસ્થાન આદિ અનેક દેશના રાજાઓના રાજમુકુટ, રાજા ઝર્સિસના પગની ધૂળમાં રગદોળાયા હતા. બાબિલોન, સુસા, પર્સેપોલિસ વિગેરે, શેહેરોમાં, આ સામ્રાજ્યની વૈભવ સમ્પન્ન રાજધાની હતી. લોકો ઉધ્યોગી અને જમીન સારા પાકવાળી હોવાથી એ રાષ્ટ્ર ઉત્કર્ષની પરમાવધીએ પહોંચ્યું હતું. અને તેથી બાદશાહની ત્રિજોરી પણ ગળા સુધી ઉભરાતી હતી! આથી કોઇ એમ સમજશે કે એ મ્હોટો સમૃદ્ધિશાળી રાજા સમાધાન પૂર્વક રાજ્ય ચલાવતો હશે પણ એમ નહોતું. સામ્પ્રતના યુરોપીય સુધરેલા રાજ્ય કર્તાઓની પેઠે, ઝર્સિસ બાદશાહ પણ રાજ્ય તૃષ્ણાનો ભોગ થઇ પડ્યો હતો. ગમેતેટલું ધન મળવા છતાં પણ રાજાઓ હમેશાં રાજ્ય વધારવાના લોભી હોય છે. સમર ભૂમિ

ઉપર હજારો, લાખો નિર્દોશ, નિર્બુદ્ધ સિપાઇઓના પ્રાણનું બલિદાન આપી રાજ્ય વધારતાજ જાય છે. છતાં પણ તેમની રાક્ષસી તૃષ્ણા તેવીને તેવીજ! સામ્રાજ્ય વધારતા જાય, ધન ભાન્ડાર વધારતા જાય પરંતુ પોતાની પ્રજાના સુખ દુઃખ માટે પણ લક્ષ આપવું એ પણ તેમની પવિત્ર ફરજ છે. પરમેશ્વર તેમને રાજ્ય વધારી આપે છે, ધનકોશ ઉભરાઇ જાય તેટલું ધન આપે છે પરંતુ મંદ બુદ્ધિના રાજાઓ પોતાની પ્રજાને ભૂલી જાય છે! પ્રજાને ગમેતેવી હાલતમાં સડવા દે છે! અને પ્રજાની દાદ ફરીયાદ સાંભળવામાં આવતી નથી!

ઝર્સિસ બાદશાહના રાજ્યમાં પણ તેમજ હતું! સઘળી જાતીના, સઘળી ભાષા બોલનારા અને સઘળા ધર્મના લોકો તેના છત્ર નીચે રહે એવી તેની વિલક્ષણ ઉત્કટ ઇચ્છા હતી, અને તેથી ગ્રીસ દેશ ઉપર સ્વારી કરી ત્યાંની પ્રજાને પોતાની ગુલામગીરીમાં જોડીદેવા એ વિચાર ઘણા દિવસથી તેના મનમાં ઘોળાયા કરતો હતો. એ સમયે ગ્રીસ દેશ ન્હાનાં ન્હાનાં સ્વતંત્ર રાજ્યોનો સમુદાય હતો. પરંતુ તેમાં વિલક્ષણ પ્રકારનો સંપ હતો. પરંતુ તે લોકો સ્વતંત્ર રહે અને માથું ઉંચું કરી પોતાની નજર આગળ સુખે ફરે એ ઝર્સિસ ને ગમ્યું નહિં ઝર્સિસ જેવા વિચારના બાદશાહો મનુષ્ય જાતિની સ્વતંત્રતાના શત્રુ હોય છે! જગતના આરંભકાળથી તે આજ પર્યંત એવા દુષ્ટ રાજાઓએ હજારો જાતિઓના અને હજારો દેશોના સ્વાતંત્ર્યનષ્ટ કરી, પોતાની ગુલામગીરીમાં ધકેલી દીધાં છે! ઝર્સિસે સેનાપતિને પોતાનું સૈન્ય તયાર કરવાની આજ્ઞા કરી ઇરાની સામ્રાજ્યની પશ્ચિમ સરહદે સાર્ડિસ નામનું એક સ્થળ હતું. તે સ્થળે સર્વ સૈન્ય એકઠું થાય અને નિશ્ચય કરવા પ્રમાણે કેટલુંક સૈન્ય જળ માર્ગે અને કેટલુંક પગ રસ્તે ગ્રીસદેશ તરફ જાય, બાદશાહે એવો નિશ્ચય કર્યો. અને સૈન્ય એકઠું થયા પછી નિશ્ચય થયો કે હવે ગ્રીસદેશ ઉપર ચઢાઇ કરવા જવું.

ગ્રીસદેશના ગુપ્ત માણસો, સાર્ડિસ શેહેર આગળ ફરતાજ હતા. સૈન્ય એકઠું થયા પછી સ્વારીની તયારી કરી કે તરતજ ગુપ્ત માણસો પોતાના દેશ તરફ ચાલતા થયા. તેઓએ સ્વારીની હકીકત બહાર પાડી કે તરતજ સઘળા ગ્રીસ નિવાસીઓનાં હૃદય ખિન્ન થઇ ગયાં! તેમની છાતી ફાટીજવા લાગી! પ્રભો! નિર્દોશ મનુષ્યો ઉપર આ શું આફત? અમે અમારા શેહેરમાં એમીરહ્યા છીએ ત્યાં એ પાપીઓને આવવાનું શું કારણ? અમારા રાજાએ તેમનો શો અપરાધ કર્યો છે! અરે રે! પ્રભો! અમને નિર્દોશને કચડી નાંખનાર રાક્ષસોને તું જોજે!' આવા આવા અનેક ઉદ્દગારો કહાડતા ગ્રીસદેશના લોકો, સ્ત્રી પુરૂષો અને બાળકો રોદન કરવા લાગ્યાં! શાંતતામાં અશાંતિ ફેલાઇ ગઇ! અને મ્હોટા મ્હોટા વીર પુરૂષો પનુ એ સમાચાર સાંભળી વિચારમાં પડીગયા! રાજા ઝર્સિસનું સૈન્ય કાંઇ થોડું ચ્હડી આવતું નહોતું! માત્ર છવ્વીસ લાખ યોધ્ધાઓનું લશ્કર ગ્રીસદેશ ઉપર ચ્હડી આવે છે! આટલા સૈન્ય સાથેની ચઢાઇ જગતના ઇતિહાસમાં હજુ સાંભળી નથી. જાણે એક મ્હોટો મહાસાગર ઉછળીને આવતો હોય તેમ માઇલોના માઇલો સુધી લશ્કર પથરાયલું હતું! નેપોલિયનનું વિશાળ લશ્કર તેમજ રૂસ-જાપાનની લડાઇનાં સૈન્યો તેના મ્હોડા આગળ કંઇ વિસાતમાં નથી! ચઢાઇ આવવાની ખબર સાંભળતાં મ્હોટા મ્હોટા યોધ્ધાઓના હાંજા ગગડી ગયા. દેશમાં ખબર ફેલાઇ ગઇ અને લોકો પણ બ્હચારા નિરાશ થઇ ગયા. જાણે બંકરાં ઉપર વાઘનું લશ્કર તુટી પડવાનું હોય તેટલી બ્હીક લાગી. ક્યાં ઝર્સિસનું પ્રચંડ લશ્કર અને ક્યાં ન્હાનકડો ગ્રીસદેશ! ઝર્સિસના તાબાનીચેના એકાદ સુબેદારના હાથમાં જેટલો મુલક હતો તેના કરતાં પણ ગ્રીસદેશ ન્હાનો હતો. ગ્રીસદેશનું સઘળું લશ્કર એકઠું કરવામાં આવે તોપણ દુશ્મનના લશ્કરના એક ખુણામાં ક્યાંક ભરાઇ જાય તો પણ માલમ પડે નહિં! (અપૂર્ણ)

# સેલડીનો ઉદ્યોગ.

મીo જી. એલ. સહસ્ત્રબુધે "મરાઠા" પત્રપર નીચે પ્રમાણે લખેછે, જે હાલની સ્વદેશી હાલચાલને લીધે ઉભા થવા માંડેલાં બીજા ઉદ્યોગો સાથે હિંદુસ્થાનની સેલડીની ખેતીમાં સુધારો કરી સારી અને સસ્તી કીમતની ખાંડ બનાવવાની ઇચ્છા રાખનારાઓને ઉપયોગી થઈ પડે તેમ હોવાથી અત્રે લખીએ છીએ. બ્રીટીશ સરકારની હકુમત નીચેના હિંદના મુલકમાં (જેમાં રજવાડી સંસ્થાનનો સમાવેશ થાય છે) આશરે ૫૦ લાખ ટન અથવા ૧૪ કરોડ બંગાલી મણની વાર્ષીક કાચી પેદાસ થાય છે, જેની આશરે કીમત ૬૦ અથવા ૭૦ કરોડ રૂપીઆ થવા જાય છે; આખા હિંદુસ્થાનમાં માથા દીઠ ખર્પ સરેરાસ ૩૬ પાંઉડનો થાય છે અને મુંબઇ ઇલાકાનો ૮૦ પાંઉડ આવે છે. આ રાક્ષસી જથાના ખપને પહોંચી વળવા આખા હિંદુસ્થાનમાં દર વર્ષે ૫૦ હજાર મણ પેદા કરે એવાં હજારો કારખાના ઉઘાડવાની જરૂર છે.

સને ૧૯૦૪-૦૫ ના વર્ષમાં મુંબઇ ઇલાકામાં પરદેશથી ખાંડ નાચે મુજબ આવી હતી,

| વસ્તી | | બંગાલી મણ. |
|---|---|---|
| ૪,૮૫,૫૪૭ | અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત, થાણા, | ૨,૩૩,૫૭૦ |
| ૫,૭૯,૩૯૭ | અમદનગર, ધુલીયા, નાસીક, પુણા, સતારા. સોલાપુર. | ૨,૫૩,૩૫૦ |
| ૪,૭૩,૪૩૫ | બેલગામ, ધારવાડ, બીજાપુર, કાનડા, રત્નાગીરી કોલાબા, | ૨,૦૨,૪૨૩ |
| ૩,૯૧૮,૬૧ | સીંધ | ૯,૧૨,૧૭૦ |
| ૭,૭૬,૦૦૬ | મુંબઇ | ૧૪,૬૩,૦૨૧ |
| ૨૬,૪૬,૨૪૬ | | ૩૦,૬૪,૫૩૪ |

આખા હિંદુસ્તાનની પેદાશ સાથે લેતાં દર એકરે ૧¾ ટનની પેદાસની રાસ આવે છે જેમાં મુંબઇ ઇલાકામાં વધારેમાં વધારે ૭ ટન છે; અને કવીન્સલેંડ વગેરે ખાંડ પેદાકરવા વાલા દેશોમાં બાર ટન છે. શેલડીની વાવણીમાં વધારે એકર જમીન વધારવાની જરૂર નથી પણ ખેતીની રીતભાતોમાં સુધારો કરી દર એકર દીઠ પેદાસમાં વધારો કરવાની જરૂર છે. આખા હિંદુસ્થાનની હાલની પેદાશ વધીને મુંબઇ ઇલાકાની પેદાશના જેટલી એટલે ૭ ટનની રાસ આવે તો હાલની જે ૫૦ લાખ ટનની પેદાસ છે તેજ વધીને ૨૪૦ લાખ ટન જેટલી થાય.

મીo નાયરે પોતાના જવાબમાં જણાવ્યું છે કે "આ ઇલાકામાં ખાંડ બનાવવાનું પરવડે તેમ નથી." મુંબઇ ઇલાકાના એગ્રીકલચર ડીપાર્ટમેન્ટ તરફથી મને તેની ઉપજ ખરચ, અને નફાના જે આંકડા મલ્યા છે તે મીo હાડીને મેં બતાવ્યા છે, જેનું મત એવું છે કે ગોળ કરતાં ખાંડ બનાવવાથી નફો વધારે થશે, કારણ કે સ્વચ્છ કીધા વગરની ખાંડ (ગોળ)ના કરતાં ચોખી ખાંડની માંગણી હમેશાં મોટી રહે છે. ઘણીખરીવાર બજારમાં ગોળ ઘણો ઓવી પડે છે તેથી તેના ભાવમાં ફેરફાર થાય છે. મુંબઇ ઇલાકાનું એગ્રીકલચર ખાતું ગોળનો દર

એકરે સરેરાસ નફો રૂ ૧૦૦ થી ૧૫૦ અને તેજ પેદાસ ચોખી કરી તેની ખાડ બનાવવા મા આવે તો ૨૫ થી ૫૦ ટકા વધારે નફો થાય છે, એમ જણાવે છે, દાખલા તરીકે ઓછા મા ઓછી દર એકરે ૧૦૦ બગાલી મણ ગોળ બનાવવાના રસની રાશ લઈએ એ રસમાથી ૫૪ મણ ગોળ બીજી પકતીનો અને ૪૩ મણ પ્રથમ પંકતીનો અથવા ૪૯ મણ ખાડ થાય, હાલનો દેશી ખાડનો મગાતી મણે રૂ ૧૫ ) નો ભાવ છે તેને બદલે ખાડનો ભાવ રૂ ૧૨) ગણીએ અને પ્રથમ પકતીના ગોળના રૂ ૩) એ પેદાસ એકઠી થવાથી રૂ ૭૦૦) થાય; રૂ. ૪૫૦ ખરચના બાદ કરતા દર એકરે રૂ ૨૫૦ નફો રહે છે પણ ૧૦૦ મણ ગોળના તો રૂ ૫૬૦ આવશે જેથી નફો રૂ ૧૧૦ રહેશે જ્યારે ખાડનો નફો રૂ ૨૫૦ થશે મુંબઇ ઇલાકામાં શેલડીની વાવણી પાછળ ૬૦૦૦૦ એકરને આશરે જમીન રોકાય છે અને તે ઉગાડવાના મુખ્ય ઠેકાણા સતારા, નાસીક, બેલગામ, પુણા સુરત એ જીલ્લાઓમા છે

શેલડીની ઉચી જાતની ખેતી જેવી પુણા જીલ્લામા થાય છે તેની પાછળ દર એકરે ૪૦૦ થી ૬૦૦ રૂપીઆ લાગે છે, જેમાથી ૧૦૦ થી ૧૮૦ બગાલી મણ ગોળ ઉપજે છે જેથી નફાની રાશ ૧૫૦ થી ૪૦૦ રૂપીઆની આવ છે સુરત ડીસ્ટ્રીકટમા એની ખેતી પછાડે રૂ ૩૦૦ ને આશરે લાગે છે પણ તેનુ પરીણામ ઉચા પ્રકારનુ આવતુ નથી

ક્વીન્સલેડમા ( આસ્ટ્રેલીઆ ) છેતામા છેલી ખબર મુજબ દર એકરે ૧૯૦૦ મણ શેલડી પેદા થાય છે જેમાથી ૩૨૦ મણ ખાડ નીપજે છે આખા હિંદુસ્તાનની ઉતરના ટકા ઓછા હોવાના અને એ ધધો પડતી હાલતમા આવવાના કારણો આ પ્રમાણે છે

૧—સુધરેલી રૂઢી પ્રમાણે ખેડાણ નહી કરવાથી

૨—રસ કહાડવાની યુકતી ખામી ભરેલી હોવાથી

૩—સાફ કરવામા ઘણી ચીજ નકામી જવાથી,

૪) સેલડીની જાત નઠારી પાકવાથી મીઠાશવાલો પદાર્થ ઓછો મલવાથી મી૰ હાડીની રીત પ્રમાણે દાખલ કરવાના સાચા કામની કીમત ઓછામા ઓછી રૂ ૬૨૦૦ છે જેમા મશીનરી ઉભી કરવાની તથા હાથ ઉપર રાખવાની રકમ ગણી રૂ ૪૦૦૦ ઉમેરવામા આવે તો હાથે ચાલતા સચાથીજ પાચથી દશ એકરની પેદાશને પોહોચી વલાય છે મી૰ હાડીએ જે રીત દાખલ કરી છે તે નાના પાયાપર કામ કરનારા આસામીઓને પોતાનીજ ઉપજને ઉપયોગમા લેવા પૂરતી છે પણ તેથી મોટા કારખાનાઓ જે સારા પરીણામો બતાવી શકેછે તેની બરાબરી તો એથી થશે નહીં

૭ માસમા ૩૦૦ થી ૫૦૦ એકરની ઉપજને ઉપયોગમા લેવા મી૰ હાદીએ કારખાના વાસ્તે રૂ ૫૦,૦૦૦ સાચા કામના, અને રૂ ૧,૦૦,૦૦૦ મકાન તથા હાથ ઉપર રાખવાની રકમના ગણાય છે. આવા કારખાનાની આવક, ખરચ, અને નફાનુ પ્રમાણુ નીચે પ્રમાણે છે

| પેદાશ | રૂ૰ | ખરચ |
|---|---|---|
| ૨૩૦૦૦ મણ ખાડ રૂ૰ ૧૦) લેખે | ૨૩૦૦૦૦ | ૫૦૦ એકર પર સેલડી વાવવાનો ખરચ |
| ૨૦૦૦૦ મણ ગોળ બીજી પકતીનો રૂ૰ ૩) લેખે | ૬૦૦૦૦ | તેમા ગોળ તથા ખાંડ બનાવવાનો અને બીજો ખરચ સમાઇ જાયછે રૂ૰ ૫૦૦ દર એકર દીઠ. રૂ૰ ૨૫૦૦૦૦ |
| | ———— | બાકી નફો ૪૦૦૦૦ |
| | ૨૯૦૦૦૦ | ૨૯૦૦૦૦ |

રૂ. ૧૫૦૦૦૦ની મુડીઉપર દર સેંકડે ૨૫ ટકાનું વ્યાજ વરસ દહાડે પેદા થાયછે. પાછલા ૧૬ વર્ષના ગોળ અને ખાંડના સરેરાશ ભાવ સરકાર તરફથી પ્રસિધ્ધ થતા દાખલા ઉપરથી નીચે પ્રમાણે છે.

| | દર બંગાળી મણે. |
|---|---|
| આયાત થયલી પરદેશી ખાંડ, | રૂ૦ ૮–૩–૦ |
| દેશીખાંડ. | „ ૧૩–૦–૦ |
| ગોળ અથવા વગર ધોએલી ખાંડ. | „ ૪–૮–૦ |

મી. હાડીના આંકડામાં ખાંડનો ભાવ રૂ. ૧૦ અને ગોળનો રૂ. ૩ ગણ્યા છે તથા ખરચમાં ઉંચામાં ઉંચી ગણત્રી કીધી છે.

દુનીયાના જુદા જુદા ખાંડ બનાવનારા મુલકમાં એ ઉદ્યોગને ઉંચી પાયરીએ મુકવા કયા ધોરણે કામ લેવામાં આવે છે અને ભવિષ્યમાં આપણા દેશના ખાંડના ઉદ્યોગમાં કેટલા બધા સુધારાની જરૂર છે તેને વાસ્તે નીચેનો સધવારો આપવામાં આવે છે.

પરી પૂર્ણતાની રાહે પોંચેલા મુલકોમાં ખાંડ બનાવવાને નીચે પ્રમાણે ગોઠવણો હોય છે.

બગીચાના સંસ્થાનની રીત–પ્લેન્ટેશન સીસ્ટમ–જેમાં જમીન, ખેડવાની મજુરી, કારખાનું અને તેમાં રોકાતી પૂંજી એ બધું એકજ મંડળી કે સંસ્થાના તાબામાં હોય.

કારખાનું મધ્ય સ્થળ તરીકે રાખવાની રીત–સેંટ્રલ ફેક્ટરી સીસ્ટમ–આ કારખાનાં ખાંડ બનાવવાની જણસો બીજા પાસે વેચાતી લે અથવા બીજાની જમીન ઉપર પોતાની મરજી મુજબ ઉગાડવાનો હક મેળવે, જે કારખાના ખરીદી કરે છે તેને "સેલડી ખરીદનારાં મધ્યસ્થ કારખાનાં" કહે છે. અને જેઓ જમીન ભાડે રાખે છે તે "જમીન ભાડે લેનારાં મધ્યસ્થ કારખાના" કહેવાય છે! હળીમળીને કામ કરનારાં કારખાનાં (કો-ઓપરેટીવ ફેક્ટરીઝ) ખેડુત લોકો એકઠાં થઇ પોતાની મુડી એકત્ર કરી પોતાની જરૂરીઆત પ્રમાણે બાંધણી બાંધી કારખાનું ઉભું કરે છે.

બગીચાનું સંસ્થાન બનાવવાની રીત ઘણી ઉત્તમ છે કારણકે એકઠા થઇ કામ કરવાની રીતમાં એકત્ર થનારામાં વધું બુધ્ધિની જરૂર પડે છે. સેલડી ખરીદી ને કારખાનામાં લાવવાની રીત હિંદુસ્થાનમાં મુખ્ય કરીને યુનાઇટેડ પ્રોવીન્સ (જોડીઆ પ્રાંત) માં છે. જમીન ભાડે રાખવાનો રીવાજ પણ હિંદુસ્થાનમાં કેટલેક ઠેકાણે છે.

ખાંડનાં કારખાનાનાં સબંધમાં કવીન્સલેન્ડમાં સને ૧૮૯૩ માં ત્યાંની સરકારે કાયદો બાંધ્યો છે કે કોઇ અનલીમીટેડ અથવા અનકોરપોરેટેડ કંપનીની અરજ ઉપરથી સરકાર તેના ડીબેન્ચરોને ૩ ટકાવ્યાજની ગેરેન્ટી આપે છે! જેની મુડી શેલડીનો રસ કાઢવાનાં ખાતાંઓમાં અને શેલડીની વાવણીમાં લગાડવી જોઇએ, તેમાં જતા નુકસાનમાંથી ઉગરવાને જમીન તથા કારખાનાંઓ ગીરો આપવામાં આવે છે. આ રસ્તો લીધાથી મોટા વીસ્તારની જમીન ઉપર ઉદ્યોગ ખીલવવામાં મોટી મદદ થઇ છે; આ ઉછીની રકમની મુદત ૨૮ વર્ષની હોયછે.

ખુલા શબ્દોમાં કહીએ તો કવીન્સલેંડની સરકાર મુડી વગરના ખેડુતોને આ ઉદ્યોગમાં આગળ વધવા ૨૮ વર્ષની બોલીએ રકમ ઉછીની આપે છે અને શેર મારકેટમાંથી ડીબેન્ચરરૂપે નાણાં ઉઘરાવવાનો હક સરકાર ધરાવે છે.

હિંદુસ્તાનની આવક જાવકના આંકડાની તકરાર વખતે સર ડેન્ઝીલ ઇબેટસને સરકારની બાહે ધરી હેઠળ હિંદુસ્તાનના ખેડુતોને નાણાં ધીરવાની બેંકો સ્થાપવાની રૂઢી દાખલ કરવા વિચાર જણાવ્યો છે; જો આ રૂઢી ફતેહમંદ થાય અને સરકાર હિંદુસ્તાનમાં શેલડીની વાવણી માટે જમીન ખરીદવા તથા ખાંડ બનાવવાનાં કારખાના ઉઘાડવા નાણાં ધીરે તો હિંદુસ્તાન પોતાની માંગણીને પહોંચી વળવા ઉપરાંત દુનિયાના બીજા ભાગમાં પણ પોતાનો માલ વેચવા શક્તિવાન થશે; જે બાબતનું ભવિષ્ય આપણા નાણા ખાતાના પ્રધાન ઓનરેબલ મી૦ બેકરે ભાખ્યું છે.

ખેતીવાડીની પ્રથમ બેંક મદ્રાસ ઇલાકામાં ઉઘડવાની છે અને મુંબઇ સરકાર એ બાબતમાં આગળ પડી આ ઇલાકામાં એ રૂઢી દાખલ કરશે તો ગરીબ ખેડુતો ઉપર મહા ઉપકાર થશે.

જે જાતનાં ખનીજ દ્રવ્યો, ખાતર તરીકે શેલડીના ખેતરોમાં નાખવાનાં છે તેનો મહોટો જથ્થો આ ભરતખંડની ભૂમીમાં ભરેલો છે અને સરકારે જે જે ઉદ્યોગમાંથી એ દ્રવ્યો નીકળી સકે તેમ હોય તે ઉદ્યોગો ઉભા કરનારાને મદદ આપી તથા ગરીબ ખેડુતોને એ દ્રવ્યો કેમ વાપરવાં તેનું જ્ઞાન આપી આ દેશની આબાદી વધારવા મદદ કરવાની છે.

સરકારે ખેતીવાડીમાં સુધારો કરવા પ્રયોગો કરવા ફાર્મો સ્થાપેલાં છે. તેમાં સુધારેલી ઢબે નવી નવી શોધ પ્રમાણે આ દેશની આબહવાને અનુસરતી ખેતી કરી કરવા માંડી છે, પરંતુ જ્યાં સુધી તેનો લાભ ગરીબ ખેડુતોને મળે નહીં ત્યાંસુધી એ ખાતાંઓ પાછળ થતા ખરચો વ્યર્થ છે; ખેડુતોને ફરજ્યાત પ્રાથમીક કેળવણીની તથા પોતાનાં ખેતીનાં સાધનો સુધારવા નાણાંની મદદ આપવાની સરકારની ફરજ મદુથી પેહેલી ઉત્તમખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ, નોકરી, નષ્ટ ભીખ ! D. M. P.

---

## વાંચવા લાયક પુસ્તકો.

**દુર્ગેશનંદિની**—આ ઐતિહાસીક નવલ કથાછે તેમાં પ્રેમનું જે જાતનું ચિત્રછે તે જોયા સિવાય અનુભવ કરવામાં આવતું નથી એની બંગાળામાં તેર આવૃતિ થઇ છે, અને તેનો લખનાર બંકિમચંદ્ર ચટોપાધ્યાય છે. કિંમત બાર આના.

**લક્ષ્મી**—આ પુસ્તક બાબુ બંકિમચંદ્રનું કરેલું છે તેમાં સતી સ્ત્રીનું ઘણું અદ્ભુત જાતનું ફોટો છે. તથા પ્રેમની સુંદર તસબીરની સાથે હાસ્ય રસથી ભરપુરછે કિં. બાર આના

**માણેક**—આ વાર્તાનો બનાવનાર બંકિમ બાબુ છે. તેની રચના બીજી જાતની છે, દરેક પોતપોતાનું વર્ણન આપે છે. તેમાં પ્રેમની ખુબી ઘણીજ ઉત્તમ વર્ણવેલી છે. કિંમત બાર આના પોષ્ટેજ જુદું.

**વનમાળી વિઠ્ઠલ હેમચંદ્ર.**

**ઠે૦ કાલબાદેવી રોડ—ડા. એ. જે ચાંદલીઆની કું૦ મુંબઇ.**

# સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે ?

( લખનાર-રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર—મુંબઇ )

( ૩ )

એજ છે. આમાં કાંઇ ગુસ્સે થવાની વાત નથી. માઠું લાગે તો ઘેરે જઇને બે રોટલા વધારે ખાજો, પણ મારી કહેવાની મતલબ એજ છે કે સ્ત્રીઓ નાજુકાઇને ચાહે છે અને પુરૂષો મરદાનગીને ચાહે છે, સ્ત્રીઓને કુટુંબ સ્નેહથી તૃપ્તી થાય છે અને પુરૂષોને અંતલગી તૃપ્તી થતી નથી, સ્ત્રીઓ સાહસની વાતો સાંભળીને ડરે છે ત્યારે પુરૂષોને તેમાં મજા પડે છે. સ્ત્રીઓ પોતાની ખુબસુરતીને માટે તલપાપડ થાય છે ત્યારે પુરૂષો તેની સ્હેજ પણ દરકાર કરતા નથી; સ્ત્રીઓના હૃદય કોમળ હોય છે અને પુરૂષોના હૃદય સખ્ત હોય છે, સ્ત્રીઓમાં દુ:ખ ખમી જવાની શકતી વધારે હોય છે અને પુરૂષોમાં તે ઓછી હોય છે. સ્ત્રીઓ કોઇ પણ વિચારમાં જલદી ઝુકી જાય છે પણ પુરૂષો કોઇ પણ વિચાર એટલી સહેલાઇથી પકડી લેતા નથી, સ્ત્રીઓમાં હૃદયના મૃદુ ભાવ જલદી ખીલી શકે છે અને પુરૂષોમાં બુદ્ધિના સ્થાનો જલદી ખીલી શકે છે, સ્ત્રીઓના મનમાં જલદી કોઇ પણ વિચાર દાખલ થઇ જાય છે અને પાછો ઘડીકમાં તે નીકળતો નથી પણ પુરૂષો કોઇ પણ વિચારને ઘડીકમાં પકડતા નથી અને પકડયા પછી પણ સેહેલાઇથી તેને છોડી શકે છે. સ્ત્રીઓમાં રસીકતા વધારે હોય છે. અને પુરૂષોમાં કામચલાઉ હોય છે. સ્ત્રીઓમાં ધર્મની લાગણી પ્રબળ હોય છે અને પુરૂષોમાં તે અંકુશમાં રહેલી હોય છે. સ્ત્રીઓમાં કુદરતી રીતેજ વિશ્વાસના ને વહેમના સ્થાન વધારે મોટાં હોય છે પણ પુરૂષોમાં તે સાધારણ હોય છે, સ્ત્રીઓમાં પ્રેમનું સ્થાન પ્રબળ હોય છે ને પુરૂષોમાં તે જરૂર જેટલું હોય છે, સ્ત્રીઓમાં હીંમતનાં વાંધા હોય છે અને પુરૂષોમાં એ સ્થાન સારા હોય છે, સ્ત્રીઓમાં પહેરવા ઓઢવાની અને મોજશોખની લાગણી વીશેશ હોય છે. પણ પુરૂષમાં તે સાધારણ હોયછે; સ્ત્રીઓમાં સ્વાદની, વાસની વીગેરે ઇંદ્રીયો તેજ હોય છે અને પુરૂષોમાં તે સાધારણ હોય છે. સ્ત્રીઓમાં હરખશોકની લાગણી બહુ બળવાન હોય છે. અને પુરૂષોમાં તે મંદ હોય છે, સ્ત્રીઓમાં ચંચલતા વધારે હોય છે અને પુરૂષોમાં તે ઓછી હોય છે. સ્ત્રીઓમાં ખાસ ઘર ઉપરનો પ્રેમ વધારે હોય છે અને પુરૂષોમાં કાંઇક સાર્વજનીક પ્રેમ હોયછે. સ્ત્રીઓમાં આશાનું સ્થાન મોટું હોય છે અને પુરૂષોમાં એ સ્થાન કાબુમાં રહેલું હોય છે. હમેશા પુરૂષો કરતા ગણત્રીનું સ્થાન સ્ત્રીઓમાં કાંઇક નાનું હોય છે. સ્ત્રીઓના અવાજમાં કુદરતી મધુરતા હોય છે અને પુરૂષોનો અવાજ તેના પ્રમાણમાં કાંઇક કઠોર હોય છે. પુરૂષોમાં જ્યારે ધીરજ હોય છે ત્યારે સ્ત્રીઓમાં અધીરતા હોય છે. પુરૂષોમાં જ્યારે ગંભીરતાને અદબ હોય છે ત્યારે સ્ત્રીઓમાંનાજ નખરા હોય છે. પુરૂષોની ચાલ જ્યારે મજબુત હોય છે ત્યારે સ્ત્રીઓની ચાલ લટકમટકવાળી હોય છે. પુરૂષોને જ્યારે કામકાજની વાતો ગમે છે ત્યારે સ્ત્રીઓને મધુર મશ્કરી ને હાસ્ય વીનોદની વાતો ગમે છે. પુરૂષો ઘણી બાબતમાં નાંખતી કરી શકે છે પણ સ્ત્રીઓને તો બદલો વાળ્યા વીના શાંતી થતી નથી અને સ્ત્રીઓના શરીર તથા બુદ્ધિ જલદી પક્વ થાય છે પણ પુરૂષોનાં શરીર ને બુદ્ધિ [illegible]

આવી રીતે સ્ત્રી અને પુરૂષના બંધારણમાં જે જમીન આસમાનનો ફેર છે તે તમે કેવી રીતે દુર કરોછો ? જ્યાં સુધી એ ભેદ દુર ન કરી શકો ત્યાં સુધી સ્ત્રી પુરૂષના સમાન હક કેવી રીતે થઇ શકે ?

પ્રોફેસર સાહેબ, હજી તો આપણે એ બાબતમાં બહુ ઉંડું ઉતરવું જોઇએ. તમે જુઓ કે મનુષ્યના શરીરમાં ત્રણ મુખ્ય ભાગ છે. પેટ, છાતી, અને માથું. એ ત્રણે ભાગની સ્ત્રી પુરૂષોનાં શરીરની રચના તમે જોઇ છે ? સ્ત્રીઓના પેટમા તેના પ્રમાણમાં જઠરાગ્નિનું જોર વધારે હોય છે અને તેની સ્વાદની ઇંદ્રી વધારે પ્રબળ હોય છે. શીવાય પુરૂષના પેટ કરતાં ખાસ વધારે તેમાં ગર્ભાશય રહેલું છે એ તમને ખબર છે ? જો સ્ત્રી પુરૂષના સમાન હક કરવા હોય તો એ ગર્ભાશયને આપણે રજા આપવી જોઇએ, અને કેવી રીતે દુર કરવું એ પ્રથમ તમે વીચાર કરો અને પછી સઘળા હકની વાતો કરો.

હવે બીજું મુખ્ય સ્થાન છાતી છે તેની રચના તપાસો. પુરૂષોની છાતી, કઠોર હોય છે અને સ્ત્રીઓનાં હૃદય મૃદુ લાગણીવાળા હોય છે. એ મૃદુ લાગણી કે જે તેઓનું ભૂષણ છે તેનું ઓપરેશન કરવા માટે તમે કોઇ હથીઆર શોધી કાઢ્યું છે કે માત્ર મોઢેથીજ સમાન હકની વાતો કરોછો ? એવા ને એવા હૃદય રાખીને પુરૂષોના કઠોર હૃદયના બહારવટા કરો. આ-ઓ સેવ તો પોતાના નરમ હૃદયમાં એ હક કેમ રાખી શકશે ? અને એવા હકોથી તે કેમ સુખી થઇ શકશે ? સ્ત્રીઓનાં હૃદયમાં જે કુદરતી આકર્ષણ રહેલું છે અને પુરૂષોનાં હૃદયમાં એ આકર્ષણને આધીન થઇ જવાનો જે સ્વભાવ રહેલો છે તેને દુર કરવા માટે કાંઇ યંત્ર બનાવ્યો છે કે નહીં ? પ્રથમ એ બધું કરો અને પછી સમાન હકની તજવીજ કરો.

હવે ઉપર મગજની સરખામણી કરો. પુરૂષોને પણ માથું છે અને સ્ત્રીઓને પણ માથું છે એ વાત ખરી પણ પુરૂષોના ભેજાનું વજન સરાસરી ઓગણપચાસ ઔંસ છે અને સ્ત્રીઓ-ના ભેજાનું વજન ચુમાલીસ ઔંસ છે એનું શું ધાર્યું ? તમારા જેવાને તમારા જેટલાજ સ્ત્રીઓને હક આપવા માટે તમારા ભેજામાંથી પાંચ ઔંસ માવો કેવી રીતે કમી કરોછો એ અને શીખવો તો ખરા ? અથવા તો સ્ત્રીઓના ભેજા તમારા ભેજાની બરોબર કરવા માટે તેમાં કઇ જાતની માટીનો લોંદો લગાવીદો છો એ જરા કહો તો ખરા ? એવી કોઇ માટી શોધી કાઢી છે કે નહીં ? જો કોઇ એવી માટી ન શોધી કાઢી હોય તો તમારા ઉસ્તાદોને કહો કે સાહેબ પ્રથમ આ શોધ કરો અને પછી સમાન હકની વાતો કરો.

---

# ઇંદ્રજાળ વિદ્યા.

## (૨)

**સ્મા**ઇસ સાહેબ અને તેના મિત્ર ગોરિંગે જ્યારે પેલા મદારીના અદ્ભૂત ખેલ સંબંધી ઉપલી વાત સાંભળી ત્યારે મી. ગોરિંગને વિશ્વાસ આવ્યો નહિં. તેણે તો એ વાત હસવામાંજ ઉડાવી દીધી. મી. સ્માઇસ આગળ લખતાં જણાવે છે કેઃ—

"હવે તો એમ નિશ્ચય થયો કે ગોરિંગનો અવિશ્વાસ દૂર કરવાને કોઇ અદ્ભૂત ખેલ બનાવવો જોઇએ. પેલા તમાસા કરનારે અમારી માગણી કબુલ કરી. અમે તેને કહ્યું કે; કાલે

તમે મેજર સાહેબને બંગલે બપોર પછી ત્રીજે પહોરે આવો અને ગેરિંગને તમારી વિદ્યા બતાવો. તેણે કહ્યું, મ્હારાથી જે કાંઇ બનશે તે હુઝુરને બતાવીશ. એટલું કહીને તેણે અમને ઘણી નમ્રતાપૂર્વક સલામ કરી અને ત્યાંથી ચાલ્યો ગયો.

"બીજે દિવસે યથાસમય અમે બધા મેજર સાહેબને બંગલે એકઠા થયા. ગેરિંગ સિવાય બીજાં પણ કેટલાંક માણસો ત્યાં હાજર હતાં. એક એન્જીનિયર પણ ખેલ જોવા માટે આવ્યો હતો. તે પણ મ્હારો મિત્ર હતો. તેનું નામ મી. જર્મિન હતું. તે પોતાની સાથે છબી પાડવાનો એક ન્હાનો કેમેરા લાવ્યો હતો. કેમેરા એટલો ન્હાનો હતો કે તેના ગજવામાં સમાઇ જતો. થોડી વારે અમે બે માણસોને એક ઝાડનીચે, મેલાં લુગડાં પહેરેલા દીઠા. તેજ માણસ પેલો ખેલ કરનાર મદારી અને બીજો તેનો સાથી હતો. અમે તેને અમારી પાસે બોલાવ્યા. તેઓ આવ્યા. તેની પાસે શું હતું? માત્ર એક ન્હાની પેટી, બે ન્હાનાં દાબડા અને ફાટલાં તુટલાં લુગડાંની એક પોટલી. બસ."

"મેજર સાહેબની આજ્ઞા થતાંજ ખેલ શરૂ થયો. મદારી મીયાં બંગાલી હતો. તેની ઉમર લગભગ ૬૦ વરસની હતી. તેણે પોતાની પેટીમાં હાથ ઘાલી એક કાળો નાગ બહાર કહાડયો. બહાર નિકળતાંજ નાગે ફેણ માંડી અને ફૂંફાડા મારવા લાગ્યો. અને આમ તેમ ડોલવા લાગ્યો. બીજો માણસ તેની સામે બેસી મોરલી વગાડવા લાગ્યો. નાગ પોતાની ફેણ વધારે હલાવવા લાગ્યો. જેમ જેમ મદારીની મોરલી વધારે મનોહર વાગવા લાગી તેમ તેમ નાગની ફેણ વધારે ઉંચી થવા લાગી. કેટલીક વારે જણાયું કે તે નાગની ફેણ હવામાં નિરાધાર અદ્ધર હાલે છે. તેનો રંગ અત્યંત કાળો હતો. ફેણ બહુજ તેજસ્વી હતી. ફેણ ઉપર દેદીપ્યમાન રત્નો જડેલાં હોય તેમ જણાતું હતું. આ સમયે મી. જર્મિને નાગનો ફોટોગ્રાફ પાડી લીધો.

"આ સમયે એક મહાવિલક્ષણ બનાવ બન્યો. ખેલમાં અદ્ભુત પરિવર્તન થયું. પરંતુ ક્યારે થયું તે અમને જણાયું નહિં. સ્વચ્છ આકાશ એકાએક કાળું થઇ ગયું. પ્રકાશવતી દિશાઓએ શ્યામલતા ધારણ કરી. બધી તરફ વાદળો જાણે ઘેરાઇ આવ્યાં. એટલામાં નાગની ફેણે સ્ત્રીનું રૂપ ધારણ કર્યું. અને આકાશમાં નાચવા લાગી. મદારી પોતાની મોરલી અમારી પાસેજ વગાડતો હતો. પરંતુ એ મારાથી થોડે વેગળે વગાડતો હોય એમ જણાયું.

"થોડી વારે વાજીંત્ર બંધ થયું. પરંતુ પેલી નાગણી સ્ત્રી પોતાના કાળાં મણિમય રત્નોના પ્રકાશમાં નાચતી હતી. એટલામાં તેણે પોતાનું રૂપ બદલી નાંખ્યું. તે દિવ્યરૂપ થઇ ગઇ. તેના મુખ મંડલ ઉપર અપ્રતિમ પ્રભા છવાઇ ગઇ. તેણે પોતાનાં વિશાળ નેત્રો વડે નિર્નિમેષભાવે—આંખની પલક માર્યાવિનો—અમારા તરફ જોવા માંડ્યું. અમે તેના અદ્ભુત સ્વરૂપને જોઇ દંગ થઇ ગયા. આવું રૂપ, પહેલાં અમે કોઇ વખત જોયુંજ નહોતું. તેમજ હવે પણ જોવાની સમ્ભાવના અમે રાખી નહોતી. તેનું અનુપમ રૂપ, તેના ત્રિભુવન મોહક બે નેત્ર અને તેના મોહક લાવણ્યે અમને બેહોશ જેવા કરી દીધા. અમારી ચિત્તવૃત્તિ તેના મુખ મંડલ ઉપર સજડ જઇ ચોંટી. શરિર વડે માત્ર જગ્યા ઉપરજ સ્થીર થઇ ગયા. પરંતુ અમારા પેલા મિત્ર ગેરિંગની ભયંકર દશા થઇ ગઇ કારણ કે પેલી દિવ્ય નાગણી સ્ત્રીની દ્રષ્ટિ ગેરિંગના ઉપરજ હતી.

"અમે બધા બંગલાના વરંડા—આગલા ભાગ—માં બેઠા હતા. ખેલ થોડેક છેટે જમીન ઉપર થતો હતો. તે સ્ત્રી નાચતાં નાચતાં ધીમે ધીમે આગળ વધી. અને થોડીવારમાં વરંડાના

બગીચાઓમાં આગળ આવી. જ્યારે તે આટલી બધી પાસે આવી ત્યારે ગોરિંગની દશા બહુજ અજબ થઇ પડી. તે ભયચકિત થયલો જણાયો. વળી ભય અને આનંદ યુક્ત પણ જણાયો. થોડી મિનિટ પછી ગોરિંગે ધીમે ધીમે બે ચાર શબ્દો કહ્યા પણ તે અમે સમજી શક્યા નહિં. એટલામાં તેણે બન્ને હાથ પહોળા કર્યા અને ઉઠીને પેલી નાગણી સ્ત્રીને આલિંગન કરવા ચાલ્યો. તેનું મ્હોડું પીળું અને આંખો લાલ થઇ ગઇ હતી. ગોરિંગને જોઇ પેલી નાગકન્યાએ પણ પોતાના હાથ લાંબા કરી ગોરિંગને ભેટવાનો વિચાર કર્યો. પરંતુ એટલામાં અમે શું જોયું ! આ પ્રમાણે બંને તરફથી આલિંગનનું કામ ચાલતાંજ તે નાગકન્યા ત્યાંની ત્યાંજ અંતર્ધાન થઇ ગઇ.

"અમે શુધ્ધિમાં આવ્યા. અમે જાણે કાંઇ ભયંકર સ્વપ્ન જોતા હોઇયે એવું જણાયું, જ્યાં સુધી ખેલ થયો ત્યાંસુધી મી૦ જર્મિન સિવાય કોઇની શુધ્ધ બુધ્ધ ઠેકાણે નહોતી. મી૦ જર્મીને બે ફોટોગ્રાફ તે ખેલના લીધા. ખેલ સમાપ્ત થતાંજ તેણે પોતાનો કેમેરા નીચે મુક્યો અને સોડાવોટર માંગ્યું, તે સમયે તેના હાથ કમ્પતા હતા. ગોરિંગ બોલતો નહોતો. નાગકન્યાને આલિંગન કરવા જતાં જે નિરાશી ઉપજી તેથી તે ગાંડા જેવો બની ગયો અને પેલી નાગકન્યા જે જગ્યાએ અદ્રષ્ય થઇ ગઇ હતી ત્યાં ધારી ધારીને જોવા લાગ્યો. એટલામાં પેલો ખેલ કરનાર મદારી પોતાનો સરસામાન એકઠો કરી જવાની તયારી કરવા લાગ્યો. મેજર સાહેબે તેને થોડાક રૂપિયા આપ્યા જ્યારે મદારી ચાલવા લાગ્યો ત્યારે તેણે ગોરિંગને કહ્યું કે: સાહબ, અબ ભી હોસમે આઇયે.

"ગોરિંગે કાંઇ જવાબ આપ્યો નહિં. લાકડાના પૂતળા પેઠે પેલી જગ્યાએજ ધારી ધારીને જોતો રહ્યો. જામને તેને પકડીને હલાવ્યો. તેતો અચળજ રહ્યો. ગોરિંગની એવી હાલત જોઇને અમે તો ધભરાયા. અમે બધાએ બળપૂર્વક તેને ઉઠાડવાનો યત્ન કર્યો. પણ વ્યર્થ ! ત્યાંથી તે હાલ્યોજ નહિં. અમે તેની છાતી ઉપર બ્રાન્ડીની છાલકો મારી. તેમ થવાથી તેને કાંઇક શુદ્ધિ આવી પણ જાણે સન્નિપાત થયો હોય તેમ બબડવા મંડયો. અમે તેને ત્યાંથી ઉપાડી બંગાલામાં સુવાડી દીધો. તેના લુગડાં ઢીલાં કરી માથા ઉપર પાણીની ધારાઓ રેડવા માંડી. ત્યારે તો તે ઉલટો ગભરાયો અને આશ્ચર્યચકિત થઇ બેઠો. ચારે તરફ જોઇને અજબ સ્વરે બોલ્યો તે ક્યાં છે ? અમે બધાએ તેને બહુ સમજાવ્યો. અમે કહ્યું: શું તમે ગાંડા થઈ ગયા છો ? તેતો માત્ર ઇન્દ્રજાળનો ખેલ હતો. તે બધું ખોટું હતું. પરંતુ તેણે અમારૂં કંઇ સાંભળ્યુંજ નહિ. તે બોલ્યો: મ્હારે તેની પાસે જવું છે. હું ત્યાં જરૂર જઇશ. તે ક્યાં ગઇ ? ગોરિંગ આ પ્રમાણે બકવા લાગ્યો. મેજરે ડાકટરને બોલાવ્યો. જર્મિન ફોટોગ્રાફની પ્લેટો ધોવા લાગ્યો. અમે ગોરિંગને સમજાવવા લાગ્યા. ગોરિંગ વારંવાર નાસવા જતો, અમે તેને પકડીને બેસાડી દેતા એટલામાં ડાકટર આવ્યો. તેને જોઇ ગોરિંગ બહુ ચિડાયો. તેણે મને એક લાત મારી. ડાકટરે કહ્યું: તેને ઉન્માદ થયો છે, તેણે ગોરિંગનો હાથ ચીરીને પીચકારી મારી એક દવા મુકી આપી."

"ગોરિંગને અમે મુશ્કીલતે બિછાના ઉપર સુવાડયો. સુતાં સુતાં તે પાછો બકવા લાગ્યો: તે ક્યાં ગઇ ? તે મ્હને ઘણીજ પસંદ પડી છે. હું તેની પાસે જવા માગુંછું. બકવા કરતાં કરતાં તે શાંત પડયો. વળી પાછો બબડવા લાગ્યો. અને પુછ્યું: તે મદારી કંઇ રસ્તે ગયો ! મ્હારે તેને મળવું છે." વળી પાછા અમે તેને સમજાવવા અને દિલાસો આપવા

લાગ્યા. અમે તેને કહ્યું: તે સ્ત્રી નહોતી. તે માત્ર ઇન્દ્રિજાળનો ખેલ હતો. તમે મુર્ખતા ભરેલી વાતો ન કહો. ભ્રમાત્મક ખેલો જોઇને કોઇ વસ્તુ સાચી માનવી નહિં. તે કોઇ સ્ત્રી નહોતી. કોઇ સાપ પણ નહોતો. તેતો બધું માયાવી હતું. તમારે એ સ્ત્રીને જોઇ ગાંડા બનવું જોઇએ નહિં. ગેરિંગને અમે ઘણી ઘણી રીતે સમજાવી શાંત પાડયો. તે પાછો શાંત રીતે બિછાનાપર પડી રહ્યો.

"ત્યાર પછી મી. જામને લીધેલી ફોટોગ્રાફની પ્લેટો અમે જોવા લાગ્યા. તેણે ત્રણ ફોટોગ્રાફ લીધા હતા. એક પેલા મદારીએ પેટારામાંથી સાપ કહાડયો તે વખતનો, બીજો જે વખતે પેલો સાપ સ્ત્રી થઇ ગયો તે વખતનો અને ત્રીજો ગેરિંગ જે વખતે પેલી સ્ત્રીને આલિંગન કરવા દોડયો તે વખતનો. અમે ત્રણે પ્લેટો-નેગેટિવ-અજવાળામાં લઇ જઇ જોયું તો બધું સ્પષ્ટ જણાતું હતું. સર્પ, સ્ત્રી અને ગેરિંગ વિગેરેની છાયા-ચિત્ર કાચ ઉપર સ્પષ્ટ જણાતાં હતાં. એ જોઇ અમને ઘણુંજ આશ્ચર્ય થયું. જો તે બધો ઇન્દ્રજાળનો ખેલ હતો તો પછી કાચ ઉપર ચિત્ર કેવું?"

"રાત થતાંજ બીજા માણસો તો પોતાને ઘેર ચાલ્યા ગયાં. હું અને મેજર સાહેબ બન્ને ગેરિંગની સારવાર માટે જાગતા રહ્યા. હું થોડીવાર બહાર સુતો અને મેજર સાહેબ પહેરો ભરવા લાગ્યા પછી મેજર સાહેબને સુવાને રજા મળવાની હતી. મધ્ય રાત્રે એકાદ વાગે. મેજર સાહેબ એકદમ ગભરાયા અને મ્હારી પાસે આવી કહ્યું કે: હું જરાક ઝોકું મારતો હતો એટલામાં ગેરિંગ કોણ જાણે કયાં ચાલ્યો ગયો?"

"અમે ગેરિંગને શોધવા નિકળ્યા. અમે બન્ને જણ બે તરફ ગયા. બંગલાની બાજુમાં એક બગિચો હતો. થોડીવારે ત્યાંથી એક બંદુકનો અવાજ આવ્યો. હું તે તરફ દોડયો. મેં જોયું કે મેજર સાહેબના ખોળામાં ગેરિંગ મરેલો પડયો છે. તેની ગરદન ઉપર સાપના કેટલાક ડંખના ઘા પડેલા હતા. મેજર સાહેબની ગોળીથી મરેલો એક મ્હોટો સાપ પણ બાજુમાંજ પડયો છે. આ હૃદયદ્રાવક દેખાવ જોઇને હું કમ્પી ઉઠયો. મ્હારા મિત્ર ગેરિંગના મૃત્યુથી મ્હને બેહદ દિલગીરી થઇ. પરંતુ લાચાર! નસીબમાં લખેલું મિથ્યા થતું નથી."

ખેલ તમાશા કરનાર મદારીઓ સાથે ઘણા અજ્ઞાન માણસો વાદવિવાદ કરે છે પરંતુ તેમ કરતાં કેવું ભયંકર પરિણામ આવે છે તે આ ઉપરથી જણાઇ આવે છે.

---

# રજપુત્રોની નીતિ.

---

## વીર ચંદાજી ઉર્ફે ચંદ્રસિંહ.

( લખનાર રા. રા. ઓધવજી તુલસીદાસ ઠક્કર દરાંગીનિવાસી. )

( ૩ )

**સાયં**કાળે રાણો મુકુલ કુળ નિયમ અનુસાર ઉપાસના ભવનમાં ઇષ્ટ મુર્તિની આરતિ ઉતારવા ગયો. આરતિ પુર્ણ થતાં જેવો તે દંડવત્ પ્રણામ કરવા જાય છે કે એક ઉઘાડી તરવાર

તેના શીરપર આવી પડી. એક પળમાં અને એકજ પળમાં આ વીર પુરુષ-રાણો મુકુલજી-આ સંસારમાંથી પ્રયાણ કરી ગયો. ચચાજી અને મેરૂ કેટલાક સૈનિકો સાથે ચીતોડમાં પેસ પણ સ્વર્ગવાસી રાણાના વિશ્વાસુ અધીકારીઓએ તેમને ફાવવા દીધા નહિં. વિધવા રાણી હંસાને આથી ઉંડો આઘાત થયો, પણ કેટલાક પૂર્વાધિકારીઓ (Retired counsillors) ના કથનથી તેણીએ મુકુલના બાળ પુત્ર કુંભાને રાજગાદી આપી.

સ્વાર્થાંધ માતા હંસાએ રાજ્યના વારસ અને રાજ્ય ધર્મ શિરોમણી વીર ચંદાજીને ન બોલાવતાં પોતાના સબંધીઓને આમંત્રણ કર્યું, કેમકે રાજ્ય રક્ષા કરવા માટે સહાયકોની આવસ્યકતા હતી. તેણીનો પિતા રાવ રણમલ પોતાના પુત્ર જોધાજી સાથે મેવાડમાં આવ્યો, અને રાજ્ય લગામ હસ્તગત કરી બાળક કુંભાજીને રાજ્ય કાર્યોથી પ્રતિ દીન પરોક્ષ કરવા લાગ્યો. જોધાજી પણ વિધવિધ પ્રકારે સામર્થ્ય મેળવવા લાગ્યો. જોધાજીએ મેરૂ અને ચચાજી જેમણે મ્હારવટું લીધુ હતુ તેમને રાતાકોટનાર* જંગલમાં પકડી મારી નાંખ્યાં, આથી તે લોકોમાં પ્રિયકર થયો.

કાળક્રમે આ રણમલ મેવાડના અધીકારીઓને દુર કરી તેમને સ્થાને મારવાડીઓને મ્હોટી મ્હોટી પદ્વીઓ આપવા લાગ્યો. મેવાડીઓ આથી કંઇક ઉશ્કેરાયા. વળી એક દીવસે કુંભોજી રમતો રમતો થાકી ગયો તે રણમલના ખોળામાં આવી બેઠો. તેને ખોળામાં બેસાડી રણમલ રાજ્યાસનપર બેઠો. બાળક ત્વરીત ત્યાંથી દોડતો દોડતો ચાલી ગયો, અને રણમલ નિરંકુશ પણે રાજ્યાસનપર બેઠોજ રહ્યો. કાર્યભારીઓમા આથી વધારે ચર્ચા ચાલી. કુંભાજીની રક્ષક દાસીએ આ બધુ જોયું અને મહારાણીને કહ્યું કે જો આ પ્રમાણે કાર્ય ચાલશે "તો સમય જતાં મેવાડ અને મારવાડ એકજ થઇ જશે." આથી રાણીપર કંઇક અસર થઇ.

રાણી હંસાની દાસીઓમાં એક અતી રૂપાળી હતી અને તેના લાવણ્ય પર રણમલ મોહી પડ્યો યૌવનના મદથી છકેલી આ મુગ્ધા એક દીવસ ચાલી જતી હતી. રણમલે તેણીને જોઇ. ઇષ્ટ મુર્તિના દર્શન થવાથી તે હર્ષ પ્રફુલ્લિત થયો.

એ યૌવનમા પ્રીય ફુલી રહી, પણ પુષ્પ ધરે નહિં દેહ લતા.
પ્રીય માળી થકી તું વિખુટી રહી, તેથીજ મુકાય એ નારી લતા.

આ કવીતા બોલતો તે આગળ વધ્યો, અને આ બાળીકાનો હાથ પકડી લીધો. "મેવાડના મહારાણી! આમ ઉતાવળાં કયા ચાલ્યા" તે સ્મિત કરી કહેવા લાગ્યો.

આ શબ્દોથી દાસીતો દિગમુઢ થઇ ગઇ અને રણમલ તરફ જોઇજ રહી. તેણે બોલવાનુ ઘણું કર્યું, પણ આંખમાંથી એક શબ્દ માત્ર નીકળ્યો નહિ.

રણમલ પુનઃ હાસ્ય કરતો બોલ્યો "ગભરાઓ છો શાને? તમે તો મેવાડના પટરાણી થવાનાં. સમજ્યા?

"આ શું બોલો છો"? તેણી મહા વિપત્તિથી બોલી.

"થનારૂં ભવિષ્ય કહુંછું. તમને આ દાસત્વમાંથી મુક્ત કરવાં છે."

"કેવી રીતે?" તેણીએ પ્રશ્ન કર્યો.

"અરે ભોળી" રણમલ બોલ્યો "હવે કુંભાજી કેટલા દીવસ? એતો મૃત્યુના પાશમાં સમજ, હમણા પણ રાજતંત્ર તો હુંજ ચલાવું છું, પણ પછી તો નિરંકુશ થયું, અને ઓ મ્હારી મુગ્ધા, પછી આપણે સુખે વિચરીશું, અને સંસાર સમુદ્ર સુખે તરીશું,"

* હાલ ઉદયપુર છે તેની પાસેજ એ જંગલ હતું.

હવે દાસી કંઇક અર્થ સમજી, "રાણાજી આ શું બોલો છો. દાસી તરીકે સુખી જીવન ગાળવું એ કલંકિત મહારાણી જીવન કરતાં પ્રિયતર ગણું છું. ભ્રમર એમ ઇચ્છે કે સુર્યાસ્ત નહિં થાય અને તેથી કમળ નહિં બીડાય, પણ સુર્યાસ્ત થતાં, કમળ બીડાઇ જતાં મધુકર ભોગી મધુકર-પોતાના પ્રાણ ખુવે છે. સ્વાર્થોન્મદ ભલે એમ સમજે કે તે નિરંતર સુખ રહેશે, પણ તેમ બનતું નથી. નિચકૃત્યો નિઃસંદેહ દ્રશ્ય થાય છે, અને તેથી નીચ મનુષ્ય જીવન પર્યંત લોક નિંદાને પાત્ર થાય છે, વા તાત્કાળ તેનાં નીચ કૃત્યોનું ફળ ભોગવે છે કૌરવોની સભામાં જ્યારે રાજ્યનીતિજ્ઞ શ્રીકૃષ્ણ ગયા ત્યારે કૌરવ પતિએ (દુર્યોધને) કહ્યુ કે "પાંડવોને પાંચ સોય રહી શકે એટલી ભુમી પણ નહિં આપીયે." તે એમજ સમજયો ? યુધ્ધમાં (ભારતમાં) કૌરવો અવશ્ય જીતશે, પણ તેમ બન્યું નહિં. નવાણું ભાઇઓની સાથે સહસ્ત્ર નિર્દોષ જીવોનો સંહાર કરી, કરોડો મનુષ્યોને રણમાં રેડી, દુર્યોધન ભીમની ગદા પ્રહારથી આ સંસારમાંથી વિદાય થયો. અને ભુમી પાંડવોનીજ થઇ. ૧ કહો રાણાજી જે વસ્તુની તમે અપેક્ષા કરો છો તે પ્રાપ્ત કરવી કેટલી દુર્ઘટ છે. ?

મ્હારી પંડીતા! ત્હારૂં પાંડીત્ય હવે જવાદે, ત્હારે જોવાનુ છે. ઓ પ્રિયે! આ રણમલે કોઇની પાસે કંઇપણ માંગણી કરી હોય તો તે આ સ્નેહ માંગણી છે. આ હાથ છે એમ કહી તે તેણીનો હાથ પકડીને ઉભો હતો, તેને મુખતરફ લેઇ ચુંબન કરવા મ્હાતો હતો.

આથી દાસી જર્જરીત થઇ, અને સ્ત્રી શૌર્ય-પતિવ્રત શૌર્ય વડે-તેની સુકોમળ દેહલતાને અધિક બળ આવવા લાગ્યું. રોમાંચ થયો, અને એક છલંગની સાથે પોતાના હાથને મુક્ત કરી દુર ઉભી રહી. તેના નેત્રો લાલ થઇ ગયાં અને ભવાં ચઢાવી બોલી! ઓ નિચ, 'વિનાશ કાળે વિપરીત બુધ્ધિ' સુઝે છે; તેમ તારી બુધ્ધિથી જણાય છે કે તારો વિનાશકાળ પાસે છે. આવાં અધમ કાર્યોમાં અને ઇતર વ્યભીચારાત્મક કાર્યોમાં સ્ત્રી પ્રથમ દુષિત છે. સ્ત્રી જો શીયળ રક્ષણ કરવા ચાહે તો પુરૂષ કોઇ કાળે તેના અંગ માત્રને સ્પર્શ કરી શકે નહિં. ઓ કાળા કર્મના કરનાર! જા પશ્ચાતાપ કર. શીયળવતીનું શીયળ ભંગ કરતાં તારી આશા ભંગ થશે. મહારાણીની પાસે હમણાંજ તારી નિચ કલ્પના * વિદીત કરીશ. કહે તારાથી શું થશે? તું શું કરી શકશે?"

આ સાંભળતાં રાણમલ ગભરાયો, મસ્તિક નમાવી ભુમી તરફ દ્રષ્ટી કરતો ઉભો રહ્યો. સર્વ અવયવો શિથીલ થઇ ગયા. પાસે ઉભેલી દાસી જાણે કોઇ દેવી તેને શાપ દેતી હોય; એમ જોઇ તે પશ્ચાતાપ કરવા લાગ્યો. પુનઃ કંઇ બળ આવ્યું હોય તેમ જણાયું. મુખ ઉંચુ કરી *ક્રોધ કટાક્ષ કરવા લાગ્યો. પ્રેમ અને ક્રોધ બંને કટ્ટા શત્રુ થઇ તેના હૃદયમાં યુદ્ધ મચાવવા* લાગ્યા. અંતે તે બોલ્યો; "રાજ્ય યંત્ર કોના હાથમાં છે? રાણી વધારે બોલશે તો તેને પણ યોગ્ય માર્ગ દર્શાવીશ, માટે મારી આજ્ઞા માન્ય કરવામાંજ તારૂં શ્રેય સમાયલું છે."

---

૧ ભ્રમરના દ્રષ્ટાંતથી બતાવે છે કે તારી આશાઓ એમને એમ રહેશે. (તું મને મેળવી શકીશ નહિં) રાજ મેળવવાના સ્વાર્થમાં, તે નહિ, ફાવે પણ નિંદાને પાત્ર થશે.

મહાભારતના દ્રષ્ટાંતથી નમ્રપણે દાસી સમજાવે છે કે જે ભુમિને માટે તું આવા ઘોર કૃત્યો કરે છે તે તારી થવાની નથી.

* કુંભાજીને મારી નાંખવાનો વિચાર

દાસી કંઇક ગભરાઇ, અને પતિચિહ્ન બોલ્યા વિના તે રાજ મહાલય તરફ આવી. રણમલ પણ ચિંતાગ્રસ્ત થયો અને પાછળ પાછળ જોઇ રહ્યો. સ્ત્રીની સ્વતંત્રતા તેણે આજે પ્રથમજ જોઇ.

દાસી મહારાણી હંસાના વિરામ ભવનમાં ગઇ અને અથથી ઇતિપર્યંત સર્વ વાર્તા વિદીત કરી.

નિદ્રાવશ થયલી રાણી હવે જાગ્રત થઇ, ગભરાઇ, અને રાજ્ય ભવિષ્યના વિચાર વમળમાં ઘસડાઇ દેશમાં સર્વત્ર "કુંભાનું ખુન કરી રાણો રણમલ ગાદી પચાવી પાડશે." એ પોકાર કર્ણધ્વનિત થવા લાગ્યા. અબળા જાતીથી રાજ્ય ખટપટમાં કંઇ સમજાયું નહિં. નિશ્વાસપર નિશ્વાસ મુકવા લાગી. રાણો કુંભો બાળક હતો. તેનાથી કંઇ થાય એમ નહોતું. આ વિકટ સમયમાં રાણીને ચંદાજીનું સ્મરણ થયું. "ઓ મારા શીતળ ચંદ્ર, ત્હારી શીતળતા હું કમભાગિની પ્રથમ જાણી શકી નહિ:" ત્હારી શીતળતાને મેં તો ઉષ્ણતાજ જાણી, તે ઉષ્ણતાથી તપી જઇ મેં તું રત્નને નિર્મુળ જાણી પછાડયો. પણ રત્ન તુ અદ્યાપિ આ દિશામાં ચળકે છે. ચંદ્ર, હવે આ રાજનું શું થશે? ત્હારા રાજ્યશબ્દનું હાલ મને સ્મરણ થાય છે. ચંદ્રે! હવે આ રાજ્યનુ શું થશે" એમ કહી તેણીએ એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો.

થોડા સમયની અગાઉ જે મહારાણી ઉત્કૃષ્ટ સ્થીતીમાં હતી તેની આ કેવી દશા?

Grave to gay and lively to severe—Pope.

અંતે તેણીએ ચંદાજીને એક પત્ર લખ્યો અને સર્વ હકીકત અથથી ઇતિ પર્યંત સવિસ્તર વિદીત કરી. ચંદાજીને પત્ર મળતા વાંચી તે ઘણોજ ખિન્ન થયો. સ્વરાજયની આવી દયાજનક સ્થીતીપર તે અશ્રુપાત કરવા લાગ્યો ઉતરમાં તેણે માતાને જણાવ્યું "સુવર્ણ અગ્નિમાં નાંખવાથી સ્વચ્છતર થાય છે; અને તેની કીમત પણ અધીક થાય છે; તેવીજ રીતે મને રાજ્યથી દુર કરવામાં આપને તો અલાભ થયો છે તથાપિ મારી કસોટી થઇ છે.' અંતે આપે મને ઓળખ્યો એ માટે પણ પરમાત્માનો આભાર માનુંછું. માતાજી! સ્વદેશ રક્ષા કરવા હું તત્પરજ છુ પણ મારા આગમનથી નિ:શંક વિપદ થશે અને તેમાં ભાઇ કુંભાજીને હાની ન થાય એ પ્રથમ વિચારવાનું છે! તેથી કુંભાજીને જો આ લક્ષ્મી પુજનને દીને મારી પાસે મોકલી દો તો હુ તેજ ક્ષણે એ દુષ્ટને યોગ્ય શિક્ષા કરૂં; અને મારા બાંધવનું રાજ્ય પુન: પ્રાપ્ત કરૂં.'

માતાને એ વાત સુગમ્ય લાગી અને નિમિત સમયે કુંભાજીને ચંદાજી પાસે મોકલી દીધો. લક્ષ્મી પર્વને દીને સાયંકાળે જ્યારે સૌ નાગરીકો નગર બ્હાર મેળામાં ગયા હતા ત્યારે ચંદાજીએ ચીતોડપર હુમલો કર્યો. રાજસેવકો તેને આવી મળ્યા. ક્ષણવારમાં રણમલ કેદ થયો અને જોધાજી નાશી ગયો.

રણમલ આ વાતથી કેવળ અજાન હોવાથી તે શયનગૃહમાં નિત્ય નિયમાનુસાર નિદ્રામાં પડયો હતો. અને નિદ્રામાં પણ પરલોકના સ્વપ્નાં જોતો હોય તેમ વારંવાર તે કંઇ કંઇ લવતો હતો. ચંદાજીના સૈનિકોએ આ ભવનમાં પ્રવેશ કર્યો અને તેને શયનાસન સાથેજ બાંધી મુકયો. પહેરેગીરીનો બંદોબસ્ત પણ પુરતો રાખ્યો. થોડીવારે તે જાગ્યો. આમ બંધનમાં જોઇ તે નિરાશ ન થતાં શયનતલમાંથી કુદ્યો અને એકજ ક્ષણમાં માત્ર એકજ ક્ષણમાં તેણે દોરી પાશને તોડી નાંખ્યા, અને બંધન મુક્ત થયો, ચંદાજીએ રાખેલા પહેરેગીરીપર તેની દ્રષ્ટી દોડી. નિ:શસ્ત્ર પુરૂષ શું કરી શકે! પરંતુ તે હીમત હાર્યો નહિં એક

પહેરેગીરને બાથમાં બીડી એવા બળથી દાબ્યો કે અલ્પકાળમાં તે આ સંસારમાંથી પ્રયાણ કરી ગયો. એમ બીજાને, ત્રીજાને એવી રીતે સતર જણને તેણે ઠાર કર્યા. ફક્ત એકજ રહ્યો, તેની પણ તે એવીજ સ્થીતી કરવા જતો હતો એટલામાં તે બોલી ઉઠયો: "રણમલજી! વીર રણમલજી આમ અપકીર્તીનું મૃત્યુ શાને સહન કરોછો? તમે વીરછો પણ તમારો મહિમા કોઇ ગાશે નહિં. ચંદાજીના હાથમાંથી તમે બચવાના નથી. મને મુકત કરો તો આ ચિતાર અને આપની વીરતા હું જનસમાજ સમક્ષ ગાઉ."

રણમલને આથી અસર થઇ અને કહ્યું: હા હું નિ:શસ્ત્ર છું અને મૃત્યુ નિપજશે તો તો ભલે જા અને મારી કીર્તી ગા. હું હવે આમની સાથેજ થઇશ. એમ કહી તેણે પોતાની પાઘડી કાઢી અને ગળામાં નાંખી બને તરફ ખેંચવા લાગ્યો, થોડાજ સમયમાં આ વીર પુરૂષ હતો નહોતો થઇ ગયો.

પેલો બચેલો પહેરેગીર મૃત્યુથી મુકત થયો તે રણમલના યશોગાન કરતો ચંદાજી પાસેગયો.

ચંદાજી જોધાની પાછળ એક સૈન્ય લેઇ મારવાડમાં ગયો, યુધ્ધ થયું તેમાં જોધાજી હાર્યો અને નાઠો; રાજ ચંદાજીને કબજે થયું. તેણે પોતાના જ્યેષ્ટ પુત્રને સોંનો કાર્યભાર સોંપ્યો, અને પોતે માતા પાસે આવ્યો. માતાને નમસ્કાર કર્યો. કર જોડી તે ઉભો રહ્યો "આવો માતુશ્રી" તે નમ્રસ્વરે બોલ્યો.

"બેટા ચંદા હવે રાજ્ય તારૂં છે" માતાએ કહ્યું

ચંદાજી સવિનય બોલ્યો: માતા રાજ્ય લેવા તો શું પણ રાજ્યની આશારાખી ને નથી આવ્યો. ફકત રાજ્ય રક્ષા કરવા આવ્યો છું. કુંભાજીજ રાજ્યનો ખરો વારસ છે. આજે હું તેને રાજ્યાસનપર બેસાડવાની ક્રીયા કરીશ" "તથાસ્તુ" માતાએ કહ્યું.

થોડા સમયમાં દમામ સાથે કુંભાજીને રાજ્યાસનપર બેસાડવાની ક્રીયા ચંદાજીના હાથે થઇ.

થોડો સમય ન વિત્યો એટલામાં ખબર મળી કે જોધાજીએ ચંદાજીના પુત્રને ઠાર કરી મારવાડનું રાજ્ય લઇ લીધું. ચંદાજીને આથી ઘણો ખેદ થયો અને તતકાળ મારવાડ ગયો પણ ત્યાં તો એને જોધાજી મળવાને માર્ગમાં આવ્યો. "યુધ્ધ કરવાને નહિં પણ પ્રેમ લાગણી દર્શાવવા આવ્યો છું ભાઇ" જોધાજીએ * કહ્યું "આવો ભેટીએ" "રે નિચ ચંડાળ! મારા પુત્રનું ખુન કરનાર મને ભાઇ કહેવાને તારી હીમત કેમ ચાલે છે. જા કાળું કર.

"ભાઇ ચંદાજી ક્ષમા કરો, તમે મારા પિતાને માર્યો ને મેં તમારા પુત્રને માર્યો. તમારા પુત્રના પ્રાણ લેવાની મારી ઇચ્છા નહતી પણ રાજ લેવાની હતી. અનાયાસે તમારા પુત્રનુ શીર ઉડયું તે રણમાં પડયો. તેથી સ્વર્ગમાં સુખે મ્હાલતો હશે માટે શોક તજી મને ભેટો. દયા સાગર મને ક્ષમા કરો. જોધાજીની આ આજીજીથી ચંદાજીનું હૃદય પીગળ્યું અને હાસ્ય કરી તેને ભેટ્યો. "જા બંધુ તારા રાજ્યનું રક્ષણ કર. થવાનું થયું છે" બંને ભાઇઓ ભેટયા. ચંદાજીએ પોતાનો શેષ કાળ નિવૃતીમાં ગાળ્યો.

આ વીર પુરૂષનું નામ, અદ્યાપી પર્યંત મેવાડના ઇતિહાસમાં સુપ્રસિધ છે. પિતૃભકતી, દયા આદી ગુણોથી તેનું નામ અમર થઇ ગયું છે. કયારે પુનઃ આ આર્યાવૃતમાં અમે એવા મનુષ્યો પ્રાપ્ત કરીએ? સર સ્કૉટ કહે છે કે,

But Oh my country's wintry state,
What second spring shall renovate,
What powerful call shall hid arise;
The bureed warlike and the wise.

* આ જોધાજી જોધપુરનો વસાવનાર.

## હુન્નર, ઉદ્યોગ અને રસાયણશાસ્ત્ર.
### Chemistry as applied to Industry.

(૨)

હેશી કાચા પદાર્થમાંથી રસાયણશાસ્ત્રની મદદથી લોખંડ બનાવવાનું ઘણું સેહેલું થઇ ગયું છે. કાચી ધાતુની સાથે ચુનો અને કોલસાના થરો પાથરી લોખંડ ગાળી કાઢવામાં આવે છે, ચુનાથી કાચના જેવા ખાંગડના ગઠ્ઠા કાચી ધાતુનો કચરો મલીને બને છે: અને કોલસાથી લોખંડનો ઓકસાઇડ ધાતુનું રૂપ પકડે છે. આ ભઠ્ઠીમાં તાપ ઘણો આકરો જોઇએ છીએ, જે ઠંડી હવા તાપને મારૂ ફુંકવામાં આવે છે તેથી ગરમીની ડીગ્રી ઓછી થાય છે અને વધારે બળતણની જરૂર પડે છે, જેથી ઓછી થયલી ગરમી બરાબર થાય; રસાયણશાસ્ત્રની મદદથી આ પડતી ખોટ પકડાઇ આવી અને હવે ભઠ્ઠીમાં જે હવા ફુંકવામાં આવે છે તે ગરમ કરી ફુકવામાં આવે છે. પદાર્થશાસ્ત્રના જ્ઞાનથી કોલસાનો જથો ઓછો ખપવા માંડયો; એક ટન લોખંડની કાચી ધાતુ ગાળી સ્વચ્છ કરવાને સાત ટન કોલસો જોઇતો હતો તેને બદલે ફક્ત ત્રણ ટન કોલસાની હવે જરૂર પડે છે, અને તેટલા સમયમાં જે માલ બને છે તેમાં આગળ કરતાં સાઠ ટકાનો વધારો થયો છે. આગળ વધતા સુધારાનુ આ એક મહાન પગલું હતું; રસાયણશાસ્ત્રે આંખ ઉઘાડી તે પેહેલાં એમોનીઆનો મહોટો જથો દર વર્ષે નકામો જતો હતો તેને હવે એકઠો કરી ઉપયોગ થાય છે. રસાયણશાસ્ત્રના જ્ઞાનથી માલની પેદાસ વધી, માણસની શક્તિ વધી અને તે સાથે વખત તથા પેદાસમાં લાગનારા પદાર્થોમાં બચાવ થયો છે, એમ વારંવાર જણાવવાની હવે જરૂર રહી નથી. રસાયણશાસ્ત્રની મદદ વગર વણાટ કામ જે આ-જની ઉચી પદવીએ ચઢ્યું છે તે ચઢતે નહી. રૂ અને શણના કપડાં નીખારવાનુ (bleaching) નામ દોઢસો વર્ષ અગાઉ કોઇ ઝાઝું જાણતુ નહોતુ; તે સમય પેહેલાં લુગડાંઓ હોલાંડ મોક-લવામાં આવતાં હતાં જ્યાં તેને નીખારવાને નીચલી ક્રીયા હતી. થોડા દીવસ સુધી તે કપડાંઓ-ને પોટાશમાં રાખી એક અઠવાડીઉં છાશમાં રાખી તેને મેદાનો ઉપર પાથરતા કે જેના ઉપર સુર્યના તાપથી તેમ હવાની ભીનાશની અસર વારાફરતી થયા કરે; સ્કોટલાંડમાં છાશને બદલે સલફ્યુરીક એસીડ વાપરવાનો સુધારો થયો અને તેથી ઉપલી ક્રીયામાં જે આઠ મહીના જતા હતા તેને બદલે ચાર માસ જના લાગ્યા, ઇ.સ. ૧૭૮૫ માં એક ફ્રેન્ચ રસાયણીએ એ ક્રીયા જલદી થવા માટે કલોરીનનો ઉપયોગ સુચવ્યો અને અરાડમાં સૈકાના છેલા વર્ષમાં ગ્લાસગો-ના ટેનંટે કલોરીન ગ્યાસની સાથે ચુનાનો મેળ કરી તે મેળવણીનો ઉપયોગ કીધો; રૂ સુતરની બનાવટોમાં જુદા જુદા સુધારા ઘણા થયા છે. કલોરીનની કપડાં નીખારવાની શક્તિમાં બીજી રસાયણીક ક્રીયાઓ દાખલ કરવાથી કાપડ તથા સણના વણાટ કામને સફેદીપર લાવવા જે મહીનાઓ વીતતા હતા તેને બદલે કલાકો વીતવા માંડયા; માઇલોના માઇલો સુધી કપડાના તાકાઓ લીલા મેદાનો ઉપર પાથરી દેવાથી મેદાનના લીલા ગાલીચાની ખુબી નાશ પામતી હતી તે અટકી અને એક નાના કારખાનામાં એ કામ ચાલુ થવા માંડયુ. આવા ઉપયોગી ધંધાને રસાયણશાસ્ત્રે કેવી સારી અને સરળ રીત ઉપર મુકી આપ્યુ તેનો ખ્યાલ વાંચનારજ કરી લેશો; હવે કેલીકો નીખારવાનું કામ ઘણી ખાત્રી પૂર્વક કરવામાં આવે છે.

કેલીકો પ્રીન્ટિંગ—કપડાંપર રંગવાનું કામ કેટલા સારા પાયાપર રસાયણશાસ્ત્રે લાવી મુકયું છે. તેનો હવે આપણે વિચાર કરીએ, એ હુન્નર રસાયણશાસ્ત્રના વધારા સાથે વધે છે અને તેની મજબુતી સાથે એ મજબુત થાય છે.

રંગ તથા ફટકડી જેવા પદાર્થોનું જે જ્ઞાન આગળ આવ્યું છે તે રસાયણશાસ્ત્રનું પરિણામ છે. લેપીસલેઝુલી જેનો ખુબસુરત ભુરો રંગ વખણાતો હતો અને આ પદાર્થ બીજા કીમતી પથ્થરની હારમાં બેસતો હતો તેની કીમત સાધારણ રંગારીથી આપી શકાતી નહોતી પણ રસાયણશાસ્ત્ર જાણનારાઓએ તેના પરમાણુઓ ઓળખી તેજ પરમાણુઓ એકઠા કરી તેમાંથી એ પદાર્થ ઉભો કર્યો. રંગના કામમાં રસાયણશાસ્ત્રે કરકસર પણ દાખલ કરી આપી છે. મેડરના ઝાડમાંથી રંગ લીધા પછી અને તેથી કપડા રંગ્યા પછી તેનો કુચો નકામો ગણવામાં આવતો હતો અને તેના કુચાના ઢગલાનું શું કરવું એ એક સવાલ થઇ પડયો હતો; ખાતર તરીકે પણ તેનો ઉપયોગ થઇ શકતો નહોતો, રસાયણશાસ્ત્રથી માલમ પડયું કે રંગનો $\frac{1}{3}$ એક ત્રીઆંસ ભાગ આમ નકામો જાય છે, એ કુચાને ગરમ એસીડની અસર આપ્યાથી પાંછો રંગવાના કામમાં લાવી શકાય, હવે આ કુચાના ઢગલાઓ દોલત મેળવવાના સાધનરૂપ થયા છે.

સેનેટ ઓફ્ સોડા નામનો ખાર કપડા રંગવાવાળા ઘણો વાપરે છે, તે બનાવવાને કલઇને કાચી ધાતુમાંથી છુટી પાડવામાં આવતી, આ કલઇને મ્યુરીઆટીક એસીડમાં પીગાળવામાં આવતી, કલોરીન તથા નાઇટ્રીક એસીડથી તેને ઓકસાઇડ કરવામાં આવતી, આ પ્રમાણે તૈયાર કરેલો ઓકસાઇડ નીચે બેશી જતો અને તેને ઓકસાઇડ કરવામાં આવતો હતો. અને પછી તેનો ઉપયોગ રંગારા કરતા હતા. અરસરે એ ક્રીયા સરળ કરીને બેજ વખતમાં તેમાંથી જોઇતો પદાર્થ ઉભો કીધો, કલઇ તો આગળ માફકજ છુટી પાડવામાં આવતી, નાઇટ્રેટ ઓફ્ સોડા અને કોસ્ટીક સોડાની સાથેજ એ કલાઇ ભેળવામાં આવતી બીજા એસીડથી સેનેટઓફ્સોડા થતો અને પેહેલાથી ઓકસાઇડ થતી હતી. કલાઇની ખાણમાંથી નીકળેલો કાચો પદાર્થ જાતે ઓકસાઇડ હતો તો પછી પ્રથમ દર્શાવેલી આડીઅવળી ક્રીયાની કંઇ જરૂર નહોતી. તેથી ઉપલા સબબે કલઇની કાચી ધાતુનેજ સોડા સાથે ભેળવી દીધી અને એકજ વખતમાં એ ખાર પેદા કર્યો. રસાયણ શાસ્ત્ર કેવી સરળ રીત બતાવે છે તેનો આ અજાયબી પમાડે તેવો દાખલો છે, આગળ આપણે હોડી અને ડુકરની જે વાત લખી ગયા છીએ તેના જેવોજ આ દાખલો છે.

કપડાં રંગવાનું કામ પ્રથમ તો હિંદુસ્તાનમાંજ શરૂ થયું હતું. ત્યાં એકજ કપડાને જુદા જુદા રંગો આપવાને દરેક સફેદ ધાબાની ઉપર કયાં તો મીણ કે લાખ લગાડતા અથવા તેને દોરીથી બાંધતા કે જેથી તેને રંગ લાગે નહીં. કેમીસ્ટ્રીની મદદથી કયાં તો લાગેલો રંગ કાઢી લેવાય છે કે કયાં તો તેના ઉપર એવી મેળવણી લગાડવામાં આવે કે આજુબાજુ જે રંગ લાગે છે તેની અસર તે ભાગ ઉપર થવા દે નહીં; આ કામને માટે ટારટરીકએસીડ તથા સાઇટ્રીકએસીડનો છુટથી ઉપયોગ થાયછે અને તેને પ્રતાપે આજે આપણે રંગબેરંગી નમુનાવાળા કપડાં પેહેરી મોજમારીએ છીએ; અને કેમીસ્ટ્રીની મદદ નહી મળતે તો એવાં રંગીન લુગડાં આટલાં સસ્તાં પણ મળતે નહીં.

લાકડાના કકડા તથા પેન્સીલનો આકાર અને સીસુ મુકવા લાયક બનાવવા સ્ક્રુ મદદ લેવાય છે, એ લાકડાનો આકાર ઘણું ખરૂ ગોળજ હોય છે પણ સીસાના કકડા ઓછા ઘાલવાના હોય ત્યાર – ત્રીઆ કે છખુણીઆ આકારના લાકડાના કકડા વાપરેછે, સીસુ લાકડાના બે ભાગ વચે મુકી બન્ને ભાગને એકઠા મેળવી સરસ વડે ચોટાડી દૈછે આ લાકડાની નળી પુરી લાંબી બનાવે છે અને પછી તેના પેન્સીલ જેવડા કકડા કાપી નાંખે છે,"

પેન્સીલનુ એક કારખાનું દીલ્હીમા નીકળ્યુ છે પુણાના "કેસરી પત્રમાં" જણાવે છે કે તેના નમુના "જી અને કંપની" ના રૂ૭૨ નારાયણ પેંઠ, પુણા, એમની પાસેથી મળી શકે છે, પેન્સીલ સારી છે તેની છુટક કીમત ૦-૦-૬ છે. દી વી રાજવાડે, ના ૧૮ બુધ વારપેઠ, પુણા એ લોકો પણ સ્વદેશી પેન્સીલ વેચે છે.

હિંદુસ્થાનમા કપાસીઆનો ઉપયોગ ઢોરને ખવડાવવા સીવાય બીજે થતો નથી, પરન્તુ અમેરીકામા તેમાથી ઘી, તેલ, કાગળ, ઢોરને ખાવાનો ખોળ, તથા ખાતર તરીકે વાપરવાનો ખોળ બનાવવામા આવે છે. કપાસીઆનો ઉપલો ઉપયોગ કરવાના કારખાના પાછળ ચાલીસથી પચાસહજારનો ભડોળ જોઇએછે, કપાસીઆમાંથી સફેદ તથા પીળો એવા બે પદાર્થો નીકળે છે, સફેદ પદાર્થ ઘી તરીકે તથા પીળો પદાર્થ તેલ તરીકે ઉપયોગમાં આવે છે, કપાસીઆ ઉપરના ચોટેલાં રૂના તંતુ છુટા પાડવા તેને પ્રથમ યંત્રમાં નાંખે છે અને એ તંતુના કુચાનો ઉપયોગ કાગળ બનાવવામા થાય છે

## દેશી ખાંડ

બીટ રટમાંથી બની આવતી પ્રદેશી ખાંડની બનાવટમા જે અસ્વચ્છતા વાપરવામાં આવે છે, ગૌમાતાના પુત્ર બલદનુ લોહી તથા મુએલાં જાનવરોના હાડકા તેની બનાવટની ક્રીયામાં લેવામાં આવે છે તે જાણ્યા પછી ધાર્મીક હિંદુઓની લાગણી એ ખાંડ તરફ અભાવ દેખાડવા-માંજ દોરાવા લાગી છે, અને તે નહી વાપરવા તથા સ્વદેશી ખાંડનીજ બનેલી મીઠાઇ ખાવા વગેરેના ઠરાવો કેટલીક ઉંચ જ્ઞાતિઓએ કરવાનું પ્રશંસા પાત્ર પગલું ભરવા માડયુ છે. પ્રદેશી સસ્તી, કીમતની ખાંડની બહોળી આવકને લીધે, સ્વદેશી ખાંડની બનાવટ સાહસ અને ઉત્તેજનની ગેરહાજરીથી લગભગ પડી ભાગ્યા જેવી છે, આ દેશની મોટી માંગણીને આ દેશની ખાંડની પેદાશ પહોચી વળે તેમ નથી કારણ કે એકલી સેરડીમાથીજ દેશી ખાંડ બને છે. પરંતુ સેરડી સીવાય કોઇ બીજા ઓછા પ્રયાસે મળતા પદાર્થોમાથી ખાંડ બનાવવાનું શરૂ થાય તો આ દેશના સાધનમાં મ્હોટો ઉમેરો થવા સાથે સેંકડો ધંધા વગરના માણસોને રોજી મળે તથા દેશી ખાંડની માંગણીને પહોંચી વળવામાં મોટી મદદ મળે, નીચેનો એક પત્ર "ધી ઇંડીઅન ઇકોનોમીસ્ટ" માં વાંચવામાં આવવાથી તેનો સારાંસ અમારા વાચક વર્ગની જાણ સારૂ અત્રે પ્રગટ કરીએ છીએ જેથી એ નવો ઉદ્યોગ ખીલવનારો કોઇ પણ વીરલા પુરૂષ નીકળી આવે ખજુરાં તથા તાડના રસમાંથી તાડી તથા સરકો બને છે પરંતુ તેમાં ખાંડનું મોટું તત્વ રહેલું છે તે એ ઉપરથી જણાય છે. સેરડીનો રસ વધુ વખત રહેવાથી તેનો પણ સરકો થઇ જાય છે.

# "ત્યજી દીધેલો ખજાનો."

મહારાજા બહાદુરસિંહ જોગ, મુરશીદાબાદ.

જેસોરમાં તમારી જમીનદારીની મોટી જાગીર છે અને તે ડીસ્ટ્રીકટની તમારી જમીનમાં સ્વચ્છ દેશી ખાંડ બનાવવાનું કારખાનું કાઢવાનું પસંદ કીધું છે એવી જાહેર ખબર "ઈંડીઅન ઇકોનોમીસ્ટ" ના વો. ૩ ના. ૨ પાને ૬૯ ગયા ફેબ્રુઆરીના અંકમાં વાંચી મને ઘણું ખુશી થઇ છે; આ ઉમદા પ્રશંસાપાત્ર સાહસને માટે તમને ધન્યવાદ આપતાં મારે જણાવવું જોઇએ કે મધ્ય હિંદુસ્તાનમાં અને ઇડારની પાસે સારાં ખજુરાંનાં ઝાડો લાખોની સંખ્યામ ઉગે છે જેનો કશો ઉપયોગ થતો નથી અને બેંગાલમાંથી ખજુરાં છેદનારાની બે એ ટોળીને બોલાવી બે મોસમ સુધી કામ લેવામા આવેતો સસ્તી કીમતમાં ખજુરાંની ચોખી ખાંડ જોઇએ તેટલા જથામાં બની શકે તેમ છે. ઇડાર દરબાર પાસેથી ત્રણ વર્ષ ઉપર અમુક હજાર ખજુરાંનાં ઝાડો મફત મેળવ્યાં હતાં જેની મતલબ ત્યાંના રહીશોને ખજુરાંમાંથી ખાંડ કેટલી સસ્તી અને સેહેલી રીતે બની શકે છે કે તે બતાવવાનો હતો. ત્રણ વર્ષ થયાં ખજુરાંની ખાંડનો સારો જથો હું બનાવુંછું અગર જો તે દેખાવમાં પ્રદેશી બનાવટ આગળ ઝાંખ લાગે છે પરંતુ તેનો ઉપયોગ દેશીઓ ખુશીથી કરે છે. અહીંના થોડા વતનીઓને મેં ખજુરાં છેદવાનું કામ શીખવ્યું છે જેમની મદદથી ખજુરાંના મોટા જંગલોમાંથી થોડા સેંકડાની ગણત્રીના ઝાડો હું છેદી શકું છું. જો તમે કોઈ કામ શીખી શકે તેવો તથા બુદ્ધિમાન પુરૂષ મારી પાસે મોકલી આપશો તો ખજુરાંમાંથી ખાંડ બનાવવાનો મોટો હુન્નર હું તેને બતાવીશ અને શીખવીશ. મને આશા છે કે આ મુલકની સ્થાનીક સગવડોનો લાભ લઇ એ કારખાનું અહીં ખોલવાનું મનપર લો તો સારૂં, જો તમે ખજુરાં છેદનારી એક ટોળીને અત્રે મોકલી આપો તો હું તેમને પુરતી મદદ આપીશ. પ્રથમ તો મારા ત્રણ ચાર હજાર ખજુરાંના ઝાડો કંઇ પણ લીધા વગર આપી દેવા ખુશીછું. ઓછામાં ઓછા બાર અથવા પંદર ખજુરાં છેદનારની તથા તેના ઉપર દેખરેખ રાખનાર એક મેનેજરની હાલ ખાસ જરૂર છે, અને મેનેજર મોકલવો નહીં બને તો એક ભરોંસાદાર માણસ આ મુલકનો રાખી તેના ઉપર હું દેખરેખ રાખીશ. આશરે બે સીઝન વીત્યા બાદ છ સાત રૂપીઆના માસીક પગારે આ મુલકના શીખેલા ખજુરાં છેદનારા મોટી સંખ્યામાં મળી શકશે.

જો આ પ્રમાણે તમે કરશો તો તમે એક સારો ધંધો શરૂ કરશો એટલુંજ નહિ. પણ આ ભાગના ગરીબ લોકોના લાભનો મોટો નવો ઉદ્યોગ ચાલુ કરવાનું જોમ આણશો. તમારો જવાબ જલદી મળવાની રાહ જોઉંછું. હુંછું......હરીદાસ ચટરજી પ્લીડર.

ઇડાર સી. આઇ. તા૦ ૨૧ એપ્રીલ ૧૯૦૬

## સીમીટ. /Cement/

સીમીટ શબ્દ અંગ્રેજી શબ્દ સીમેન્ટ ઉપરથી આપણી ગુજરાતી ભાષામાં દાખલ થયો છે; આપણે ત્યાં ખરચી ચુનો ( છો ) અથવા કળી ચુનો એ ચીજો પાકાં મકાનો બાંધવા માટે અસલથી ઉપયોગમાં આવતી હતી પરન્તુ યુરોપાદી પરદેશથી સીમેટ આવવી શરૂ થઇ છે ત્યારથી તે એટલી બધી દાખલ થઇ ગઇ છે કે લાખો ને કરોડો ટન આ દેશમાં આવે છે, જે વખતે એની શોધ થઇ તે વખતે તે શોધ કરનારને ભાગ્યેજ માલમ પડ્યું હશે જે આ વસ્તુનો આટલો બહોળો ખપ લાગશે અને ધુળમાથી આટલા બધા પૈસા પેદા થશે.

હિંદુસ્થાનમા સીમીટનું એક પણ કારખાનું જણાતું નથી; જે કાચા પદાર્થોમાંથી એ સીમીટ બને છે તેની હિંદુસ્થાનમા તંગી નથી; નદીઓમાં તથા ખાડીઓમાં વરસાદના પાણી ચડ્યા (alluvium) પછી ઉતરતાંજ પાણીની અંદર ભળેલો કચરો નીચે ઠરી બેસે છે જેનું ચગું લાગે છે એને કેટલેક ઠેકાણે કાંપ પણ કહે છે; આનો કુંભાર લોકો હાંલ્લા બનાવવામાં કોઇ ઠેકાણે ઉપયોગ કરતા હશે પણ બાકી બધો જ્યાંને ત્યાંજ રહે છે; પરન્તુ સીમીટ બનાવવામાં તો એ ચગુ બહુ ઉપયોગી જણાય છે; ખરચી ચુનાની ભઠ્ઠીઓનો તો આ દેશમાં તોટો નથી; મીઠા પાણીની ખાડીઓ તથા નદીઓના ખભાણમાથી મરડીઆ કાંકરા ખોદી લાવી તેને છાણા તથા લાકડાઓ સાથે ભઠ્ઠીમા પકવ્યાથી ખરચી ચુનો થાય છે; આપણા દેશની બાળની રીત બહુ કઢંગી છે, કરકસર એ દરેક ધંધાદારીનું મૂળ તત્વ છે; આપણી અસલી રીતના ભઠ્ઠીમાંથી બહુ તાપ નકામો જાય છે તેથી સુધરેલી ઢબ પ્રમાણે ભઠ્ઠી રાખવામાં આવે તો બળતણનો ખપ ઓછો થઇ કામ જલદી થાય છે.

સીમીટ બનાવવાની બીની રીત (Wet process) છે; પરન્તુ લાઇમસ્ટોન-ચુનાના પથરા અને સેલ ( કપચી ) ને શાસ્ત્ર પ્રમાણે મિશ્રણ કરવાથી સારી સીમીટ બને છે એવું અનુભવથી સિધ્ધ થયુ છે અને એ સુકી રીતે (dry process) ઘણે ઠેકાણે બનાવે છે. પ્રથમ ખરચી ચુનાના પથરાને ભઠ્ઠીમા પકવે છે, કાંપને ચાળીને એકઠો કરી રાખે છે અને તેની ભીનાશ દૂર કરવા તડકામા સુકવે છે, ચુનાને દળી તેનો બારીક પાઉડર કરે છે અને તેને સુકા કાંપની સાથે ભેળવે છે, બન્નેનું પ્રમાણ બરાબર ભળ્યું છે કે નહી તે તપાસવા તેને રસાયણિક પ્રકારથી તપાસાવે છે; કારણકે આ તપાસથી માલમ પડે છે કે ખરી સીમીટ હવે થતાં અડચણ આવશે નહીં તથા તેની વપરાસમા જાત સારી ઉતરશે. તેને સીલીંડરની વચે ઘણીજ બારીકાઇથી પીસે છે, પીસતી વખતે સાથે ચકમકના કકડા અદીથી દોઢ ઇંચના રાખે છે જેના ઘસારાથી સીમેટ ઘણીજ બારીક થાય છે, અંદર રહેલી ભીનાશને સબબે એનાં ચોસલાં અથવા ગોળા કરે છે જેથી એકથી બીજે ઠેકાણે લઇ જવા સેહેલા પડે, તેને ભઠ્ઠી ઉપર લઇ જઇ ભઠ્ઠીમાં નાખે છે અને છેક પાકા પથ્થર જેવા ગોળા થાય ત્યાં સુધી પકવે છે અને એવા પાકેલા ગોળાઓને પાછા દળી ઝીણો ભૂકો કરે છે; આટલા પ્રયોગો પછી વેપારને માટે કોથળામાં કે પીપોમાં ભરવા લાયક સીમીટ થાય છે. ઇંગ્લાંડમાં આ સીમેટ ઘણી બનાવવામાં આવે છે. એમાં મોટી થાપણની જરૂર પડતી નથી, આ ઉદ્યોગને હિંદુસ્થાનમાં ફન્નેહ મળવાનું મહોટું ક્ષેત્ર છે, એમાં જોઇતી જણસો બધી આ દેશમાં પુષ્કળ મળે છે ઉપરાંત મજુરી વધારે પડતીનથી. નાના પાયા ઉપર પ્રયોગો કરવાની ઇચ્છા ધરાવનારાઓએ આ રીતે નમુના રૂપે બનાવી તેની ખાત્રી કરી પછી મોટા પાયાપર બહાર પડવાનુંછે. D. M. P.

# પતિવૃતા-સારજા.

## ૧

**મા**નાજીરાવ જેટલો શુરવીર હતો તેટલોજ મ્હોટો અહંકારી! કોઇ તેનું અપમાન કરે તો તેનાથી સહન થતું નહી. જેણે અપમાન કર્યું તેનો નાશ કરવામાં તે મંડયો રહેતો. અને તેથીજ સમસ્ત વિજય દુર્ગ પ્રાંતમાં એવો એકપણ એનો શત્રુ અગર મિત્ર ન હતો, કે જે તેનું નામ સાંભળી ભીતિથી કંપે નહીં. માનાજીરાવને પ્રથમ શિવાજી મહારાજે વિજય દુર્ગ કિલ્લા ઉપર ગઢનો અધિપતી નિમ્યો હતો અને શિવાજી મહારાજ મરણ પામ્યા પછી, જ્યારે તેનો પુત્ર સંભાજી મહારાજ ગાદી ઉપર બેઠો, ત્યારે તેણે પોતાના પિતાના વખતના મ્હોટા મ્હોટા સરદારોને તેની જગો ઉપરથી કહાડી નાંખવાની શરૂઆત કરી, અને તે વેળા માનાજીરાવની ગઢના અધિપતીની જગો છીનવી લેવાની તેની ઇચ્છા હતી. પરંતુ તેના અહંકારીપણાની અને રાજનિષ્ઠાની તેણે કીર્તિ સાંભળી હોવાથી, તેણે તે વિચાર બંધ કર્યો. માનાજીરાવને હાલમાં પચાસ વર્ષ થઇ ગયાં હતાં. પરંતુ જાણે ત્રીસ વર્ષના તરૂણ માણસ જેવો જણાતો. માનાજીરાવના સમસ્ત પૂર્વજો એવા હતા કે, જેને સ્વામી કહેતા તેનાથી કદી પણ દ્રોહ કરતા નહી. અને એ વાતને લીધે પોતાના જીવ ઉપર આવે તો પણ કદી પણ રાજદ્રોહ કરતા નહીં. માનાજીરાવ પણ એવોજ હતો. તેણે સંભાજીને પોતાના રાજા તરીકે પરમેશ્વરની પ્રતિજ્ઞા લઇને કબુલ કર્યું હતું અને હવે જો તેના પ્રાણ ઉપર તલવાર આવી હોત તો પણ રાજારામને ગાદી ઉપર બેસાડવાને પોતાનું મત આપત નહીં. માનાજીરાવનું દરબારમાં વજન સારૂં હોવાથી રાજારામની માતાજીએ તેને પૈસાની લાલચ દેખાડીને પોતાના પક્ષમાં લેવાનો વિચાર કર્યો. પરંતુ માનાજીરાવ જેવો નિમકહલાલ માણસ પૈસા જેવી ક્ષુદ્ર વસ્તુના મોહને વશ કેમ થાય? તેણે કહેવડાવ્યું કે: એક વખત સંભાજીને શિવાજી મહારાજની પાછળ રાજા તરીકે કબુલ કર્યો છે. હવે જીવ જતાં સુધી રાજારામના પક્ષમાં આવીશ નહીં.

માનાજીરાવને એક વાતનું દુઃખ હતું અને તે વાત એજ કે, તેને બે ત્રણ બાળક થયાં હતાં. વળી તે બધાં ન્હાનપણમાંજ મરણ પામ્યાં હતાં. માત્ર એક આસરે બાર વર્ષની સુસ્વરૂપ કન્યા જીવતી હતી. કન્યા જાણે બીજી રંભાજ અને તેનો ગૌરવર્ણ ચંદ્રમાને પણ લજ્જાયમાન કરતો હતો. તેનું નામ સારજા. સારજા પોતાના રૂપ પ્રમાણે વિનયશીલ પણ હતી. માનાજીરાવ પોતાની કન્યા તરફ જોઇને નિત્ય કહેતો કે "મને છોકરો શું કરવો છે? મ્હારી સારજા પોતાના વિનયથી અને પ્રેમથી મને સુખ આપે છે, એટલું મને પુત્ર પાસેથી મળવાનું નથી. સારજા મ્હોટી થઇ છે. અને એક બે વર્ષમાં એક જમાઇ જોઉં છું, સારજા અને જીવન સૌ તેને આપીદઇને હું પરમેશ્વરનું ભજન કરીશ. માનાજીરાવે પોતાની કન્યાને લખવું, વાંચવું, શીખવ્યું ન હતું, તોપણ શિકાર કરવો, ઘોડા ઉપર બેસવું વિગેરે વીર પુરૂષના કામમાં તેને હુશીઆર કરી હતી.

## (૨)

સારજાને હવે ચૌદમું વર્ષ બેઠું. પૂર્ણિમાના ચંદ્રપેઠે તેનું મુખ કમળ ખીલી રહ્યું છે. શરિરનાં પ્રત્યેક અવયવો પણ સુદૃઢ મનમોહક ખીલી રહ્યા છે, તેનાં નેત્રો ચંચળ થઇ રહ્યાં છે.

જાનું ભલું કરવાની તેની ઇચ્છા, બીજાને દુઃખ ન થાય એવી રીતથી ચાલનારો. તેના પિતા મને દરરોજ કહેતા કે, "મ્હારો સર્જેરાવ પોતાની આને કુલમાં રાખશે". તેને શું ખબર કે આગળ આપણા પુત્રની આવી દુર્દશા થશે! સર્જેરાવના પિતામાં અને મ્હારામાં આસરે આઠ વર્ષનો ફેર છે. તે મ્હારી સાથે ઘણી પ્રીતિ રાખતો હતો, સારું થયું કે શિવાજી મહારાજની હયાતીમાંજ તે મરણ પામ્યો!

પહેલેથી સારજા પોતાના પિતાનું બોલવું સાંભળતી હતી. અને સર્જેરાવનું માથું કાપશે, એવું જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તેનાં નેત્રોમાંથી આંસુ નિકળ્યાં. પરંતુ તે મા બાપને ન જણાય તેમ લુછી નાંખ્યાં. અને પિતાએ જ્યારે સર્જેરાવના ગુણનું વર્ણન કર્યું ત્યારે તેના મુખ ઉપર એકદમ તેજ જણાવા લાગ્યું. તેની મુખચર્યા પ્રફુલ્લિત થઇ. તેના મુખ ઉપર હાસ્ય અને આનંદ જણાવા લાગ્યાં. પરંતુ થોડા સમયમાંજ જેમ કોઇ ફુલ કરમાઇ જાય તેમ તેનું મુખ કમળ એકાએક કરમાઇ ગયા જેવું જણાવા લાગ્યું!

પિતાનું ભાષણ પુરૂ થયા પછી સારજા કાંઇ કામ માટે ઘરમાં ગઇ અને તરતજ માનાજીરાવ અને ગિરજાબાઇ અંધારૂ થવાથી અગાશી ઉપરથી ઉઠયાં.

(૪)

ઉપલી વાતને બે ત્રણ માસ થઇ ગયા હતા. સર્જેરાવનો પત્તો હજુ સુધી કાંઇ લાગ્યો ન હતો. તેને પકડવા માટે સંભાજીના એક સરખા હુકમ છુટતા હતા. અને સંભાજીએ સૌને એવી પણ ધમકી આપી હતી કે, કોઇએ પણ સર્જેરાવને છુપાવી રાખ્યાનું સાંભળ્યું તો, તે છુપાવી રાખનારનું માથું ઉડાવવામાં આવશે. એટલુંજ નહી પણ તેના ઘરનાં સૌ માણસોનાં પણ માથાં ઉડાવી તેની સૌ સ્ટેટ જપ્ત કરવામાં આવશે. એટલો કડક હુકમ છુટયો હતો તોપણ સર્જેરાવ પકડાયો નહિં. બે ત્રણ માસ વિતી ગયા હતા, અને સર્જેરાવને તેથી ઘણો ત્રાસ ભોગવવો પડયો હતો.

૧૬૮૧ સાલના સપટેંબર માસની વાર્તા. વરસાદ પડતો હતો. માનાજીરાવ પોતાની કચેરીમાં કાંઇ કામ જોતા બેઠા હતા. એટલામાં એક પહેરેગીર ઉપર આવ્યો. અને તેણે માનાજીરાવને 'કોઇ આપને મળવા નીચે આવ્યું છે.' એવું કહ્યું. માનાજીરાવે તેને ઉપર લઇ આવવા માટે આજ્ઞા કરી. થોડીવારે પહેરેગીર એક પ્રવાસીને લઇ ઉપર આવ્યો.

પ્રવાસી ભીખારી જેવો જણાતો હતો. તેના અંગમાં એક ફાટેલું અંગરખું હતું. માથે એક મેલું ધોતીયું વીંટેલું હતું. તેનું વય આસરે ૨૨-૨૩ વર્ષનું જણાતું હતું, મુખ તેજદાર અને પાણીદાર જણાતું હતું. તે ઉપરથી એવું જણાયું કે; તે પ્રવાસી કોઇ મોટા કુળનો હોઇને દરિદ્રતાથી અગર બીજાં કોઇ કારણથી ગરીબીમાં આવ્યાથી તેણે ફાટેલાં કપડાં પહેર્યાં હશે.

તે પ્રવાસી માનાજીરાવ આગળ આવ્યો. અને સલામ કરીને બોલ્યો. "માનાજીરાવ, આજે આપની સાથે કાંઇ ગુપ્ત વાર્તા કહેવી છે. માટે એકાંત સ્થળે ચાલો." માનાજીરાવ જરા ચકિત થયા, કારણ ભિખારીના વેષમાં કોણ માણસ હશે, કે જે આટલા વિનયથી બોલેછે. બીજા વિચારોને બાજુએ મુકી રક્ષણને માટે પોતાની તલવાર સાથે લઇને પેલા ભીખારી સાથે એક એકાંત ઓરડામાં ગયો. તે માણસે ઓરડાના બારણાને સાંકળ દઇ બંધ કર્યું. તે બોલ્યો. "કાકા, તમે મને હજુ ઓળખ્યો નહીં?" માનાજીરાવે વિચાર કર્યો કે, આવો કંઠસ્વર ક્યાંક પણ પહેલાં સાંભળ્યો છે! કયાં સાંભળેલો તે તેના ધ્યાનમાં ન આવવાથી વિચાર કરતાં મૌન રહ્યો. ત્રણ તે પ્રવાસી બોલ્યો. "કાકા તમે મને આટલાં દિવસમાંજ ભુલ્યા કે? હુંજ તે સર્જેરાવ પવાર."

"શું સર્જેરાવ! તમે અહિં કયાંથી! માફ કરજો, તમને ઓળખ્યા નહિં." માનાજીરાવ આશ્ચર્ય ચકિત થઇને બોલ્યા.

સર્જેરાવ: કાકા હું તમને બધી વાત ધીમે ધીમે કહું છું.

માનાજીરાવ–સર્જેરાવ! ત્યારે કહો. ગુપ્ત વાર્તા કહેવાને ડરશો નહીં. હું પ્રતિજ્ઞા કરૂં છુ કે તમારી વાર્તા બીજા કોઇને કહીશ નહિં.

"કાકા તમારી પાસેથી એ વાત ફુટવાની નથી. એવી મ્હારી ખાત્રી છે. મને વચન જોઇતું નથી." સર્જેરાવે ઉત્તર દીધું, અને આગળ ચલાવ્યું:-

"મને પકડવા બાબત અને માથું ઉડાવવા બાબત કાકા સંભાજીનો જ્યારે હુકમ થયો ત્યારે હું તલેગામમાં હતો. હુકમ છુટયો એવું સાંભળતાંની સાથે હું ત્યાંથી નિકળ્યો તે ઠેઠ કોલ્હાપુર ગયો. અને ત્યાંજ આટલા દહાડા હતો પરતુ પછી મેં વિચાર કર્યો કે, ફક્ત આપણો જીવજ બચાવવા માટે બીજા દેશમાં ભીખ માંગતાં ફરવું એના કરતાં આપણા દેશમાં જવું અને ત્યાં મરવું પડે તો હર્ષની સાથે સ્વદેશ માટે મરવું એવો વિચાર કરીને નિકળ્યો તે ઠેઠ અહીં આવ્યો.

માનાજીરાવ–સર્જેરાવ તમે ઠીકજ કર્યું. સભાજીનો ગુસ્સો શાંત થાય ત્યાં સુધી અહીંજ રહો. પછીથી એ જહાંગીરી હુકમને આગળ જોઇ લઇશું. સર્જેરાવે "ઠીક છે." જવાબ આપ્યો અને ત્યાંજ રેહેવાનો નિશ્ચય કર્યો.

(૫)

બિચારા સર્જેરાવનું નશીબજ અવળું છે કે શુ ! કોણ જાણે ? વળી રાજ્યમાં પગ મુકતાની સાથે વિઘ્ન અને શત્રુત્વની શરૂઆત ! સર્જેરાવને દુર્ગમાં ઘણા દહાડા થયા નહીં, એટલામાં તે સારજાનો પ્રેમ પાત્ર થયો. સારજા તેને ચ્હાવા લાગી. પરતુ તે પિતાથી ગુપ્ત રીતે ચ્હાતી હતી. સર્જેરાવ રૂપમાં દેવ સરખો અને તેમા વળી મેલાં કપડાં ને બદલે શ્રીમંત જેવો પોશાક ધારણ કરવા લાગ્યો. પછી તેના શરીરનુ અને સૌદર્યનું શું વર્ણન કરવું ? સર્જેરાવ તો કોઇ રાજપુત્ર સરખો જણાવા લાગ્યો. સારજા પ્રસંગોપાત સર્જેરાવની સાથે શિકારે જવા લાગી. તે વખતનું તેનું શૌર્ય, બીજા માટે કરૂણા, પરોપકાર બુધ્ધિ. ગરીબ સ્વભાવ વિગરે જોઇને, સારજાનું હૃદય તેના હૃદય સાથે બદ્ધ થયુ. પરતુ તે બિચારીને શું ખબર કે, આપણે જેના ઉપર આટલો પ્રેમ કરીયે છીયે અને ચિત હરણ કરવાનો યત્ન કરીયે છીએ તેનુ ચિત્ત તો પેહેલાથીજ એક સ્ત્રીએ હરણ કરી લીધું છે ! જેને આપણે જીવન સર્વસ્વ જાણીયે છીયે તે તો કોઇ બીજીનેજ જીવન અર્પણ કરી બેઠો છે. તે બિચારીએ આશાના કિલ્લા ચણવા માંડયા, અને મનઃપૂર્વક તેને પોતાનો પ્રેમ પાત્ર ઠરાવ્યો.

સર્જેરાવ જે સમયે કોલ્હાપુરમાં હતો તે વેળાએ તેનું મન એક તરૂણીએ હરણ કરી લીધું હતું. તે તરૂણીએ પણ તેને વચન આપ્યું હતું કે, લગ્ન કરીશ તો તમારી સાથેજ. નહી તો લગ્ન કરીશજ નહી. સર્જેરાવે પણ તેને એવુંજ અભિવચન આપ્યું હતું.

સારજાએ પણ મનમાં વિચાર કર્યો કે, લગ્ન કરવું તો સર્જેરાવ સાથેજ નહી તો જીવતાં પર્યંત કુમારીકા અવસ્થામાં રહેવું. આ નિશ્ચય કર્યા પછી પોતાનો વિચાર સર્જેરાવને શી રીતે કહેવો ? તેના વિચારમાં પડી.

સર્જેરાવને અહીં આવવાને દસ બાર દહાડા થઇ ગયા હતા. સારજાનું ચિત્ત મ્હારા ઉપર ચોંટયું છે, એવો સર્જેરાવને થોડો થોડો સંશય આવવા લાગ્યો. કારણ કે જમવાની વેળાએ

પીરસવાને આવે ત્યારે અગર બીજે સ્થળે સર્જેરાવ જ્યારે એકલો હોય ત્યારે સારજા તેના તરફ એક સરખી દ્રષ્ટિએ ધારી ધારીને જોતી હતી. જ્યારે સર્જેરાવ તેના તરફ જોતો ત્યારે સારજા પોતાની દ્રષ્ટિ બીજી તરફ ફેરવતી. તેમ છતાં પણ બીજી કોઇ રીતે પણ પોતાનો પ્રેમ પ્રગટ કરતી હતી. સર્જેરાવ ઉપર સારજાનો એટલો બધો પ્રેમ હતો તોપણ સર્જેરાવના મનમાં તેના પ્રતિ પ્રેમનો અંશ પણ ન હતો. તે વિચાર કરતો કે, આ વાત જો માનાજીરાવ જાણશે તે શું કહેશે? સર્જેરાવને મોટો વિચાર આવી પડયો. એક તરફ એક સુકુમાર બાલિકાનો પ્રેમ, બીજી તરફ માનાજીરાવની બ્હીક! તે વિચારતો કેઃ સારજાને છોડી ચાલ્યોજાઉં તો બીજી તરફ રાજ નિષ્ટ લોક તરફથી પકડાઇ જવાની બીતી છે! જો અહીંઆજ રહું તો સારજા મ્હારા ઉપર પ્રેમ રાખે છે; એ માનાજીરાવ જાણ્યા વિના રહેશે નહિં. માનાજીરાવ જ્યારે જાણશે ત્યારે મને શું કરશે અને શું નહી? સર્જેરાવના મનની દુસ્તર સ્થીતિ થઇ પડી. બીજી તરફ સારજાનો પ્રેમ દિવસે દિવસે વધતો ગયો. તે સર્જેરાવને ઘડી પણ વિખુટો મુકતી નહિ, જ્યાં ત્યાં તેની સાથેની સાથેજ. અંતે સર્જેરાવે એક નિશ્ચય કર્યો. તે નિશ્ચય એજ કે, વિજયદુર્ગથી ચાલતા થવું. પણ ચાલ્યા જવા માટે માનાજીરાવને શું કારણ બતાવવું તેની તેને ફીકર પડી. છેવટ એક બે દીવસમાં તેને એક વિચાર સુઝયો. 'મને વિજયદુર્ગની હવા માફક આવતી નથી' એકાંતમા માનાજીરાવને સર્જેરાવે કહી પણ દીધુ. એ સાંભળી માનાજીરાવે સર્જેરાવને જવા માટે જરા હા ના કહી, પરંતુ સર્જેરાવનો નિશ્ચયજ જાણ્યો. ત્યારે 'ઠીક. કાલે જજો.' એવો ઉત્તર મળ્યો, થોડીવારે ફરી કહ્યું જતી વેળા એક ઘોડો લઇ જજો. અને અમારો એક સરદાર તળેગાંમ સુધી સાથે રહેવા દેજો કે જેથી તમને કાંઇ અડચણ આવે નહિ.

સર્જેરાવ-ઘણો ઉપકાર. માણસને સાથે રાખવાની કાંઇ જરૂર નથી માત્ર એક ઘોડો હશે તો બસ. કાલે સવારે અત્રેથી રવાના થઇશ!

માનાજીરાવઃ ઠીક છે. પણ વેષ બદલીને જવા માટે ખબરદારી રાખજો. કાલે મને જરા કામ છે માટે મેળાપ થશે કે નહી તે નકકી નથી.

ગિરજાબાઇ અને સારજાએ ઉપલુ સંભાષણ સાંભળ્યુ પોતાના પરોણાને જે બાફન આપવાની હતી તેનો પણ નિર્ણય થયો ત્યારપછી માનાજીરાવ અને સર્જેરાવ બીજી તરફ ચાલ્યા ગયા. માણસો ગયા પછી સારજા પોતાના ઓરડામા ગઇ અને એકાંતમાં પુષ્કળ રડી. આ વખતે સારજાના હૃદયની શુ સ્થિતિ હશે? તેના હૃદયમાં કેટલા સર્પદંશ થતા હશે? તેના મસ્તિકઉપર કેટલી વિજળી તુટી પડી હશે? તેના મુખાકાશઉપર કેટલા વિષભરેલાં વાદળાં ઢોળાઇ ગયાં હશે? તે બીચારી સારજાજ જાણતી હતી. અને તે દુઃખની પીડા બીચારી સારજાજ ભોગવતી હતી.

( ૬ )

બીજે દિવસે પ્રાતઃકાળમાં પક્ષીઓ કિલકિલાટ કરવા લાગ્યાં હતાં, મધમાખીઓ હર્ષથી મધ સિંચન કરવા માટે શ્રમ કરતી હતી. સુર્યોદય થયો હતો. એ સમયે વિજયદુર્ગ ગામમાં એક પ્રાણીવગર બીજા બધાં હર્ષમાં ગરક થયાં હતાં. તે દુઃખી પ્રાણી પેલી આપણી પ્રેમઘેલી ગરીબ સારજા! અસ્તુ. તેને તેના ઓરડામાંજ રહેવા દઇને આપણે હવે વિજયદુર્ગ કિલ્લામાં સર્જેરાવ તરફ જઇએ.

સર્જેરાવને સવારે વ્હેલા ઉઠવાનું હતું. તે ચિંતાને લીધે આખી રાત નિદ્રા પણ લીધી નહતી. તેના મનમાં અહીંથી સત્વર નિકળી ન્હાસવાનાજ વિચાર આવ્યા હતા. સારજા પણ રહેવા માટે આગ્રહ કરી વિઘ્ન ન લાવ્યાથી એક રીતે સમાધાન લાગતું હતું. સારજા કાંઇ તેને શત્રુ જેવી જણાતી નહોતી. પરંતુ તે આપણા ઉપર પ્રેમ રાખે છે તે તેને ગમતું નહોતું. સરજેરાવનો સ્વભાવ એવો હતો કે બનતાંસુધી કોઇની સાથે વધારે બોલવું નહી. પરંતુ એક વખત એકાદ માણસ સાથે મૈત્રી થઇ એટલે પછી તેની સાથે સ્વતંત્રતાથી વાત કરતો. આસરે ૫દર દહાડા વિજયદુર્ગ કિલ્લામાં રહ્યો. પરંતુ એટલા વખતમાં પોતાની ખુશીથી સારજા અથવા ગિરજાબાઇ સાથે બોલ્યો નહી હતો. અસ્તુ. પ્રાતઃકાળ થયલો જાણી સત્વર બીછાનામાંથી ઉઠ્યો. અને બહાર ઘોડો તૈયાર છે કે નહિ. તે જોવા માટે બહાર ગયો. બહાર એક ઘોડો અને એક ઘોડેશ્વારી સરદાર પણ તૈયાર થઇ રહ્યા હતા.

સરજેરાવે સરદારને પુછી તપાસ કરી. ઘોડેસ્વાર સરદારે પણ "હા" કહી. માનાજીરાવે પોતાના સરદારને મોકલ્યો છે તેથી તેને ના કહેવી ઠીક નહિં. એમ જાણી ઘરમાંજઇ લુગડાં પહેર્યા અને નોકરોને કહ્યું કેઃ માનાજીરાવને કહેજો કે હું વિદાય થયો છું. એટલું બોલીને ઘોડાઉપર સ્વાર થયો. બંને જણા ધીમે ધીમે ચાલવા મંડયા.

( ૭ )

"આપ શું માનાજીરાવ તરફના છો કે?" સરજેરાવે ઘોડેસ્વારને પુછ્યું.

"હા, હું માનાજીરાવનીજ ત્હેનાતમા રહુ છુ" સરદારે નમીને ઉત્તર આપ્યો.

"આપને માનાજીરાવના ઘરની સારી માહીતી હશે.?" સરજેરાવે પુછ્યું.

"હા"

"ગિરજાબાઇ અને સારજા વીગેરે માણસો સારા છે કે?"

"હા, સારજા સિવાય બધાં માણસો ખુશીમાં છે,"

"કેમ વારૂં સારજાને શું થયું છે?"

"તેનું મન કોઇ ઉપર ચોટયું છે પણ તે નિષ્ઠુર છે. જેના ઉપર મન ચોંટયું છે તે તેની પાસે પણ જતો નથી. જેમ સારજાથી વેગળે જવાય તેવો યત્ન કરી રહ્યો છે!" આ બોલ બોલતાંજ તે સરદારની આંખોમાંથી ટપટપ આસું પડવા લાગ્યાં તે બેશુદ્ધ થઇને ઘોડા ઉપરથી નીચે પડયો!

સરજેરાવ આશ્ચર્યથી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પાણી લાવવા માટે જલદીથી પોતાની ગાંસડીમાંથી પ્યાલો કહાડી બાજુમાંથી પાણી લઇ આવ્યો. તે સરદારના મસ્તક ઉપર છાટયું. થોડીવારે સરદાર શુદ્ધિમાં આવવા લાગ્યો. પરંતુ તેના માથા ઉપરની પાઘડી એક તરફ પડી જવાથી સરજેરાવના મનમાં નિશ્ચય થયો કેઃ એ કોઈ સ્ત્રી છે. સરદારને શુદ્ધિ આવી. તેણે કમળસંપુટ પેઠે મિંચાયલાં નેત્રો ઉઘાડી આસપાસ જોવા માંડયું.

"બાઇ! ખરૂં કહો તમે કોણ છો? સરજેરાવે આતુરતાથી પુછ્યું, સરદારઃહું સ્ત્રીછું, તમને જણાઇ ચુકયું છે. માટેજ ખુલું કહુંછું કે, હુંજ તે આપના ઉપર પ્રેમ રાખનાર સારજા!

"શું તમે? સારજા!! શા માટે મ્હારી પાછળ આવ્યાં?" સર્જેરાવે આશ્ચર્યચકિત થઇને પુછ્યું.

"તમે ગમેતે કહો, તમે મ્હને મ્હાતા દો અગર નહીં પણ હું તમને સ્પષ્ટ કહું

છું કે મે જીવન સર્વસ્વ તમને અર્પણ કર્યું છે. તમેજ મ્હારી પ્રેમ દેવતા છો. પ્રીયતમ ! માનો અથવા ન માનો ! મ્હારા હૃદયમાં તમે ઘર કર્યું છે. તમે મ્હને ઘેલી કરી મુકી છે. તમારા શિવાય હું બીજું કાંઇ દેખતી નથી તમે તે કારણથી તે પ્રેમ અને તે નિશ્ચય પાછો પડવાનો નથી. તમે નિષ્ઠુર હૃદયનાછો. વિચાર કરો. તમે જવાની વાત કહી ત્યારે મ્હારા હૃદયની શું દશા થઇ હશે ? હું તે વખતે પુસ્કળ રડીછું. અબળા જાત. મ્હારાથી વિશેષ શુ થઇ શકે ? અંતે જે યુક્તિ સુઝી તે તમે જાણોછો. પ્રાણેશ્વર ! હવે હું તમારાથી જુદી પડીશ નહિં. અરે રે ! તમે આટલા બધા નિષ્ઠુર છો ? હવે બીજો કાંઇ વિચાર કરો નહિં. પ્રાતઃકાળ ઉપરાંત બે પ્રહર થવા આવ્યા છે. ઘરનાં માણસો મ્હારો શોધ કરતાં હશે. માટે ઘોડા સત્વર દોડાવો. ચાલો, આપણે નિર્ભય જગ્યાએ ચાલ્યાં જઇએ" તેણે પાછું ફરીને જોયું. તે બોલીઃ અહો ! જુવો ! જુવો ! પેલાં માણસો ! આપણને પકડવા આવે છે.

સર્જેરાવે પાછળ ફરીને જોયું તો ખરેખર ૪૦–૫૦ હાથ છેટે આગળ માનાજીરાવ અને પાછળ તેનુ સરદાર મંડળ તેના તરફ આવે છે. એ જોતાજ સર્જેરાવનું મુખ એકદમ ઉતરી ગયું, પરંતુ એક ક્ષણનો વિલંબ ન કરતાં સારજાને પોતાના ઘોડા ઉપર બેસાડી ઘોડો પુર જોસમાં ફેંકયો. આશરે બે માઇલ ગયા હશે એટલામાં, માનાજીરાવનો ઘોડો સારો હોવાથી, અને સર્જેરાવનો ઘોડો સારો હતો છતાં પણ તેના ઉપર બે જણનો ભાર થવાને લીધે થાક લાગ્યો હતો. અંતે ઘોડો ઘણો હાંફવા લાગ્યો, અને ધીમો પડી ગયો. માનાજીરાવ, સર્જેરાવથી દશ બાર હાથ વેગળે સુધી આવી પહોંચ્યો, તે મોટેથી બોલ્યો—

"હરામખોર ! મ્હારી છોકરીને ભોળવીને લઇ ચાલ્યો ? હમણાંજ પકડું છું નરાધમ ! નરપિશાચ ! પિલાજીરાવ ! પકડો એને ! એજ તે સર્જેરાવ પવાર" માનાજીરાવ ગુસ્સામાં બોલ્યો.

સર્જેરાવના ઘોડાને હવે દોડવાનો દમ રહ્યો નહતો. સર્જેરાવ જલદી પિલાજીરાવને તાબે થયો !

થયું ! સઘળાં પાછાં વિજય દુર્ગ તરફ ચાલ્યા. અને ગામમાં આવી પહોચ્યાં. સર્જેરાવ જતી વેળા કેવા આલ્હાદથી ગયો હતો પણ હવે પાછો દિલગીર થતો આવ્યો. જમીન અસ્માનનો તફાવત ! પરંતુ કરે શું ? નશીબેજ તેને ઘેર્યો. માનાજીરાવે સર્જેરાવને કેદમાં રાખી સંભાજીને ખબર કહાવી. સર્જેરાવને કેદમા પૂરો અમે તેને શિક્ષા કરવા માટે આવીએ છીએ ! તમારી પુત્રિને પણ અમે આવીએ ત્યાં સુધી નજર કેદ કરો" મહારાજની આજ્ઞા થઇ. આજ્ઞા મળતાંજ તેને તુરંગની એક અંધારી ઓરડીમાં પૂર્યો અને સારજાને એક બાઇના તાબામાં આપી સંભાજી મહારાજ આવીને માથુ ઉડાવવાનો હુકમ કયારે આપે એટલી વાટ જોતો સર્જેરાવ ત્યાં પડયો હતો. માત્ર અરધે અરધે કલાકે એક એક સરદાર આવી તેની તપાસ કરી જતો.

અંધારી ઓરડીમાં એક દહાડો ચાલ્યો ગયો. પરંતુ સરકાર તરફથી માથું ઉડાવવાનો અગર મારી નાખવાનો હજી હુકમ આવ્યો ન હતો. સરજેરાવને આશ્ચર્ય લાગ્યું. તે દિવસે તો રાતે ઉંઘી ગયો. મધ્યરાત્રે આસરે એક વાગવાનો સમય થયો હશે સરજેરાવ ઉંઘમાં હતો. તે સમયે તુરંગમાં દીવો લઇને એક માણસ આવ્યો. અને તે સરજેરાવને જગાડવા લાગ્યો. સરજેરાવ સમજ્યો કે, તે મારવાનો હુકમ લઇને આવ્યો હશે તો તેના તરફ જોવા લાગ્યો પરંતુ દીવો લઇ આવનાર પુરૂષ કોણ છે ? તે બારીકાઇથી જોવા લાગ્યો. તેને જણાયું કે તે પુરૂષ નથી પણ એક સ્ત્રી છે તે રમણી કોણ ? સારજા !

"શું સારજા ? તું શી રીતે અહીં આવી ?" સરજેરાવે આશ્ચર્યતાથી પુછ્યું.

"પ્રાણેશ્વર ! ટુંકમાં કહું છું. મને સાચવનાર બાઇએ મ્હારી ઓરડી ખુલ્લી રાખી હતી.

તે જાણતી હતી કે હું કાંઇ ન્હાસી જવાની નથી. તે બાઇને ઉંઘતી જોઇ એક ગુપ્ત રસ્તે હું અહીં આવીશું. પ્રાણજીવન! તમારે માટે એક અતિ વેગવાળો ઘોડો લાવીશું. તમારો વસ્ત્રો મ્હને આપો. તે પહેરીને હું અહીં બેશીસ. તમે ગમે તેમ કરી ઘોડાપર સ્વાર થઇ ચાલ્યા જાઓ. વિના કારણે પ્રાણ ગુમાવો નહિ. ચાલો, ચાલો, ઝટકરો. પ્રભો! મ્હને કોઇ કાંઇ કરશે નહિં. ગુપ્ત રસ્તો કોઇ જાણતું નથી. ઝટ ચાલ્યા જાઓ. -

સરજેરાવ તેની આટલી બધી હિમ્મત અને પ્રેમ જોઇને ચકિત થયો. તે બોલ્યો. "સારજા, તને એટલી મુકી હું જાઇશ નહિં. પા કલાકમાં પહેરાવાળો આવી મ્હને જોઇ જશે.

"માટેજ હું કહું છું કે આપ હાલમાં અત્રેથી ચાલતા થાઓ. મ્હારે માટે આપે કાંઇ કાળજી કરવી નહી. પ્રાણેશ્વર! બીજો એક ઘોડો તૈયાર છે. પેહેરાવાળો આવી ગયા પછી હું પણ અત્રેથી જલદીજ નિકળું છું. સારજા ત્યારે કાલાવાલા કરી કહેવા લાગી. ત્યારે તે ઘોડેસ્વાર થયો. જતાં જતાં તેણે એક વખત સારજાના મનોહર મુખકમળ તરફ જોયું. તેણે જોયું કે: મોહાચ્છત પ્રેમ ઘેલી સારજા નિશ્ચળ ભાવે, હિમાચળ પર્વત પેઠે અડગ ધૈર્ય રાખી મરવા માટે તૈયાર છે. ધન્ય છે પ્રેમ! એક કોમળ અબળાનું હ્રદય પાષાણ જેવું કરનાર તુંજછો? સરજેરાવ કોલ્હાપુર તરફ ચાલતો થયો. સરજેરાવ બહાર પડ્યા તે વેળા સારજાને એક વખત રડવું આવ્યું. પણ તે દાબી દીધુ અને સરજેરાવ જે સ્થળે બેઠો હતો, તે જગા ઉપર જઇને બેઠી.

થયું! કર્મ બળે ગરીબ, વગર અપરાધીની સારજા કેદી થઇ બેઠી. સવારે મહારાજની ... રી આવી પહોંચી. સારજા નજર કેદમાંથી નાશી ગઇ છે એવી બુમ પડી હતી. સરજેરાવજ તેને લઇ ગયો એવો શક ગયો. કારણ સારજાનું રૂપ તથા કીર્તિ સાંભળી તેને મેળવવાનોજ સરજેરાવનો પ્રયાસ હતો. પરતુ સરજેરાવ કેદમાંજ છે સાંભળતાંજ મહારાજની એકદમ એવી ઇચ્છા થઇ કે, આપણે પોતેજ તેને મારવો. આ વિચાર મનમા આવ્યા પછી શું પુછવું? આંધળાની પેઠે અંધારી ઓરડીમાં પેશી મહારાજાએ બનાવટી સર્જેરાવના શરિરમાં એકદમ તલવાર ઘોચી દીધી!!

મહારાજ બહાર આવ્યા. ગમે તેમ પણ તે પોતાના મિત્રનો છોકરો! તેના મૃતદેહને બાળવો જોઇએ. માનાજીરાવ થોડા વખતમાં જેલ તરફ ગયો. અને માણસોને મૃતક સર્જેરાવનું પ્રેત બહાર કાઢવાને આજ્ઞા કરી.

માણસોએ જેલમાં જઇને તે લાસ બહાર કાઢી! એ વેળાએ લાસનું મુખ ઢાંકી રાખ્યું હતું. માનાજીરાવે તે લાસ તરફ જોયું. ત્યારેજ જણાઇ જણાવ્યું કે એ મૃતકદેહ તો સારજા છે! શું સારજા! મહારાજ, માનાજીરાવ અને બીજા સઘળા વિસ્મય થયા! ફક્ત પ્રેમને માટેજ આત્મબલિદાન આપ્યું. સારજા! ખરેખર, તુંજ જગતમાં દેવી છે! તુંજ નશ્વર સંસારની સતિ છે! ત્હારા જીવનને ધન્ય છે! તું સ્વર્ગમાં અક્ષય ધામ મેળવવા પામી છે! સ્વર્ગના દેવો ત્હારો મહિમા ગાશે! અને ઇંદ્રના દરબારની અપ્સરાઓ પણ ત્હને પુષ્પ વૃષ્ટિથી વધાવશે! દેવી મહાસતિ દેવી! ભારતવર્ષના ઇતિહાસમાં ત્હારૂં ચરિત્ર સુવર્ણના અક્ષરે લખાશે!

**મન, વાણી અને કર્મવડે જેને પતિ તરીકે સ્વિકારે તેજ ખરો પતિ છે! પતિને માટે આત્મવિસર્જન કરવું એ સતી સ્રીનો ધર્મછે!**

**ધર્મચંદ્ર લાલચંદ શાહ.**

---

શ્રી હરિઃ

# ભારત જીવન.

પુ. ૪. આગષ્ટ.

અંક ૮ ૧૯૦૬

को धर्मो भूतदया। कि सोख्यमरोगिता जगति ॥
क स्नेह सद्भावः कि पाण्डित्य परिच्छेद ॥

ભાવાર્થ: ધર્મ કોનું નામ? પ્રાણી માત્ર ઉપર દયા, સુખ કયું? જગત્મા કોઇ ઉપર રાગદ્વેષ નહીં તે, સ્નેહ કોનું નામ? સદાકાળ સર્વ (મનુષ્યો) સાથે સદ્ભાવથી રહે તે અને પાન્ડિત્ય કોનુ નામ? જે (મનુષ્ય) સારાસારને જાણે તે.

મેનેજર

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

કાલબાદેવી રોડ મુંબઇ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૧૦-૦ ભેટોના પોષ્ટેજ સાથે.

ભારત જીવન પ્રેસ મુબઇ

# उपदेशकोए शुं करवुं ?

'Alas' Alas' what grief is this for India'

* * *

The man who by his labour gets
His bread in independent state,
Who never begs, and seldom eat,
Him-self can fix or change his fate

હિમાલય પર્વતની ટોચ ઉપર ઉભા રહી, સ્થીર ચિતે, હિંદુસ્તાનને ચારે ખુણે દ્રષ્ટિ ફેરવવામાં આવે અને હિંદુસ્તાનની પ્રજાની સ્થીતિનું બારિક અવલોકન કરવામાં આવેતો આપણને જણાઇ આવશે કે આ દેશની સઘળી દિશાઓ, અશ્રુ પૂર્ણ નેત્રે, ભીષણ-ભયંકર-આકૃતિ ધારણ કરી રહી છે! આ દેશનાં બાળકો-ભારતવાસીઓ-કંગાલ-ચિથરે હાલ-થયલી દશામા માત્ર અસ્થિ પિંજરનું દેહ ધારણ કરી મહામુશીબતે પોતાનો રોદનધ્વનિ સંભળાવી રહ્યા છે! દેશમા ઉદ્યોગ નથી, વ્યાપાર નથી, સાહિત્ય નથી, ધર્મ નથી, વિજ્ઞાન નથી અને સંપ નથી! જ્યાં ત્યાં, શરિર ધારણ કરી રહેવા કરતા કલહમય જીવનનો અંત આવે, એજ શબ્દો સંભળાઇ રહ્યા છે. જીવનનું સાર્થક્ય ધનછે, તે મેળવવાનું સાધન કળા છે, અને કળોને મેળવવાનું સાધન ઉત્તેજન છે. તેજ ઉત્તેજન, કરોડો માણસની જીવન રક્ષા કરનાર ઉતેજન-આ દેશમાંથી હમેશને માટે લુપ્ત પ્રાય થઇ ગયું છે! અને તેથીજ સમસ્ત ભારતખંડની પ્રજાને દરિદ્ર બનાવી દીધી છે. હિંદુસ્તાનના જે જે દેશ તરફ દ્રષ્ટિ કરીશું, જે જે, અંતર્બાહિર વિભાગોનું નીરિક્ષણ કરીશું, ત્યાં ત્યાં એજ જણાય છે કે દેશમાં હુન્નર નથી, દેશમાં ધન નથી અને દેશમાં સંપ નથી. પ્રત્યેક મનુષ્યો પ્રાતઃકાળથી, ઉઠે છે ત્યારથી તે રાત્રિએ શય્યામાં પગ મુકે છે ત્યાં સુધી, નેત્રો ઉઘાડે છે ત્યારથી તે નેત્રો

તાત્પર્યઃ જે મનુષ્ય પોતાની જાતે મેહેનત કરીને સ્વતંત્રપણે અન્ન મેળવે છે તે કદી પણ ભિક્ષા માગતો નથી. તે પોતાના ભવિષ્યનુ ચક્ર પોતાની મેળેજ ગોઠવી શકે છે, અને ફેરવી શકે છે.

વિચે છે ત્યાં સુધી ઉચ્છવાસ અને નિશ્વાસ નાંખે છે. તાત્પર્ય હિંદુસ્તાનની પ્રજાનો જીવનદિપક ઓલાઇ જવાની તયારીમાં છે. અને પ્રજાનું જીવનતત્વ—લક્ષ્મી—તે પણ આ દેશમાંથી હમેશને માટે વિદાય થવાની તયારીપર છે.

હિંદુસ્તાનની જ્યારે આવી દુઃખદ સ્થીતિ છે ત્યારે તેને સુખદ બનાવવાને માટે કોણે કેવાં કર્મ કરવાની આવસ્યકતા છે ? કર્મ કરવાથી જીવનક્ષેત્રમાં સારાં ફળ ઉત્પન્ન થઇ શકે છે. કર્મ કરવાથીજ અધોગતિને પામેલા દેશો ઉન્નતિના શિખરે ચ્હડી શકે છે. હિંદુઓનો પરમ આદર પામેલો ગ્રંથ શ્રીમદ્ ભગવદ્‌ગીતા છે. તેમાં પણ કૃષ્ણે અરજુનને કહ્યુંછે કે—शरिर यात्रापि चते नप्रसिद्धयेदकर्मणा । કર્મ કર્યા વગર તો આ શરિર પણ રહી શકવાનું નથી. પ્રત્યેક મનુષ્યે અવસ્ય યોગ્યતા પ્રમાણે કર્મ કરવુંજ જોઇએ. બ્રાહ્મણોનો ધર્મ છે કે ભણવું અને ભણાવવું. બ્રાહ્મણોને માટે એજ કર્મ નિર્માણ થયલું છે. આપણા દેશના ધર્મોપદેશકો—ધર્મગુરૂઓ—એજ વર્ગના છે. અને તેમને માટે વિદ્યા ભણવી, વિદ્યા ભણાવવી એજ કર્તવ્ય કર્મ છે. વિદ્યા ભણવી અને ભણાવવી એ સૂત્રમા દરેક પ્રકારની વિદ્યાનો સમાવેશ થાય છે. માત્ર શાસ્ત્ર ભણવા અને ભણાવવા એટલામાજ તેમનું કર્તવ્ય પુર્ણ થઇ શકતું નથી પરંતુ દરેક શાસ્ત્રો ભણાવવાની તેમની ફરજ છે. ધર્મ શાસ્ત્ર ભણાવી શિષ્યોને માત્ર ન્હાવા ધોવાનું, તિલક છાપા કરવાનું, એકાદશી આદિ વૃત, ઉપવાસ અને ઉદ્યાપનો કરવાનું, પ્રાતઃકાળથી મધ્યાન્હ પર્યંત નાક દીને બેસી રહેવાનું, ગંગા, ગોદાવરી આદિ નદિઓમાં ન્હાઈ શરિરનેજ માત્ર દિ કરવાનુ કે કાશી, જગન્નાથપુરી અને રામેશ્વર આદિ તિર્થોની યાત્રા પ્રદક્ષિણા કરવાનું કે બ્રાહ્મણોને મિષ્ટાન્નો જમાડયાં કરવાનું કે મંડળીઓના રૂપમાં ભેગાં કરી હાથમાં મંજીરા લઇ, સારગિ મૃદંગના સુસ્વરો સાથે હરિકિર્તનો ઇત્યાદિ ક્રિયાઓમાં મશગુલ બની રહેવાનું શિખવવું એટલેથીજ તેમનું કર્તવ્ય કર્મ પુરૂં થતું નથી. તેમનું-બ્રાહ્મણોનું કર્તવ્ય તો એજ છે કે પોતે પ્રથમ સઘળાં શાસ્રોનુ અધ્યયન ધ્યાનપૂર્વક કરવું જોઇએ. ધર્મ શાસ્ત્ર ભણીને શિષ્યોને પ્રાયશ્ચિતો કરાવ્યા કરવાં કે તેમને ઉપવાસ વૃતાદિની સમજણો આપ્યા કરવી. તેમજ એવાં એવાં કર્મો કરી જન્મ ધારણ કર્યો ત્યારથી તે મૃત્યુના પાસમાં પડતાં સુધી પોતે અને શિષ્યોએ વૃથા જન્મ ગુમાવ્યા જેવાં કર્મો કરવાનાં નથી-પણ પોતે સર્વ શાસ્ત્રનું અધ્યયન કરી શિષ્યોને પણ સર્વ શાસ્રો ભણાવવાં જોઇએ ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્રોને પોતાનાં ધર્મ, કર્મ બરોબર સમજાવવાં જોઇએ. તેમને કરવાનાં કર્મો તેમના હૃદયપટ ઉપર સારી પેઠે ચિતરી આપવાં જોઇએ. વૉટર કલર-પાણીના રંગથી નહિં પણ ઑઇલપેઇન્ટીંગ-તેલના રંગોથી ચિત્રો ચિતરી આપવાં જોઇએ તેમજ ઉપર ચોટિઆ ઉપદેશથી નહિં પણ ખરા અંત કરણથી ઉપદેશ આપી તેમને કરવાનાં કર્મોની છાપ તેમના હૃદય ઉપર સજ્જડ પાડી

આપવી જોઇએ. ત્યારેજ ધર્મોપદેશકો-ધર્મ ગુરૂઓનું કર્તવ્ય યથાર્થ રીતે થયલું કહેવાય છે. અને ત્યારેજ ગુરૂ-ઉપદેશકો—અને શિષ્યોનું જીવન સાર્થક્ય થયલું મનાય છે. અંધશ્રદ્ધા જેવાં માત્ર બાહ્ય કર્મોથી જીવનનું સાર્થક્ય થતું નથી,

હમણાં હમણાં ધર્મોપદેશકો અને ગુરૂઓનાં વ્હાણને વ્હાણ-ફાટયાં છે! જ્યાં જુઓ ત્યાં ઉપદેશકો અને ગુરૂઓ અથડાતાજ જણાય છે પરંતુ તેઓ શું કર્મ કરે છે તેનું અવલોકન કરવામાં આવે તો જણાઇ આવશે કે તેઓમાંના કેટલાકે બાદશાહીજ ભોગવે છે! કેટલાકો શિષ્યો ઉપર માત્ર આજ્ઞાઓજ ફરમાવે છે! કેટલાકો માત્ર શિષ્યો પાસેથી નાણાંજ કઢાવે છે! કેટલાકો—અજ્ઞાની હોવાથી—ઉપરચોટીઓ ઉપદેશ કરે છે જ્યારે છેલ્લો કનિષ્ટ ઉપદેશક-ગુરૂ-વર્ગ માત્ર ઉપદેશક કિંવા ગુરૂનું નામજ ધારણ કરી પોતાના જીવનનું સાર્થક્ય માની બેઠોછે! આ બધા ઉપદેશકો-ગુરૂઓમાં કોઇકજ એવા વિરલા છે કે જેઓ યથાર્થ રીતે, દંભ વગર, ઢોંગ વગર, આડંબર વગર, પોતાનું કર્મ કર્યા જાય છે. અને પોતાના શિષ્યોના જીવનનું સાર્થક્ય શું છે? જીવનનું રહસ્ય શું છે? તેમણે કેવાં કર્મો કરવાં જોઇએ કે જેને પરિણામે તેઓ ઉન્નતિ પામશે તે સમજાવી રહ્યા છે. પરંતુ જેઓ કનિષ્ટ વર્ગના ઉપદેશકો અને ગુરૂઓ છે તે તો પોતાનાં અધમ કાર્યો કર્યાંજ જાય છે. અને નર્કમાં જીવજંતુઓની પડતી ખોટને પુરી કરતાજ જાય છે! જ્યારે આવા કનિષ્ટ ઉપદેશકોનાં અધમ કાર્યો સાંભળીએ છીએ ત્યારે રોમાંચ ઉભા થઇ આવે છે? અને હે પ્રભો! હે અંતર્યામિન્! હે વિશ્વંભર! હિંદુસ્થાનના ઉપદેશકોને, હિંદુસ્થાનના ધર્મ ગુરૂઓને સુબુધ્ધિ આપ! કે જેથી તેઓ અમારા દેશની સઘળી જાતિઓને પોતાનું કર્તવ્ય કર્મ બરોબર શિખવવા શકિતવાન થાય. પ્રત્યેક મનુષ્યો પોતાનું કર્મ જાણીલઇ તે પ્રમાણે વર્તતાં શીખે! આવા ઉદ્દગારો નિકળી જાય છે.

સમય હમેશાં પોતાનું કાર્ય કરતો જાય છે. દિવસો એક પછી એક ચાલ્યા જાય છે. મહિના અને વરસો એક પછી એક ચાલ્યા જાય છે, ઋતુઓ ચાલી જાય છે. અને સંવત્સરો પણ એક પછી એક ચાલ્યા જાય છે. રાજાઓ એક પછી એક બદલાયા જાય છે. રાજા અને પ્રજાની રહેણી કરણીમાં પણ ફેરફાર થતો જાય છે. પ્રકૃતિનો એવો નિયમ છે કે એક વસ્તુ એકની એક સ્થીતિમાં રહેતી નથી. દેશ, મનુષ્યો, રાજા અને સ્થાવર જંગમ પ્રત્યેક વસ્તુઓ સ્થિત્યાંતર પામે છે. સદ્દગુણી કાળ ક્રમે, દુર્ગુણી થાય છે, દુર્ગુણી કાળ ક્રમે સદ્દગુણી થાય છે. હિંદુસ્થાનનું પણ તેમજ થયું છે. તેની પણ સ્થીતિ બદલાઇ ગઇ છે. ઇતિહાસો ઉપરથી જણાય છે કે એક વખતે આ દેશ જે હતો તે હમણાં નથી. સમૃધ્ધિશાળી, ગૌરવશાળી અને જ્યોતિશાળી આ દેશ, શૌર્યવાન, વિર્યવાન અને બળ

વાન દેશીઓ, વ્યાપાર, કળા અને બુદ્ધિ, એ બધું લુપ્ત થઈ ગયું છે! સાહસ, ધૈર્ય અને નીતિ, એ પણ ચાલ્યું ગયું છે! હવે રહ્યું છે માત્ર બ્હીકણપણું, આળસ અને મ્હોડે હાથ દઇ રોદન કરવાનું! દેશમાં ચારે તરફ અન્ન, વસ્ત્ર અને ધનનું કષ્ટ ભયંકરપણે ફેલાઇ રહ્યું છે! હિંદીવાનોને સુખનું સ્વપ્ન પણ નથી! તેમને માટે માત્ર કપાળે હાથ દઈ નિશ્વાસ ઉચ્છવાસ સિવાય કાંઇ રહ્યું નથી! દેશમાં જ્યાં ત્યાં હાહાકાર ધ્વનિ સંભળાય છે! જ્યાં ત્યાં અશાંતિ, નિરાશા, અને રોદન ધ્વનિ સંભળાય છે, ત્યારે એવે સમયે કોણે શું કર્મ કરવું? આ પ્રશ્ન ઊભો થાય છે. એ પ્રશ્નનો ઉત્તર એજ છે કે દેશના ધર્મગુરૂઓ અને ધર્મોપદેશકોએ જાગૃત થવું જોઇએ. તેમણે પોતાનું કર્તવ્ય કરવા તયાર થવું જોઇએ, તેમણે શિષ્યોને કર્મમાં પ્રવૃત્ત કરવા જોઇએ. ઉપદેશકોએ—ગુરૂઓએ—શ્રીકૃષ્ણનું ખરૂં સ્વરૂપ ધારણ કરવું જોઇએ. શ્રી કૃષ્ણનો ખરો ગુણ શિખી શિષ્યોને કર્મ કરવાનો ઉપદેશ કરવો જોઇએ. શિષ્યોને અર્જુન સ્વરુપ જાણી, આલસ્યરૂપ કૌરવ કુળનો ધ્વંશ કરવાની શિક્ષા આપવી જોઇએ. સ્વદેશમાં કયા કયા વ્યાપારો અંત પુઢી ગયા છે તે બતાવી આપવું જોઇએ, પુર્વે આ દેશમાં કયા કયા વ્યાપારો ધમધોકાર ચાલતા હતા તે બતાવી આપવા જોઇએ. આ દેશના કયા કયા વ્યાપારો ખિલવવાથી દારિદ્રનો નાશ થશે તે બતાવી આપવું જોઇએ. અને પરદેશના કયા કયા વ્યાપારો, આ દેશના ચારે ખુણામાં ફરીવળી લુંટારાઓનું કાર્ય કરી રહ્યા છે, કૌરવ રૂપ ધારણ કરી, હિંદુસ્થાનની લક્ષ્મિ રૂપ દ્રૌપદીનું સર્વ નાશ કરી રહ્યા છે તે સ્પષ્ટ રીતે બતાવી આપવું જોઇએ, અને જે જે ઉપાયો વડે આ દેશની લક્ષ્મિ વધે, આ દેશનું ગૌરવ વધે, દેશમાં બળવાન, વિર્યવાન, અને પ્રતિભાવાન પુરૂષો ઉત્પન્ન થાય એવા ઊપદેશો આપવા જોઇએ ગુરૂ અને ઉપદેશકોએ દેશના મનુષ્યોને યોગ્ય શિક્ષણ આપી સ્વદેશાભિમાન અને જાત્યાભિમાન સંપુર્ણ રૂપે શિખવવું જોઇએ. એવા શિક્ષણથી શિષ્યોના હૃદયક્ષેત્રને શુદ્ધ કરી સ્વદેશોન્નતિના બીજ રોપવાં જોઇએ તોજ તેનાં અમૃત સમાન ફૂળો ચાખવાનો વખત આવશે અને ત્યારેજ આ દેશની પ્રાચીન અર્વાચીન સમૃદ્ધિ પુનઃ પ્રાપ્ત કરી શકાશે. પ્રત્યેક ભિક્ષા માંગનારાઓને પણ મહોલ્લે મહોલ્લે સ્વદેશાભિમાનના શબ્દો કહેતાં શિખવવુ જોઇએ. પ્રત્યેક હરિદાસ બુવાઓએ પણ શ્રોતા વર્ગને દ્રષ્ટાંત સિધ્ધાંત વડે સ્વદેશાભિમાની મહાપુરૂષોનાં વૃતાંતો હૃદય દ્રાવક ભાષામાં કહી સંભળાવવાં જોઇએ, પ્રત્યેક ગુરૂઓએ પણ ગુરૂ મંત્ર આપતી વખતે "સ્વદેશાભિમાની થજે, સ્વાવલંબી થજે," આ શબ્દો કહેવા જોઇએ. પ્રત્યેક મધુકરી માંગનારાઓએ પણ યજમાનોને ત્યાં સ્વદેશાભિમાનથી ભરેલા શ્લોકો કહેવા જોઇએ. પ્રત્યેક ગાગરિઆ ભટોએ પણ સ્વદેશાભિમાની મહાપુરૂષોના જીવન વૃતાંતો એટળી સરળતાથી અને અસરકારક ભાષામાં કહેવાં જોઇએ કે જેથી

પ્રત્યેક શ્રોતાઓના હૃદયમાં સ્વદેશને માટે લાગણી ઉત્પન્ન થાય. સ્વદેશને માટે પ્રાણું અર્પણ કરનારાં સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો ગાવાં જોઇએ. અને એ પ્રમાણે દરેક રીતે, આ દેશના લોકોમાં સ્વદેશાભિમાનનાં બીજ રોપવાં જોઇએ. હવે "आशिर्वाद" "आशिर्वाद" કરનારા ભિક્ષુક બ્રાહ્મણોની જરૂર નથી પણ "स्वदेशाभिमानी थाओ" "स्वदेश उपर प्रेम राखो" "स्वदेशनी उन्नति करो" स्वदेशी वस्तुओ वापरो" એવું કહેનાર બ્રાહ્મણોની જરૂર છે. મોજ મઝા કરવાથી કે ગાડી ઘોડામાં બેસી લાડીઓને લઇ વાડીઓમાં સેહેલે સપાટા કરવાથી દેશનું કલ્યાણ થશે નહિ! માત્ર લાંબા લાંબા ટીલાં તાણવાથી કે દિવસમાં ચાર વખત સ્નાન કરી નાક પકડી ઢોંગ કરવાથી દેશનો ઉધ્ધાર થશે નહિં. ચકલે ચકલે અને પૂળીએ પૂળીએ ગાગરો ખખડાવવાથી કે મ્હોટાં મ્હોટા બરાડા પાડી "मंच्छ विघन महिमाय" એમ કહેવાથી પણ કાંઇ ફાયદો નથી. મહાભારતને ગ્હેરાડે કરી ગાઇ જવાથી કે હાથના ચાળા ચસ્કા કરી સ્ત્રી પુરૂષોને ખડખડાટ હસાવવાથી કાંઇ ફાયદો નથી પણ પાંડવોએ કેટલા ધૈર્ય અને સાહસથી કૌરવોનો નાશ કર્યો, દ્રૌપદી જેવી મહા સતી દેવીની લજ્જા લુંટાતી કેટલા પ્રયત્ને જાળવી રખાઇ અને હસ્તિનાપુરમાંથી ભ્રષ્ટ થયલા કૌરવોએ કેવે પ્રકારે પુનઃ જયશ્રી મેળવી, તેમ કરવાને માટે સ્વદેશાભિમાન, સ્વાભિમાન અને સાહસ, સ્વતંત્રતાની કેટલી જરૂર પડી તે પણ સારી પેઠે સમજાવી આપવાનીજ જરૂર છે. ઉપદેશકો! ગુરૂઓ! હવે હદ થઈ ગઇ છે! સવેળા જાગૃત થઈ તમારી ઉપદેશકની–ગુરૂની ઉપાધિનું સાર્થક્ય કરો! અભણ શિષ્યોને વિદ્યા દાન આપો, અને ભણેલાઓને જ્ઞાન દાન આપો. વિદ્યા અને જ્ઞાન એ બેના મળવાથી કર્મ ક્ષેત્ર ઉભું થશે. કર્મ ક્ષેત્ર ઉભુ થવાથી સંકલ્પનાં બીજ રોપાશે. સંકલ્પનાં બીજ રોપાયાથી સાધનાની ખેતી થશે. અને તેમ થવાથી સિધ્ધિ રૂપી અમૂલ્ય રત્નોનો લાભ થયા વિના રહેશે નહિ. એ કર્મક્ષેત્રનું એક પ્રકારનું યુદ્ધ છે. એ યુદ્ધમાં પ્રવૃત્ત થવાને પ્રત્યેકને ઉપદેશ આપવા જોઇએ. દારિદ્ર રૂપિ શત્રુને ન્હસાડવો અને લક્ષ્મિ રૂપી મિત્રને મેળવવો એજ આ યુદ્ધનો ઉદ્દેશ છે. એ ઉદ્દેશ માટે પ્રત્યેકે તત્પર થવું અને કર્મક્ષેત્રમાં ઝીંપલાવવું જરૂરનું છે. કાં ધનવાન, કાં ગરિબ કે કાં અમિર સર્વ કોઇએ પોતાના દેશની ઉન્નતિ કરવાના ક્ષેત્રમાં સંપૂર્ણ મનોબળ, ધન બળવડે ઝીંપલાવવું જોઇએ. અને તેમ કરવાને ઉપદેશકો–ગુરૂઓ–એ ખરા અંતઃકરણ વડે ઉપદેશ આપવો જોઇએ. પરમાર્થ કામ કરવાનો સંકલ્પ સત્વર સિદ્ધિ મેળવે છે, માટે આ દેશના પ્રત્યેક ઉપદેશકોએ પોતાનું કર્તવ્ય કરવા તત્પર થવું, નહિં તો શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि। ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि॥ "જો તું આ ધર્મ લડાઇ નહીં કરીશ તો તું તારો ધર્મ અને ત્હારી આબરૂ ગુમાવીને પાપ પામનારો થઇશ." ••• લડાઇમાં તું માર્યો ગયો તો તને સ્વર્ગ મળશે.

તો જીત્યે તો પૃથ્વી ભોગવશે. * * * સુખ અને દુઃખ, નફો અને નુકશાન, જીત અને હાર, એ સઘળું એક સરખું માનીને લડાઈમાં ઝંપલાવ." અર્જુનની લડાઈ રાજ્ય માટે હતી. આપણી લડાઈ હુન્નર ઉદ્યોગ માટે છે. માટે જ આપણા સમસ્ત દેશના તરણ તારણના ઉપાયો બતાવનાર હે ધર્મોપદેશકો! હે ધર્મ ગુરૂઓ! માયાનો મોહ ત્યાગ કરીને તમારા દેશી બંધુઓને ભવસાગરમાં તરવાના ઉપાયો બતાવો! તેઓનો તરવાનો પ્રથમ ઉપાય "સ્વદેશાભિમાન અને સ્વાવલંબન છે." તેજ તેમને સમજાવો. નહિં તો આ દેશની સમસ્ત પ્રજા એક દિવસ ભિખારી થશે, અને દેશનું તથા જાતિનું નામ પણ ફેરવાઈ જઇ, જેને "કાચા સોનાનો દેશ" કહેવામાં આવતો હતો તેને "પાષાણનો દેશ" કહેવામાં આવશે, જે "વીર પુરૂષોની ભૂમિ" કહેવાતી હતી તે "નામર્દોની ભૂમિ" કહેવાશે. અને જે "ધનવાનોની ભૂમિ" કહેવાતી હતી તે "ભિખારીઓની ભૂમિ" કહેશે.

## स्वदेस प्रेमी—लिओनिडास.

૨

પરંતુ હવે શું કરવું. તે માટે ગ્રીસ દેશના જુદા જુદા સંસ્થાનના પ્રતિનિધીઓ કારિંથ સ્થળે ભેગા થયા અને નિર્દોષ દેશ ઉપર ચઢી આવતા દુશ્મનો માટે શું કરવું તેનો શાંત પણે વિચાર કરવા લાગ્યા. અંતે એવો નિશ્ચય થયો કે ગમે તેમ થાય તો પણ આઠ દિવસ સાચવી રાખેલું સ્વાતંત્ર્ય ગુમાવી શત્રુને શરણે જવા કરતાં યુદ્ધ ભૂમિપર લડતા મરવું એજ ઉત્તમ. આપણે જાણી જોઇને-જાણી જોઇને શત્રુઓને પોતાના ઘરમાં પ્રવેશ કરવા દેવો નહિં. લડવાને માટે ગ્રીસના સઘળા લોકો મરણ પામશે તો પણ ચિંતા નહિં. પણ પરવશ પડી અપમાન સહન કરવું ઉચિત નથી. અહા! શું તેમની દેશભક્તિ!

ઝર્સિસનું લશ્કર ઉછળતા સમુદ્ર પેઠે આગળ ધસવા માંડયું. ગ્રીસ દેશના રસ્તામાંજ થેસલે નામનું એક સંસ્થાન હતું તે તરતજ ઝર્સિસને શરણ ગયું. પરંતુ બીજા સઘળાં સંસ્થાનોના પ્રજા અને અધિકારી વર્ગ સંપ રાખી શરણે ગયા નહિં! છવ્વીસ લાખ સેનાના તોફાની મોજાંને અટકાવી શકે એવું એક સ્થળ, થર્મોપલ્લીની બાજુની મ્હોટી ખીણ હતી. એ ઇતિહાસ પ્રસિદ્ધ એક માઇલ લાંબી ખીણ એકદમ સાંકડી હતી. તે ખીણની બાજુએ એક ઉંચો ડુંગર હતો. અને બીજી બાજુએ ભયંકર ગર્જના કરતો દરિઓ મ્હોઢું ફાડી વહેતો હતો. ખીણની પહોળાઈ, માત્ર એક એકજ મનુષ્ય મુશ્કેલીથી પસાર થાય એટલી હતી. ઝર્સિસને ગ્રીસ દેશના સુંદર અને બહુ પાકવાળાં મેદાનમાં પ્રવેશ કરવાને માટે એ ખીણમાંથી પસાર કરવાનું હતું. બીજી બાજુએથી ડુંગરને રસ્તે જઈ શકાતું હતું પણ તે એકલા દોકલા—માણસથી જવાય તેમ હતું. વિશાળ સેનાને માટે. "થર્મોપલ્લીની ખીણ" માં થઇને જવા સીવાય છૂટકો નહોતો. ઝર્સિસની સેના ગમે તેટલી પ્રચંડ હતી તોપણ તે ખીણમાં

વેશ કરવાને માટે થોડા થોડા માણુસોથીજ જવાતું હતું. એટલાં માણુસોની ખબર વાને માટે, ચુંટી કાઢેલા વીર સાહસી પુરૂષોની એક ન્હાની ટોળીજ બસ હતી. એ ખીણમાં મે તેટલાં સાહસવીણુ માણુસો હોય તોપણુ તેને માટે, થોડા વીર-સાહસી લડવૈયાઓની રૂર હતી. આ કામને માટે ગ્રીસ દેશના પ્રત્યેક સંસ્થાનવાળાઓએ પોતાના તરફથી ટી કહાડેલી લશ્કરી ટોળીઓ મોકલી હતી. અને તે સઘળા ઉપર "લિઓનિડાસ" નામનો હા પ્રતાપશાળી, શૂર, સાહસી, ધીર વીર સેનાપતિ નિમ્યો. લિઓનિડાસ, સ્પાર્ટા નામના સ્થાનનો રાજા હતો. લિયોનિડાસે, શત્રુ સ્હામે લડવાનો વિચાર ચલાવવા-માટે થર્મોપલીના ટ આગળ આગળ વીર, સાહસી યોદ્ધાઓની એક સભા ભરી. અને થર્મોપલી-એ પોતાની જન્મભૂમિનું દ્વાર છે. તેની રક્ષા કરવા માટે, પોતાની ખુશીથી કયો દ્વારપાળ આગળ આવે તે માટે આમંત્રણ કર્યું. પરંતુ કોઇ આગળ આવતું નથી એવું જ્યારે તેણે જોયું ારે તે બોલ્યો: મિત્રો ! આ કામ આપણી જન્મભૂમિની રક્ષા કરવાનું છે. આ કામ ેક સાર્વજનિક છે. જન્મભૂમિની રક્ષા કરવાને બધા બંધાયલા છે. છતાં પણ કોઈ યોગ્ય રૂપે આગળ આવતો નથી ત્યારે તે કામનો ભાર, હું પોતેજ મારા માથા ઉપર લઉં છું. મારામાંથી જેની ઇચ્છા હોય તેણે મ્હારી સાથે તૈયાર થવું." આ સાંભળી સઘળા યોદ્ધાઓને તેના સાહસ માટે આશ્ચર્ય લાગ્યું. યુદ્ધમાં ગયા પછી સેનાનો નાશ કેવી રીતે થાયછે કેટલાકોએ તેને સ્પષ્ટ રીતે કહ્યું પરંતુ તેનો નિશ્ચય પાછો હઠયો નહિ. લિયોનિડાસે ૩૦૦ પાર્ટન, વીર, લડવૈયા ચુંટી કહાડયા. જેઓને છોકરાં બચ્ચાં નહોતાં તેને તેણે પોતાની ોળીમાં લીધા નહિ. કારણ કે જેઓ બાળકોવાળા નથી તેઓ યુદ્ધમાં પડયા પછી તેમને તિલાંજલિ આપનાર કોઈ રહેતું નથી. ૩૦૦ વીરો લડાઇમાં તૈયાર થયા અને પોતાનાં વ્હાલાં ાળકોને તથા સ્ત્રીઓને પ્રેમપૂર્વક છેલ્લું આલિંગન કર્યું. તેમના કોમળ મુખઉપર પ્રેમવડે ારંવાર ચુંબન કર્યું. અને પોતે લડાઇમાંથી પાછા આવનાર નથી એ પણ સંભળાવી ધું. સ્પાર્ટન સ્ત્રીઓએ પોતાના પતિઓને ધૈર્યસુચક શબ્દો વડે ઉત્સાહ આપ્યો. સ્વદેશ-ભક્તિનાં સંગિત ગાતા ગાતા ૩૦૦ વીરો શેહેર બહાર જવા નિકળ્યા. થર્મોપલિમાં પોતાના પ્રાણુ જનાર છે એવી ખબર હોવા છતાં સ્વદેશને માટે પોતાના પ્રાણુનું બલિદાન આપવા, સાનંદ પૂર્વક તે વીરો જયઘોષ કરતા હતા. તેમના મુખઉપર હાસ્યની અપૂર્વ છટા અને છાતીમાં સ્વદેશ પ્રેમનું લોહી ઉછળતું જણાતું હતું. જે સ્થળે પોતાના પૂર્વજોએ શરિરનું લોહી રેડી સ્વદેશની રક્ષા કરી હતી, જે સમરાંગણુ ઉપર અનેક વીરોએ સાહસ અને ધીરતા વડે શત્રુઓને કમ્પાવી ન્હસાડયા હતા અને જે ભયંકર સ્થળના ગર્ભમાં પોતાના અનેક વીરોનું ચીર-શય્યા-સ્થાન થયું હતું તેજ સ્થાને પોતે પણુ રમણુ કરવા નિકળ્યા હતા. પોતાના વીર પૂર્વજોની સોડમાં સુઇ સ્વદેશ પ્રેમનાં ગીત ગાવા માટે તૈયાર થઇ આવ્યા હતા. લિયોનિડાસ સઉથી આગળ ચાલતો હતો. તેનું શરિર શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થયલું હતું. તેનાં નેત્રો, નિરદોશ જાતિ બંધુઓને ત્રાસ આપનાર પરદેશી આક્રમણુ તરફ અગ્નિ વરસાવતાં હતાં. તેના હાથમાંની નગ્ન તલવાર દુશ્મનોની છાતીમાં પ્રવેશ કરી તેમનાં કાળજાં કાઢી લેવા રેકલી હતી. તેના મુખમાંથી સ્વદેશ સંગિતનું એક ચરણ નિકળતાં પાછળના યોદ્ધાઓ ઝીલી લેઇ આકાશ અને પૃથ્વિ ગર્જાવી મુકતા હતા. આજે જાણે પોતાના પુત્રનાં લગ્ન હોય તેમ ઉત્સાહમાં ચાલતા હતા. આખા શેહેરમાં પણ મ્હોટો ઉત્સાહ થઇ રહ્યો હતો. સ્પાર્ટા શેહેરમાં

ઘેરે ઘેર આનંદ ઉત્સવ મચી રહ્યો હતો. સ્ત્રી, પુરૂષો, અને બાળકો પોતાના સ્વદેશની સ્વતંત્રતા માટે લડવા જતા રણસિંહો ઉપર પુષ્પ વૃષ્ટિ કરતાં હતાં. યોદ્ધાઓ હાસ્ય ભરેલા મુખવડે તેમને નમન કરતા હતા. શેહેરમાં, જ્યાં ત્યાં દુશ્મનો માટે તિરસ્કાર અને સ્વદેશ રક્ષક વીરો માટે જયઘોષ થતા હતા.

આ સ્વદેશી પ્રેમી વીર યોદ્ધાઓ સ્પાર્ટા શેહેર છોડી બહાર આવ્યા. આવતી વીસ લાખ સેનાને હરાવવા માટે ૩૦૦ સ્પાર્ટન વીરો થર્મોપલીની છાતી ઉપર આવી ઉભા. માર્ગમાં જે જે ગામ અને શેહેરો આવતાં ત્યાં ત્યાંના રહેવાશીઓએ ૩૦૦ સ્વદેશરક્ષકોને બહુ માન આપ્યું. અનેક સ્વદેશ ભકત પુરૂષોએ લિયોનિડાસ અને તેના ૩૦૦ જોદ્ધાઓને જોઇ અંતઃકરણપૂર્વક આશિર્વાદ આપ્યો. વૃધ્ધ નારીઓએ તેમને માથે હાથ મુકયો. ગામેગામથી સેંકડો સ્વદેશભકત શુર સિપાઇઓ તેમની સાથે આવી મળ્યા. થર્મોપલી આગળ આવી પહોંચતી વખતે લગભગ બાર હજાર વીર યોદ્ધાઓનો સમુદાય થયો હતો. થર્મોપલીની ખીંડ આગળ આવતાંજ તે સઘળાની તલવારો નાગની જીભપેઠે ચળકવા લાગી. પણ ખીંડની બીજી તરફ જુવે છે, તો શું જણાયું ? ચોમાસાના ઉછળતાં તોફાની સમુદ્ર પ્રમાણે ૨૦ લાખ સેના! નજરે જોતાં છેડોજ જણાતો નહિ! ભયંકર રાક્ષસી સેનાને જોતાંજ, લિઓનિડાસની સાથે આવેલા, બીજા સંસ્થાનના સિપાઇઓના પગ કમ્પવા લાગ્યા. તેમાંના કેટલાક બોલવા લાગ્યાઃ અમારાં સંસ્થાનો કોરિંથની પેલી બાજુએ છે. ઇરાનનો બાદશાહ અમારા તરફ આવનાર નથી તો પછી અમારે શા માટે બીજાઓને માટે દુશ્મનાઇ કરવી જોઇએ ? પરંતુ લિઓનિડાસનું અંતઃકરણ એટલું ક્ષુદ્ર નહોતું. પોતાના પાડોશીઓનાં ઘર ઉપર, પરદેશી શત્રુઓ ઘેરો ઘાલે, તેમનાં ઘરબાર બાળી રાખ કરે અને તેમને પરતંત્રતાની ગુલામગીરીમાં ખીલાવી દે, અને એવો જુલમ પોતે ઉઘાડાં નેત્રે જોયા કરે એવો તે નીચ અને સ્વાર્થી સાધુ નહોતો. જાતીય અભિમાન, સ્વદેશભક્તિ અને નિરપરાધી પાડોશીઓ ઉપર જુલમ, આ સઘળા અન્યાયના વિષયો તેના મનમાં સજ્જડ ઠસ્યા હતા. તેણે પોતાની સાથે આવેલા બીજા બ્હીકણ સિપાઇઓને ધિક્કાર આપતાં કહ્યું: બ્હીકણ સીપાઇઓ ! તમને સીપાઇ કહેવા, એજ મહા પાપ છે, તમારા પાડોશીઓનું ઘર બળતું હોય અને તમે તેને ઓલવો નહિ તો પછી તમને પરમેશ્વર શું સજા કરશે ? શું એ તમારો ધર્મ નથી કે તમારા પાડોશીઓની સ્વતંત્રતા જાળવવા મદદ કરવી ! છતાં પણ તમારી ઇચ્છા પ્રમાણે કરો. સ્વદેશ ભક્તિનું મહાત્મ્ય સમજતા હોતો શત્રુ સામે લડો અને નહિં તો કુતરાની પેઠે પુંછડી બે પગમાં ઘાલી બ્હીકણ પેઠે ચાલ્યા જાઓ. પરંતુ હું અને મ્હારા ૩૦૦ સ્પાર્ટન વીરો અહીંથી લગાર પણ ડગવાના નથી. દેશને માટે પ્રાણ આપવાનો અમારો નિશ્ચય છે." આ ઉતેજક શબ્દો સાંભળી સીપાઇઓને લજ્જા આવી. પોતાના બ્હીકણપણા ઉપર ધિક્કાર આપવા લાગ્યા અને સ્વદેશને માટે પ્રાણ આપવાનું શુર ચઢયું. સ્પાર્ટન વીરો સાથે તેઓ પણ ત્યાં લડવા તૈયાર થયા.

આ સમયે એક ઇરાની ઘોડેસ્વાર ફરતો ફરતો ખીણના મુખ આગળ આવી પહોંચ્યો. તે જુવે છે તો ત્યાં સ્પાર્ટન વીરો મ્હોટા આનંદોત્સાહથી મર્દાનગીપણાની રમત રમી રહ્યા હતા. પ્રાચીનકાળમાં ખીણની બાજુમાં એક ન્હાનો કિલ્લો હતો તેથી બધા સ્પાર્ટનો દેખી શકાતા નહોતા. પરંતુ કેટલાક લોકો ખીણના ઉઘાડા ભાગમાં રમે છે,

# एक स्वदेश भक्त आयरिश.

"અમને સ્વતંત્રતા બહુ વ્હાલીછે, અમે મ્હોટા સ્વદેશાભિમાનીછીએ, અમને સ્વદેસ-ઉપર બહુ પ્રેમ છે, સ્વદેશને માટે અમે પ્રાણ આપવાં તયાર છીએ" આવા આવા શબ્દો. માત્ર મ્હોડેથી બોલનાર વાચાળ મનુષ્યો ઘણાં હોય છે પરંતુ જ્યારે સ્વતંત્રતા માટે કિંવા સ્વદેશ માટે દુઃખ ભોગવવાનો પ્રસંગ આવ્યો કે બસ! પછી જોઇ લ્યો તેમની સ્વદેશભક્તિ! પછી જોઇ લ્યો તેમના ધૈર્યની સીમા! જ્યારે રાજ્યકર્તા એકજ દેશના હોય છે ત્યારે સ્વદેશાભિમાની મનુષ્યો માટે તેને અભિમાન રહે છે. પરંતુ રાજ્યકર્તા અન્યદેશના રહેનારા હોય છે ત્યારે સ્વતંત્રતા અને સ્વદેશ માટે પ્રાણ અર્પણ કરનાર સ્વદેશભક્ત મનુષ્યોને પોતાના પરોપકારી સ્વભાવને લીધે ઘણું કષ્ટ ભોગવવું પડે છે. એટલુંજ નહિં પણ જે ભૂમિને પોતાની માતા પ્રમાણે ગણીને જેની પૂજા કરવામાં તે મહાપુણ્ય સમજે છે, પોતાના દેશી બંધુઓને સુખી કરવા અપાર મેહેનત કરી જીવનનું સાફલ્ય માને છે, તથા અન્યાય, અવિચાર, અને હિંસકપશુ પ્રમાણે થતો દુરાચાર વેગળો કરાવવામાં પોતાનું કર્તવ્ય ગણેછે. તેવા મહા પુરૂષોને દુઃખજ ભોગવવું પડે છે એટલુંજ નહિં પણ તેને કવચિદ્ પોતાની વ્હાલી જન્મ ભૂમિ ત્યાગ કરવી પડે છે! વાંચક! પોતાની વ્હાલી માતાથી વિખૂટું પડેલુ બાળક શું સુખી થાય છે? માતા અને બાળક વચ્ચેનો પવિત્ર પ્રેમ શું કદી પણ ઓછો થાય છે? માતાનો નિઃસ્વાર્થ પ્રેમ-મનો મુગ્ધકર મમતા શું ભૂલી જવાય છે? ભલે કદી તે પૂત્ર પાતાળમાં પ્રવેશ કરે કે આકાશના નક્ષત્રોમાં ઉડી પેસી જાય તો પણ શુ થયુ? માતાનો સ્નેહ સુપુત્ર કદી પણ ભૂલતો નથી. પછી તે પૂત્ર ઇંગ્લંડનો, અમેરિકાનો, આફ્રિકાનો કે હિંદુસ્તાનનો હોય તો પણ શું થયું? જે દેશમાં જે મનુષ્યોનો જન્મ થયો હોય છે, જે દેશનાં અન્ન જળ વડે તેનાં શરિરનું પોષણ થયુ હોય છે, અને જે દેશમાં તેણે વિદ્યા, ધન અને બુધ્ધિ મેળવ્યાં હોય છે તે દેશનાં પ્રત્યેક મનુષ્યોના હૃદયમાં સ્વદેશભક્તિની નિર્મળ જ્યોતિ પ્રકાશ પામેલી હોયછે તે મનુષ્ય-તે સુપુત્ર-પોતાના દેશ ઉપર અચળ, અટલ અનુરાગ રાખે છે! તેને દેશપાર કે દરિયાપાર કરવાથી, અંતઃકરણમાં રમી રહેલી સ્વદેશભક્તિ કદી પણ ઓછી થતી નથી. આજે અમે અમારા સ્વદેશભક્ત વાંચક વર્ગ સમક્ષ એક એવુજ દ્રષ્ટાંત પ્રકટ કરીએ છીએ જે વાચવાથી સ્પષ્ટ રીતે સમજાશે કે દેશ છોડવા-છતાં દેશભક્તિ છોડાતી નથી માતાને છોડવા છતાં માતૃભક્તિ છોડાતી નથી. અને દેશી બંધુઓને છોડવા છતાં દેશ બંધુઓ પ્રત્યેનો પ્રેમ કદી પણ છોડાતો નથી.

આયર્લૅંડમાં ફેનિયન નામની એક સંસ્થા-સભા છે. ડરમાટ નામનો એક યુવાન તરૂણ તેનો સભાસદ હતો. ફેનિયન એ આયરિશ શબ્દ છે અને તેનો અર્થ For ourselves "પોતાનેજ માટે" એવો થાય છે. એક દિવસ ડરમાટ ઘણી રાત જવા છતાં ઘેર પાછો ફર્યો નહોતો અને તેથી તેનાં માતા પિતા તેની વાટ જોવા લાગ્યાં. ડરમાટ આટલી રાત સુધી કોઇ દિવસ બહાર ફરતો નહોતો. અને તેથી આજે તેમને ઘણી ચિન્તા થવા લાગી. તેઓએ વિચાર કર્યો કે "આજે ડરમાટ કાંઇક મુશીબતમાં આવી પડેલો હોવો જોઇએ. નહિં તો તે આટલી રાત સુધી ઘર બહાર રહે નહિં. ડરમાટ વિદ્વાન હતો શરિરે સુદ્રઢ, બળવાન, પચીસ વરસનો તરૂણ હતો. તેનો ભરાવદાર ચ્હેરો અને શરિરની ચપળતા પણ મનોમોહક હતી.

આસપાસનાં ચાર પાંચ ગામોમાંથી એવો શૂરવીર તરૂણ મળવો મુશ્કેલ હતો. તેનું સૌજન્ય, વિનય અને સૌંદર્યતા એવાં મોહક હતાં કે તેનાં માતા પિતા તો શું પણ સઘળાં મનુષ્યો તેના તરફ પ્રેમ ભાવ બતવતાં હતાં. રાતના બાર વાગી ગયા. તોપણ ડરમાટ આવ્યો નહિ. માતા પિતા તેને જોવા ઘણાં ઉત્સુક થઇ રહ્યાં હતાં. તે બિચારાં પૂત્ર વિરહે મુઝાવા લાગ્યાં. ડરમાટ કદાચ ડૉનાલને ઘેર ગયો હશે. એવો તેમણે વિચાર કર્યો. ડૉનાલ એક મ્હોટો વાર્તા કહેનાર-તેનો પડોસી-હતો. તેથી ડરમાટ અને ગામના બીજા ઘણા લોકો તેને ઘેર તેની રસમય અને ચમત્કારિક વાતો સાંભળવા જતા હતા. ડૉનાલ આજે મ્હોટી લાંબી વાર્તા કહેતો હશે અને ડરમાટ તે પુરેપુરી સાંભળવા બેઠો હશે. એમ જાણી તેની માતા ડોનાલને ઘેર ગઇ. પરંતુ તેના ઘરનાં બધાં માણસો ઘોર નિદ્રામાં પડયાં હતાં. ડરમાટની માતાના પુછવાથી ઘરમાંથી જવાબ મળ્યો કે: "ડરમાટ આજે અહીં આવ્યો નથી. મારા પુત્રો પણ આજે બાહાર ગયા છે. તે પણ હજુ આવ્યા નથી. પરંતુ ચિંતા કરવાની જરૂર નથી. આજે કોઇક ઠેકાણે ખેલ, તમાશો હોવો જોઇએ અને તેથી કેટલી રાત્રે તેઓ ઘેર આવશે તે નક્કી કહી શકાતું નથી." ડોનાલનો આવો ઉત્તર મળ્યાથી ડરમાટની માતાને જરા સ્વસ્થતા આવી. તે બિચારી ઘેર આવી. બારણા આગળ દિવો મુકી તે નિદ્રાવશ થઇ. પ્રાતઃકાળ થયો. ડરમાટની માતા જાગૃત થઇ. હજુ પણ ડરમાટ આવ્યો નહોતો. હવે તેને રાત કરતાં વિશેષ ચિંતા થવા લાગી. તરતજ તે ડોનાલને ઘેર ગઇ. ડોનાલના છોકરાઓ ઘેર આવ્યા હતા. છોકરાંઓને જાગૃત કરી પુછવાથી તેમણે જવાબ આપ્યો કે: કાલ રાત્રે અમે અને ડરમાટ તથા બીજા ચાર પાંચ તરૂણ છોકરાઓ સ્વતંત્રતા માટે બંડ કરવાનો વિચાર કરતા હતા. ડરમાટને અમે આગેવાન કર્યો હતો. પરંતુ દુર્દૈવ સંજોગે ડરમાટ પોલિસના હાથમાં સપડાઇ ગયો. અને અમે ગમે તેમ કરીને પણ ન્હાસી નિકળ્યા. આ સાંભળતાંજ તે બિચારીની કેવી સ્થિતિ હશે? ડરમાટ, વૃદ્ધ માતા પિતાનો એકનો એકજ પૂત્ર હતો! તેમનું હૃદય ચિરાઇ લાગ્યું! જાણે તેમના માથા ઉપર એકાએક કોઇ મ્હોટો પર્વત ધસી પડયો હોય એટલું દુ:ખ થયું! તેમને ઘણી નિરાશા થઇ! તે રડતાં કકળતાં ભગ્નહૃદયે ઘરમાં બેઠાં. સરકારે તેને બે મહિના તો તુરંગમાં રાખી મુકયો! ત્યાર પછી ન્યાયાધિશ આગળ કેસ ચાલ્યો. મુકરદમો એટલે નાટકની રંગભૂમિ ઉપરના પાત્રો જેવો ફારસજ હતો! સાક્ષીઓ પણ પોપટ જેવા ભણાવી તૈયાર કરેલા! ફરિયાદી સરકાર અને તહોમતદાર પ્રશ્ન પુછનાર જવાનું અને મા પિરસનાર! એટલે પછી શું જોઇએ? તે ગમે તેમ હો પણ બિચારા ડરમાટને જન્મ પર્યંત કેદની શિક્ષા થઇ! ન્યાયાધિશોએ નાટકનો પડદો નાંખી દીધો! અને તેનાં વૃદ્ધ માતા પિતાનાં અંતઃકરણમાં હજારો તિક્ષ્ણ ભાલા ઘોચાયા! ડરમાટને બંડ કરનાર પેઠે શિક્ષા થવાથી દેશપાર કર્યો. તેને ઑસ્ટ્રેલિઆ મોકલાવી દીધો!

ડરમાટ વિદ્વાન અને બુદ્ધિશાળી યુવાન હોવાથી તેનો વિવાહ થયો હતો અને લગ્નનો દિવસ પણ નક્કી થઇ ગયો હતો. પરંતુ તેને શિક્ષા થવાથી તે સઘળું બંધ રહ્યું. ડરમાટને કેદની શિક્ષા થઇ તે જાણી તેની ભાવી પત્નિને ઘણુંજ દુઃખ થયું. પરંતુ તે બિચારી શું કરી શકે? ગમે તેમ પણ તે એક અબળા હતી. માત્ર પતિ ભક્તિ શિવાય તેના હાથમાં બીજો ઉપાય નહોતો. તે નિરાધાર અબળાએ પતિ ભક્તિ કરવા માંડી અને કેદમાંથી પોતાના પતિનો સત્વર છૂટકો થાય એવી પરમેશ્વર પાસે પ્રાર્થના કરવા માંડી. ડરમાટ ઓસ્ટ્રેલિઆ ગયો. તે દેશપાર થયો! સ્વદેશને સ્વતંત્ર કરવા માટે તેનો ઉપયોગ

હતો. તે ઉદ્યોગમાંથી આવું પરિણામ આવ્યું તેમ છતાં તે નાહિમ્મત થયો ન
કેદખાનામાં આનંદપૂર્વક રહેવા લાગ્યો. દિવસ ઉપર દિવસ ચાલવા લાગ્યા. અને લગભગ
વરસ વીતિ ગયાં. ડરમાટનાં માતા પિતાના આવેલા પત્રો; કેદખાનાના ઉપરીએ
ન આપતાં દબાવી દીધાં. અને તેની માતૃભૂમિની શી દશા છે તેની જરા પણ ખબર પ
દીધી નહિં. એક દિવસ નાતાલનાં તહેવારને દિવસે આયર્લાંડમાંના નાતાળના ઉત્સવ સં
વિચાર કરતો હતો. તેવામાં એકાએક કેદખાનાના એક નોકરે આવી ડરમાટને એક
આપ્યો. ડરમાટે પત્ર ફોડી જોયો તો તેને શું જણાયું? સર્વનાશ! સત્યાનાશ! તેમાં લ
હતું: ડરમાટનો પિતા મૃત્યુ પામ્યો છે! તેને ૭ મહિના થયા પછી તેની માતા પણ પુ
શોક કરતી કરતી આ જગતને છોડી ગઇ છે! એટલુંજ નહિં પણ તેની ભવિષ્યની પત્નિ
બીજા સાથે લગ્ન કર્યું છે! પ્રભુ! પ્રભુ! તે બિચારા સ્વદેશાભિમાની મનુષ્ય ઉપર આ
પ્રસંગ! માતા પિતાના મૃત્યુ સમયે દર્શન થયાં નહિં! તેનું કારણ શું? તેણે એટલો મ્હે
શું અપરાધ કર્યો હતો? પોતાના દેશઉપર પ્રેમ રાખવો અને તે દેશને ગુલામગીરીમ
છોડવવાનો પ્રયત્ન કરવો એ શું અપરાધ છે કે? ગુલામગીરીમાંથી છોડવવાનું મ્હોટું
નથી શું? અંગ્રેજોએજ પોતે પોતાના દેશને ગુલામગીરીમાથી છોડવી જગતને ઉદાહ
બતાવ્યું નથી શું? ડરમાટના હૃદયમાં આવા આવા અનેક વિચારો આવવા લાગ્યા, તેને ઘણે
ખેદ થયો. તેના હૃદયમાં ધુંધવાતો અગ્નિ આખા શરિરમાં પ્રસરી ગયો. તે ઉંચા હાથ
પરમેશ્વરને પુછવા લાગ્યો: હે પ્રભુ! શું મ્હેં ગુન્હો કર્યો છે કે? શું મ્હે મ્હારા પોત
સ્વાર્થ માટે પ્રયત્ન કર્યો છે કે? હે અન્તરયામીન્! શુ મ્હે મ્હારા સુખને માટે પ્રયત્ન
છે કે? મ્હારો દેશ અને મ્હારા દેશીઓ દુઃખ વેઠયા કરશે કે? હે પ્રભુ! કોઇનું અનિષ્ટ
રવાની મ્હારી ઇચ્છા છે કે? સઘળાં સુખી થાય—રાજા અને પ્રજા—તેટલા માટેજ મ્હારો પ્ર
નહોતો કે? હે ઇશ્વર! રાજા અને પ્રજા બન્ને સુખી થાય એજ મ્હારી ધારણા છે! જે ક
હોય તે તેને મળે એજ મ્હારી મંગળ કામના છે! સઘળે સંતોષ અને સુખ ફેલાય એજ મ્હારી હમેશ
ઇચ્છા છે! પરંતુ વાંચક! તેના હૃદયના આ વિચારો કોણ સાંભળે એમ હતું! અંધકારથી આચ્છા
દયેલાં તેનાં કારાગૃહમાં પત્થરની ભીંતો અને લાકડાના જબરા કટકા શિવાય સાં ખી
કોઇ સાંભળનાર નહોતું! જે પત્ર ડરમાટ પાસે આવ્યો હતો તે વિલિયમ વ્હાઇટ પાસે
આવ્યો હતો. તેના માતા પિતાના મૃત્યુ પછી તેમની સ્થાવર જંગમ મિલકતનો કબ
વિલિયમેજ લીધો હતો. વિલિયમે ડરમાટને પુછ્યું હતું કે સ્થાવર જંગમ મિલકતનું
કરવું? તે વેચી નાંખવી કે તુરંગમાંથી છુટતાં સુધી તેમજ રહેવા દેવી? એ બાબ
ખુલાસો માંગ્યો હતો. ડરમાટે ઉત્તર આપ્યો કે: મ્હારાં માતા પિતા મૃત્યુ પામ્યાં છે, હું
માંથી છુટીશ એવી પણ આશા નથી. ભવિષ્યની પત્નિ પણ બીજાને પરણી છે તો હવે મ્હ
મિલકતને શું કરવી છે? સઘળી માલમિલકત વેચી નાંખવી અને મ્હારાં માતા પિતા
નામની સમાધિ—કબર—બનાવી તેમનાં નામ ગેલિક અક્ષરોમાં કબર ઉપર લખવાં*" ડરમાટ
હૃદયમાં અતિશય વ્યથા થઇ હતી તો પણ ઇંગ્લંડ ઉપરનો ક્રોધ અને આયર્લાંડ ઉપરનો પૂજ
ભાવ એક પળ પણ ઓછો થતો નહિ. એટલુંજ નહિ પણ સમય મળતાં વૈર લેવાનો
નિશ્ચય કર્યો. અકસ્માત્ પાંચ વર્ષે ડરમાટ કેદમાથી છૂટયો. કેદમાથી છૂટયા પછી તે આ

---

* ગેલિક ભાષા એ આયરિશોની માતૃ ભાષા છે. તે તેમને બહુ પ્રીય છે. અંગ્રેજો
રાજ્ય થવા છતાં ગેલિક ભાષાનો પ્રચાર વધે તેવા યત્નો આયરિશો કરે છે.

લિયામાંજ રહ્યો અને મેહેનત કરી ઘણા પૈસા મેળવ્યા. ત્યાં તેને ખબર મળી કે "ફેનિયન સભા" ઘણા જોર ઉપર આવી છે; તેથી તે સભામાં જઇ મળવું એવી તેની ઇચ્છા થઇ. ઓસ્ટ્રેલિઆથી તે અમેરિકાના સેનફ્રેન્સીસ્કો ગયો. વ્યાપાર ધંધામાં તેણે પુષ્કળ દ્રવ્ય મેળવી મ્હોટો શ્રીમંત થયો. પરંતુ તે પોતાના પાછલા દિવસો ભૂલી ગયો નહીં. ત્રણ વર્ષ પછી તે ચીકાગો ગયો. એક દિવસ એક મેળાવડામાં ગયો હતો ત્યાં તેને એક ચમત્કાર જણાયો. જેની સાથે તેનો વિવાહ થયો હતો તેજ સ્ત્રી તેની દ્રષ્ટિએ પડી. તપાસ કરતાં જણાયું કે તે સ્ત્રીએ હજુ લગ્ન કર્યુંજ નહોતું. એ જાણ્યા પછી ડરેમોટે હાસ્યભરિત ચ્હેરે તેની સાથે વાતચિત કરી. તે પતિ પરાયણ યુવતિએ પણ અતિ પ્રેમ પૂર્વક તેની સાથે વાતો કરવા માંડી. તેણે જણાવ્યું કે તમારાં માતા પિતા મૃત્યુ પામ્યાં નથી. મ્હેં બીજા સાથે લગ્ન નહિ કરવાનુંજ પ્રણ કર્યું છે. કોઇ દુષ્ટ માણસે એવો પત્ર લખી તમને નિરાશ કર્યા છે. ડરમાટ અને તે યુવતિએ રાત્રિ વાતો કરવામાંજ વિતાડી. સત્વરજ તેમનાં લગ્ન થયાં. હમણાં ડરમાટને છોકરાં પણ થયાં છે. અને તે છોકરાંઓ ચુસ્ત ફેનિયન સંસ્થાના છે. પાંત્રિશ વર્ષ ઉપર થઇ ગયલા તેના પિતાને કેદખાનામાં મોકલેલો તે બનાવનું વૈર લેવા હજુ પણ તેઓ ઉત્સુક છે. અને તે સમયની રાહ જુવે છે. પ્રમાણિકપણાથી, અથવા વાક્પ્રહારથી, આયર્લાંડનો છુટકો થશે એવી ત્હેમને ખાત્રીજ નથી. માત્ર ત્હોડે બોલી લડવું એ કેવળ મુર્ખપણાનું લક્ષણ છે. તેમજ સમયનો દુરઉપયોગ કરવા જેવું છે. એવું કહેવામાં તેઓ જરા પણ અચકાતા નથી. તેમને આયર્લાંડ ઉપર પ્રેમ છે. પરંતુ સ્વતંત્રતા માટે લડાઇ ન થાય ત્યાં સુધી આયર્લાંડની ભૂમિ ઉપર પગ ન મુકવો એવો તેમનો નિશ્ચય છે. તે પૂણ્યમય દિવસ સત્વર આવશે અને પ્રજા સત્તાક રાજ્યની ધ્વજા સમસ્ત આયર્લાંડ દેશ ઉપર ફરકી રહેશે એવી પણ તેમની આશા છે.

માતૃભૂમિઉપર પ્રેમ રાખનાર ડરમાટ અને તેના પૂત્રોની ગમે તે ધારણા, અને ગમે તે આશા હોય પરંતુ સ્વસ્થપણે રાજ્ય કરનાર રાજાના છત્ર તળેથી નિકળવું એના કરતાં સમસ્ત પ્રજાએ સ્વાવલંબી થવું અને સ્વદેશના હુન્નર ઉદ્યોગને સારી પેઠે ઉત્તેજન આપી પ્રત્યેક ઘરમાં સ્વદેશની બનેલી વસ્તુઓનો ફેલાવો કરવો એજ તેમને માટે-તેમજ બીજા દરેક દેશને માટે સબળ શસ્ત્ર છે. પોતાનાજ દેશમાં બનેલા માલને પોતાનાજ દેશીઓ વાપરવાનો દ્રઢ નિશ્ચય કરે એવોજ જો તેઓ પ્રયત્ન કરશે તો તેમના દેશને સુખી અને સ્વતંત્ર કહેવાશે. રાજ્ય અમલ ચલાવવામાં અંગ્રેજ સરકાર જેવી બીજી કોઇ પણ સરકાર નથી. અને તેથી "હોમરૂલ" નો હક્ક મેળવી, સ્વદેશી વસ્તુઓ વાપરવાની, પ્રત્યેક મનુષ્ય દ્રઢ પ્રતિજ્ઞા કરે તો દુઃખી દરિદ્ર થતા દેશીઓને વગર લડાઇએ, વગર રક્તપાતે, અને વગર પ્રાણ હાનીએ સુખ થયા વિના રહેશે નહિં. સ્વદેશની બનેલી વસ્તુઓ વાપરવાના નિશ્ચયથીજ ઇંગ્લંડ, અમેરિકા, આસ્ટ્રેલીયા, જાપાન જેવા દેશો સુખી થયા છે. આજે તેમના સુખની સીમા નથી. હિંદુસ્તાન પણ સ્વદેશી વસ્તુઓ વાપરવાનો નિશ્ચય કરશે ત્યારથી સુખનો સૂર્ય ઉદયાચળ ઉપર પ્રકાશ પામશે. અને આયર્લાંડ પણ ત્યારેજ સુખી થશે.

# अंग्रेजो अने आपणा व्यापारनी दुर्दशा.

પ્રાચિન સમયે આ દેશનો વ્યાપાર ઘણી સારી દશામાં હતો યુરોપના કવિયો, લેખકો અને પ્રવાસીઓએ, આ દેશની કારીગીરી, કૌશલ્યતા અને વિભવની ઘણી પ્રશંસા કરી છે. તે સમયે, આ દેશની વસ્તુઓ, જગતના સઘળા દેશોમાં મોકલવામાં આવતી હતી અને તે, અન્ય દેશોની બનાવટ કરતા વધારે પસંદ કરવામાં આવતી હતી માત્ર બંગાલ પ્રાન્તમાથી ૨૫ કરોડ રૂપિઆનું કાપડ, પ્રતિ વરસે વિદેશોમા જતુ હતું પુટનામા ૩૩૦૪૨૬ સ્ત્રીઓ, શાહબાદમા ૧૫૯૫૦૦ સ્ત્રીઓ, ગોરખપુરમા ૧૭૫૬૦૦ સ્ત્રીઓ ચરખા ઉપર સુતર કાતીને ૩૫ લાખ રૂપિયા કમાતી હતી, એજ પ્રમાણે દીનાપુરની સ્ત્રીઓ ૯ લાખ અને પુર્નિઆ જીલ્લાની સ્ત્રીઓ ૧૦ લાખ રૂપિયાનુ સુતર કાતવાનુ કામ કરતી હતી અને ૧૭૫૭મા જે સમયે લૉર્ડ ક્લાઇવ મુર્શિદાબાદ ગયો હતો ત્યારે તેણે એ શહેરને માટે લખ્યુ છે કે આ શહેર લંડનના જેવુ વિસ્તૃત, આબાદ અને ધનવાન છે આ શહેરના લોકો લંડન કરતા ઘણુ વધારે શ્રીમંત છે* પરતુ જ્યારથી અગ્રેજો આ દેશમા આવ્યા ત્યારથી તે લોકોએ આપણા વ્યાપારને નષ્ટ કરવાનો ઉદ્યોગ આરંભ્યો. ઇસ્ટઇન્ડીઆ કમ્પનીના રાજ્ય અમલના પ્રારંભથી, અગ્રેજોએ, આ દેશના જુલાહા અને વ્યાપારીઓ પર જે જુલમ કર્યો હતો તેનુ વર્ણન અંગ્રેજી ગ્રંથોમાથી મળી આવે છે તે સમયે તે લોકો આપણા દેશના જુલાઇઓને સ્વતંત્ર રીતે લુગડા વણવા દેતા નહોતા અને વણેલા લુગડા વેચવા પણ દેતા નહોતા આવી સ્થીતિ બીજા વ્યાપારીઓની પણ હતી નવાબ મીર કાસીમે અગ્રેજ વ્યાપારીઓના સંબંધમાં સન ૧૭૬૨માં ગવર્નર સાહેબને એક પત્ર લખ્યો કે They forcibly take away the goods and commodities of Reiates, merchants &c for a fourth part of their value, and by ways of violence and oppressions they oblige the Reiats &c, to give five rupees for goods which are worth but one rupee " ભાવાર્થ-એ લોકો (અગ્રેજો) રૈયત અને વ્યાપારીઓનો માલ જબરદસ્તીથી લઇ જાય છે, અને ફક્ત ચોથો ભાગ કિમ્મત આપે છે જે માલની કિમ્મત માત્ર એક રૂપિયો હોય છે તેને માટે એ લોકો (અગ્રેજો) જબરદસ્તી અને જુલમ કરીને પાચ રૂપિયા લેછે."

"Considerations on Indian affairs' નામક ગ્રથમા વિલિયમ બોલ્ટ્સ સાહેબ લખે છે કે એટલી વાત તો તદ્દન સત્ય છે કે (ઇસ્ટઇન્ડીયા) કમ્પની, આ દેશમા જે રીતે વ્યાપાર કરે છે તે જુલમ અને ઉપદ્રવનુ એક ખરેખર દ્રશ્ય છે તેનુ હાનિકારક પરિણામ પ્રત્યેક જુલાહા અને કારીગર લોકો ઉપર દેખાય છે આ દેશમા ઉત્પન્ન થનાર પ્રત્યેક વસ્તુ-માલ-નો કોન્ટ્રાક્ટ-Monopoly-અગ્રેજ લોકો લઇ લેછે અને પોતાની જ ઇચ્છા પ્રમાણે તેનો ભાવ નક્કી કરે છે જ્યારે એ લોકોનો ગુમાસ્તો-નોકર-કોઇ ગામમા

* "This city is as extensive, populous and rich as the city of London, with this difference—that there are individuals in the first possessing infinitely greater property than in the last city"

જાય છે ત્યારે તો પોતાના સિપાઇને મોકલી તે ગામના દલાલો મારફત જુલાઇઆઓને પોતાની કચેરીમાં બોલાવે છે. અને તેમને થોડાક રૂપિયા અગાઉથી આપીને એક દસ્તાવેજ ઉપર લખાવી લેછે કે "આટલો માલ, આટલા દિવસમાં, આટલા ભાવથી આપવામાં આવશે." એ કામ જુલઇયાઓની રાજીખુશીથી થતું નથી. (ઇસ્ટઇન્ડિયા) કમ્પનીના નોકરો, જુલાઇઆઓ પાસે પોતાની ઇચ્છા પ્રમાણે સરતો લખાવી લેછે. જો કોઇ-જુલઇઓ-અગાઉ રૂપિયા લેવા ના પાડે છે તો તે રૂપિયા તેની કમ્મરે બાંધી આપે છે. અને તેને ચાબુકનો મારમારી કચેરીમાંથી હાંકી કાઢવામાં આવે છે! ઘણા જુલઇયાઓનાં નામ, કમ્પનીના રજીષ્ટરમાં નોંધેલ છે. તે લોકોને બીજા કોઇનું કામ કરવાની રજા આપવામાં આવતી નથી. આવા પ્રકારના વ્યવહારથી જે ઉત્પાત થાય છે તે ખરેખર કલ્પનાતીત છે અને તેનું અંતિમ ફળ એ થાય છે કે બિચારા જુલઇયા લોકો ઠગાઇ જાય છે! જે વસ્તુની કિમ્મત બજારમાં સો રૂપિયા આવે છે તે માટે તેમને ૫૦-૬૦ રૂપિયા અપાય છે. જુલઇયાઓ જ્યારે આવા પ્રકારની કરડી સરતો પુરી કરતા નથી-જ્યારે તેઓ દસ્તાવેજની સરતો પ્રમાણે માલ તયાર કરી શકતા નથી ત્યારે તેમની બધી માલ મિલકત છીનવી લે છે. અને તે વેચીને કંપનીના રૂપિયા વસુલ કરવામાં આવે છે. રેશમના તાર વિંટનાર લોકો સાથે એવી અન્યાયી વર્તણુક ચલાવવામાં આવી કે તે લોકોએ પોતાના અંગુઠા સુધ્ધાં કાપી નાંખ્યા, તેમ કરવાની મતલબ એ હતી કે તેમને રેશમ વિંટવાનું કામજ કરવું પડે નહિં!"

આ પ્રમાણે અનેક અન્યાયી, કઠોર અને જુલમી ઉપાયોથી તે અંગ્રેજોએ આ દેશના જુલઇયા અને બીજા વ્યાપારીઓનો વ્યાપાર બંધ કરી દીધો!

સને ૧૭૬૫ થી, આ દેશમાં, ઇસ્ટઇન્ડિયા કમ્પનીની વ્યવસ્થિત રાજસત્તાનો આરંભ થયો. અને ત્યારથી આપણા વ્યાપારને તોડી પાડવાના જુલમી ઉપાયો બંધ કરી, વ્યવસ્થિત અને સભ્યતાના ઉપાયોની યોજના થવા લાગી. અર્થાત્ આપણા દેશના વ્યાપારની પાયમાલી કરવાના હેતુથી ઇંગ્લંડના લોકો કાયદા બનાવવા લાગ્યા! (ઇસ્ટઇન્ડિયા) કંપનીના ડાયરેકટરોએ એવો હુકમ બહાર પાડયો કે "બંગાલના લોકોને રેશમના કપડાં વણવાથી બંધ કરવા જોઇએ, ત્યાંના (બંગાલના) લોકો ફક્ત કાચું રેશમ તયાર કરે. તે રેશમનાં લુગડાં, ઇંગ્લંડના કારખાનાં-મિલો-માં બનાવવામાં આવશે. રેશમ બનાવનારા લોકોએ કમ્પનીનાં કારખાનાંઓમાંજ કામ કરવું જોઇએ. અગર જો તે લોકો બહાર-બીજે કોઇ ઠેકાણે-કામ કરે તો તેમને સખ્ત શિક્ષા આપવામાં આવે." સારાંશ અંગ્રેજ લોકોએ આ દેશના જુલઇયાંઓને એમજ કહ્યું કે "તમે લોકો કપડાં વણવાનું કામ છોડી દ્યો અમને માત્ર કાચો માલજ આપો, અમે તમારે માટે લુગડાં વણી આપીશું." આ હુકમનો અમલ ઘણી સખ્તાઇથી થવા લાગ્યો. અને તેનું પરિણામ અંતે એ આવ્યું કે ભારતવર્ષમાં માત્ર કાચો માલ તયાર થવા માંડ્યો. અને તે કાચો માલ ઇંગ્લંડના કારખાનાઓમાં જવા લાગ્યો. આ તરફ ભરતખંડનાં કારીગરોનું સત્યાનાશ વળવા માંડયું. ભરતખંડનો વેપાર માટીમાં મળી ગયો! બીજી તરફ ઇંગ્લંડના કારખાનાવાળાઓ પૈસાદાર બની ગયા, અને અંગ્રેજોનો વ્યાપાર ખુબ વધી ગયો!

(ઇસ્ટઇન્ડિયા) કમ્પનીના કારભારની, ઇંગ્લંડમાં કેટલીક વાર તપાસ થઇ. પહેલી તપાસ સને ૧૭૯૩ માં થઇ. પરંતુ હિંદુસ્તાનની પૈસા સંબંધી, સ્થીતિ સુધારવાનો કાંઇ પણ યત્ન થયો નહિં. બીજી તપાસ સન ૧૮૧૩ માં થઇ. તે વખતે એક કમીશન નિમ્યું હતું. તેમાં હેસ્ટિંગ્સ, મનરો, માલકમ વિગેરે મ્હોટા મ્હોટા ઓફિસરોની સલાહ લેવામાં આવી. ભરતખંડની

પૈસા સંબંધી સ્થીતિ કેમ સુધરે તે વાતની સલાહ નહોતી પરંતુ સલાહ તો એ વાતની હતી કે ભરતખંડનો વ્યાપાર કેવી રીતે નષ્ટ થાય અને ઇંગ્લંડના કારખાનાઓની ઉન્નતિ કેવા ઉપાયોથી થાય. ધન્ય છે ભારતના મહિમાને! અંગ્રેજોના હજારો યત્નો થવા છતાં પણ, તે સમયે, ભરતખંડને સુતરનાં અને રેશમનાં લુગડાંપર, ઇગ્લંડમાં, સૈકડે ૫૦-૬૦ રૂપિયા નફો મળતો હતો. અર્થાત્ જે સમયે ઇંગ્લંડના બનેલાં સુતરાઉ અને રેશમી લુગડાં ઇંગ્લંડમાં ૧૦૦ રૂપિયે મળતાં હતાં ત્યારે હિંદુસ્તાનનાં બનેલાં તેજ લુગડાં ઇંગ્લંડમાં ૫૦-૬૦ રૂપિયે મળતાં હતાં. અને તેથીજ આપણા દેશનાં બનેલાં લુગડાં વિલાયતમાં ઘણાં મોકલવામાં આવતાં હતાં. વિલાયતના જુલાહા લોકોનાં બનાવેલાં લુગડાં ત્યાં કોઇ પસંદ પણ કરતા નહોતાં. આપણી તે કારિગીરી, આપણી તે કુશળતા, અને આપણી તે વ્યાપારશક્તિ અંગ્રેજોને પસંદ પડી નહિં અથાત્ દ્વેષી અંગ્રેજો દ્વેષ કરવા લાગ્યા. અને તેથી પોતાના દેશના વ્યાપારની રક્ષા અને ઉન્નતિ કરવાના વિચારથી તે લોકોએ પોતાની "સ્વદેશી વસ્તુઓ વાપરવાની વ્યવસ્થા" કરી અને હિંદુસ્તાનનાં લુગડાં "બાયકોટ" ત્યાગ કરી દીધાં. ઇંગ્લંડની પાર્લામેંટ સભાએ એવો કાયદો બનાવ્યો કે જે વેપારી હિંદુસ્તાનનું બનાવેલું લુગડું વેચશે તેને રૂા. ૨૦૦ અને જે મનુષ્ય હિંદુસ્તાનનું લુગડું પહેરશે તેને રૂા ૫૦ નો દંડ થશે. સને ૧૮૧૫ માં એક બીજો કાયદો પસાર કર્યો કે, કલકત્તાથી ઇંગ્લંડમાં આવતા ૧૦૦ પૌંડના લુગડાં પર ૬૮ પૌંડ ૬ શિલિંગ ૮ પેન્સ કર લેવો. ઢાકાની ૧૦૦ પૌંડની મલમલ ઉપર ૨૭ પૌંડ ૬ શિલિંગ ૮ પેન્સ કર લેવો. અને હિંદુસ્તાનથી આવતાં રંગિન લુગડાંની આવક તદન બંધ કરી દેવી! જ્યારે અંગ્રેજોએ જોયું કે આટલો ભારે કર લગાડવા છતાં હિંદુસ્તાનનાં લુગડાં, ઇંગ્લંડના બજારમાં વેચાય છે ત્યારે અંગ્રેજોએ સૈકડે ૨૦ ટકા કર વધાર્યો. એટલે ૧૦૦ પૌંડની છીટ ઉપર ૭૯ પૌંડ ૬ શિલિંગ ૮ પેન્સ અને મલમલ ઉપર ૪૭ પૌંડ ૬ શિલિંગ ૮ પેન્સ કર થઈ ગયો!!! આ પ્રમાણે સભ્યતાના ઉપાયો, સભ્યતાનો અહંકાર કરનાર અંગ્રેજોએ આ દેશના વ્યાપારને ધૂળમાં મેળવી દીધો!!! ભરતખંડના વ્યાપારીઓનો તિરસ્કાર કરવા લાગ્યા!!! "સ્વદેશી" વસ્તુઓની ઉન્નતિ કરવા લાગ્યા. અને "બાયકોટ" શેનું નામ છે તે જગતમાં જાહેર કરવા લાગ્યા. ભારતવાસીઓ! તમારા વ્યાપારને કેવી રીતે કચડી નાંખવામાં આવ્યો, વિલાયતવાળા સ્વદેશની વસ્તુને કેવી રીતે ચાહવા લાગ્યા તે હજારો નેત્રો કરીને જુઓ! ભારતવાસીઓ! તમારા દુર્ભાગ્યનો પ્રારંભ ક્યારથી થયો તે લક્ષમાં લ્યો!

અંગ્રેજોએ સભ્યતાના જે ઉપાયો વડે આપણા વ્યાપારનો ઉચ્છેદ કર્યો છે તેના સંબંધમાં અંગ્રેજ ઇતિહાસ લેખક મી૦ મીલ અને વિલસન લખે છે કેઃ હિંદુસ્તાન જે દેશને આધિન થયો તેના (ઇંગ્લાંડના) અન્યાયનું આ એક વિષાદજનક (ખેદકારક) ઉદાહરણ છે. સન ૧૮૧૩ તપાસથી એટલું જણાય છે કે હિંદુસ્તાનનાં રેશમી અને સુતરાઉ લુગડાં, વિલાયતમાં બનેલાં લુગડાં કરતાં સૈકડે ૫૦-૬૦ રૂપિયા ઓછે વેચાતાં હતાં ત્યારે અંગ્રેજોએ, હિંદુસ્થાનનાં બનેલાં લુગડાં ઉપર સેંકડે ૭૦-૮૦ ટકા કર નાંખીને અને હિંદુસ્તાનનાં બનેલાં લુગડાં વાપરવાનું બંધ કરીને પોતાના-ઇંગ્લાંડના-વ્યાપારની રક્ષા કરવી પડીઃ જો તેમ ન કર્યું હોત-અર્થાત્ એ પ્રમાણે "બાયકોટ"-ત્યાગ કરી હિંદુસ્તાનના વ્યાપારમાં અડચણ ન નાંખી હોત તો પેજલી અને માન્ચેસ્ટરની મીલો શરૂઆતથીજ બંધ થઇ જાત! અને પછી તે વરાળથી પણ ચલાવી શકાત નહિં. ખરૂં જોતાં તે--પેજલી અને માન્ચેસ્ટરની-મીલો હિંદુસ્તાનના વ્યાપારને રસાતાળ પ-

હોંચાડીનેજ ચલાવવામાં આવી છે અગર જો હિંદુસ્તાનની પ્રજા સ્વતંત્ર હોતતો તેનો બદલો અવસ્ય લેત! તેઓ (હિંદુસ્તાનનાં લોકો) અંગ્રેજોના માલઉપર ભારે કર ગોઠવત અને પોતાના ઉત્પાદક અને લાભદાયક વ્યાપારની રક્ષા કરી શકત. પરંતુ તેઓને આત્મરક્ષા શિવાય સ્વતંત્ર ઉપાયોની યોજના કરવાની પરવાનગી નહોતી. તેઓ હમેશાં પરદેશીઓની કૃપાને આધિન હતા! તેઓની (પીઠ)ઉપર વિલાયતી વસ્તુઓ જબરદસ્તીથી લાધવામાં આવતી હતી. અને તે (વિલાયતી) વસ્તુઓ ઉપર કાંઇ પણ કર લેવામાં આવતો નહોતો. જ્યારે પરદેશી વ્યાપારી (અંગરેજો) પોતાના પ્રતિસ્પર્ધિ (હિંદુસ્થાનવાસીઓ) ની હરિફાઇ, ઉચિતમાર્ગે કરી સકતા નહોતા ત્યારે તે તેમનું દિંદુસ્તાની વેપારીઓનું ગળું મરડી (વ્યાપારને પાયમાલ કરી) નાંખવા માટે રાજનૈતિક અનીતિના શસ્ત્રનો ઉપયોગ કરવા લાગ્યા."

અંગ્રેજ વ્યાપારીઓએ પોતાના સ્વાર્થને માટે-માત્ર પોતાનું પેટ ભરવાને માટે-આ દેશના વ્યાપારને પાયમાલ કરી નાખ્યો અને આ (હિંદુસ્થાન) દેશના લોકોને ખેતિ ઉપર નિર્વાહ કરવા તથા માત્ર કાચો માલ તયાર કરવાને મજુર જેવા બનાવી દીધા. સને ૧૮૩૩માં કંપનીના કાર્યભારની ફરી તપાસ થઇ અને સને ૧૮૪૦માં હિંદુસ્થાનના વ્યાપાર સંબંધી તપાસ કરવાને ઇંગ્લંડમાં એક કમીટી નિમવામાં આવી. એ કમીટીમાં ઘણા અગ્રેજોએ જુબાની-પોતાના અભિપ્રાયો-આપ્યાં હતા. તે ઉપરથી પણ એમજ જણાય છે કે પોતાના હિતને ખાતરજ અગ્રેજોએ આ દેશનો વ્યાપાર નષ્ટ કરી નાંખ્યો છે! નીચે લખેલા શાક્ષીઓના અભિપ્રાય ઉપરથી એ બાબત સ્પષ્ટ જણાઇ આવશે.

મી. ટ્રેવિલિયન કહે છે કે, "અમે લોકોએજ હિંદુસ્થાનીઓના વ્યાપારને શમશેરણ કરી દીધો! હવે એ લોકોને જમીનની ઉપજ શિવાય બીજો કોઇ આધાર નથી."

મી. શોર કહે છે કે: "બહુધા કહેવામાં આવે છે કે ઇંગ્લંડના વ્યાપારને માટે હિંદુસ્તાનના વ્યાપારનો લોપ કરવો એ અંગ્રેજોની પ્રણુતા (બહાદુરી!)નું એક દીપ્તિમાન ઉદાહરણ છે. મ્હારી સમજમા, આ એ વાતનું દ્રઢ પ્રમાણ છે કે અંગ્રેજોએ હિંદુસ્તાનમાં સૌના (બ ગોહ્લમાં, અને ઉપદ્રવ કર્યો અને એ (અગ્રેજ) લોકોએ પોતાના દેશની ઉન્નતિને માટે ખાનાં--મિલો-માં અને નિર્ધન, દરિદ્ર, સત્વહીણ કરી નાંખ્યું."

કામ કરવું જોઇએ. અગરે અમે (અંગરેજ) લોકોએ હિંદુસ્થાનની કારીગીરીનો નાશ શિક્ષા આપવામાં આવે." સા

"તમે લોકો કપડાં વણવાનું કામ ... અમે ... રેજ) લોકોએ અમારો માલ જબર-માટે લુગડાં વણી આપીશું." આ હુકમનો અમલ થ... લુગડાંઉપર કંઇપણ ટેક્સ-કર-નથી.

પરિણામ અને એ આવ્યું કે ભારતવર્ષમાં માત્ર કાચો ... હિંદુસ્થાનના માલઉપર અમે કાચો માલ ઇંગ્લંડના કારખાનાઓમાં જવા લાગ્યો. આ તરફ ... અંગ્રેજ...કરી દીધો છે. ત્યાનાશ વળવા માંડ્યું. ભરતખંડનો વેપાર માટીમાં મળી ગયો! ... અમે ૧૦૦૦ રૂપિયાં સુધી રખાનાવાળાઓ પૈસાદાર બની ગયા. અને અગ્રેજોનો વ્યાપાર ખુ... તેવી રીતે નષ્ટ-કર્યો તે

(ઇસ્ટઇન્ડિયા) કમ્પનીના કારભારની, ઇંગ્લંડમાં કુટેલીક વાર સને ૧૭૯૩માં થઇ. પરંતુ હિંદુસ્તાનની પૈસા સંબંધી સ્થીતિ ... હું ઉચિત અને ન્યાય ચયો નહિં. બીજી તપાસ સન ૧૮૧૩ માં થઇ. તે વખતે એક ... નિર્બળ દેશ ઉપર હેસ્ટિંગ્સ, મનરો, માલકમ વિગેરે મ્હોટા મ્હોટા ઓફિસરોની સલાહ ...

"હું એ વાતને નથી માનતો કે હિંદુસ્તાન કૃષિ પ્રધાન-ખેતીઉપર જીવન ગાળનારો-દેશ છે. એ દેશની કારીગીરી પ્રાચીન સમયથી પ્રસિધ્ધ છે. જ્યાં કેવળ ઉચિત્ માર્ગોનુંજ અવલમ્બન થતું હતું તેની (હિંદુસ્તાનની) બરોબરી કોઇપણ દેશ કરી શકતો નથી. એવા દેશને કૃષિ પ્રધાન દેશ બનાવવાનો યત્ન કરવો એ અન્યાય છે. ઈંગ્લંડને કાચો માલ આપવા માટે હિંદુસ્થાન એક કૃષિ ક્ષેત્ર થઇ જશે એ વાત હું માનતો નથી."

લખતાં ઘણો ખેદ થાય છે કે ખરેખર, હિંદુસ્થાન આજે ઈંગ્લંડને દરેક જાતનો કાચો માલ આપનાર કૃષિ ક્ષેત્રજ થઇ ગયું છે!

ઉપર જણાવ્યું તે પ્રમાણે સને ૧૮૫૮ સુધી આ દેશની સઘળી કારીગીરી, સઘળી કુશળતા અને સઘળો વ્યાપાર અંગ્રેજોએ ડુબાવી દીધો! સને ૧૮૫૮ મા ઇસ્ટઇન્ડીઆ કમ્પનીના જુલમી રાજ્ય અમલનો અંત આવ્યો. અને ઈંગ્લંડની પાર્લામેંટ તથા રાજાના હાથમાં આ દેશની રાજસત્તા આવી. તે સમયે આશા રાખવામાં આવી હતી કે ન્યાયી બ્રીટિશ રાજનીતિથી આ દેશનું કંઇક કલ્યાણ થશે. પરંતુ તે આશા પુરી થઇ નહિ! અંગ્રેજ વ્યાપારિઓએ પોતાની સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કર્યો નહિ! એ અંગ્રેજ લોકો પોતાના વ્યાપારની ઉન્નતિ માટે અનેક અનુચિત અને અન્યાયી ઉપાયોની યોજના કરાવવાની ચેષ્ટા કરતાજ રહ્યા. વિલાયતથી બની આવતાં લુગડાં ઉપર જે કાંઇક થોડો કર-ડયુટી તરીકે લેવામાં આવતો હતો તે સન્ ૧૮૯૨ માં બંધ કરવામાં આવ્યો. અને હિંદુસ્તાનથી જે કપાસ-રૂ-વિલાયત મોકલવામાં આવતું હતું તેનો કર પણ માફ થયો! એટલે વિલાયતિ વ્યાપારીઓને બન્ને તરફનું સુખ થઇ ગયું! તેમનાં લુગડાં આ દેશમાં આવતાં કર નહિ અને તેમને લુગડાં બનાવવા માટે રૂ મળે છે તેનાં ઉપર પણ કર નહિ! એટલુંજ નહિ પણ સન ૧૮૯૬ માં હિન્દુસ્થાનની ૪ મિલોમાં બનતાં તમામ લુગડાં ઉપર સેંકડે ૩૩ રૂપિયા કર મુકયો! આ દેશના નવાબ અને બાદશાહોના વખતમાં ચાલતાં કારખાનાઓની ઉન્નતિ કરવાને બદલે તેની વૃદ્ધિ થતી રોકવાનો આવો કુટિલ પ્રયત્ન જગતના કોઇ પણ સભ્ય દેશમાં જોવામાં આવશે નહિ! ધન્ય છે બ્રીટિશ વ્યાપાર નીતિ! ધન્ય છે તમારી હિંદુસ્થાન ઉપરની મમતા!

આ ઉપરથી જોઇ શકાશે કે અંગ્રેજ વ્યાપારીઓએ આ દેશમાં પગ મુકયો ત્યારથી, આ દેશનું અન્ન જળ લીધું ત્યારથી, આ હિન્દુસ્થાન-દેશની કારીગીરીને રામ શરણ કરવાનાજ યત્નો થતા રહ્યા છે! પરંતુ હિંદીવાનો! તમે સઘળા એક મન, એક પ્રાણ અને એક ધ્યાન થાઓ! તમે તમારા દેશના વ્યાપારની ઉન્નતિ કરવા કમ્મર બાંધો! અને તમારાજ દેશમાં બનતો માલ વાપરવાની પ્રતિજ્ઞા કરો! બીજાને દોષ દેવાનું અને બીજાનો દોષ જોવાનું કારણ નથી! નબળા ઉપર સબળાનું રાજ્ય ચાલે છે પણ સબળા ઉપર નબળાનું જોર ચાલતું નથી! શરિરના બળ કરતાં મનનું બળ વધારો! તમારી જન્મ ભૂમિ તરફ પ્રેમ રાખો અને તે બળનો તેમોજ ઉપયોગ કરો! મનનું બળ હજાર તોપો કે હજાર ટોરપીડોને મારી હઠાવવા શક્તિવાન છે! તમારા દેશના દારિદ્રને મારી હઠાવવા તમારા મનોબળનો ઉપયોગ કરો! તોજ હિંદુસ્થાનનો દહાડો ફરશે! તોજ તમે જાપાનીઓની પેઠે જગતના મનુષ્યો આગળ પ્રતિષ્ઠા અને પ્રશંસા પામશો અને ત્યારે તમારી માતૃ ભૂમિનું ગૌરવ વધશે!

# नाळियेरी-उद्योगनुं साधन.

ઉષ્ણમુલકમાં નાળિયેરીનુ ઝાડ થાય છે જે ઘણું ઉપયોગી છે; એને ઉગવાનો પ્રદેશ ઉત્તરાયણથી દક્ષિણાયન સુધીના મધ્યકટીબંધના ભાગમા છે, સમુદ્ર કીનારા ઉપર એ ઝાડ ઘણા થાય છે. મલબાર કીનારાપર કે કોચીન તથા ટ્રાવણકોરના સંસ્થાનમાં એ ઝાડ મોટા વિસ્તારે ઉપર ઉગાડવામાં આવે છે, પરતુ એ ઝાડ કે જેના દરેક ભાગ કામમાં આવી શકે છે તેની ખેતી હિંદુસ્તાનમા સમુદ્ર કીનારાના બીજા મુલકોમાં, તથા બગાલાની નદીઓના ભાઠામાં કરી શકાય તેમ છે.

નાળિયેરીના ઝાડની ટોચ ઉપરનું પાંદડું વાંકું ઝુકે છે ત્યારે કવિની નજરમાં રાજાના શીરતાજમાંની કલગીના પીછાની મરોડ સાથે તેની સરખામણી થાય છે.

એ ઝાડના થડની લંબાઇ ઘણીખરી વાર નેવું ફીટ સુધી હોયછે, થડનો નીચેનો ઘેરાવો ત્રણ ફીટ, અને મથાળે એક ફુટ હોય છે; જમીન અને હવા અનુકુળ મળેતો એક ઝુમખા ઉપર પાચથી પદર નાળિયેર બાઝે છે અને પરિપૂર્ણ પોષાયલા ઝાડપર આઠથી બાર ઝુમખા લાગે છે; જે પાંચ છ અઠવાડિઆમાં તૈયાર થાય છે અને તેથી એ ઝાડ એંસીથી સો નાળિયેર એક વર્ષમાં આપે છે

એ ઝાડમાંથી માણસના મોજસોખની તેમજ વેપારના ખરની ઘણી જણસો નીકળે છે ઉપરના છાલાના કાથામાંથી પાતળી દોરડીથી તે મોટી ફ્રતેમારીને બાધવાના મોટાં દોરડાઓ સુધીના જુદા જુદા માપ અને મજબુતાઇનાં દોરડા બને છે. સુકાં કોપરાંના ગોટામા ૬૪-૭ ટકા તેલ હોય છે. એ તેલ રંગવાના કામમાં, દીવામાં બાલવાના કામમાં, શરીરે ચોળવાના કામમાં, સાબુ બનાવનાના કામમાં આવે છે લીલા કોપરાંને ખમણી તેમાંથી દુધ નીચોવી કાઢે છે જે દુધ ગાય તથા બકરાંના દુધને ઠેકાણે લેવામાં આવે છે; એ દુધ ઘણું મીઠું હોય છે; જુદી જુદી ક્રીયાથી લીલાં કોપરાંની છીરનો મુરબ્બો, માખણ, મીણબતી, ખાંડ અને વધારે વખત રેહેવાથી એના દુધનો સરકો સારો થાય છે એના પોષણકારક ગુણમાં એ કોડલીવર ઓઇલના જેટલુંજ પુષ્ટીકારક છે, અને માણસ, પશુ અને પક્ષી બધાંને એનો ખોરાક પોષણ આપનાર છે. મરઘાં બતકાંને પુષ્ટ કરવાને એનો ખોરાક આપવામાં આવે છે, તેલ કાઢયા પછીનો ખોળ ફળદ્રુપ ખાતર પુરૂં પાડે છે

શણના લુગડાં, રેશમ અને સુતરાઉ લુગડાંને કાળો રગ આપવામાં રંગારાઓ એના તેલનો ઉપયોગ કરે છે, તાજાં કાચા નાળિયેર માંહેલું પાણી ધાતુપુષ્ટી તથા તંદુરસ્તીને આરામ દેનાર પીણું છે, અંદરથી નિકળતું પાતળું કોપરાંનું પડ જલદીથી પચે તેવું અને પુષ્ટીકારક છે

નાળિયેરીના ઝાડની અણીઆળી ટોચ વીજળિક પ્રવાહને પકડે છે. આટલા બધા ગુણોને લીધે નાળિયેરને હિંદુ લોકો શુકનનું ચિન્હ ગણે છે તથા દરેક શુભ કામમાં એનો ખપ પડે છે તે એના આટ આટલા ઉપયોગીપણા અને સારા ગુણોને માટેજ છે

ચોખું રંગ વગરનું તેલ કાઢવાને કોપરાને અથવા સુકી કાચલીઓને પાણીમાં ભીંજવી રાખી થોડી મીનીટ સુધી ઉકાળે છે, તેને કાઢી, કકડા કરી, પ્રેસમાં દબાવે છે; આવી રીતે જે રગડો તૈયાર થાય તેને ઉકાળે છે અને તેથી તેલ ઉપર તરી આવે છે, સુગંધી તેલો તથા

અત્તરોમાં આવું ચોખું તેલ વપરાય છે પરન્તુ તેલ કાઢવાની આ રીત ખરચાળ છે અને તેથી સાધારણ ઉપયોગમાં એ રીત કામ લાગે નહીં, જ્યારે ઉકળતાં વાસણમાંથી તેલ કાઢવામાં આવે છે ત્યારે તેની સુગંધ ઘણી મીઠી હોય છે અને તેથી ખાવામાં પણ લેવાયછે. આ તેલ કાઢવાની અસલી ઢબની ઘાણીઓને બદલે જો હાલની સુધરેલી ઘાણીઓનો ઉપયોગ થાય તો માલના પ્રકારમાં સારો ફેર પડે.

નાળીયેર ઉપરનાં છાલાં (કાથો) ગાદીઓ તથા તકીઆ ભરવાના ઉપયોગમાં લેવાય છે, પણ તે ઉપરાંત તેનાં બ્રશો, ટેબલ ક્લૉથ, ફેન્સી ટોપલીઓ તથા માથે પેહેરવાની ટોપીઓ, પણ બને છે.

શ્રીણી ગુંથણીની વસ્તુઓ બનાવવાને કાથાને ઝીણો અને નરમ કરવો પડે છે જેને માટે આ રીત ઉપયોગમાં લેછે:–નદી અથવા સમુદ્ર કીનારે જ્યાં ભરતીઓટ થયા કરતો હોય ત્યાં ઓટની વખતે મોટા મોટા ખાડા કાંઠા ઉપર ખોદે છે અને તેમાં છાલાં ગણીને નાંખે છે, અને ભરતી આવતાં પેહેલાંજ તેના ઉપર ગારો, ઝાડના ડાંખલા પાંદડાં વગેરે નાંખે છે, જેથી પાણીની છોલમાં છાલાં તણાઇ જાય નહીં. આ ખાડાઓમાં જેટલો વધારે વખત છાલાં રહે તેટલોજ સારો કાથો તેમાંથી નીકળે છે. ખાડામાં છ થી આઠ માસ સુધી છાલાંઓને રાખી મુકે છે, પછી તેને કાઢી લાકડાની મુશળ વડે કુટે છે જેમાથી અસલ બારીક તાંતણાંઓ છૂટા પડે છે; તેમાથી ખરાબ વાસ નીકળે છે. છ સાત નાળીએર ઉપરના છાલામાંથી આવી રીતથી એક રતલ ચોખો બારીક કાથો મલે છે.

નાળીયેરીને મથાળે કુમળા ભાગમાં છેદ મુકવાથી તેમાથી જે રસ નીકળે છે તેનો ગોળ, ખાંડ અને તાડી બને છે. નાળીયેરીનુ લાકડુ, છાપરાના ટેકા તથા ભાલો તરીકે વપરાય છે અને પાતરાં (જાવળી) થી છાપરૂં છાયે છે અને, પાંતરા બળતણમાં પણ લેવાય છે, નાળીએરની કાચલીના હુકા, અને બટન બને છે, એ કાચલીઓ બાળવાથી તેમાથી તેલ નીકળે છે તેનાવતી હિંદી મહાસાગરના ટાપુઓમાંના લોકો પોતાના દાંત કાળા રંગે છે કાચલીની રાખનો ચલકતો કાળો રંગ થાય છે કુમળા પાંતરાની કુંપળોને ખાધામાં લેછે

સને ૧૯૦૩-૦૪ માં નાલીયેરની બનાવટો આશરે એક કરોડ ચાલીશ રૂપીઆની પરદેશ ખાતે ચઢાવવામા આવી અને એની બનાવટો આશરે ૩૦ લાખની કીમતની હિંદુસ્થાનમા આયાત થઇ. આયાત થયલા માલમા માલ્ડીવ, નીકોબાર અને સુમાત્રા વગેરે દેશથી નાળીયેર, કોપરાંની વાટીઓ, તેલ, દોરડી તથા દોરડાં હતા, અને અડધો અડધ રકમના કોપરેલમાંથી બનેલી મીણબત્તીઓ તથા સાબુઓ યુરોપાદી પ્રદેશથી આયાત થયાં હતાં

બીજી ચીજોની માફક કાચો પદાર્થ આપણે બહાર મોકલીએ છીએ અને તેનો બનેલો માલ આપણે પાછો ખરીદીએ છીયે.

નાળીયેરીનો બગીચો બનાવવા, બીના નાળીયેર સારી પડેમ પાકા, સારી મોટી ખીલેલી આંખવાળા, સારી પડેમ પોષાઇને ઉછરેલાં ઝાડ પરના, જે ઝાડ ઘરડું હોય નહીં, અને જેનાં ઝુમખામાં થોડાંજ નાળીયેર લાગ્યાં હોય એવાં પસંદ કરી કાઢવાં, ફેબ્રુઆરીથી મે મહીના સુધીમા જે નાળીયેર ઉતરે છે તેમાંથી બીના નાળીયેર પસંદ કરેલાં હોય તો સારૂં કારણ તે ઉગવાને લાયકનાજ હોય છે. જુનાં ઝાડોમાંથી બીના નાળીયેર લીધાં હોય તો તેના ઉગેલાં ઝાડપર ફળ થોડાં આવે છે અને તે ઝાડો નબળાં હોય છે તેમ જુવાનીના પૂર બહારમાં નહીં

આવેલા ઝાડોના બીના ઝાડો ટુંકી જીંદગીવાળાં થાય છે તથા તેના ઉપરનાં ફળો કોપરૂં બાઝયા પહેલાં ખરી પડે છે

બીનું સારૂં લેવાનાં નાળીયેર ઝાડ ઉપરજ સુક઼ઈ જાય તો તે પછી બીના કામમાં આવ નાં નથી કારણ કે અંદર પાણી નહીં હોય તો જે પીલો પુરે છે તેને મુળ થતા પેહેલા પો ષણ સારૂ રસ મેળવવાનુ સાધન રહેતુ નથી બીના નાળીયેર ઝાડ ઉપરથી ઉતર્યાં બાદ એક માસ સુધી સાચવીને રાખી મુકવા અને પછી વાવવા, એક માસ રાખી મુકવાથી ઉપરના ભા ગમા જે કંઈ બીનાશનો ભાગ હોય તે ઉડી જઈ ઉપરની ચામડી સુકી તથા પાણીને અટ કાવ કરનારી થાય છે બીઓ વાવવાની જગો ઉંચાણપર જોઇએ તથા ત્યા પાણી ભરાઈ રહે તેવુ જોઈએ નહીં ચીકણી મરોડી અને રેતીના ભેગવાળી જમીન એના છોડને ઉગાડવા લાયકની છે પરતુ તેમા ભીનાશ વધારે હોવી જોઇએ નહીં છોડવા ઉછેરવાની જગ્યામા ઓછો તડકો આવે તેવી ગોઠવણ રાખવી વધુ કડક તાપની જરૂર નથી, બીને ઉગાડવાની મોસમ જાનેવારીથી એપ્રીલ સુધીની ઠીક છે અને આગસ્ટ માસમા પણ વવાય છે, જો એ માસમા વરસાદ ઓછો હોય। સોજ ઘણી ભીનાશને તો એની ઉગાડવાની જગ્યાથી દુરજ રાખવી

બી નાખવાની જગ્યાને બે ફીટ ઉડી ખોદવી અને તેમાથી પથર, મુળીઆ વગેરે કાઢી નાખવાં, ખાડામા બીના નાળીયેરને આડા નાખવા અને એ ઇંચ જેટલો ભાગ ઉઘાડો રાખ વો અને એક બીજા વચ્ચે એક એક ફુટનુ છેટુ રાખવુ, ઉધાઇ વગેરે જીવડાથી એને બચાવવા સારૂ મીઠુ તથા રાખની મેળવણી અથવા એકલી રાખ એના ખાડામા નાંખવી, ના ળીરેના બહાર દેખાતા ભાગને રેતી અથવા રાખ તથા મીઠાના મીક્ષચર, અથવા રેતી અને ભાતના છાલાના મીશ્રણથી ઢાંકી નાખવો હવાની ભીનાસ તથા સુકી રૂતુના હીસાબ પ્રમાણે બબે ચચાર દીવસને આતરે તેને પાણી આપવુ, આ બાબતો ધ્યાનમા રાખી એ ઝાડોના બી વાવવામા આવે તો ૭ મહીનામા તેમાથી રોપાઓ થશે

નાના રોપાઓનુ ઢોર જીવડાંથી રક્ષણ કરવુ. છોડ ઊગ્યા પછી બીજા કે ત્રીજા મહીના પછી ઘણુ ખરૂ તેને કાઢી બીજે ઠેકાણે નાખે છે, પરતુ નીચાણ જગ્યામા એક વરસના રો પાઓજ નાખવા જોઇએ અગર જો કે તેને ઉખેડી લેવાની મેહેનત પડે છે પરતુ તેને સભાળથી લઇ નાખવા જોઇએ નાળીયેરીના ઝાડને રોપવાને પથર અથવા કાકરા વાળી જમીન ઉપયો ગી નથી મરોડીમા રેતી ભળેલી જમીન ઊપર તે ઘણી સારી રીતે ઉગે છે, દરીઆ કી નારા ઉપર તળાવની પાળો ઉપર, નદીના કાંઠા ઉપર તથા ભાતના ખેતરોની કીનારીપર એ ઝાડો ઉગાડી શકાય છે સુર્યના તડકાથી એ ઝાડની ઉગવાની ઝડપ વધે છે જો ખાડાઓમા ઉગેલા રોપાઓ હમેશને માટે લાવી નાખવા હોય તે ખાડાઓ એક બીજાથી આઠ દશ વાર દુર ખોદવા જોઇએ જેથી એ ઝાડ મથાળેથી વગર અડચણે ફેલાવો પામે ખાડાઓ પહોળા અને ઉંડા ખોદવા જેથી મુળીઆં જમીનની બહાર દેખાવા પામે નહીં અને ઝાડને જમીનમાથી પુરતુ પોષણ મળે, એ ખાડાઓ છોડવાઓ નાખતા પેહેલાં બેથી ૭ માસ અગાઉ ખોદી મુકવા, તેમાં વેનસ્પતીનો કચરો બાળવો તથા બીજુ કઇ ખાતર નાખી મુકવુ છોડવાઓ અદર દાટયા પછી ૭ માસ સુધી ઊપર ઝાડની ડાળીઓનો છાપરો કરી બપોરના કડક તડકા માથી તેને બચાવવા, અને જમીન તથા હવાના પ્રકાર પ્રમાણે તેને વખતે વખતે પાણી પાવુ

નાળીએરીના છોડવા ઊપર પ્રમાણે રોપ્યા પછી બબ્બે ત્રણ ત્રણ વર્ષે તેની આસપાસની જમીન ઉથલ પાથલ કરવી તથા રાખોડી, હાડકાં, ચીંથરાં વગેરેથી ખાતર નાખવું ઝાડોને રોપ્યા પછી તેનાપર આઠથી દશ વર્ષે ફળ આવવા માંડે છે નાળીયેરીના ઝાડનું આવરદા સો વર્ષનું ગણાય છે, ઝાડ ઊપર ફળ લાગતા પેહેલાં બે વર્ષ અગાઊ તેને છેદી અંદરથી રસ કાઢવાથી ઉપર ફળ વધારે લાગે છે એમ કેટલેક ઠેકાણેના લોકોનું માનવું છે, દરેક ઝાડ સરાસરીથી સો ફળ આપે છે નાળીએરની અંદરથી જે પાણી નીકળે છે તેમા ખારનું તત્વ કેટલું છે તે હજી જણાયુ નથી પરંતુ હાલના સુધરેલા રસાયણ શાસ્ત્રીઓ એ ન ભમા જતા પાણીનો કંઇ પણ ખપ જગાડે તો તેમાં આશ્ચર્ય નથી, જે ચીજો નકામી ગણી ફેંકીદેવામાં આવે છે તેનેજ ખપમાં લાવનાર પુરૂષ પૈસો પ્રાપ્ત કરી શકે છે

દોલતરામ મનસુખરામ પંડયા.

---

## સાબુદાણા અથવા સાબુ ચોખા.

સાબુદાણા શેના થાય છે, તેની ખબર બહુ થોડા મનુષ્યને હોવાનો સંભવ છે તે શી રીતે બનાવે છે તે વિષે "એનસાયકલોપીડિયા બ્રિટાનિકા" માંથી મળેલી માહિતી પ્રસિદ્ધ કરીએ છીએ એટલે તે પરદેશી હોઇને ખાવા માટે અપવિત્ર છે, એ સૌ સમજી શકશે

The Palms are the natives of the East-Indian Archipelago the sago forests being especially extensive in the Island of Cer in

( જે ઝાડના થડમાથી સાબુદાણા કરવામા આવે છે, તે ઝાડ ઇસ્ટ ઇંડિયન આર્ચિપેલેગોમા થાય છે ઃ )

ઉપલી હકીગત ઉપરથી તે વિદેશી છે, એ તો ઠર્યું પરંતુ તેમા અપવિત્ર પદાર્થ મેળવેલો હોય છે, તે નીચલી હકીગતથી સહજ ધ્યાનમા આવશે

The starchy pith is extracted and grated, the powder .... . That (Powder) intended for exportation is mixed into *Paste* with water and rubbed through seives into small Coriander seed, whence it is grains from the size of a known according to size as peral sago, bullet sago &ca

( પ્રથમ "પામ" નામના ઝાડના થડનો લોટ કરે છે જે લોટ પરદેશમા મોકલવાનો હોય છે, તેમા લાહી મેળવે છે અને પછી તેના યંત્રના દબાણમાં નાના મોટા આકારના દાણા પડે છે )

Encyclopoeder Britannica 9th
Edition Vol XXI

ઉપર મુજબ સાબુ ચોખા બનાવવાની કૃતિ છે તે બનાવતા તેમા લાહી [ખળ] જેવો અપવિત્ર પદાર્થ ભેળે છે, તેમ છતાં તે પદાર્થને આપણા કેટલાક લોકો તો ફરાળમાં પણ ખાય છે!

શ્રી દ. ચિતલે,

તા ૨૨-૫-૦૬ (જ્ઞાનપ્રકાશ)

# हिन्दी खेडूतने.

૯ લદ જલધારથી ધાન્ય અતિ પાકીયું,
તે શુ તવ ચિત્તમા તોષ થાતો;
દૈન્યને દેશથી દૂર હાકી કરી,
દુખ અને આપદા નિત્ય ,ચહાતો ।
(પણ) ક્ષણિક આ સુખ બધુ ભ્રાતિવશ શુ બન્યો,
દેશની દુર્દશા જો તપાસી,
"તામ્ર મુખ તીડ" ના જૂથ જો નયનથી,
આતમા તુજ મુખે છેજ માટી !

'લાલ તનય'

# स्वदेश प्रतिस्वधर्म.

હરીગીત છંદ.

ધરિ ફૈનિ મોજા બૂટ પાયે કોટ પૈન્ટ ચડાવતા
કોટે બટન ખુલ્લા કરી, જાકીટ બા'ર બતાવતા
નાજૂક ઘાડ ખીસે ધરી, મદમસ્ત થઇને જે ફરે,
પણ દિલ સ્વદેશનિ દાઝ નહિ તે ભાર આ ભૂમી પરે –૧
છાટી અતર રૂમાલ જેબે, વેન નોતમ મસ્તકે,
યા કેપ સુદર હેટ ઇંગ્લિશ, નવિન સાફો શિર ધરે
ચસ્મા ચડાવે ચક્ષુ ઉપર, ગોલ્ડ ફ્રેમ તણા અરે,
પણ દિલ સ્વદેશનિ દાઝ, નહિ તે ભાર આ ભૂમી પરે –૨
લઇ હસ્ત એકે છત્રિ સુદર, ખાસ ઇંગ્લિશ મેકની,
યા તે નહો તો લાકડી, પણ બનેત તે પરદેશની,
કર 'ત્યાગ' ચીજ વિદેશનો, ઉર કઈ વિચારી ભ્રાતરે,
રે! દિલ સ્વદેશ નિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે –૩
કર દષ્ટિ તુ નિજ દેશ ઉપર, શી અવસ્થા તે ખમે ?
દુષ્કાળ રોગ મહા વ્યથા તે, સકળ ભારતને દમે,

ઉદ્યોગ ગયો વેપાર ભૂલ્યા, કૈંક દુઃખ ભૂખે મરે,
રે! દિલ સ્વદેશનિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે.-૪
દઈ દ્રવ્ય ખૂબ અખૂટ જેને, શેઠ ધનવંતા કર્યા,
નિજ દેશહિતને કાજ ધન શું, આપતાં પાછા ફર્યા;
વિદ્યા કળામાં દ્રવ્ય દઈ, નિજ દેશ આબાદી કરે,
રે! દિલ સ્વદેશનિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે.-૫
કૈં લક્ષ શેઠો કૈંક ભૂપો, હિંદમાં આવી રહ્યા;
પણ દેશ સેવા કાજમાં, કદમ પાય આગળ નવ ધર્યા;
વિદ્યા હુનર ઉદ્યોગ દિન દિન, દેશનો ઝુરે અરે,
રે! દિલ સ્વદેશ નિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે.-૬
જે હિંદ પૂર્વ સમે હતું, ભરપૂર વિદ્યા ખાણથી,
સર્વે કળા થઇ નાશ આજે, કૈંક જાતા પ્રાણથી;
શા! હાલ હિંદ અભાગિ હરિનિ, અવકૃપા શી તું પરે?
રે! દિલ સ્વદેશનિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે.-૭
મળિને સ્વદેશિ સમાજ જ્યાં ત્યાં, ફંડ કરિ નાણું ભરો,
ઉદ્યોગ ઉત્તેજન કરી, નિજ કીર્તિ ચિરસ્થાયી કરો;
દે કોટિ આશિશ કોટિ નિર્ધન, ભૂખથી મરતા ઠરે,
રે! દિલ સ્વદેશ નિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે.-૮
જાપાન જે પ્રાચીનમાં અજ્ઞાન તે કેવો હતો?
વિદ્યા કળા વેપાર વસ્તુથી, આજ તે છલકી જતો;
નિજ દેશનું અભિમાન રાખી, મર્ણથી પણ નવ ડરે,
રે! દિલ સ્વદેશનિ દાઝ નહિ તે, ભાર આ ભૂમી પરે-૯
લક્ષ્મિ ન કો લઇ સાથ જાશે, સાથ નવ કો લઇ ગયા,
આ અલ્પ શિક્ષા ઉર ગૃહી, નિજ દેશ માટે ધર દયા;
પડે પાય કરૂણા સુત હરી, હવે હિંદપર કરૂણા કરો,
પ્રિય દેશ દેશી બંધુઓને, સુખ દઇ સંકટ હરો.-૧૦

**દોહરો!!**

સ્વદેશ સેવા નવ કરી; કર્યું ન જન હિત કામ,
હરી વૃથા સંસારમાં, લજવ્યું નિજ કુળ નામ.-૧

ડૉ૦ હીરાલાલ વિ. કરૂણાશ

## Japan's Method of Training Patriots.

The start is with the mother in the home who devotes herself to the careful training of her child. The child is constantly with the mother. The child thus learns to take an interest in what goes on in the house and mother's work. Then comes the inculcation of obedience to parents and respect for elders, together with loving deference for ancestors Stories of heroes are told to the children and the patriotism which begins with the finally goes on to the city, and the country and is inculcated in the training of the child from fiest days. At six the child goes to School. Ethical training forms part of the curriculam. The exercise of self-restraint and the readiness to act in any emergency for the general good are strongly impressed upon "Young Japan." The individual is lost in the service of the nation. It is the one thing worth living for to a Japanese, it is his religion, his life.

## जापानना स्वदेशाभिमानी नरोनी केळवणी.

સરૂઆતમાંથીજ થાય છે, ઘરમાં માતાનું કામ પોતાના છોકરાંને સંભાળથી કેળવવાનું હોય છે; ( કેટલાક દેશના તાલેવંત લોકોના બૈરાં છોકરાંઓ ઉછેરવાનું કામ હલકી વર્ણની ધાવ તથા આયાને સોંપે છે તેના પરિણામો માઠાંજ છે ); છોકરૂં અને માતા હમેશાં એક બીજાના સાથેજ હોય છે, જેથી ઘરમાં શું શું થાય છે તેની છોકરાંને નાનપણથી ગમ પડે છે અને માતા ઘરના કામમાં પણ તેને ગમત મળે છે. વડીલો તરફ ભક્તિભાવ, માબાપની આજ્ઞામાં ચાલવાની, અને પોતાના વડવાઓ તરફ મમતાળુપણે માન દ્રષ્ટિથી જોવું એ તેની સરૂઆતની જીંદગીનો બીજો પાઠ છે. દેશના મહાન પુરૂષો, વીરપુરૂષોનાં કથાખ્યાનો છોકરાંઓને વારંવાર વાર્તારૂપે સમજાવે છે. જે સ્વદેશાભિમાનનો જુસ્સો ઘરના ખુણામાંથી સરૂ થાય છે તે આખા શેહેરમાં પથરાતો રહે છે (શેહેરમાં સમસ્ત પ્રજાના માણસો સ્વદેશાભિમાની નીવડે છે) એ જુસ્સાનું બીજ રોપણ નાદાન છોકરાંના કુમળા મગજમાં રોપાઇજ જાય છે. નીતિશાસ્ત્ર તો છોકરાંઓને રોજના ખોરાક તરીકે ભણાવવામાં આવે છે. પોતાની જાતપર કાબુ રાખવાનું તથા કટોકટીને સમયે જન સમુહના કલ્યાણ અર્થે સ્વાર્પણ કરવા માહેર કરી ઝીંપલાવવાને તૈયાર થઇ જવું એ એ બાબતોની છાપ તો જુવાન જાપાનીઓના મગજમાં એવી મજબુત બેસી ગઇ હોય છે કે તે કદી ભુસાતી નથી. પ્રજાનું કામ એ મારૂં કામ એમ સમજી એક વ્યક્તિ પોતે પ્રજામાંજ ભળી જાય છે પોતે અને પ્રજા એ જુદાં છે એ વાત તો નાનપણથીજ તેના મગજમાં પેસતીજ નથી; એજ જાપાનીઝની જીંદગીનો મહામંત્ર, એજ એની જીંદગીનું સાર્થક અને એજ એનો ખરો ધર્મ.

D. M. P.

# धर्म परायण-सती डांगा.

१

हिंदुस्तानने। ઇતિહાસ અવલોકન કરનાર જોઇ શકે છે કે પ્રાચીનકાળથી આ દેશનાં સ્ત્રી પુરૂષો સ્વધર્મની રક્ષા કરવા માટે પ્રાણ, માન, અને ધન જેવી અમુલ્ય વસ્તુઓની તિલાંજલી આપતા હતાં. સંસારમાં ધર્મ એજ મનુષ્યનું જીવન ગૌરવ છે. ધર્મ એજ મનુષ્યને આલોક અને પરલોકમાં સ્વર્ગ સમાન સુખ અપાવનાર છે. ધર્મભીરૂતા એજ મનુષ્યને જીવનમુક્ત કરી શકે છે અને ધર્મ એજ સ્ત્રી પુરૂષોને અક્ષય સુખ અપાવે છે. પૃથ્વિના બીજા કોઇપણ દેશમાં જે ધર્મભીરૂતા નથી, પૃથ્વિના બીજા કોઇપણ દેશના સ્ત્રી પુરૂષો ધર્મને માટે સંકલ્પ વિકલ્પમાં પડયા રહે છે ત્યારે હિંદુસ્તાન દેશનાં સ્ત્રી પુરૂષો ધર્મનું અનેક પ્રકારે રક્ષણ કરી અક્ષય સુખ મેળવવા યત્ન કરતા રહ્યા છે. વેદ, શાસ્ત્ર, પુરાણ, શ્રુતિ, સ્મૃત્તિ આદિ હિંદુઓના તેમજ બીજા પ્રત્યેક ધર્મ ગ્રંથો મનુષ્યોને પોતાનો ધર્મ જાળવવા અને તે પ્રમાણે વર્તવા અતિ આગ્રહ કરે છે. પ્રત્યેક જાતિના ધર્મગ્રંથોમાં જીવદયા અને ધર્મરક્ષા કરવાને ઉપદેશ આપવામાં આવ્યો છે. વેદશાસ્ત્ર જુઓ, કુરાન જુઓ, અવસ્તા જુઓ, બાઇબલ જુઓ, કોઇપણ ધર્મગ્રંથ જોવાથી એ બંને આદેશ સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ કેટલાક વિજાતિઓ એ આદેશનું ઉલ્લંઘન કરી ગયા છે ત્યારે હિંદુ જાતિનાં સ્ત્રી પુરૂષોએ તે પ્રમાણે પોતાનું વર્તન રાખી હિંદુસ્તાનના ઈતિહાસમાં ચીરકાલને માટે પોતાનાં નામ સુવર્ણના અક્ષરે અંકિત કરાવ્યાં છે. આજે અમારા વાચકવર્ગ સમક્ષ એક ધર્મભીરૂ, સતી સ્ત્રીનું ચરિત્ર પ્રકટ કરવામાં આવે છે અને તે ઉપરથી સુજ્ઞ વાચક, સ્ત્રી અને પુરૂષો ધર્મ જાળવવાનું રહસ્ય પોતાના હૃદયમાં કોતરી રાખશે.

વિષ્ણુપુરના મલ્લવંશીય રાજા દુર્જનસિંહને રઘુનાથસિંહ નામનો એક જ્યેષ્ઠ પુત્ર હતો. રાજા દુર્જનસિંહના મૃત્યુ પછી સને ૧૭૦૨માં રઘુનાથસિંહ ગાદી ઉપર બેઠો. ઘણી ન્હાની ઉમ્મરે એક મ્હોટા રાજ્યનો માલિક થવા છતાં અને વિશાળ રાજ્યનાં સર્વ સૂત્રો તેના હાથમાં આવ્યા છતાં, બાલ્યાવસ્થાથીજ પિતાનું યોગ્ય શિક્ષણ હોવાથી મિતવ્યયી-યોગ્ય રીતે ખરચ કરનાર-ક્ષમાશીલ, નમ્ર, વિનયી અને અસંત ધર્મશીલ હતો. વળી આ બધા સદ્‌ગુણ હોવા સાથે શરિરના પરાક્રમ બળવડે અને રણનૈપુણ્ય વડે, સ્વલ્પ સમયમાંજ ચારે દિશામાં પ્રખ્યાત થયો હતો. ગાદી ઉપર બેઠા પછી થોડાજ દિવસમાં મેદિનીપુર જીલ્લામાં આવેલા ચેતો નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ચેતોના રાજા સભાસિંહે અને તેના રણધુરંધર સેનાપતિ ઉસમાનખાંએ રઘુનાથસિંહ સાથે ત્રણ દિવસ પર્યંત અતિ શૌર્યપૂર્વક અને ધૈર્યપૂર્વક સંગ્રામ કર્યું. હજારો નિર્દોષ મનુષ્યોનાં માથાં ધડ ઉપરથી જૂદાં થઇ ગયાં હતાં. લોહીની નદીઓ ચાલી રહી હતી અને સંગ્રામ ભૂમિ ઉપર માંસભક્ષક પશુઓની મિજબાની ઉડતી હતી. અંતે પરિણામ એ આવ્યું કે રાજા સભાસિંહ અને તેનો સેનાપતિ ઉસમાનખાં પરાભવ પામી રણભૂમિ ઉપર ચીરકાલને માટે ઘોર નિદ્રામાં પડયા!

રાજા સભાસિંહને પૂત્ર નહોતો માત્ર ચંદ્રાવતી નામની એક અસંત સદ્‌ગુણી અને

સુંદર કન્યા હતી. ચંદ્રાવતીની માતા, તે બિચારીને બાલ્યાવસ્થામાંજ માતા સ્નેહથી વિરક્ત કરી સ્વર્ગમાં ચાલી ગઇ હતી. તે સમયે સભાસિંહનું વય અધિક નહોતું. તે ફરીથી લગ્ન કરી શક્ત પરંતુ તેણે તેમ કર્યું નહિ. મૃતક પત્નિનું સ્મરણચિહ્ન ચંદ્રાવતીને જોઇ તે આનંદ પૂર્વક દિવસ નિર્ગમન કરતો અને પુત્રીનેજ પુત્ર તુલ્ય જાણી સંતોષ માનતો. અત્યંત આસ્થા અને પ્રેમપૂર્વક ચંદ્રાવતીનું લાલનપાલન કરતો. અને રાજ્યકુમારીને જે શિક્ષણ આપવું જોઇએ તે આપ્યું હતું. યોગ્ય પતિ નહિ મળવાથી હજુ સુધી તેનું લગ્ન થયું નહોતું. પિતા અને સેનાપતિ રણમાં મરણ શરણ થયા એ જાણી, બ્હીકણ સ્ત્રીઓ પેઠે તે શત્રુને શરણ થઇ નહિ પરંતુ શત્રુની સ્હામે લડતાં લડતાં સ્વર્ગમાં જઇ પિતાની સેવા સુશ્રુષા કરવાની ઇચ્છા થઇ ઇચ્છા થતાંજ નિશ્ચય કર્યો. તેના સગાંવહાલાં અને રાજ્યના શુભચિંતકોએ લડવા જવાની સલાહ આપી નહિ. ચંદ્રાવતીએ પણ વડિલોની આજ્ઞા માન્ય રાખી.

૨

સભાસિંહ રણમાં મૃત્યુ પામવાથી રઘુનાથસિંહનો માર્ગ નિષ્કંટક થયો. કિલ્લો જીતી તેમાં પ્રવેશ કર્યો. રાજ્યમહાલયનું જવાહીર, ઉત્તમ વસ્તુઓ ઉપરાંત સભાસિંહની વિશાલાક્ષી નામની કુલદેવીની દશભુજાવાળી સુવર્ણમૂર્તી, કેટલીક મ્હોટી મ્હોટી પિત્તળની તોપો, સુંદર સ્વરૂપા રાજકુમારી ચંદ્રાવતી અને મૃતક સેનાપતિ ઉસ્માનખાંની યુવાન પત્નિ લાલબાઇ, વિગેરે સર્વને પોતાની સાથે લઇ વિષ્ણુપુર ચાલ્યો ગયો. વિષ્ણુપુર આવ્યા પછી તેણે મ્હોટો સમારંભ કરી ચંદ્રાવતીનું પાણી ગ્રહણ કર્યું. પિતાના મૃત્યુનો દુ:સહ ક્રોપાનલ, ચંદ્રાવતીના સુકોમલ હૃદય ઉપર હજુ સુધી તુષાગ્નિ પ્રમાણે ભડભડ બળતો હતો. પરંતુ ઇચ્છાનુસાર વીર સાહસી પતિ મળવાથી તેના પ્રેમજળ સિંચનથી તે અગ્નિ સત્વર ઓલવાઇ જઇ શાંત થશે એમ તેને જણાયું. પરંતુ ક્ષુદ્ર મનુષ્યના મનનું ધાર્યું ક્યારે થાય છે? પરમેશ્વરની ઇચ્છા સિવાય ગમે તેટલો પવન છતાં વૃક્ષઉપરનું એક પાંદડું પણ ક્યારે હાલે છે! દરિયામાં ગમે તેટલું તોફાન થવા છતાં પરમેશ્વરની ઇચ્છા વિના એક ક્ષુદ્ર હોડકું પણ ક્યારે ડુબે છે? ચંદ્રાવતીની પણ તેવીજ સ્થીતિ થઇ. તે બિચારીની આશા મનમાં ને મનમાંજ રહી. રઘુનાથસિંહ ચંદ્રાવતીઉપર પ્રેમ રાખતો નહોતો. અને તેમ થવાથી ચંદ્રાવતીનું હૃદય, પતિના વિરાગરૂપી પ્રબળ અગ્નિવડે, દિનપરદિન ભડભડાટ બળવા લાગ્યું. રઘુનાથસિંહે ચંદ્રાવતીને એક દિવસ પણ પ્રેમ દૃષ્ટિએ જોઇ નહિં. રાજા કોઇ પણ દિવસ પોતાની પત્નિને મીઠા મધુરા શબ્દોવડે પ્રેમ સિંચન કરી શક્યો નહિં. કાળક્રમે, જ્યારે તેનું પુરપબળ ઓછું થતું આવ્યું ત્યારે રાજાના શરિરના સદગુણ એક પછી એક નાશ પામવા લાગ્યા. ચંદ્રાવતી અલૌકિક રૂપ લાવણ્ય સમ્પન્ન અને અત્યંત પતિ પરાયણ સ્ત્રી હતી, પતિનો ગમે તેટલો અભાવ છતાં પણ તે પતિવૃતા હતી. તેમ છતાં રાજા રઘુનાથસિંહ લાલબાઇના સૌંદર્ય તથા કૃતિમ પ્રેમમાં આશક્ત થયો હતો. લાલબાઇના રૂપમાં મુગ્ધ થઇ તેનો ગુલામ જેવો બની ગયો હતો. અને બિચારી પતિવૃતા ચંદ્રાવતીને ભુલી ગયો હતો. વિષ્ણુપુરના કિલ્લાની પૂર્વોત્તર દિશાએ લાલબાઇને માટે એક અતિ ઉત્તમ અને ભવ્ય મહાલય બંધાવ્યું હતું. મહાલયના આગલા ભાગમાં એક સુંદર, રમણીય અને મનોહર બગિચો બનાવ્યો હતો. આ નવીન મહાલયમાં રઘુનાથસિંહે લાલબાઇ સાથે રહેવા માંડ્યું. અને સાંજ પોતાનો એશઆરામ ચલાવી પોતાનું આયુષ્ય ગાળવા માંડ્યું. માત્ર જમવા માટે ચંદ્રાવતીના મહાલયમાં જતો.

પરંતુ તે વખતે પણ ચંદ્રાવતીને રાજા સમક્ષ આવવાની સખ્ત મનાઇ હતી આવી વર્તણુક ચલાવવાથી શેહેરમાં અને રાજ્યનાં નગરોમાં તેની અપકીર્તિ પ્રસરી ગઇ પરંતુ લાલબાઇના સંસર્ગથી રાજા દિવસે દિવસે દુર્દાંત અને પ્રબળ પ્રતાપી થતો જતો હોવાથી, તેની નિંદાજનક વર્તણુક માટે કોઇ તેને મ્હોડે મ્હોડ ઠપકો આપતું નહિં. કોઇની પણ હિમ્મત થતી નહોતી કે રાજાને તેના આ અધર્મ કૃત્ય માટે બે શિખામણના શબ્દ કહી શકે રાજાના આવા અધર્મ, સ્વેચ્છાચારી અને અવિચારી કૃત્ય માટે કોઇએ પ્રતિબંધ નકરવાથી તે કૃત્ય દિવસે દિવસે અધિક વધતું ગયું લાલબાઈએ પણ પોતાની કૃત્રિમ પ્રેમ જાળમાં રાજાને એટલો બાંધી દીધો કે લાલબાઇ એજ જાણે ખરો રાજા હોય તેમ થઇ રહ્યું રાજાએ લાલબાઇના પગ આગળ પોતાનું તન, મન અને ધન સર્વસ્વ અર્પણ કરી પોતાનું કર્તવ્ય ભૂલી ગયો અને આખો દિવસ લાલબાઇના મુખ ચંદ્રના દર્શન કરી કૃતાર્થ થવા લાગ્યો

કાળક્રમે લાલબાઇને બે પૂત્ર થયા જેમ જેમ તે મ્હોટા થતા ગયા તેમ તેમ લાલબાઇની ઉચ્ચ આશાલતાની શાખા પ્રશાખા પણ વિસ્તાર પામવા લાગી ચંદ્રાવતીને અત્યાર સુધી એક પણ બાળક થયું નહોતું અને હવે થવાની આશા પણ નહોતી લાલબાઇએ જાણી લીધું કે રાજાના મૃત્યુ પછી આપણાજ પૂત્રો ગાદીના વારસ થશે પણ વળી ચિંતા થઇ કે કદાચ કોઈ બીજો ગાદીનો વારસ થવા આવે તો શું કરવું ? આ ચિંતા થતાજ તે તે તદન અસ્વસ્થ થઇ હું રાજમાતા કેમ થઇશ ? રાજા વૈષ્ણવ કુલોત્પન્ન હિંદુ ધર્મી છે; તેના આત્મીય સ્વજન અને પ્રજા પણ હિંદુ ધર્માભિમાની અને હું યવન, તેમજ મ્હારા પૂત્રો પણ યવન છે આ સંજોગ જોતા મ્હારી મરજી મુજબ થવું અશક્ય! વૈષ્ણવ તેમજ તેધર્માવલંબી કુંટુંબીઓ અને પ્રજાજન યવનોને પોતાનો રાજા બનાવે એ તદન અસંભવ! પરંતુ જીવતાજ આ વિષયનો ચોક્સ બંદોબસ્ત કરવો જોઇએ કે જેથી આગળ કાંઇ હરકત આવે નહિ લાલબાઇએ આ વિચાર એક દિવસ પોતાની સહચરી કૂબજાનને કહી સંભળાવ્યો લાલબાઇ કરતા કૂબજાનની બુદ્ધિ વધારે પ્રખર હતી કૂબજાનને પણ એ વિષય મહત્વનો અને કઠિણ લાગ્યો બન્ને જણે ઘણા વખત સુંધી તર્કવિતર્ક કર્યો અને અંતે એવો નિશ્ચય કર્યો કે એ વાત રાજાને કહી કોઇ પણ રીતે નિશ્ચય કરી લેવો જોઇએ

૩

એક દિવસ રાજા લાલબાઇ સાથે પ્રેમના આવેશના હાસ્યવિનોદ કરતો બેઠો હતો એટલામાં લાલબાઇનો એક પૂત્ર આવી રાજાને ગળે બાઝી પડ્યો પોતાની પ્રીયતમા સાથે પ્રેમાલાપ કરતી વખતે છોકરાએ ગળે બાઝી વિઘ્ન નાંખ્યું તેથી રાજાએ છોકરાને એક થાબડ્યું એ ખસેડ્યો. કેટલાક દિવસ થયા લાલબાઇ પણ રાજા ઉપર દોષારોપ કરવાનું બ્હાનું શોધ તીજ હતી આજે તેને ઉત્તમ સંધિ મળી પૂત્રને ઉંચકી લઇ જાણે પોતે ઘણા ગુસ્સામાં હોય તેવી મુખમુદ્રા કરી લાલબાઇ સાથી ચાલવા લાગી રાજા લાલબાઇનો હાથ ઝાલી કાલાવાલા કરવા લાગ્યો પરંતુ તેથી લાલબાઇનો ગુસ્સો કે અભિમાન જરા પણ શાંત થયું નહિ તે ઉલટી ભભુકી ગુસ્સે થઇ તે ભયંકર ગર્જના કરી બોલી મહારાજ! આ જ પૂત્ર કદાચ આપની પટરાણીને પેટે જન્મ્યો હોત તો શું આપ આવું નિષ્ઠુરપણું બતાવત કે ? પરંતુ હું હતભાગિણી! મ્હારે પેટે તેનો જન્મ થવાથી જ આપ આટલા બધા નિષ્ઠુર હૃદયી થયા! ખુદા! ખુદા!

લાલબાઇએ નાના પ્રકારના છલ, કપટથી ભરેલા વાક્‌વિલાપ કરવા માંડ્યા. એ જોઇ રાજાને અતિ ખેદ થયો. રાજાએ અનેક પ્રકારે તેની ક્ષમા માંગી. વિનતી કરી. પરંતુ લાલબાઇનો ગુસ્સો કેમે કર્યો શાંત થયો નહિં. રાજાએ લાલબાઇના બન્ને હાથ ઝાલ્યા, પોતાની છાતી સાથે દબાવ્યા અને કરણ મુખે તેના મનોહર મુખ સામું જોઇ બોલ્યો: પ્રીતમે! મ્હારો અપરાધ ક્ષમા કર! મેં તો તેને સહજ દુર કર્યો હતો. જાણી જોઇને કે અભાવ રાખી તેમ કર્યું નથી. તું જ જુવે છે કે હું ત્હારા પુત્રોને મ્હારા પોતાનાજ જાણું છું. તેમના ઉપર મ્હારો કેટલો પ્યાર છે! આવા નજીવા કારણ માટે આટલો બધો રોષ કરવો યોગ્ય નથી. ત્હારા ઉપર અને ત્હારા પૂત્રો ઉપર મ્હારો કેટલો પ્રેમ છે તે પણ તું સારી પેઠે જાણે છે. છતાં જો સંશય હોય તો તું જે કહે તે કરવા તયાર છું. ચાલ, કર આજ્ઞા કર! હું તે હમણાં ને હમણાંજ કરૂં છું. પ્રીયે! સહજ વાતમાં આટલો ગુસ્સો!

"મહારાજ" લાલબાઇ હજુ પણ જાણે પુત્રને થયલા અપમાનથી અપમાનિત થયલી હોય તેવા કૃત્રિમ ગુસ્સાથી બોલી "આપનું બોલવું માત્ર મ્હોડા મ્હોડાનુંજ છે. હું કાંઇ નાદાન બાળક નથી. ગમે તેમ પણ તે પટરાણી અને હું કાંઇ સરખાં નથી. તેના જેટલો મ્હારા ઉપર પ્રેમ કદી પણ રહેશે નહિં. તે હું સારી પેઠે જાણું છું. આપે વૈષ્ણવ કુલમાં જન્મ લીધેલો છે. તે પણ વૈષ્ણવી છે. હું યવન અને મ્હારા પૂત્રો પણ યવનજ છીએ. તેથી તમારા અંતઃકરણથી અમે બધાં અપવિત્ર અને ભ્રષ્ટ જણાઇએ છીએ એમાં કાંઇ પણ શંકા નથી.

રાજા હતબુધ્ધ થયો. લાલબાઈ કાંઇક યુક્તિ કરી પોતાના મનનો ધારેલો હેતુ પાર પાડવા માગે છે. અને તેથીજ તેણે આજનું આવું ભયંકર રૂપ લીધું છે. એ પણ તે સમજી ચુક્યો. રાજાએ કહ્યું: પ્રીયે! આજે આવું આવું ઓછું બોલવાનું શું પ્રયોજન? તને યવન સમજી ત્હારો કદી પણ તિરસ્કાર કર્યો છે? ત્હારે માટે રાજ્ય ઉપર, પ્રજા ઉપર અને સ્ત્રી ઉપર એટલુંજ નહિં પણ કુલ ધર્મ ઉપર પણ પાણી મુકયું છે. તેમ છતાં પણ ત્હારો કલેશ? વારૂ! ત્હારા મનમાં શું છે તે સત્વર કહી નાખ!"

લાલબાઇ મનમાંજ વિચારવા લાગી: પુષ્પનું હવે વધારે મર્દન કરવું ઠીક નથી. તેમ કરવાથી તેમાંથી દુર્ગંધજ નિકળશે સુગંધની વૃધ્ધિ થશે નહિં. વધારે વાદ વિવાદ કરવામાં ફલ નથી. આવો વિચાર કરી એક નેત્ર કટાક્ષ ફેંકી બોલી: મહારાજ, આપના કુલ ધર્મ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે આપનો જ્યેષ્ઠ પૂત્ર જ રાજ્ય મુકુટ ધારણ કરવાને અધિકારી છે. પટરાણીને કાંઇ અ… નથી. તેથી મ્હારો પુત્રજ આપના રાજ્યનો અધિકારી છે. પરંતુ આપ અને આપની પ્રજા હિંદુ ધર્મ પાળો છો. આપનેજ હાથે જો કાંઇ બંદોબસ્ત નહિં થશે તો પાછળથી અમારો કોઇ ભાવ પુછશે નહિં. તેથી જો મ્હારા ઉપર અને મ્હારા પૂત્રો ઉપર આપનો પ્રેમ હોય તો આપને હાથેજ તેને રાજ્યાભિષેક કરી ગાદી ઉપર બેસાડો."

૪

લાલબાઇનું આ … સાંભળતાંજ રાજાના માથા ઉપર જાણે વજ્રપાત થયો હોય તેમ રહેવાઈ ગયો. ઘણો વખત સુધી તેના મુખમાંથી એક શબ્દ પણ નિકળ્યો નહિં. તે … સમજ્યા છતાં પણ શું કરે? લાલબાઇની પ્રેમ જાળમાં ફસાએલો અને તેના મોહિની … તદન મુગ્ધ, હતબુધ્ધ અને ધર્મજ્ઞાન શૂન્ય થયો હતો. એક ક્ષણ માટે

...ર દુઃખ તે સહન કરી શકે પણ તેનું મ્લાન મુખ કમલ જોતાંજ રાજાને દરી દિશા અંધ-મય જણાતી. કઠોર દુઃખ કરતાં વધારે કઠોર દુઃખ થતું. રાજાએ વ્યથિત હૃદયે કહ્યું: પણ ખરેખર ગાંડી જણાય છે. એક જરા જેટલી વાત માટે આટલો બધો ગુસ્સો શા માટે! ...નું મન ન દુઃખાય અને આપણું કામ થાય એવો મ્હને એકાદ ઉપાય બતાવ. હું તે ...માણે ખુશીથી કરીશ."

લાલબાઈના હૃદયમાં આ વાત આજ કાંઇ નવી ઉત્પન્ન થઇ નહોતી. ઘણા દિવસથી ...જ વિચારોનાં બીજ રોપાયાં હતાં. અને તેથી તેનું એક પ્રચંડ વૃક્ષ થયું હતું. એ વૃક્ષનાં ..., *અંતઃકરણના ઉંડા ભાગમાં ફેલાઇ ગયાં હતાં. જ્યારથી રાજાએ ચંદ્રાવતીના શયનાગારમાં* ...નું બંધ કર્યું અને લાલબાઇને પહેલો પુત્ર ઉત્પન્ન થયો ત્યારથીજ લાલબાઇને રાજમાતા ...ની પ્રબળ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી. એકાદ યુક્તિ બતાવવાની રાજાની માંગણી ...ંભળી લાલબાઇ સ્મિત હાસ્ય કરતી અને નેત્રકટાક્ષ ફેંકતી બોલીઃ મહારાજ, યોધ્ધા પુરૂષ રણરાંગણમાં અશ્વ અને અસ્ત્ર ચલાવવામાં નિપુણ હોય અને બુધ્ધિ ચાતુર્યના કામમાં મંદ ...ય એ કેટલી દુઃખ વાર્તા! આ એક ન્હાની વાતમાં રાજા રઘુનાથસિંહની બુધ્ધિ ચાલતી ...? મહારાજ, હું પહેલાથી જાણું છું કે જેમ આ વાતની કલ્પના મ્હારે કહેવી પડશે ...જ પ્રમાણે, તેનો ઉપાય પણ મ્હારેજ બતાવવો પડશે. તેથી મ્હેં ઉપાય પણ શોધીજ રાખ્યો ... હું જે ઉપાય બતાવું તે પ્રમાણે કરવાથી બધું સારૂંજ થશે. આપ અને આપની પ્રજા ...રન વૈષ્ણવ ધર્મી છો. આપનો અને પ્રજાનો ધર્મ સરખોજ છે. પરંતુ જે ધર્મ આપ ...સ્વિકારશો તે પ્રજાને પણ સ્વિકારવો પડશેજ. આજે આપ હિંદુ તો તે પણ હિંદુ અને કાલે ...આપ મુસલમાન તો પ્રજા પણ મુસલમાન થશેજ. આપ મુસલમાની ધર્મની દિક્ષા લેશો તે ...યો પણ મુસલમાન થશેજ. અને ત્યાં આપણી મરજી પ્રમાણે બધું કામ થશે."

૫

દુરાચરણી સ્ત્રીઓની બુધ્ધિ જેટલી તિક્ષ્ણ તેટલીજ પ્રલયકારક હોય છે. ઘણી વખત પુરૂષોને તે અગમ્ય અને અચિંતનીય હોય છે. પરંતુ પ્રેમાશક્ત અને ઇન્દ્રિયપરાયણ અધમ પુરૂષો સ્ત્રીઓના હાથમાં રમકડા જેવા થઇ પડે છે. જેમ મદારી લોકો જડ પુતળાંને દોરી ...ે નચાવે છે તેમ બુધ્ધિહીણ માણસોને ચતુર સ્ત્રીઓ પોતાની હથેલીમાં નચાવે છે. જો ...મયે લાલબાઇએ વાત કહાડી તેજ વખતે વાદ વિવાદ ન કરતાં એકદમ ના કહી હોત અને ...વી ધીમે ધીમે યુક્તિ કરીને તેને બધું સમજાવ્યું હોત તો યથાસ્થિત થઇ જાત. પરંતુ ...દુરંદેશીપણું ન હોવાથીજ આ વખતે તે લાલબાઇના કોપાનલનો ભોગ થઇ પડ્યો ...પુત ચૂડામણિ વીર હમીરના ઉજ્વળ અને નિર્મળ કુળમાં રાજાનો જન્મ થયો હતો અને ... નાના પ્રાણ દેહમાં ત્યાં સુધી પોતાના ધર્મની રક્ષા કરવી એજ તેનું કર્તવ્ય હતું. પરંતુ ...ની વાત હતી કે તેમ કરવાનું તો એક બાજુએ રહ્યું પણ ઉલટો પોતાની સાથે પોતાની ...નો ધર્મ નષ્ટ કરી તેને મુસલમાન બનાવવાની યુક્તિ શોધવાના પ્રપંચમાં પડ્યો! તેને પોતાના કર્તવ્યાકર્તવ્યનું ભાન રહ્યું નહોતું. લાલબાઇને પુછ્યુંઃ પ્રિયંવદે! મ્હારી, પ્રજાને મુસલમાન બનાવવાને શું કરવું? શું કોઇ યુક્તિ શોધી કહાડી છે કે?"

લાલબાઇ તત્કાળ બોલી ઉઠી- મહારાજ! તમામ હિંદુઓમાં સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણો કહેવાય છે. જો લોકોને યવન બનાવ્યા તો પછી બીજા લોકોની ચિંતાજ શાની. પછી તો પોતાની

મેળેજ મુસલમાન થયા સમજવા. આપણે એક દિવસ નક્કી કરો. અને તે દિવસે બ્રાહ્મણોને અહીં ભોજન કરવાનું આમંત્રણ કરો. હું અમારા વાસણોમાં મુસલમાનો પાસે રસોઇ તયાર કરાવીશ. અમારા લોકોએ બનાવેલું ભોજન તેઓ જમશે એટલે તેઓ પોતાની મેળે ભ્રષ્ટ થશે. અને મુસલમાન બની જશે. તેમ થવાથી આપણા બન્નેની મનોકામના પોતાની મેળે પરિપુર્ણ થશે."

લાલખાઇનું આવું વિલક્ષણ બુધ્ધિકૌશલ્ય જોઇને રાજા વિસ્મય થયો. તેણે તેની અત્યંત પ્રશંસા કરી. મૂઢ અને મંદ બુધ્ધિનો રાજા સંમ્મત થયો અને બ્રાહ્મણોને જમવા માટે એક દિવસ નિમ્યો. બ્રાહ્મણોને અને બીજી ઉચ્ચ જાતિના પ્રમુખ મનુષ્યોને જમવાનું આમંત્રણ મોકલ્યું નક્કી કરેલે દિવસે અસંખ્ય બ્રાહ્મણો અને બીજા સરદાર તથા શેઠીઆઓના ઝુંડને ઝુંડ મેહેલ આગળ આવી પહોચ્યા. કેટલાકને તો એ પ્રપંચની અગાઉથી ખબર મળી ગઇ હતી. મેહેલ આગળ લગભગ ચૌદ પંદર હજાર મનુષ્યો એકઠાં થયાં હતાં. તે સઘળાંમાં ધર્મ ભ્રષ્ટ થવાની વાત પસરતાંજ બધા ગભરાઇ ઉઠયા. ધર્મ ભ્રષ્ટ થવાના ભયને લીધે સઘળાંના મન અતિ ક્ષુબ્ધ થયાં. ભયચકિત થયલા બ્રાહ્મણો વિગેરે દુઃખને લીધે આર્તનાદ કરવા લાગ્યા. પરસ્પર તર્કવિતર્ક કરવા લાગ્યા પરંતુ ધર્મ રક્ષણ કરવાનો કોઇ પણ રસ્તો સુઝયો નહિં. અંતે નિરૂપાય થયેલા સઘળા મનુષ્યો રાણી ચંદ્રાવતીને સમસ્ત કથા નિવેદન કરવાના વિચારથી રાણીના મેહેલ તરફ ગયા.

૬

રાણીને આ વાતની કંઇ ખબર નહોતી. એકાએક કિલ્લામાં આટલાં બધાં માણસો જોઇને તેણે એક દાસીને ખબર કાઢવા મોકલી. દાસીએ રાણીને સઘળી હકીકત-બ્રાહ્મણોની કરેલી વિનતી-નિવેદન કરી. આ ભયંકર વાતો સાંભળતાંજ રાણીના હૃદયમાં વિજળી પડવા જેવો ધક્કો લાગ્યો. દાસીના કહેવા ઉપર એકાએક વિશ્વાસ થયો નહિં. તેણે પોતાના દિયર ગોપાળસિંહને બોલાવી બધી ખાત્રી કરી. ગોપાળસિંહ હકીકત કહેતાં કહેતાં રડવા લાગ્યો વડિલ બંધુની ધર્મ ભ્રષ્ટ ભાવના તે જાણતો હતો. તે ન્હાની ઉમ્મરનો હતો તો પણ ચુસ્ત વૈષ્ણવ ધર્મી હતો. પોતાની પ્રજાનો ધર્મ નાશ થવાની વાત સાંભળી આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો હતો. ગોપાળસિંહે રાણીના પગમાં માથું મુકયું અને બોલ્યોઃ બ્હેન! આ સમયે કોઇ પણ યુકિત વડે આપણા ધર્મનું રક્ષણ કરવું જોઇએ નહિ તો—"

એટલું કહેતાંજ તેના નેત્રમાંથી આંસુ વિશેષ પડવા લાગ્યાં અને કંઠ રૂંધાઇ ગયો.

રાણી પણ ઘણી ગભરાઇ. તેને કાંઇ યુક્તિ જડી નહિ રાજા તેનું મુખ જોતો નહોતો અને તેથી રાજા સન્મુખ જઇ તેનું મન કેમ ફેરવવું; કદાચિત્ હિમ્મત અને સાહસ કરી રાજા સ્હામુ જઇ બે શબ્દ કહ્યા તો તેથી શું ફળ? શું રાજા કોઇનું સાંભળવાનો છે? શું તે પોતાનો દુષ્ટ વિચાર ફેરવવાનો છે? રાણીએ આવા અનેક વિચારો કર્યા અંતે, રાજાને મળવાનો નિશ્ચય કર્યો. ગોપાળસિંહને કહ્યું: દિયરજી, હું ઘણા દિવસથી મનમાંજ ઝુરાઉંછું! લગ્ન થયાં ત્યાર પછીથી મ્હેં તેમના મુખનાં દર્શન કર્યાં નથી, દર્શન કર્યાં હતે તો તેમના નિર્મળ પ્રેમનું પાત્ર થઇ નથી. હું તેમના નેત્રનો કાંટો થઇ પડીછું. પરંતુ ધર્મ રક્ષાને માટે આજે હું સાહસ, હિમ્મત અને શ્રમ કરીશ. આજે તેમના સમક્ષ જઇશ. તેમના છેલ્લાં દર્શન કરીને મ્હારા પાપી દેહને પવિત્ર કરીશ. જો હું પાછી ન આવું અને તમારા વડિલબંધુના

મીયાંસાહેબ અબદુલઅલ્લી મીયાસાહેબ સરફઅલ્લી જનરલ પેપર

મરચન્ટ—સુતાલ—મુબઇ.




દરેક જાતના છાપવાના કાગળો, મશીન પ્રેસો, કટીંગ પ્રેસો તથા લીથો પ્રેસના

પત્થરો છાપવાની દરેક જાતની સાહી વિગેરે જથાબંધ વેચનાર

## ક્ષમા.

અનિવાર્ય કારણોને લીધે માસિકના અંકો ઘણા મોડા પ્રકટ થયા જે માટે અંતઃકરણપુર્વક ક્ષમા ચાહીએ છીએ.

નવેમ્બર–ડીસેમ્બરના અંકો તથા ભેટો જેમ બને તેમ તાકીદે પ્રકટ થશે

મેનેજર, ભારત જીવન અને મુસાફ

જગામાં બંધાયલાં સેનેટોરિયમો, ગમે તેટલાં સ્વચ્છ હોય તોપણ તેનો લાભ જે ગરિબ મનુષ્યોને આપવો જોઇએ તેને નહીં મળતાં પૈસાદાર લોકોજ લઇ ત્યાં મોજ મઝા ઉડાવે છે.

બાંધેલી હદ પુરી થતાં કોઇ મિત્ર કે સગાંના નામથી ફરીથી તેજ ગૃહસ્થ મકાન રાખી બે ચાર મહિના સુધી વગર ભાડાનું મકાન મેળવી શકે છે. સેનેટોરિયમનો લાભ લેવાને માટે શ્રીમંતો નથી પણ ગરિબોને સારાં મકાનો મળતાં નથી અને તેથી તેમનેજ માટે એવાં સેનેટોરિયમની જરૂર છે. પણ ખરૂં પૂણ્ય ક્યાં છે? ખરૂં પૂંણ્ય કરવાને ક્યાં પાત્રો છે? તેના જ્ઞાન વગર અંધ બનેલા મનુષ્યો અપાત્રે દાન કરે છે અને પૂણ્યને નામે વ્યર્થ પૈસા ગુમાવે છે! ધર્મશાળા અને સદાવ્રતોની પણ એવી અધમ સ્થીતિ છે કે તે માટે પણ શ્રીમંતોએ માત્ર કિર્તિ દાનજ કર્યું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી! ધર્મશાળાઓ અને અન્નસત્રો બંધાવનારનો હેતુ ગમે તેટલો શુદ્ધ અને ઉચ્ચ હોય પણ તે કામ-ગતિમાં મુકયા પછી, ધારેલો હેતુ પાર પડે છે કે નહિ; ધર્મની શાળામાં કંઇ અધર્મ કૃત્યો થાય છે કે નહીં! કોઇ ગરિબ વટેમાર્ગુ ધર્મશાળાનો લાભ લે છે કે કોઇ માતેલા સાંઢ જેવા આળસુ અને દરિદ્રી માણસોજ ત્યાં પડી રહે છે? વારૂં, ધર્મશાળા સાચવનાર બેવાઓ કે એવાજ કોઇ બીજા નોકરો તરફથી ધર્મશાળામાં રહેતા સાધુ સન્યાસીઓ ઉપર કાંઇ જુલમ ગુજારવામાં આવે છે કે નહિં? એ બાબતની પણ કોઇ બાતમી મેળવે છે ખરૂં કે? શેઠીઆઓ ગાડીઓમાં મોજ મારવા સીવાય અને કિર્તિ દાન કરવા શિવાય આગળ કંઇક શિખ્યા હોય તો તે માત્ર તેમની મોજમઝા અને ધનમદમાં ભોગ વિલાસમા મગ્ન રહેવું તેજ છે!' અન્નસત્રોમાં વેદ શાસ્ત્ર જાણનાર વિદ્વાનો અથવા શાસ્ત્રનું અધ્યયન કરનાર વિદ્યાર્થીઓને લાભ આપવો જોઇએ કે આખા ગામમાં ઘેરેઘેર ભિક્ષા માગતા ફરતા, અભ્યસ્ત અને ધનના લોભી સાધુડાઓને લાભ આપવો જોઇએ? અન્નસત્ર બંધાવનારા શ્રીમંતોએ કોઇ પણ દિવસ તપાસ કરી છે ખરી કે અન્નસત્રમાં લાભ લેનારા સાધુ, સન્યાસી કે વિદ્યાર્થીઓ વિદ્યા ભણે છે કે પ્રજામાં કાંઇ જ્ઞાન ઉત્પન્ન થાય તેમ ઉપદેશો કરે છે? શું તેઓ સ્ત્રી પુરૂષોના જ્ઞાન ચક્ષુ ઉઘાડે છે કે ખોટા ખોટા વ્હેમ ખનાવી ઉલટા તેમને મંત્ર દોરા કે ચાંદુઓ કરી આપી અજ્ઞાનાંધકારમાં મુકે છે? વારૂં, અન્નસત્રનો લાભ લેનારાઓ સાધુઓમાં ખરો સાધુ કોણ છે? જગત્ ઉપર કેવળ પરોપકાર કરવાની કોની મનેષા છે? નર, નારીઓના હૃદય ઉપર સદ્વર્તનની છાપ પાડે એવા કોણ સાધુ છે? અને એવા ઉદ્યોગ કોઇ સાધુ કરે છે કે નહિ! જ્યાં સુધી અમે જાણીએ છીએ ત્યાં સુધી એ પ્રશ્નો ઉપર અમે નકારમાં આપતા અચકાતા નથી!

એજ પ્રમાણે બીજા જે જે માર્ગોએ પૈસા ખરચાય છે તે તે દરેક માર્ગોમાં એવા એવા કાંઇક પ્રપંચો તો ખરાજ! શ્રીમંતો પૈસા ખરચીને પોતાના મનમાં ગમે તેટલા ફુલાય પરંતુ તેમના પૈસાનું જોઇએ તેવું સાર્થક થતું નથી. જગતમાં ખરૂં દાન વિદ્યાનું દાન છે. વિદ્યાદાન એ કદી પણ નાશ પામતું નથી, એ કદી પણ ઓછું થતું નથી, એમાં કદી પણ કોઇ જૈવા કે ડોકટરો, પુજારીઓ કે સાધુ સન્યાસીઓ અનાચાર કરી આળસુ કે દરિદ્રી થઇ પડી રહેતા નથી. વિદ્યાદાન આપવું અને અંધને નેત્રો આપવાં એટલું મહદ પૂણ્ય છે. અને લાખો, કે કરોડો રૂપિયા ખરચીને બંધાવેલી હોસ્પીટલોથી, સેનેટોરિયમોથી, અન્ન સત્રોથી, મંદિરોથી, જળાશયોથી, વાવકુવાઓથી, અને ધર્મશાળાઓથી જે પુણ્ય નથી થતું તે માત્ર વિદ્યાદાન દેવાથી મળે છે. વિદ્યા મળવાથી એકને બદલે બીજા અનેક વિદ્વાનો

ઉત્પન્ન થાય છે, વિદ્યારૂપી નેત્રરત્ન મળવાથી બીજા અનેક અંધ મનુષ્યોને જ્ઞાનચક્ષુ મળે છે માટે શ્રીમાન ગ્રહસ્થો ! વિદ્યારૂપી દાન કરવું એજ તમારો ધર્મ છે ! વિદ્યાના દાન વગરજ હિંદુસ્તાનની દરિદ્ર હાલત થયલી જોવામાં આવે છે ! વિદ્યાના દાન વગરજ હિંદી પ્રજામાં વીરત્વ, શૂરત્વ અને દાનત્વ નથી, વિદ્યાના દાન વગરજ હિંદી મનુષ્યો સ્વાત્માભિમાની, સ્વાવલંબી અને સ્વદેશાભિમાની નથી ! વિદ્યાનું દાન એવા પ્રકારનું હોવું જોઈએ કે જેને પ્રતાપે સમસ્ત હિંદુસ્તાનની પ્રજાના અંતઃકરણમાં પોતાનો દેશ, પોતાની સ્થીતિ અને પોતાના દેશી બંધુઓની સ્થીતિનું જ્ઞાન થાય. દેશી બંધુઓની હુન્નરકળામાં પડતી સ્થીતિ નજરે જોતાં શીખે અને કોઇ પણ પ્રકારે તેમની કચડાયલી સ્થીતિમાંથી ઉદ્ધાર કરતાં શીખે. શ્રીમંત ગ્રહસ્થો ! તમારે માટે બીજાં દાનો કરવા કરતાં જેમ બને તેમ વિદ્યાનું દાન કરવું એજ શ્રેષ્ઠ છે ! જો વિદ્યાનો ફેલાવો કરવાની ધર્મશાળાઓ કે સેનીટોરિયમો બાંધશો, તો તેનાથી એટલો બધો ફાયદો થશે કે એક દિવસ આજનું હિંદુસ્તાન પોતાના અસલ સ્વરૂપમાં ફેરવાઇ જશે અને હમણાં જે પરદેશી લોકો હિંદુસ્તાન તરફ તિરસ્કારની નજરે જુવે છે તેજ લોકો હિંદુસ્તાન તરફ પુન્યભાવથી જોશે. વિદ્યાના ફેલાવા વગર આખું હિંદુસ્તાન દરિદ્રતામાં પડયું છે, એ દરિદ્રતામાંથી કાઢવાને હે શ્રીમાનો ! તમેજ ઉદ્યોગ કરો ! હે શ્રીમાનો તમારા સલાહકારો ને તમારા કારભારીઓને અને તમારા મિત્રોને મદદ કરવા કહો ! અને જેમ બને તેમ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મળે, જેમાંથી સ્ત્રી પુરૂષો પોતાનો ખરો ધર્મ જાણતાં શીખે તેવાં કિમતી પુસ્તકો થોડી કિમ્મતે-અથવા વિના મુલ્યે-લાખો, કરોડોની સંખ્યામાં ફેલાવો કરો, વિદ્વાનોને, હુન્નર જાણનારાઓને તેમના કાર્યમાં ઉત્તેજન આપી મદદ કરો. વિદ્યા અને હુનરને ઉત્તેજન આપવાથીજ ખરૂં પુણ્યકાર્ય સાધ્ય થશે. ધનમદમાં મદાંધ બનેલા શ્રીમાનો ! મૃત પશુઓનું ધન જે તેમનું ચામડું, હાડકાં વે પણ કામમાં આવી પરમાર્થ કરે છે પરંતુ તમારૂં જીવતાનું ધન જે સમ્પત્તિ, તે જયારે ખરા પૂણ્ય કાર્યમાં નહિ વપરાય ત્યારે મૃતક પશુ પક્ષી કરતાં પણ તમારી લાયકાત કેટલી ગણાશે? તેનો વિચાર કરવો અવશ્ય છે. હિંદુસ્તાન દેશની નબળી સ્થીતિ જોતાં અને પશ્ચિમ તરફના સુધરેલા દેશોની સબળ સ્થીતિ જોતાં એજ કારણ જણાય છે કે જે જે દેશમાં વિદ્યાનો ફેલાવો છે તેજ દેશ સુખી અને આબાદ થયો છે. માટે આપણા દેશમાં પણ જેમ બને તેમ વિદ્યાનો ફેલાવો કરવાનો ઉદયોગ કરવો અને તેમ કરી મહદ પૂણ્ય મેળવવું. એજ સુખનો, અને મોક્ષનો ખરો માર્ગ છે.

---

## वीर पूजा.

જે મનુષ્ય માતૃભૂમિની અને સ્વદેશી બંધુઓની નિઃસ્વાર્થપણે સેવા બજાવે છે તેવા મહાપુરૂષોને વીર પુરૂષ કહેવામાં આવે છે. માન્યવર દાદાભાઇ નવરોજજીએ લગભગ પંદર વર્ષ સુધી પોતાની માતૃભૂમિની સેવા બજાવવા, પોતાના દેશી બંધુઓના દુઃખ ઓછા કરાવવા ઇગ્લંડમાં રહી જે લડત ચલાવી હતી અને તેમ છતાં પણ એ લડતનું જે પરિણામ આવવું જોઇતું હતું તેમ ન આવવાથી અને ૨૨ મી નેશનલ કોંગ્રેસ વખતે પોતાના

ઉપદેશથી બંગાળી પ્રજા સ્વદેશની બનેલી વસ્તુઓનેજ વાપરવા લાગી છે પરંતુ ગુજરાત અને કાઠીયાવાડની પ્રજામાં બંગાળી બંધુઓના જેવી જાગૃતિ હજી આવી નથી એ મહા ખેદની વાત છે ! પ્રત્યેક મનુષ્યે સ્વદેશને ચ્હાવો અને સ્વદેશી વસ્તુઓજ વાપરવી એ વ્રત રાખવાથીજ હિંદુસ્તાનની સ્થીતિ સુધારી શકાશે. દર વરસે કોંગ્રેસ ભરી હજારો રૂપિયાનો હોમ કરવાથી કે વિલાયત જઈ ત્યાંના સત્તાવાળાઓના કાન ઉઘાડવા માટે ભાષણો કરવાથી હિંદુસ્તાનનો દહાડો ફરવાનો જેટલો સંભવ છે તેના કરતા "બોયકોટ" ની નીતિ પસંદ કરવી અને હિંદુસ્તાનની વસ્તુઓ ખરીદવી આ બે બાબતોને વળગી રહેવાથીજ હિંદીવાનોનું કલ્યાણ થવાનું છે. વીરપુરૂષ મી૦ દાદાભાઈનો પણ એવોજ નિશ્ચય છે. અને તેથીજ હિંદી પ્રજાએ હવે એ બે નીતિને સત્વર અમલમા મુકી દેવી જોઈએ ગજબદારી હકો આપવામા માત્ર હિંદુસ્તાનનેજ ઉડાવવામાં આવે છે. બાકી ત-સવ બની બોયર પ્રજાને ' સ્વતંત્રતા '" "સ્વરાજ્ય" આપવામાં આવ્યું અને હિંદી પ્રજાને હજુ ગુલામગીરીની મજબુત બેડીમા પડી રહેવા દીધી છે, તેનું કારણ એ બાયલી પ્રજામા સંપ અને સ્વદેશને ચ્હાવાનું જ્ઞાન નથી એજ કહેવાય છે. સુધરેલા દેશોના વિદ્વાનો કહે છે કે ત્રીસ કરોડ પ્રજાની ફરીયાદને દાદ ન મળે એ માનવા જેવી વાતજ નથી અર્થાત્ હિંદુસ્તાનની ત્રીશ કરોડ પ્રજાને ફરિયાદ કેમ કરવી અને સ્વરાજ્ય-સ્વતંત્રતા—કેમ મેળવવી એજ આવડતું નથી 'સંપ કરવાથીજ અને પોતાના દેશની વસ્તુઓ વાપરવાનો નિશ્ચય કરવાથીજ પોતાની ફરિયાદોની દાદ મેળવાય છે અને તેથીજ સ્વરાજ્ય મળે છે. પણ હિંદુસ્તાનના ગુજરાત, કાઠીયાવાડ જેવા બીજા પણ કેટલાક પ્રાંતોની નિર્માલ્ય પ્રજા, મોજ શોખમા પડી રહેનારા શ્રીમંતો અને દાનિ ગુરુઓને લીધેજ આ દેશ ગુલામગીરીમા પડી રહ્યો છે એમ કહેવામ આવે છે તે ખોટુ નથી. હિંદુસ્તાનનો ઉદય કરવા માટે સીધો અને સરલ માર્ગ એકજ છે અને તે એ છે કે હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાથી ચિત્તવેધક વક્તાઓએ દરેક ગામોમાં જઈ સ્વદેશી આંદોલનને ખુબ જોર આપવુ જોઈએ દરેક જીલ્લા, શહેર, ગામડા અને ખેતરમા રહેનારા મનુષ્યોને પણ તેમની દુરાવસ્થાનું ભાન કરાવી તેમને સ્વદેશી વસ્તુ વાપરવાનીજ પ્રતિજ્ઞા કરાવવી જોઈએ એ માટે ચોકસ દેખરેખ રાખી તપાસ કરતા રહેવું જોઈએ દરેકે દરેક જીલ્લાઓમા સ્વદેશી આંદોલનનો પ્રચાર થવાથી આખા હિંદુસ્તાનમાનો મોટો ભાગ સ્વદેશીમય થઈ જશે અને પછી જ્યા વિદેશી વસ્તુઓના ઢગના ને ઢગના આ દેશમા સડી જશે, ત્યાં વિલાયતી વ્યાપારી લુંટારાઓને લુટ મળશે નહિ એટલે નીચી મુંડીએ હિંદુસ્તાન દેવીને યાદ કર્યા વિના રહેશે નહિ જે જે દેશોએ ગુલામગીરીની ઝુંસરી તોડીફોડી નાંખી છે તેમનો ઇતિહાસ બે માર્ગ બતાવે છે, એક તો સત્તાની સ્હામુ લડાઈ કરવી અને બીજો "સ્વદેશી" આંદોલન. આ બેમાનો બીજો માર્ગ આપણે માટે ઉચિત છે કારણ કે આપણને માત્ર "સ્વરાજ્ય" જોઈએ છે. આપણને કાંઈ અંગ્રેજોનું રાજ્ય જોઈતુ નથી એમ નથી. અંગ્રેજોના રાજ્ય છત્રતળે રહી સુખ મેળવવુ એજ હિંદીવાનોની ઇચ્છા છે અને તેથી "સ્વદેશી"ને જેમ બને તેમ જોશમાં ફેલાવી મહાત્મા દાદાભાઈની પેઠે-વીર પુરૂષ પેઠે-પુજન કરાવવુ એજ જીવનનું કર્તવ્ય છે, ધનવાન હોય કે જમીનદાર હોય, પરંતુ જેણે સ્વદેશની સેવા કરી નહિ' અને સ્વદેશની વ્હારે ધાયો નહિં તે મનુષ્યનું જીવન તુચ્છ છે. એમાં કાંઇ પણ શક નથી.

# શું સીગારેટ પીવાથી લાભ થાય છે ?

## વિનાશક વેતાલનો ઢંઢેરો.

આજ કાલ સંસારમાં ભ્રાંતિજ્ઞાન એટલું બધું ફેલાયલું છે–કેટલાક (કા) પુરૂષો મન ઘડીત બુટ્ઠાઓ એવા તો ઉડાવે છે–કે તેના પરિણામને જોઈ એક મહાન ફિલસુફનું અમુલ્ય વાકય યાદ આવ્યા વિના રહેતું નથી કે "ક્ષણ માત્ર પણ ભાવેલી સદ્ભાવના–દૂરઅંદેશી હજારો પાપમય જીવનને ટાળવા સમર્થ છે" ખરે! જ્યારે પાપ, તાપ, ઈર્ષા, રાગ, દ્વેષ, અસ્ત્રેપ્રિયતા, સ્વાર્થ આદિના ડીનામાઇટથી ભરેલા એક ગોળા (Bomb) ને (વક્ર) ગતિ, અને તે પણ ગતિશાસ્ત્ર (*Dynamics*) ના નિયમનો કક્કો પણ ન જાણનાર ભોટદ્વારા, અપાય ત્યારે પરમાત્મા જાણે કેટલાએ નિરપરાધી જીવો પણ તેના ભોગ થઈ ચકના ચુર થઈ જાય છે!

વાચનાર! આ એક શબ્દજાળ નથી. 'હાલમાં સીગારેટ પીવાથી થતા લાભો'ના સંખ્યાબંધ હેંડબીલો કોણ જાણે કોની તરફથી વેહેંચાય છે! તેમાં જણાવે છે કે હિંદુસ્તાનમા પ્લેગ, મરકી વિગેરે રોગો સીગારેટ નહી વપરાતી હોવાને લીધેજ થાય છે!' "યુરોપ, એશિયા અને અમેરિકાના આગળ પડતા વૈદ્યકશાસ્ત્રીઓ સાક્ષી આપે છે કે ઝેરી જંતુઓનો નાશ કરવાને માટે તમાકુના ધુમાડાની સરખામણી કરે તેવી કોઈ પણ ચીજ નથી"!!! વળી રસ્તે જતા સીગાર વેચનારની દુકાને ટાંગેલા ચીત્રો જોઈ સાધારણ માણસને તો ખાત્રીજ થઈ જાય કે દુનિયામા પરમાનંદદાયક, વીર્ય વહેલાવનાર, ત્રિવિધ તાપ ટાળનાર, ગંભીર–વિચારવંત–બનાવનાર જો કોઈ પણ વસ્તુ હોય તો તે સીગાર બીડી–તંમાકુજ છે 'Like manna, has the taste of all in it" એક બ્રાન્ડ પર તો "the Devils own" (પીશાચનેજ કામની) એમ લખેનું આવે છે! ધન્ય તે નામ આપનારનો! અમારૂં આપેલુ હેડીંગ–મથાળું બને બાબતમાં ઘટે કે પ્રથમ તો વેતાલે–શેતાને અનેકને બહેકાવી લભ્ભેની પાપ માર્ગ–બદમાશીને રસ્તે ચઢાવ્યાની કહાણીઓ સંભળાયછે તેમજ આ સીગાર પીવાથી થતા લાભો ભવિષ્યમા સભ્ય ખાનદાના દેશ હિતૈષી થનાર અનેક વિદ્યાર્થીઓ–કુમળા–ભોળા મગજોને નીચ, દુર્વ્યસની, લંપટ અને એવાં અનેક વિશેષણો આપવા યોગ્ય ભામટાઓ બનાવી મુકયાછે અને બીજામા તે **યથા નામા તથા ગુણા** જ છે

"હમને તો લાગે છે કે કોઈ પરદેશી સીગારેટ કુંપનીએ સીગારેટનો વેપાર આ દેશમા વધારવાને આવા શરમ ભરેલી રીતે ખોટા અને આડે રસ્તે દોરવનારા હેંડબીલો બહાર પાડયા છે (આર્ય પ્રકાશ) ખોટ ૩ સાચા તરીકે ઘુસાડવામા જેટલું પાપ–ગુનાહ છે તેટલુંજ પાપ સત્ય છુપાવવાના રહેલુ છે હાથી હમે નિરપેક્ષ બુદ્ધિથી જનસમુહના લાભાર્થે આ હેંડબીલો બહાર પાડયા છે જે મનનપૂર્વક વાચવા–વર્તવા ભલામણ છે

ઉક્ત 'ઢંઢેરા' એ તો 'ઝેરી તમાકુ (બીડીમા વપરાય છે તે નહી)' એમ લખી બીડીની કલમ તો કાપીજ નાંખી છે! તેને માટે એટલુંજ જણાવવુ બસ છે કે 'ઢંઢેરા' એ ભલામણ કરેલી અમેરીકન અને ઇંગ્લીશ તંમાકુમા, બીડીમા વપરાતી તમાકુ કરતા નાઇકોટાઇનના ઝેર ચારગણુ વધારે હોય છે અમેરીકાથી દાબડામાં પેક થઈને આવતા માલનાં બાહર પડેલી કમકમાટ ઉપજાવનાર ભોપાળાં પછી અમેરીકન સીગારેટનું તેવુંજ ભોપાળું હાલ બાહેર પાડવામા આવ્યુ છે ન્યુ યોર્કની એક પેઢીના લંડન ખાતેના મેનેજર મી૦ ગેસટન જણાવે છે કે અમેરીકાથી મોકલવામા આવતી સહુથી ખરાબ ચીજ ત્યાંની સીગારેટ છે અને તેનું વેચાણ ઈંગ્લંડમા અટકાવવું જોઇએ. ખુદ ૫૩ અમેરીકન રાજ્યોમાનાં ૪૭ રાજ્યોએ સીગારેટ પીવાની

બધી કરનારો કાયદો કર્યો છે અમેરીકન સીગારેટમા વધુંજ હલકા પ્રકારનો તબાકુ વાપરવામા આવે છે, જે ઘણી ગલીચ જગાએ ઉગાડેલો હોય છે અને તેમા નુકશાનકારક કશી જીણસો ભેળેલી હોય છે અમેરીકન સીગારેટ બનાવનારાઓ કોકેન, અફીણનો અરક તથા એવીજ બીજી નુકશાનકારક ચીજો તબાકુમા ભેળીને તેની સીગારેટ બનાવે છે (મુ સ) પરતુ તે સઘળુ જવા દઈ આપણે તો તબાકુ—પછી તે ગમે તે જાતની વા રૂપમા હો—ના સંબંધમાંજ જણાવીશુ હવે માની લઈએ કે તબાકુના ધુમાડામાથી રોગી જતુઓ નાશ થાય છે પરતુ તેટલાથીજ શુ લાભ? 'પગનુ રક્ષણ કરવા માટે આખી દુનિયાને ચમરથી મઢાવવા કરતા જાતે જોડા પહેરવા વધુ આવશ્યક અને લાભ દાયક છે, (આ પ્ર) અથવા એક કવીના શબ્દોમા કહીએ તો 'માળો મઝાનો પણ પખીને પાખ નથી.. તો'ને શુ એથી શુ?' તેમજ હવા રોગી જતુઓથી રહિત કદાચ થતી હોય તોપણ શરીરની બરબાદી સતત થતી રહે તે કોણ બુદ્ધિમાન પસદ કરશે? આપણા હીતચિતક કેટલાએ બંડોના પ્રખ્યાત ડાક્ટરો જણાવે છે એમ ખૂબ ઠોકી છે પણ તેના ચોક્કસ શબ્દો કે નામ માત્ર પણ મળે નહિ હમે તો સપ્રમાણ પૂરેવાર કરીશુ કે તબાકુ કેટલી હાની કરે છે

**તબાકુ ઝેર છે:**—રસાયણીઓ, ઔષધિશાસ્ત્રજ્ઞો અને ડાક્ટરો એકે અવાજે કબૂલ કરે છે કે એક રતન તબાકુમા ૩૮૦ ગ્રેન નાઈકોટાઈન નામનો ઝેરી પદાર્થ છે જે હાઈડ્રોસાઈનીક એસીડ ના ઉતરતી પંક્તિનાથી જરા ઉતરતા બેલેડોના (ધતુરાના ઝેર) ની જાતનો હોઈ તેનો એક ગ્રેનનો દશમો ભાગ એક કુતરાને દશ મીનીટમા મારી નાખે છે એક માણસ આ ઝેરથી ૩૦ સેકન્ડમા મરી ગયો હતો! જો અસર કરે તેવા રૂપમા લેવામા આવે તો એક સીગારમા બે માણસને મારી નાખે તેટલુ ઝેર છે! ચાળીસ વર્ષ ઉપર કાઉન્ટ બોકાર્મીએ તેના સાળાને મારવાને તબાકુનુ તેલ વાપરયુ હતુ હોટેંટોટ લોકો આ ઝેર સાપને મારવાને વાપરે છે, એક નાનુ ટીપુ એક સાપ ઉપર નાખે અને બીજો ઉપર જાણે તેજ વખતે વીજળી પડે તો બને સાપ એકી વખતે મરી જશે! માળી લોકો છોડ ઝાડને સડો ન લાગે એટલા માટે જતુઓનો નાશ કરવા તબાકુ ખાતરમા વાપરે છે નાના બાળકને જરા ઘારૂ પડ્યુ હોય ત્યા તબાકુનો મલમ લગાડેથી તે મરણ પામ્યાના દાખલા બનેલા છે હીચકારા સોલ્જરોને પેટ ઉપર સીગાર નમજી ચુકને ઉલટી પેદા કરી લડાઈના મેદાનમા ન જવાના બહાના કાઢ્યાના ઘણા રીપોર્ટ થયેલા છે, હ જ્યારે માહ્યોપચારથી આમ થાય છે તો શરીરની અદર જવાથી કેટલુ નુકશાન થતુ હશે? ડૉક્ટર કલોગ જણાવે છે કે—"તબાકુ શ્વાસને મલીન કરે છે, જઠરાગ્નીનો નાશ કરે છે, સ્વાદ અને સુગધી—રસ અને ગધ—શક્તિને ઉડાડી નાખે છે, લોહીને બગાડે છે, મગજને અશાન્ત બતાવે છે, હૃદયને ક્ષીણ કરે છે, જ્ઞાનતતુઓને ઉશ્કેરે છે, સ્નાયુઓને ઢીલા—શિથિલ કરે છે, ફેફસાને રૂધે છે, દ્રષ્ટિને ઝાખી કરે છે ચામડીને વિકારી બનાવે છે ટુકામા શરીરમાના દરેક અવયવ અને પેશી કે જેની સાથે તે સબધમા આવે છે તેને બગાડે છે અને દોષિત કરે છે તમાકુની ઝેરી અસરથી ચેતન્ય શક્તિ ઓછી થાય છે, બુદ્ધિ બેહેર મારી જાય છે, જીદગી ટુંકી થાય છે, અને અત પણ આવે છે' (Man the Masterpiece P. 301) વળી પ્રખ્યાત જર્મન ફલાહારી વિદ્વાન ડૉ લુઇ કુન્હે જણાવે છે કે—"શરીરને માટે તબાકુ હમેશાં ઝેર છે અને ઝેરજ રહેશે તેની અદર "નાઇકોટાઇન" નામનું જે ઝેર રહે છે તે દૂર કરવામા શરીરને કષ્ટ કરવુ પડે છે તેથી શરીરને અંતે ક્ષીણ થવીજ જોઇએ આ ઉપરાત ડાક્ટરો સ્મીથ, રીચર્ડસન, ડ્રીમડેન, પીડક અને મીસોલી આદિ ઇગ્લંડ અમેરીકા, ફ્રાન્સ અને જર્મનીના પ્રખ્યાત ડૉક્ટરો અને રૈસાયણીઓએ તંબાકુનું ઝેર ઘણું તીવ્ર છે અને તેની શરીર ઉપર કેવી માઠી અસર થાય છે,

# खरी केळवणी अने छुटापणुं.

५

અસલના વખતમાં હિંદુસ્થાનમાં કેળવણીની પદ્ધતિ આ પ્રમાણે હતી, બ્રાહ્મણ વર્ગ પવિત્ર ધર્મનાં પુસ્તકો વેદ વગેરે, વ્યાકરણ, તત્વજ્ઞાન, ઔષધ, ખગોળશાસ્ત્ર, વગેરેનો અભ્યાસ કરતા હતા, ક્ષત્રિઓ લડાઇની કળાની સાથે ધર્મના પુસ્તકો શીખતા હતા,કૃષિ કર્મ કરનારા તથા મેહેનતુ વર્ગના લોકો કળા હુન્નર તથા ધર્મના પુસ્તકો શીખતા હતા. આ ગોઠવણની ખુબી એની મેળેજ સમજાય છે. બ્રાહ્મણોની વિદ્યા આમુશ્મિક સાધનો પુરાં પાડવાની શક્તિ ધરાવતી હતી, ક્ષત્રિઓ શારિરીક શક્તિ પૂરી પાડતા હતા, વૈશ્ય લોકો દ્રવ્ય સંપાદન કરતા હતા. બ્રાહ્મણને પોતાના જ્ઞાનથી પૈસો કમાવવાનો નહોતો પણ બીજા વર્ગના લોકો તેમનું પાલન કરતા હતા. જ્યારે વસ્તીનું પ્રમાણ ઓછું હતું. ત્યારે થોડા વિદ્વાન માણસોનો નિભાવ કરવાનું ભારી પડતું નહોતું. હવે વખત કેટલો બધો ફેરવાઇ ગયો છે. સાધુઓ–આચાર્યો–બ્રાહ્મણો વગેરે ભિક્ષુકોની સ્થીતીએ પહોંચી ગયા છે,વર્તમાનપત્રોમાં તથા આ દેશમાં મુસાફરીએ આવતા વિદેશીજનોના લખાણોમાં ભિક્ષુકોની મોટી સંખ્યાના પોકારો ઉઠી રહયા છે, આ નિરૂદ્યમી દેશની કેટલીબધી દોલતં ઉપર લખેલા ભિક્ષુકો હરેક તાલમેલથી નકામી કઢાવે છે, આપનાર વગર કેળવાયલા દાન સત્પાત્રે થાય છે કે કુપાત્રે થાય છે, તેનો વિવેક નહીં સમજનારા હોવાથી કંઇપણ સારા પરિણામો આવાં દાનથી આવી શકતાં નથી અને દાન લેનારા નિરૂદ્યમિ, વિદ્યા વિવેક રહિત હોવાથી આ નિર્ધનતામાં પેસતા દેશને મોટા બોજારૂપી થઇ પડયા છે.

દરેકવર્ગના લોકોને હાલમાં વિદ્યા કેવા પ્રકારની અપાય છે તે હવે આપણે તપાસીએ. જેવીરીતે અસલમાં વેદ મોઢે ગોખાવી ભણાવતા તેવી ગોખણ પધ્ધતિ સાથે તે વિદ્યાનો કંઇ અમલ થાય તેમ નથી હોતો. પદાર્થ વિજ્ઞાનનાં તત્વો શીખવવામાં આવે છે. પણ તે એટલી અંધૂરી સ્થીતિમાં કે તેનું જ્ઞાન અમલમાં મુકી દેશની દોલતમાં વધારો કરનારા કળા કૌશલ્યવાળા વીર પુરૂષો કવચિતજ મળી આવશે. અગ્રેજી ભાષા શીખવવામાં આવે છે. તે તેના ભણનારને અંગ્રેજ સરકારની કે કોઇ પરદેશી વેંપારીની નોકરી મેળવવાને મુખ્ય સાધન ભુત થાય છે. તેથી જે જ્ઞાન હાલમાં આપણે સ્કુલ અને કોલેજોમાં મેળવીએ છીએ, તેનો મુખ્ય ઉપયોગ તો બીજાની પરતંત્રતા નીચે તાબેદારીની નોકરી કરવામાંજ થાય છે.

કેટલીક ટેકનીકલ સ્કુલો, વૈદાંની અને શીલ્પશાસ્ત્ર શીખવવાની કોલેજો છે. પણ તેની સંખ્યાં ઘણી થોડી છે, અને તેની સરખામણીમાં તથા વસ્તીના પ્રમાણમાં બીજી સાધારણ જ્ઞાન આપવાની સ્કુલો તથા કોલેજો વધારે છે. જે જ્ઞાન હાલ આપણને મળે છે તે આપણને ફક્ત ત્રણું બાબતમાં ઉપયોગી બનાવે છે, શીક્ષક–વકીલ કે બીજી નોકરીનો રોજગાર મેલવવો. જે શ્રીમંતોને પોતાના દરરોજના નિર્વાહની આપદાનથી તેને તો આ જ્ઞાનની પધ્ધતિ ઘણી પસંદકરવા જેવી છે; આથી ઘણું દીલગીર થવાનું છે; શું કેળવણીનો મુખ્ય ઉદ્દેશ એટલેજ છે કે શીક્ષક થવું, વકીલાત કરવી, કે બીજાની તાબેદારીની નોકરી કરવી? જો આ દેશની બધી જરૂરીઆતો શીક્ષકો, વકીલો, અને નોકરીઆત માણસોથી સરી જતી હોય તો આગળ કંઇ બોલવાની જરૂર નથી; ખરૂં જોઇએ તો આ દેશને જોઇએ તેના કરતા શિક્ષકો, વકીલો, અને કારકુનો કે

નોકરોની સંખ્યા ઘણીજ વધી ગઇ છે. પદાર્થ વિજ્ઞાન જાણી સારી રીતે ખેતી કરી શકે તેવા ખેડુતો અને સંપૂર્ણ કેળવણી પામેલા યાંત્રિક બળને ઉપયોગમાં આણનારાની મોટામાં મોટી જરૂર છે. તેથી સરકાર તથા લોકોની મોટી ફરજ અને મેહેનત ટેકનીકલ કેળવણી આપવા તરફજ હોવી જોઇએ અને પરચુરણ જ્ઞાન જે હાલમાં આપવામાં આવે છે તેની હદ રહેવી જોઇએ. પરચુરણ જ્ઞાન અથવા જુદી જુદી ભાષાની ખુબી જાણવાનું જ્ઞાન કયારે જરૂરનું છે કે વસ્તીનું પ્રમાણ થોડું હોય અને જરૂરીઆતો ઝાઝી હોય નહીં; પણ જ્યારે વસ્તી વધે છે અને લોકોને પેટ ભરવાને પણ પૂરતું મલવાના વાખા પડવા માંડયા છે. ત્યારે પદાર્થ વિજ્ઞાનને લગતી અથવા હુન્નર ઉદ્યોગની કેળવણીની યોગ્યતા તો મહોટી ગણાવી જોઇએ અને સાધારણ કેળવણીએ તેની આગળ દબાઇ બેસવું જોઇએ, જેનો તાજો દાખલો જર્મની તથા અમેરીકા બતાવે છે. પદાર્થ વિજ્ઞાન અને હુન્નર ઉદ્યોગની કેળવણી છૂટથી આપવાનું ધોરણ એ બન્ને દેશોમાં દાખલ થયાં પેહેલાં એ બન્ને દેશો બીજા દેશોની સરખામણીમાં ગરીબ હતા તે આજે સૌથી ધનાઢય ગણાય છે. આ બે દેશોનો દાખલો લોકો કેમ ધનાઢય થાય તે ખુલ્લી રીતે દર્શાવી આપે છે. હિંદુસ્થાનના દેશીઓ કેળવાયલા નથી તેથી તેઓ રાજદ્વારી છૂટાપણું મેળવવાને નાલાયક છે આવી ખોટી દલીલ સરકારી સ્વાર્થી અધિકારીઓ તથા સ્વાર્થી એંગ્લો ઇંડીઅનો આગળ મુકી આપણા મુખીઓ વધારે છુટાપણાના હકો મેળવવા જે પ્રયત્ન કરે છે તેમાં આડે આવવાની નીચતા બતાવે છે; પણ તેમાં પોતેજ પોતાને નીચું જોવડાવવા જેવું કરે છે. હિંદુસ્થાનની પ્રજા આગળ પુરાતન કાળથી, ધર્મ, નીતિ અને ઉદ્યોગ વેપારની બાબતમાં દુનિયાની સર્વ પ્રજા કરતાં આગળ પડતી હતી એ તો હિંદુસ્થાનના કાળા માણસોને આજે મૂર્ખ અજ્ઞાન કહેવા નીકળેલાઓને પણ નીચું મોં કરીને સ્વીકાર્યા વગર છુટકો નથી. આવી સુધરેલી અને આગળ વધેલી પ્રજા હવે અંગ્રેજ હકુમત નીચે આવ્યા પછી અજ્ઞાન કેમ કેહેવાવા લાગી તેનું કારણ તેના હાલના રાજ્યકરતાનીજ પદ્ધતિને આધીન છે. રાજાએ રૈયતને ખરૂં જ્ઞાન આપી કેળવવી જોઇએ તેને બદલે લશ્કરી ખરચ વધારવા અને કેળવણી ખરચની કાપકુપ, યુનીવરસીટી બીલ જેવાં બીલો ખાસ કરી ઉંચી કેળવણી મોંઘી કરી સાધારણ સ્થીતિના માણસો તે લઇ ન શકે તેવા ધોરણો રચવા, માસ એજયુકેશન નીચ અને ઉંચ બધાજ પ્રાથમિક કેળવણી નો ઉપયોગ જેટલી શીખી શકે તેવી વ્યવસ્થા કરતી વખતે સરકારની તીજોરી ખાલી અને બીજા ખરચો વખતે હિંદુસ્થાનની ત્રીજોરીમાં લીલા લેહેર! હિંદુસ્થાનના રાજ્ય કરતાએ રૈયતને અજ્ઞાન બનાવી છે અને મુર્ખ રાખી છે એમાં વાંક સરકારની પોતાની પોલીસીનો છે! "તરતાં આવડયા વગર પાણીમાં ઉતરીશ નહીં" તરતાં શીખવનાર તે શીખવતો નથી અને તરવાની યોગ્યતા આવ્યા વગર પાણીમાં ઉતરવા દેતો નથી; એજ્યુકેશન આપવાનું, જનસમુહને કેળવવાનું સરકારના હાથમાં છે અને તે સરકાર પોતાની ફરજ જાણી જોઇને બજાવતી નથી તેથી લોકો અજ્ઞાન છે એમ આ દેશનીજ સરકાર કરે છે. માબાપજ પોતાના છોકરાને ગાંડો ઠરાવે ત્યારે પછી આખી દુનીયા પણ તેને ગાંડો ગણી તેનો કાંકરો કાઢી નાંખે! તેવી સ્થીતિ આ દેશના લોકોની છે. તેનો ધડો દુનીયામાં કંઇ થતો નથી. કોઇ કહેશે કે જો સરકાર કેળવણી આપવાની કાળજી નહીં રાખતી હોય તો લોકોએ પોત પોતાની મગદૂર કરી લેવી પરન્તુ હિંદુસ્થાનના વતનીઓ પાસે આંકા અને સીધા કરો મેલી કેટલી મોટી રકમ સરકાર લે છે તેનો ખ્યાલ કરો. એક રૂપીઆમાંથી દશ આના નીકળી જાય છે અને

તે શાને માટે? રૈયતના જાનમાલને નીતિના રક્ષણ માટે, જનમાનને જાતિનુ રક્ષણ ઉચી કેળવણીથી થાય તે સરકાર આપતી નથી એટલે કર રૂપે લીધેલા પૈસાનો જે ઉપયોગ થવો જોઇએ તે થતો નથી પછી લોકો પોતાની સગવડ કરી લેવાના વધુ સાધન ક્યાથી લાવે?

સરકારી સ્કુલ અને કોલેજોમા ભણી વકીલાત–નોકરી કે વૈદુ કરવાવાળા કઇ દેશની દોલતમા વધારો કરનારા થતા નથી એતો દેશની દોલત ખાનારા છે જે શાળા અને કોલેજોમાથી હોશીઆર કારીગરો, રસાયણ શાસ્ત્રીઓ, પદાર્થ વિજ્ઞાન જાણવાવાળા ગ્રેજ્યુએટો, ખેતીવાડી સુધારી શકે તેવા સ્કોલરો બહાર પડે અને આ દેશનો બનેલો માલ કીફાયતે બીજા દેશોમા વેચી પરદેશથી પૈસો ઘસડી લાવે તેવીજ શાળા અને કોલેજો દેશની દોલત વધારનારી ગણાશે

ઇતિહાસ ભણેલા વિદ્યાર્થીઓ સારી પેઠેમ જાણતા હોવા જોઇએ કે ગ્રીસના ટાપુઓમા પ્રજાકીય મડળની મદદથી રાજ્ય ચાલવા માડ્યુ ત્યારે કેળવણીનો ત્યાં કેટલો ફેલાવો હતો? પછાત પડેલા શેહેરોને બાજુએ મુકી એકલા લડન શેહેરને પાસીશુ તો સને ૧૮૬૦ મા છોકરાઓની કુલ સખ્યાનો પોણો ભાગ કેળવણી વગરજ ઉછરતો હતો પીમ અને હેમ્પડન જેના વખતથી ધોરણસર સ્થાપલી સરકાર (કોન્સ્ટીટ્યુશન ગવર્નમેન્ટ) ને માટે ગભીર ઝગડાઓ ઉઠ્યા ત્યારે ઈગ્લાડમા સ્કુલોની સખ્યા થોડાક સેકડાથી ગણાતી હતી, એડવર્ડ ધી સીક્સ્થના વખતમા ૩૫૯ થી વધારે શાળાઓ ભાગ્યેજ હતી, કેળવણીના સાધનો આવા જુજ છતા ઈગ્લાડમા તે વખતે હાઉસ ઓફ કોમન્સ (પ્રજાકીયસભા) હસ્તીમા હતુ માણસની સત્તા વધતી જાય છે તેમ તેમ તે સત્તા નીભાવવાને વિદ્યા તથા બુદ્ધિની જરૂર પડે છે એટલે પ્રથમ સત્તા મળે તો ત્યાર પછીજ તે સભાળવાને માણસને પોતાનુ મન કેળવવુ પડે, તથા પોતાની બીજી શક્તિઓ વધારવી પડે છે એટલે કેળવણી સત્તામાથી ઉત્પન્ન થાય છે, અને ઈગ્લાડના લોકો મા તેમજ થયુ છે હવે આપણી પાસે એ લોકો પ્રજાકીય છુટાપણાના વધારે સારા હકો આપતા પેહેલા કેળવણીનો જે વાક કાઢે છે તે કેવળ પાયા વગરનો છે એકવાર હકો આપે તો પછી તે જાળવવાને અને સભાળવાને હિદુસ્થાનના વતનીઓ તે આપો આપ કેળવાયલા થશે

D M P

## हिंदुस्ताननी स्त्रीओ अने घरगतु उद्योगो.

હિંદુસ્થાન દેશ, આ આર્ય ભૂમિ એકવાર આબાદ અને સુખી હતી, બુદ્ધિ, વિદ્યા સ્વદેશપ્રેમ, સ્વદેશાભિમાન, સમૃદ્ધિ અને ચાતુર્ય વગેરે એ આબાદીના કારણો હતા આર્યભૂમિ ઉપર ભયકર રાત્રિરૂપી નિરાશાએ પોતાનો અમલ બેસાડ્યો કે જેના સખત અમલમાથી એનો છુટકારો ક્યારે થશે તે અશક્યજ લાગ્યુ નિરાશાના ખોળામા ભયકર રાત્રિ ગણી વહાતી આર્યભૂમિ સેકડો વર્ષ થયા ગાઢ નિદ્રામા સુતી છે, પરન્તુ પરમેશ્વરનો આભાર માનવાનો સમય આવી લાગ્યો છે એ ભયકર રાત્રિના કાળા વાદળાના કીનારા ઉપર આશારૂપી મળશકાના કીરણો ફુટતા હોય તેમ રતાશ દેખાવા માડી છે નિરાશાની રાત્રીમાથી આશાની સ્હવાર ઉદય પામશે તેનો આભાસ દૃષ્ટિ મર્યાદા ઉપર કઇ ઝાખો દેખાવા માડ્યો

છે અને સેંકડો વર્ષનો આળસનો ત્યાગ કરી વહાલી આર્યભૂમિ હવે ઉઠશે એમ મન ભાસવા માંડ્યું છે, જ્યારે સર્વ દીશામાં આ તક આવતી જોઇ આનંદના મંગળ ગીતો દૂતો ગાવા મંડ્યા છે ત્યારે હિંદુ ગૃહકાર્યભારની પ્રધાન, ઘરની રાણી, આર્ય સ્ત્રીઓ, ઝ ત્વરાથી ગતીમાન થયલી પળો નિરર્થક ગુમાવી શું સુઇજ રહેશે? આ સોનેરી તક સંપૂર્ણ રીતે હાથમાં લઇ આર્ય મહીલાઓ પણ પોતાનો બધો જુસ્સો બહાર પાડવા શું આગ નહીં આવે? જો વખતને તેના આગળના વાળના ગુચ્છાથી પકડી નહીં લેવામાં આવે તે આપણી બધી હીલચાલો જીવ વગરની થઇ પડશે અને છેવટે ભાંગીજ પડશે.

પુરાણા વખતની આર્ય સ્ત્રીઓ સંસારીક અને કેળવણીને લગતા સવાલોમાં આગલ પડતો ભાગ બજાવતી હતી, પરન્તુ જમાનાની ગુલામગીરીની બેડી–પરદેશી રાજ્યના ભારથી તેમના ધણીઓજ અધમતાને પામ્યા તો સ્ત્રીઓ તો જીવ વગરની મુંગી પુતળીઓ, તેમન ધણીઓના રમવાનાં રમકડાં રૂપે પોતાનું જીવતર ગાળે તેમાં કંઇ નવાઇ નથી. આ સ્થીતિએ પહોંચવા છતાં સ્વદેશ પ્રેમનો જે છુપો વિજળીક પ્રવાહ તેમનામાં હતો તે આ અંધકારમાં અપડાયલી આર્યભૂમિએ જરા ગતિ બતાવી પોતાનામાં જીવન તત્વ છે એ દેખાડતાંજ છુપો વિજળીક પ્રવાહ બહાર પડવા પ્રયત્ન કરવા લાગ્યો છે તથા આ માતૃ ભૂમિ તરફ પોતાની શી ફરજ છે તેની જવાબદારી આર્ય મહિલાઓ સમજવા લાગી છે.

હાલની આર્ય મહિલાઓ તો ઘણી અધમ સ્થીતીએ છે એવો નાનો ગોરો લોકો માને છે પણ હવે તેઓને માલમ પડશે કે સ્ત્રીઓના જે ગુણોની અસરથી મ્હોટી મ્હોટી પ્રજાઓ ઉંચી પદવીએ ચઢી છે તે શ્રેષ્ટ ગુણો તેમનામાંથી જતા રહ્યા નથી. સ્વદેશી હીલચાલને મદદ કરવા આર્ય સ્ત્રીઓ આગળ પડવા માંડી છે. પોતાના દાખલાથી આર્ય પુત્રોને પોતાની માતૃ ભૂમિ તરફ અડગ પ્રેમ રાખવા શીખવવા લાગી છે. જાપાનની હાલની ચઢતી સ્થીતિ મોટે ભાગે જાપાનની સ્ત્રીઓને આભારી છે, હાલમાં જાપાન દેશને માથે આવી ગયલા કટોકટીના સમયમાંથી છુટકો કરનાર તેઓનો સ્વાર્થ ત્યાગ અને માતૃભૂમિ તરફનો અડગ પ્રેમ એ બે ગુણો હતા. હિંદુસ્થાન દેશનો પુનરોદ્ધાર કરવાને જાપાની સ્ત્રીઓના જેવા ગુણો આર્ય મહીલામાં પરમેશ્વર જલદી મુકો!

લગભગ એકસો વર્ષ થયાં આ હિંદુસ્થાન પશ્ચિમની સહુથી સુધરેલી પ્રજાના અમલ નીચે છે. તોપણ આશ્ચર્ય પામવા જેવી મોટી બીના એ છે કે પશ્ચિમ દેશનાં સુધારાના મુખ્ય મુદ્દા આર્ય પ્રજામાં દાખલ કરવાને તે નિષ્ફળ થઇ છે, અને સ્વદેશી હુન્નર ઉદ્યોગ વધારવાના જુસ્સાનો સોચનીય દુકાળ પ્રસરી રહ્યો છે, કારીગીરી, ખેતી કે ખનીજ કશામાંજ દેશીઓ આવા સુધરેલા રાજ્ય અમલ નીચે પોતાની જાત મેહેનતથી આગળ પડતા શીખ્યાંજ નહીં એ કોની શિક્ષણ પદ્ધતીનો દોષ કાઢવો?

હિંદુસ્થાનમાં નીકળેલી મોટી રેલવે, મીલો કે બીજાં કારખાનામાં જ્યાં જોશો ત્યાં કાં તો અંગ્રેજી ઓજારો ને સાંચાકામ, કાંતો અંગ્રેજની દેખરેખ નીચે વહીવટ, આ ત્રણે અથવા ત્રણેમાંથી એક બે કારણો તો બનેલાંજ છે, આમાં અપવાદ હશે પણ તે ઘણો જુજ.

હિંદુસ્થાનના વતનીઓમાં મગજની ગ્રાહ્ય શક્તિ નથી એવું અનુમાન ઉપર લખ્યા પ્રમાણે કરી શકાતું નથી. ચીન દેશના વતનીઓની પેઠે આર્ય લોકોને પણ જુના જમાનાનો સુધારો વારસામાં મળેલો છે. ચીનાઓમાં અને હિંદુસ્થાનના વતનીઓમાં ફેર એટલો છે કે

ચીના લોકો અંધ શ્રદ્ધા રાખી પોતાની જુની બાબતને મજબુતાઇથી વળગી રહ્યાછે પરંતુ હિંદુસ્તાનના વતનીઓ તો નવું અને સુધરેલું તત્વ દાખલ કરવા તૈયાર છે. હિંદુસ્તાનના બીજા ભાગો કરતા બંગાળમાં હુન્નર ઉદ્યોગ તરફ લોકોનું વલણ ઓછું છે, પણ અંગ્રેજી શીક્ષણનો ફેલાવો એ પ્રાંતમાં ઘણો છે અને જે પાશ્ચિમાત્ય સુધારાઓ છેલા પચાસ વર્ષમાં હિંદુસ્તાનમાં દાખલ થયા છે તેનું બીજ ત્યાંજ રોપાઇ વૃદ્ધિંગત થયા પછી બીજા ભાગોમાં ફેલાયાં છે. બાળ વિધવાના પુનઃવિવાહની હીલચાલ ત્યાંથીજ શરૂ થઇ, ચાલતા આવેલા જ્ઞાતિરૂપ બંધનો જે સેંકડો વર્ષ થયાં હિંદુ સંસારીક બંધારણની સાથે સજ્જડ જોડાયલા છે તેની સામે લડાઇ બીજા સ્થલો કરતાં ત્યાં વધારે જુસ્સાથી અને અસરકારક રીતે લડાય છે, બંગાળામાં શ્રેષ્ટ બુદ્ધિની લાયકાત ધરાવનારા નરવીરોનો તોટો નથી અને તે પણ સફાઇદાર યુરોપની બુદ્ધિ કરતા સેહેજ પણ ઉતરે તેવી નથી.

હિંદુસ્તાનના લોકોજ નવાં સાહસો ઉપાડવા બેપરવાઇ બતાવે છે એ આક્ષેપ તદન ખોટોજ મુકવામાં આવે છે. એ લોકોમાં જે સુધારો વારસામાં ઉતરેલો છે તે બીજા જુના સુધારાની માફક ઉદ્યોગના તત્વો રહીત છે, પૈસો મેળવવાને માટે ધંધો કરવાને તેઓ હલકાઇ સમજતા આવ્યા છે, ધંધો, વેહેપાર, હુન્નરકળા ઉતરતી પંકતીના લોકોજ કરતા હતા, અને હિંદુસ્થાનની ઉંચી જ્ઞાતીઓ પશ્ચિમ તરફનું કેળવણીનું ઉંચું તત્વ શીખવા તરફ વળી ખરી પણ તેની સાથે હુન્નરઉદ્યોગની કેળવણીનો વધારો કીધો નહીં. કલમના ગોદા મારવાના ધંધાની મેહેનત કરવાનીજ આપણા લોકોને ટેવ પડી ગઇ છે જ્યારે કોઇ હુન્નર ઉદ્યોગની યુકિત બહાર પડે અને એવી યુકિતમાં તેમની મદદ માંગવામાં આવે કે તેની તરફ આંખ આડાકાન કરતા આવ્યા છે. ફળ રહીત ગુમાસ્તીએ બંગાળ ઇલાકાનું ઉછળતું જુવાન લોહી ચુસી લીધું છે. એ લોકોની આ ભુલથી હિંદુસ્થાનને આજે જે સોસવું પડે છે તેનો બદલો કોણ વાળી આપશે ? આને માટે હવે આર્ય મહિલાઓએ તૈયાર થવાનું છે. પોતાના દાખેલાથી પોતાના પુત્રોને નોકરી તરફ ધીઃકાર બતાવતા શીખવવાનું છે. જો માતાઓ પોતાના પુત્રોને અને પત્નિઓ પોતાના પતિને નોકરીની ગુલામગીરી કરતાં સ્વાવલંબી થવાનો ઉપદેશ કરશે, કોઇ પણ ધંધા વ્યાપારમાં જોડાઇ તે ધંધો શીખી ધંધો કરતાં શીખવશે તોજ આપણા દેશનો હુન્નર ઉદ્યોગ સજીવ થશે. જો સ્ત્રીઓ પોતેજ પરદેશી વસ્તુઓનો ત્યાગ કરવાની હઠ લઇ બેશસે અને સ્વદેશની બનેલી વસ્તુઓ વાપરતાં શીખશે તોજ આપણા દેશમાં ઉભી થયલી સ્વદેશી હીલચાલ પગભર થશે. આ બાબત સાધારણ સ્થીતિના કુટુંબોથી તે છેક શ્રીમંત શેઠીઆઓના કુટુંબની સ્ત્રીઓએ મજબુતાઇથી ઉપાડી લેવી જોઇએ. સ્ત્રીઓના વિલાસ વિભ્રમ અને શોખને માટે કરોડો રૂપિયાની પરદેશી વસ્તુઓ આ દેશને લુંટી તારાજ કરે છે તે આપણા દેસની સ્ત્રીઓએજ સમજવું જોઇએ. બંગાળામાં હજારો બલકે લાખો સ્ત્રીઓ પરદેશી વસ્તુઓનો ત્યાગ કરી બેઠી છે. ત્યારે આપણા દેશની સ્ત્રીઓ તેમ કરવામાં તદન પછાત છે. તેમણે જાગૃત થઇ સ્વદેશી વસ્તુઓનો સ્વિકાર કરવાની ઘણીજ અગત્ય છે.

D. M. P.

# एक स्वदेश भक्त स्त्रीने फांसी !

રશિયામા જે અશાંતિ ચાલી રહી છે તે પ્રત્યેક મનુષ્યને વિદિત છે. વિશાળ પ્રજા ઉપર રાજ્ય કરવું, પ્રજાને પોતાની ઇચ્છાનુરૂપ દુઃખ આપવું, પ્રજાની દાદ ફરીઆદ સાંભળવી નહિં, પ્રજા ઉપર કરોનો–Taxes–નો ભારવધાર્યાજવો, પ્રજાની ઉન્નતિનો વિચાર કરવો નહિં, પ્રજા દાદ માંગે–હક્ક માગે–ત્યારે તેના ઉપર વાઘ જેવા સિપાઇઓ છોડી ત્રાસ આપવો, હુન્નર ઉદ્યોગનું રક્ષણ–ભક્ષણ નહિ–કરી પ્રજાને પૈસેટકે સુખી કરવી અને દિનપ્રતિદિન રાજાને ઉચિત એવા દિવ્ય ગુણ ધારણ કરી "પ્રજાના સુખમા મ્હારૂં સુખ" એવું નહિં સમજનાર મુર્ખ રાજાની પ્રજા, એક સમયે કેવી વિફરી જાય છે, કેવીરીતે રાજાની આજ્ઞા સ્હામુ, અસ્ત્ર શસ્ત્ર લઇ ઉભી થાય છે તેનો ચિતાર, હમણા રશિયાની પ્રજા સારી પેઠે બતાવી રહી છે. રશિયા એક મ્હોટો–વિશાળ પ્રદેશ છે રાજ્ય વધારવાની પણ પ્રજાને સુખી નહિં કરવાની અને તેને ગુલામગીરીની ઝુંસરીમા હમેશા રાખવાની ઇચ્છાવાળા ઝારે, વરસોનાં વરસો થયાં પ્રજાના વ્યાજબી હક્કો આપવાની દરકાર કીધી નથી, તેણે પ્રજાને હમેશાં નિચોવવાની નીતિ ગૃહણકરી પણ પ્રજાને સુખી--ભરપૂર-કરવાની નીતિ ગૃહણ કરી નહિં, તેણે જમીનનું મેહેસુલ સખતાઇથી વસુલ કરવાના ઉપાયો લીધા હતા પણ તેજ. જમીનમાથી વધુ પાક ઉત્પન્ન કરવાના માર્ગ લીધા નથી, તેણે પ્રજા પાસેથી કર વસુલ કરવાના કરડા રસ્તા લીધા હતા પણ પ્રજાનાં ગજવાં શી રીતે છલકાય તેવા માર્ગનુ ચિંતન પણ કર્યું નથી. ઝાર એ રશિયાનો રાજા છે. રાજા એ દેવાંશી પુરૂપ છે. દેવની ફરજ છેકે સેવકજનો ઉપર તુષ્ય માન થવું અને તેમના સંકલ્પની સિદ્ધિ કરી આપવી. દેવાની ઉપાસના કરનાર અસૂરોને પણ સિદ્ધિ મળી હતી પણ સામ્પ્રતના દેવો, સાત્વિક ભાવવાળા ઉપાસકોને પણ સિદ્ધિ ન આપે ત્યારે તેને દેવ કેમ કહેવાય? પ્રજા જેની ભક્તિ કરે, શુદ્ધ મનથી ન્હાય અને નિત્ય જેની આજ્ઞા માને તેજ દેવ, પ્રજા રૂપ ઉપાસકનો છળ કરે, પ્રજા સાથે પ્રપચ રમે અને એવા પાપકર્મ કરી વિકારવાળા થાય તોપછી ઉપાસકોના હૃદયમા પણ દેવના હૃદયની નિષ્ઠુરતા, પાપ, પ્રપંચ અને છળકપટ સમજાયા વિના રહેતો નથી જે ઉપાસક અનન્ય ભાવે, વિશુદ્ધ ચિત્તે ભક્તિ કરે છે તે પછી કાં તો સૂર હોય કે અસૂર હોય તો પણ તેને સિદ્ધિ મળે છે જગત્ની પ્રજાઓ. પોતાના રાજાને દેવતૂલ્ય માને, તેની ઉપાસના કરે, તેના પ્રતિ ભક્તિ બતાવે અને તેના વચનોને શિરોમાન્ય ગણે અને તેજ દેવતૂલ્ય રાજા ઉપાસક પ્રજાને પ્રપચ જાળમા લપટાવી વેર ન આવે ત્યારે પછી ઉપાસકના હૃદય. તે જાણી જઇ, દેવપ્રતિ અનુચિત વ્યવહાર કરે તો તેમા અન્યાય નથી. તે સર્વથા ન્યાય રૂપજ છે.

રશિયાની પ્રજાએ પોતાના દેવ-રાજા-ઝારની એવીજ ઉપાસના કરી,એક વર્ષ નહિ પણ અનેક વર્ષ, એક વખત નહિં પણ અનેક વખત, એક હૃદયે નહિં પણ અનેક હૃદયે, અને એક મુખે નહિં પણ અનેક મુખે ભક્તિ, ઉપાસના કરવા છતાં પણ ઝારે પોતાની પ્રજાને ગુલામગીરીની ઝુંસરીમાથી ઉદ્ધાર કરવાની ચેષ્ટા કરી નહિં ત્યારે રશિયન પ્રજા-કાં વિદ્વાન, કા મુર્ખ, કાં વકિલ કા બેરિસ્ટર, કા વ્યાપારી કાં ખેડૂત, સઘળી જાતિની પ્રજાના હૃદય રાજાના વર્તનથી ક્ષુબ્ધ થઇ એકદમ રાજશકિત વિરૂધ ઉઠી ઉભા થયા, પોતાના હક્ક માટે, પોતાના હૃદય માટે, પોતાના સુખ માટે અને સ્વાતંત્ર્ય માટે કાય, મનોવાક્યે, અસ્ત્ર, શસ્ત્ર લઇ ઉભા

થયા. સમસ્ત રાજ્યમાં અસંતોષ ફેલાઇ ગયો. એ અસંતોષના અગ્નિએ ધીમે ધીમે પ્રચંડ-સ્વરૂપ લીધું અને તે એટલે સુધી કે હજારો બલકે લાખો નિર્દોશ માણસોનાં લોહીની નદીઓ વહી અને છેલ્લો રાજાના પ્રાણનાશ કરવાનું કાવતરૂં પણ રચાયું ! પ્રજાના હૃદયમાં અસંતોષની અગ્નિ આટલે સુધી જવાનું કારણ માત્ર સ્વાર્થાંધ રાજાનું બેદાદપણું છે. પ્રજાની ફરિયાદોને વરસોનાં વરસો સુધી લટકતી રાખવી, મ્હોડાની માંત્ર સહાનુભુતિ આપવી એજ પ્રજાના હૃદયમાં અગ્નિ ઉત્પન્ન કરવાનું બીજ છે. એક વખત વૃક્ષનું બીજ રોપાયા પછી વિશાળ વૃક્ષ થાય છે અને તેની શાખા પ્રશાખા લાંબા વિસ્તારમાં ફેલાય છે. તેજ પ્રમાણે રશિયન પ્રજાના હૃદયમાં રોપાયલા અસંતોષનાં બીજનું પણ થયું છે. એક વખત પ્રચંડ અગ્નિ ફેલાયા પછી તેને શાંત કરવું મહા કઠિણ થઇ પડે છે તેજ પ્રમાણે રશિયાની પ્રજામાં ફેલાયલા અગ્નિનું પણ થયું છે. અસંતોષનો અગ્નિ તે સ્વદેશાભિમાન છે. સ્વદેશ પ્રતિ અભિમાન એ મૂર્ખમાં મૂર્ખ મનુષ્યને પણ હોય છે પશ્ચિમ તરફના પ્રદેશોમાંજ નહિં પણ પૂર્વ તરફના પ્રદેશોમાં પણ સ્વદેશાભિમાનનું બીજ ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે. પોતાના દેશને ચ્હાવો અને તેની ઉન્નતિ કરવી એ સુધરેલા પુરૂષોના મનથી મ્હોટા મ્હોટું અને સૌથી પહેલું કર્તવ્ય ગણાય છે. પણ પ્રજાની ફરિયાદને દાદ ન આપવી અને તેને પૈસે ટકે સુખી ન કરવી એ તત્વજ્ઞાનીઓના મનથી અધમમાં અધમ કાર્ય ગણાય છે. રશિયાના ઝારે તેવું અધમમાં અધમ કાર્ય કરતાં આજે તેની અને તેના દેશની એવી સ્થીતિ થઇ પડી છે કે જેથી પોતાના દેશને ચ્હાનાર—રશિયન વિદ્વાનોના—હૃદયમાં ઝાર કોઇ નબળા હૃદયનો, વિચાર વગરનો સ્વાર્થાંધ અને પ્રપંચી રાજા છે એવો નિશ્ચય થઇ ગયો છે અને તેને પરિણામેજ ત્યાંની પ્રજા, રાજશક્તિ વિરૂદ્ધ મજબુત ખુના મરકી ચલાવી રહી છે.

રશિયન પ્રજામાંથી રાજભક્તિનો લોપ થઇ ગયો છે, તે માત્ર પુરૂષોના હૃદયમાંજ નહિં પણ સુશિક્ષિત્ સ્ત્રીઓના હૃદયમાં પણ તેમજ થયું છે. રશિયન વર્તમાન પત્રોદ્વારા હમણાં જે સમાચાર બહાર પાડયા છે તે ઉપરથી એક એવી દેશભક્ત વીરનારીના ફાંસીએ જવાના, સમાચાર વાંચી સુધરેલા દેશભક્ત અને રાજભક્ત પુરૂષોને આશ્ચર્ય થયા વિના રહેશે નહિં. સ્વદેશ અને સ્વધર્મની રક્ષા કરવાને જગતના ઇતિહાસોનું અવલોકન કરનાર જોઇ શકયા છે કે હિંદુસ્તાનની રાજપૂત રમણીઓમાં તેવું વીરત્વ અને શુરત્વ હતું. પરંતુ રશિયન દેશભકત મિસ કૌપ્લીઆ નિકોલ્હાનું ચરિત્ર વાંચનારને જણાશે કે આધુનિક સમયે પણ જગતની છાતી ઉપર, હિંદુસ્તાનની રાજપુત કુલાંગના જેવી કોઇક વીરમદ વડે મસ્ત થયલી દેશભક્ત રમણીનું અસ્તિત્વ છે ખરૂં. મિસ કૌપ્લીઆ રશિયાની રાજક્રાંતિકારક મંડળીની એક પ્રમુખ સભાસદ હતી. લાંબા સમયથી તે ઝાર અને રાજકર્મચારીઓના પ્રપંચી વર્તનથી, પ્રજાને દાદ નહીં આપનારા રાજકારભારી મંડળના કારસ્થાનથી સારી પેઠે વાકેફ હતી. એજ વીરનારીએ હમણાં મોસ્કો શેહેરના ગવરનર જનરલ મી૦ મીનનો—ડાઇનેમાઇટના ગોળા વડે જીવ લીધો છે. આ ગુન્હા માટે તેની તપાસ થઇ રશિયન સરકારે તેને ફાંસીની શિક્ષા કરી છે. સેંટપિટર્સબર્ગની કોર્ટે તેને શિક્ષા કરી તે વખતે એ વીર બાઇએ ન્યાયાધીશ તરફ ક્રોધ ભરિત મુખ મુદ્રાએ નિડરપણે કહ્યું હતું કેઃ- હું રાજક્રાંતિકારક મંડળીની એક સભાસદ છું. ઝારને નામે અજ્ઞાન અને નિરપરાધી લોકોને ઠગવા માટે જે અધિકારીઓ નિમવામાં આવ્યા છે. તે અધીકારીઓનો નાશ કરવા માટેજ અમારી મંડળી છે. અને તેમાં હું સામેલ છુ. મી. મીનનું ખુન મેં શા માટે કર્યું તેનું કારણ એ છે કેઃ ગયા ડિસેમ્બર મહિનામાં મારકો

શહેરમાં નિરપરાધી મનુષ્યોનાં ખુન કરવામાં આવ્યાં તે સઘળાને ખબર છે. તે વખતે જાણે પોતાના કોઈ કટ્ટા દુશ્મન સાથેજ લઢતા હોય તે પ્રમાણે જનરલ મીન વિગેરેનું વર્તન હતું. તે પ્રસંગે હજારો લોકો માર્યાગયા. તે માટે મ્હારો એવો પ્રશ્ન છેકે મોસ્કોના એ લોકોને અધિકારીઓએ શા માટે મારી નાંખ્યા? આ પ્રશ્નનો ઉત્તર મળશે કે તે લોકોએ બંડ કર્યું તેથી માર્યા પરંતુ તે લોકોએ બંડ ન કરવું તો શું કરવું? સરકારે તે લોકોને અજ્ઞાનતાના અને દારિદ્રતાના પર્વત નીચે દબાવી રાખ્યા છે, બીજા નિકોલસના જાહેરનામા વડે અને સરકારના રાજકીય પ્રપંચ વડે તેઓને અનેક વખત ફસાવ્યા છે! આવી સ્થીતિમાં હોવાથી તેઓએ પોતાના ઉપર જુલમ કરનારાઓ વિરુદ્ધ બંડ ન કરવું ત્યારે શું કરવું? તે લોકો પોતાની સ્વતંત્રતા માટે લઢતા હતા. જે લોકો પોતાની સ્વતંત્રતા માટે લઢતા હતા, તેમનેજ મી. મીને મારી નાંખ્યા છે. અને તેથીજ મેં મી. મીનને મારી નાંખ્યો છે. તે લોકો નિરપરાધી હતા. નિરપરાધી લોકો-પ્રજા-ના લોહી વડે મોસ્કોના રસ્તાઓ ભીંજવવામાં આવ્યા હતા. તેથીજ મેં તેનો પ્રાણ લીધો છે. મ્હને કેદ પકડયા પછી એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે જનરલ મીનને મારવાનો ત્હને કોણે અધિકાર આપ્યો હતો? આ પ્રશ્નના ઉત્તરમાં હું પુછું છું કે સરકાર જે પ્રપંચો કરે છે, તેનો પ્રતિબંધ કરવા માટે એ શિવાય બીજા માર્ગજ નથી! અમે તે અમારી ખુશીથી કરતા નથી. એવો માર્ગ લેવાનું સરકારજ અમને શિખવે છે. પરંતુ બીજાને મારવાનો અધિકાર મ્હને કોણે આપ્યો એવો પ્રશ્ન મને પુછવામાં આવે છે, તેજ પ્રમાણે હું પણ તમને પુછું છું કે પ્રજાને વરસોના વરસો સુધી અજ્ઞાનાંધકારમાં રાખી મુકવાનો, તેમને ગરિબ-દરિદ્રી-કરવાનો, કેદખાનામાં મોકલવા, દેશનિકાલ કરવાનો, કાળે પાણીએ મોકલવાનો, ફાંસી દેવાનો, અને તોપ બંદુકની ગોળીઓ વડે મારી નાંખવાનો તમને કોણે અધિકાર આપ્યો છે! તમે તે અધિકાર જબરદસ્તીથી મેળવ્યો છે, મરજીમાં આવે તેવા કાયદા કરીને તેજ કાયદાને કાયદાસર કહોછો, ધર્માધિકારીઓએ તેના ઉપર ધર્મની પવિત્રતાનું આચ્છાદન કર્યું છે, પરંતુ હમણાં પ્રજાનો એક નવિન હક ઉત્પન્ન થયો છે, અને તે તમારા હમેશાના ક્રૂરપણા કરતાં કેટલા ગણો વધારે ઉત્તમ છે? એ પવિત્ર હકને સમૂળ ઉચ્છેદન કરવા માટે તમે હમણાં પ્રયત્ન કર્યો છે પરંતુ અમે તે ક્રૂરપણ-કદીપણ યશસ્વિ થવા દેનાર નથી. ટ્રેનિંગ કૉલેજનું મારૂં શિક્ષણ સમાપ્ત થયા પછી વેગળેના એક ગામની શાળામાં મ્હને સ્ત્રી શિક્ષકની જગા મળી. આ પ્રાંતના લોકોનું સ્વત્વ અને ગષ્ટ્રત્વ નષ્ટ કરવા માટે, સરકારના પ્રયત્ન ચાલુ હોવાથી ત્યાંના વિદ્યાર્થિઓને તેમની પોતાની માતૃભાષા ન શિખવતાં માત્ર રશિયન ભાષા શિખવવાનો મ્હને હુકમ મળ્યો હતો. તે પ્રાંતની પ્રજાનું દારિદ્ર જોઇ મ્હારૂં હૃદય ચિરાઇ ગયું તેમની પોતાની જમીનો નહોતી. તેઓ માછીમારનો ધંધો કરી પેટ ભરતા હતા. પોતાની સ્થીતિ આટલી બધી બગડેલી હોવા છતાં તેઓ સ્વસ્થ કેમ બેશી રહ્યા હતા તેનું મ્હને મ્હોટું આશ્ચર્ય લાગ્યું હતું. તેમની ભાષાથી હું અજ્ઞાન હોવાથી તે માટે મ્હેં કાંઇ પુછપરછ કરી નહિં. હું માત્ર શાળામાં નોકરી કરતી પણ તે ઠીક લાગતું નહોતું. કારણકે હું ત્યાંના વિદ્યાર્થિઓને રશિયન ભાષા શિખવતી હતી અને જોરજુલમથી બીજી ભાષાનું અધ્યયન કરનાર ન્હાનાં ન્હાનાં બાળકોની મ્હને દયા આવતી. જ્યારે તે બિચારા બાળકો મ્હારા સ્હામું જોતાં ત્યારે જાણેઃ-અમારી ભાષા તમે અમને કદી શિખવા દેતાં નથી? આવો પ્રશ્ન અતિ દીનપણાથી કરતાં જણાતાં. તેમને રશિયાના ન્હાનામાં ન્હાના બનાવોની માહિતી હોવી જોઇએ

પણ તેમના પોતાના દેશના ઇતિહાસ સંબંધી કાંઇપણ શિખવવું નહિં એ જાણી મ્હને બહું દુઃખ થતું. ત્યાર પછી કેટલેક દિવસે ખુદ રશિયામાં મ્હારી બદલી થઇ. પરંતુ ત્યાં મ્હારા ઉપર ઘણો સખત પહેરો રાખ્યો હતો. નિશાળ સ્હામેજ એક સિપાઇ રહેતો હતો. પાછલા ભાગમાં એક કાન્સ્ટેબલનું ઘર હતું. અને બાજુનાજ એક સ્થળે એક પાદરીનું મકાન હતું, આ લોકોનો ધંધો એ હતો કે ગામના લોકોની ચાડી કરવી. તેમની વાતો સરકારી અધિકારીઓને કહેવી. હું પ્રજાજનો સાથે મળતી અથવા તેમની સમક્ષ એકાદ વ્યાખ્યાન કરતી તો તેજ સરકારના ચાડીઆઓ અધિકારીઓને જઇ કહેતા કેઃ મેહેતીજી નિશાળના કામ શિવાય નકામા કાંમો કરે છે! ધર્માધિકારી પોતાના ઉપરીને કહેતો કેઃ—એ મેહેતી પ્રજામાં ટોલસ્ટોયના મતનો પ્રચાર કરે છે. મેં એકાદ નાટક લખ્યો કે તરતજ તે ચાડીઆઓ સરકારને બાતમી પહોંચાડતા! આવી ચાડીઓ ખાનારાઓને પ્રતાપે મ્હને સરકારે બોલાવવા મોકલ્યું. અને મ્હારે માટે તપાસ શરૂ થઇ! અન્તે મ્હારી તે નોકરી ગઈ! આવા અનુભવ ઉપરથી મ્હારી ખાત્રી થઇ કે મ્હારા વિચાર, મ્હારા દેશબંધુઓને જણાવવાનું કામ મુસ્કેલ છે. ખેડુતોની ખરી સ્થીતિ શું છે? અને તેમની એવી સ્થીતિ થવાનું ખરૂં કારણ કોણ છે? એ ખેડુતોને સમજાવવા અને તેમનાં જ્ઞાન ચક્ષુ ઉઘાડવાનો લાગ મળ્યો નહિં! ત્યારથીજ મ્હારો એવો નિશ્ચય થયો કે તેમની—ખેડુતોની—જે સ્થીતિ છે તે બદલી નવી સ્થીતિ ઉત્પન્ન કર્યા શિવાય આપણી ઇચ્છા સિદ્ધ થવાની નથી. એવો વિચાર કરી હું ક્રાંતિકારક—રાજદ્રોહી—લોકોમા મળી ગઇ. આ લોકોમાં મળી ગયા પછી તરતજ મ્હારે કેદમાં જવું પડયુ. એક વર્ષ કેદખાનું ભોગવ્યા પછી હું છુટી; ત્યારપછી પંદર દિવસમાંજ મ્હને પાછી પકડી. આ પ્રમાણે જુલમનો અનુભવ ભોગવ્યાથી મ્હારી પાકી ખાત્રી થઇ કે આપણો રાજા ઝાર પોતે જુલમ કરતો હોય કે નહિં પરંતુ રશિયાના લોકોને જુલમની બેડીમાં હમેશાં જકડી રાખવાનો પ્રયત્ન થાય છે એમાં શંકા નહિં. રાજ્ય કરવું એનો અર્થ રશિયામાં લુંટ પાડવી, ધાડ પાડવી, આગ લગાડવી, અને ખુન કરવાં એજ છે. આવી સ્થીતિ હોવાથી મ્હારી ખાત્રી થઇ કે એ જુની સ્થીતિ નષ્ટ કર્યા શિવાય એને ઠેકાણે બીજી નવી ઇમારત ઉભી કરવાનું બનશે નહિં. એક એવી કલ્પના—વિચારનો પ્રસાર થવા લાગ્યો કે પછી તે તરવારથી પણ રોકાશે નહિં. પણ તેનો ઉલટો સિદ્ધાંત પણ ખરો છે કે લોકોની કલ્પના સરકારની તરવારે વડે બંધ થઇ શકશે નહિં. એ બધા વિચાર મનમાં નિશ્ચય કરી મ્હેં આ માર્ગ પકડયો. હમણાં સરકારી અધિકારીઓના ઉદ્દામપણાની કારકિર્દીના સો વરસ ભરાઇ ચુકયાં છે! અને જાપાનીસોની સાથે થયલી લડાંઇમાં મળેલા પરાજયથી તે સ્પષ્ટ જણાઇ આવ્યું છે. ગયા અકટોબરમાં રશિયાના મજુરોએ જે સંપ કર્યો તેથી સરકારના ડોળા બોચીએ ચઢી ગયા હતા. એ સમયે દેશમાં શાંતતા રાખવા સરકાર પ્રજાને સ્વતંત્રતા આપવા તયાર થઇ, પરંતુ એક તરફ સ્વતંત્રતા આપવાનો ડોળ કરી બીજી તરફ સરકારે રાજ્ય કરવાનો અને લોકોની કત્તલ ચલાવવાનો સપાટો ચલાવ્યો. તેજ સમયે લોકોએ બુમો બરાડા પાડયા, ત્યારે સરકારે ડયુમા સભા—પ્રજાસત્તાક રાજ્ય ચલાવનાર પાર્લામેંટનો ઢોંગ ઉભો કર્યો. એ ડયુમા સભાના સભાસદો જયાં સુધી સરકાર ઉપર માત્ર દોષારોપ કરતા હતા ત્યાં સુધી સરકાર તે મુંગે મોંદે સહન કરતી હતી પરંતુ ડયુમા સભાના સભાસદો પ્રજાના મન ફેરવવાનો યત્ન કરવા લાગ્યા કે, તરતજ ડયુમા સભા બરખાસ્ત—વીખેરી નાંખવામાં આવી. પરન્તુ તેમ કરવાથી લોકોનો પ્રયત્ન કંઇ પણ અટકવાનો નથી. તમે ઘણું કરશો તો મ્હને મરણની શિક્ષા આપશો. કાં તો મને ગોળે ઉડાવશો કે ફાંસી દેશો. મ્હારો ગમે ત્યાં અંત આવે તોપણ મારા મનને ફકત

એકજ બાબત માટે ખોટું લાગશે. અને મ્હારા દેશબંધુઓ ! તે બાબત એજ કે તમારે ખાતર ખરચી નાંખવાને અને ન્યાયાસન ઉપર બેસનાર ક્રૂર, લુચ્ચા રાજાની તપ્તી કરવા માટે મ્હારી પાસે મ્હારા જીવ કરતાં કાંઇ વધારે નથી. આવા દેશોદ્ધારનું કૃત્ય કરી વારંવાર મરીશ નહિં. કારણ મ્હારે ફક્ત એકજ જીવ છે. તે પણ મરવા બેઠો છે. આવા ગુન્હા માટે હું વારંવાર જીવીને મરણ પામી હોત તો હું વધારે રાજી થાત તેમ છતાં પણ મ્હારો એ નિશ્ચય તો કદી પણ ટળવાનો નથી કે એ રાજાનું સિંહાસન એક વખતે કટકા ચૂરા થઇ જમીન દોસ્ત થવુંજ જોઇએ અને રશિયાના વિસ્તિર્ણ પ્રદેશ ઉપર એક વખતે પોતાના તેજઃપુંજ કિરણો વડે સ્વતંત્રતાનો સૂર્ય પ્રકાશમાન થવોજ જોઇએ !"

સ્વદેશભક્ત મીસ ક્લેઓપિત્રિઆ નિકોલ્હાનું આ ભાષણ રશિયાની પ્રજા ઉપર ગુજરેતો જુલમ, જુલમી રાજા ઝાર અને તેના અધિકારીઓની લુચ્ચાઇ ભરેલી વર્તણૂક તથા પ્રજામાં ફેલાયલા અસંતોષનો અગ્નિ રશિયા દેશમાં કેટલો ફેલાયો છે તે સમજાયા વગર રહેશે નહિં. પ્રજાના અસંતોષને વધારવાથી અને પ્રજા સાથે છળ કપટ કરવાથી, વિદ્વાન નાગરિકજનો તે સમજી જાય છે અને તેથી કેવું ભયંકર પરિણામ થાય છે તે પણ જણાઇ આવે છે. રાજા એ પ્રજાનો ઇશ્વર છે, પ્રજાને સંતોષી, સુખી રાખવી એજ રાજાની પવિત્ર ફરજ છે.

---

## जंजीरा.

કોલાબા જીલ્લાની પાસે આવેલ જંજીરા નામનાં એક નાનાં સંસ્થાનની ઉત્પત્તી પણ જાણવા જેવી છે. આરબી ભાષાનાં 'જઝીરા' શબ્દનો અર્થ દ્વીપ (બેટ) થાય છે. કે જે ઉપરથી મરાઠી ભાષામાં તેનો અપભ્રંશ શબ્દ જંજીરા થઇ ગયો છે. એનું વળી એક બીજુ નામ 'હબસાન' પણ છે. કે જે હબસીઓના તાબાનો દેશ એમ સુચવે છે. આ નાનાં સંસ્થાનમાંની વસ્તી એક લાખ માણસ કરતાં પણ ઓછી છે અને તેની વાર્ષિક ઉપજ આસરે ચાર લાખ રૂપિયાની છે. સમુદ્ર, પર્વત, નદી, નાળાં અને જાત જાતના ઝાડોથી તે ભૂમિ શણગારએલી છે, અને તેથીજ તે જોવા યોગ્ય છે.

ઇ. સ. પૂર્વે ૧૦૦ ના અને ઇ. સ ૨૦૦ સુધીમાંના ગ્રીક લેખકોએ સિજરડિસ અથવા જિજેરસ નામના એક ગામનો પોતાનાં પુસ્તકોમાં ઉલ્લેખ કર્યો છે. તેથી કોઇ કોઇ એમ અનુમાન બાંધે છે કે તે ઉલ્લેખ આ જંજીરા માટેનોજ છે. પણ તે અનુમાન હજુ અનુમાન છે એટલે કે તે શક પડતી વાત છે. હા, એટલું કહી શકાય કે આ સ્થાન સમુદ્ર કિનારે આવેલું હોવાથી આગળના વખતમાં વેપારને માટે તે એક સુપ્રસિદ્ધ બંદર હતું.

આ જગ્યાનો ખરેખરો જૂનો ઇતિહાસ બરાબર રીતે જણાયો નથી. પણ ગયા ચાર-પાંચ સૈકામાંનો ઇતિહાસ બહૂજ સારી રીતે મળી આવે છે.

જ્યારે દિલ્હીના બાદશાહથી સ્વતંત્ર એવું દક્ષિણમાં બ્રાહ્મણી વંશનું રાજ્ય સ્થપાયું. ત્યારે એબીસિનિયા અને આફ્રિકાનાં જૂદે જૂદે ઠેકાણેથી ગુલામો ખરીદી લાવવાનો રીવાજ ચાલુ હતો કે જેમાં એબીસીનિયાના ગુલામો સાહસી, બુદ્ધિમાન, બળવાન અને નિમકહલાલ ગણાતા એટલે તેઓની કિમ્મત વધારે પડતી. તુરકસ્તાન, અરબસ્તાન, મિસર, ઇરાન વિગેરે દેશોમાં એને વધારે દુ:ખો પડતાં. પોતાના દેશમાં તેઓ ખ્રીસ્તી ધર્મને માનનારા હતા પણ

મુસલમાન માલેકોના હાથમાં વેચાયા પછી તેઓ પોતાના માલેકનો ધર્મ પાળતા. તે ગુલામોમાં ઉપર લખવામાં આવેલા સર્વે ગુણો જણાતા-તેને લીધે તેઓને સૈનીક અને નાવિકનાં કામમાં જોડવામાં આવતા. ખ્રીસ્તીઓ માફક મુસલમાનો પોતાના ગુલામો તરફ બહુજ નૃશંસ તરીકે વર્તતા નહોતા, કે જેને માટે ખરેખર તેઓ વખાણને પાત્ર છે. ખ્રીસ્તીઓના કોઈ પણ ગુલામોને ઉંચી પદવીએ ચઢાવવામાં આવતા નહીં પણ મુસલમાનોમાં ઘણાંએ ગુલામો બહુજ ઉંચી પદવી ઉપર ચઢવાને શક્તિમાન થયા છે. બ્રાહ્મણીવંશના રાજાઓના હાથ નીચે એવા અનેક એબીસીનિયન ગુલામો ખાસ વિશ્વાસ લાયક જગ્યાઓ ઉપર નીમાયા હતા. તેઓએ આ દેશની હલકા વરણની સ્ત્રિયો સાથે પરણી એક નવીજ જાત ઉભી કરી. આ જાત હિન્દુસ્તાનના બીજા મુસલમાનો કરતાં જોવામાં, સ્વભાવમાં અને ચરિત્રમાં પણ એકંદર રીતે જૂદીજ પડી જાય છે. જ્યારે તેઓની સંખ્યામાં વધારો થયો ત્યારે તેઓ 'સીદી' ના નામથી ઓળખાવા લાગ્યા.

જ્યારે બ્રાહ્મણી વંશનો નાશ થયો, અને મલિક અહમદે અહમદનગરનાં રાજ્યની સ્થાપના કરી ત્યારે તેણે જંજીરાનાં રક્ષણનું કામ યાકુત નામના પોતાના એક એબીસીનિયન ગુલામને સોંપ્યું ત્યારથીજ સીદીનાં રાજ્યનાં બીજ વવાયાં.

જ્યારે મોગલોએ અહમદનગરનું રાજ્ય જીતી લઇ-પોતાનાં રાજ્ય સાથે મેળવી દીધું ત્યારે સંધિના નિયમ પ્રમાણે અહમદનગર તાબાનો દરિયા કાંઠાનો દેશ વિજાપુરના રાજાને સોંપવામાં આવશે કે જે વિજાપુરના રાજાએ વિજાપુરના દરિયાના વેપાર અને મક્કાના જાત્રાળુઓનું રક્ષણ કરવાની સરતે જંજીરા અંબર સીદીને આપ્યું તથા તેને 'વજીર' ની પદવી આપવામાં આવી.

આવી રીતે ઇ. સ. ૧૬૮૪ માં સીદીઓને સોંપવામાં આવેલાં વિજાપુરના તાબાનાં તલ, ગોસાલ અને રાયરી (રાયગઢ) આ ત્રણ કિલ્લાઓ શિવાજીએ દબાવી લીધા. જંજીરાનો બેટ અને કિલ્લો લેવા માટે શિવાજીએ ૧૦ વરસ મેહનત કરી પણ તેમા તે ફાવ્યો નહીં. એ વખતે જંજીરાનો કિલ્લો અને બેટ મજબુતાઇ માટે એવો પ્રખ્યાત હતો કે અંગ્રેજ વેપારીઓએ મુંબઇ છોડી જંજીરામાં પોતાનું મુખ્ય થાણું રાખવુ એમ તેઓના કરતા કારવતાઓએ તેઓને સલાહ આપી હતી.

સીદીઓ સાથે મરાઠાઓને ઘણીવાર લડાઇઓ થઇ હતી પણ મરાઠાઓ જંજીરાને ઝીતી લઇ શકયા નહોતા.

ઈ. સ. ૧૬૮૯ સુધીમાં તો સીદીઓ એટલા બળવાન થઇ પડયા હતા કે તેઓએ સાહસ કરી મુંબઇ ઉપર હુમલો કર્યો હતો અને અંગ્રેજોને ત્યાંથી ભગાડી મૂકવાને શકિતમાન થયા હતા. અંગ્રેજોએ મોગલ શહેનશાહ પાસે પોતાનો દૂત મોકલી જેમ સીદીઓ મુંબઇ છોડી ચાલી જાય તેમ કરવાને વિનતિ કરી હતી. જે વિનતિ સ્વીકારાયા પછી સીદીઓ મુંબઇ છોડી પાછા જંજીરા તરફ વળ્યા હતા.

દક્ષિણુ મોગલ રાજ્ય નાશ પામવા પછી સીદીઓ જંજીરાના સ્વતંત્ર રાજા થઇ પડયા. તેઓના રાજા નવ્વાબ નામે ઓળખાવા લાગ્યા.

જંજીરા બેટમાં કિલ્લો અને રાજમહેલ જોવા લાયક ઠેકાણાં છે. જંજીરા તાબે આવેલ દેવગઢ નામનું ઠેકાણું પણ મરાઠા ઇતિહાસમાં એક પ્રખ્યાત જગ્યા છે. કારણકે પેશ્વાના પૂર્વ પુરૂષાનું તે નિવાસ સ્થાન હતું. હવે તો તે એક નાના ગામડાં જેવું બની ગયું છે પણ તેનાથી ત્રણ માઇલ ઉપર આવેલ શ્રીવર્ધન વેપારને માટે હજુ સુધી પ્રખ્યાત છે.

હરિહર પુરૂષોત્તમ સેવક.

# माधवराव पेश्वानुं मृत्यु.

(१)

The plains of Panipat were not more fatal to the Mahratta empire then the early end of this excellent prince.

GRANT DUGF.

હૈદરઅલી સાથે ત્રીજી લડાઇ થઇ તે પહેલાંથીજ પેશ્વા માધવરાવ બલ્લાળની શરીર સુખાકારી નાસ પામી હતી. તેનું શરીર બહુજ સામાન્ય કારણોથી પણ લથડી પડતું અને તે રોગને બિછાને પડતો હતો. જ્યારે ઇ. સ. ૧૭૬૯માં નાગપુરના ભોંસલે જોડે યુદ્ધ થયું ત્યારે બહુ મેહનત કરવાથી તેની તબિયત લથડી પરંતુ તે સર્વે વર્ષાકાળમાં વિશ્રાંતિ લેવાથી તેની આરોગ્યતામાં ઘણો સુધારો થયો.

હવે પોતાને તદ્દન સાજો થએલો માની માધવરાવે વિજયાદશમી પછી હૈદરઅલી સામે કુચ કરી બેદનૂરનો પ્રદેશ મરાઠા રાજ્યમા મેળવી દેવાનો સંકલ્પ કર્યો. પેશ્વા પોતે પણ લડાઇમાં ભાગ લેશે એવું સાભળી દરેક મરાઠાઓ પૂર્ણ ઉત્સાહથી યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. લડાઇખાતામા પઠાણ, આરબ, હબસી, રોહીલા ઇત્યાદી જાતના બીજા પણ ૧૫૦૦૦ પંદર હજાર સિપાહીઓની ભરતી કરવામાં આવી. તોપો ઢાળવાનાં કારખાનાંઓમાં મોટી મોટી તોપો બનાવવી શરૂ થઇ. ૪૦ શેર વજનનો ગોળો ફેંકી શકે એ જાતની પણ બહુ તોપો તે વખતે બનાવવામાં આવી (હતી.) તોપખાના ઉપર હુશિયાર હુશિયાર યુરોપીયન ગોલન્દાજોને નીમવામાં આવ્યા હતા.

માધવરાવ ક્ષય વા યક્ષ્મા રોગથી ઘેરાયો હતો તેથી તે કેટલાક દિવસ સારો રહેતો અને વળી ઓચિંતોજ કોઇ સાધારણ કારણથી એકદમ (ભયંકર) બીમાર થઇ જતો. હૈદર સામે કુચ કરવા પછી થોડાકજ દિવસમાં તે રસ્તાની હાડમારીથી ઓચિંતો બીમાર પડયો. તાવ તથા પેટના દુઃખવાથી પીડાવા લાગ્યો. અને તેનીજ સાથે અશક્તિ અને અનાજ ઉપર અરૂચી વધવા લાગી. રસ્તામાં એક દિવસ તો તેનો રોગ એટલો વધી ગયો કે દરેક માણસે તેની આશા મૂકી દીધી પણ તે વખત તો તે કાળના મોઢામાંથી બચ્યો અને હૈદર સામે ભેટો કરવા કેટલોક આગળ વધ્યો. વળી પાછો રોગ વધવાનાં લક્ષણો જણાવા લાગ્યાં ત્યારે તે મનમાંથી હયદર સાથે સંધિ થાયતો વધારે સારૂં એમ ઇચ્છવા લાગ્યો.

બીજી તરફ મરાઠાઓની યુધ્ધની તૈયારી અને પેશ્વાની કુચની ખબર પડતાં હયદરનાં હાંજા પણ ગગડી ગયા. કોઇ પણ રીતે સંધિ કરી માધવરાવની કુચ અટકાવવાની ઇચ્છાથી તેણે આપાજીરાવ નામના એક દૂતને પેશ્વા પાસે મોકલ્યો. પણ તે ધૂર્ત એલચીએ પુણામાં દાખલ થઇ પહેલાં સલાહ માટે વધારે પરવા બતાવી નહી પણ શ્રીમંત માધવરાવનો કુચનો વખત જેમ જેમ પાસે આવવા લાગ્યો તેમ તેમ તે સંધિનો આગ્રહ કરવા લાગ્યો. તેથી પેશ્વાએ ધાર્યું કે કૃષ્ણાનદી ઉતરનાંજ હયદર તેની સાથે સંધિ કરશે અને તે પણ આ કલેશકર સમર પ્રસંગથી માંડ બચશે.

જો આ વખતે આપાજીરાવ દૂતકાર્ય ઉપર ન હોત તો પેશ્વાની વાસના પૂર્ણ થાત. કારણકે હયદર માધવરાવની કુચના ખબર સાંભળી એવો બીધો હતો કે તે ગમે તે રીતે પણ

માધવરાવની કુચ અટકાવવાજ ઇચ્છતો હતો માધવરાવ ૫૦૦૦૦૦૦ પચાશ લાખ રૂપિયા કર અને આગળ જીતેના દેશો લઇ સધી કરવા રાજી હતો અને તેમા હયદરને પણ ઝાઝી અડચણ નહોતી પણ ચતુર આપાજીરાવે પુણાદરબારમા તે વાત જણાવી નહીં અને જ્યારે અધ રસ્તે પેશ્વાનો રોગ વધવા લાગ્યો, ત્યારે આપાજીરાવ સધિની બાબતમા ગલાતલા કાઢવા લાગ્યો અને તેણે જણાવ્યુ કે, 'જો પેશ્વા નિયમિત કર અને ૧૪૦૦૦૦૦ રૂપિયા લઇ કર્ણાટકમા નવો જીતેલો પ્રદેશ હુયદરઅલીને પાછો આપે તો કદાચ સંધિ થઇ શકે' પરંતુ ચાર વરસની જીવતોડ મેહનતે મેળવેલો અને વરસ દિવસે ૭૫૦૦૦૦૦ લાખ રૂપિયાની ઉપજનો મુલક ૧૪ લાખ રૂપિયામા હુયદરઅલીને આપી દેવો એ મરાઠાઓથી બની શકે તેમ નહતુ અને યુદ્ધ થવાનુ નકકી થયુ શ્રીમત માધવરાવ આધળ વધવાની શક્તિ ન હોવાથી પેશ્વા પાછો પુણે ગયો અને મરાઠા લશ્કર પેશ્વાના સેનાપતિઓની સરદારી નીચે કર્ણાટક તરફ આગળ વધ્યુ આ વખતના યુદ્ધમાં હુયદરઅલીને મોટી હાર ખમવી પડી મરાઠાઓને તે યુદ્ધની કર્ણાટકમાંનુ સ્વરાજ્ય (શિવાજીએ જીતેલો દરેક પ્રદેશ) નુ એકાધિપત્ય અને રોકડા પચાસ લાખ રૂપિયા મળ્યા

મરાઠાઓએ આ વખતે હૈદરને સાવ કચરી નાખી તેનુ સર્વ રાજ્ય જીતી લેવાનો દૃઢ સકલ્પ કર્યો હતો હૈદરે પરાજિત થઇ ઘડી ઘડી સધિનુ કહણુ મોકલતો હોવા છતા તેઓ તેની તે અરજી તરફ ધ્યાન આપતા નહોતા પરતુ પુણામા પેશ્વાનો રોગ દિવસે દિવસે વધતો જતો હોવાથી તેઓનો તે સકલ્પ પૂર્ણ થયો નહીં પેશ્વાના મામા અને મુખ્ય સેનાપતિ ત્ર્યબકરાવને–"શ્રીમત માધવરાવનો મરણ કાળ પાસે આવતો જાય છે માટે તમે હૈદર સાથે જલદી સધિ કરી તમે લશ્કર સાથે જલદી પુણા આવો" એવા મર્મનો પુણા દરબારમાથી એક કાગળ મળ્યો એવી રીતે દૈવની અનુકુળતાથી હૈદર તે વખતે મરાઠાઓના હાથમાથી બચી ગયો. વળી માધવરાવની રોગ વૃદ્ધિ થવાથી રોહિલાઓને દબાવી દેવા ઉત્તર હિંદુસ્તાનમા જે લશ્કર મોકલવામા આવ્યુ હતુ તેને પણ પાછુ પુણે આવવા હુકમ લખવામાં આવ્યો હતો.

હયદર સામે કુચ કરી પાછા પુણામા આવ્યા પછી માધવરાવ યક્ષ્મારોગથી દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યો. ઓસડ વેસડ કરવામા કોઇ પણ જાતની કમી કરવામા આવતી નહોતી પણ તે રોગ કોઇ પણ રીતે સારો થતો નહોતો રોગીએ પોતે પણ હવે સારા થવાની આશા છોડી દીધી હતી, તથાપી કર્ણાટક અને ઉત્તરમા ગએલા મરાઠા લશ્કરનો જેરીતે જય થાય તે વિષયમા તે હમેશા ઉદ્વિગ્ન રહેતો ઇ સ ૧૭૭૧ નો વર્ષાકાળ પૂર્ણ થતા તે હવા બદલ કરવા પુણા છોડી અહમદનગર ગયો ત્યા થોડા દિવસ રહી ગોદાવરી તીર ઉપર જઇ રહ્યો પણ ત્યાથી પાછો અહમદનગર આવ્યો ત્યારપછી "સિદ્ધટેક" નામની જગ્યા તેની તબીયતને બધ બેસ્તી તરીકે જણાવવામા આવી ત્યા આગળ તે વધુ વખત સુધી રહ્યો હતો

કૃત્તત ૧૭૭૧ ના વર્ષાકાળના પ્રારભથી લઇને ૧૭૭૨ ના ગ્રીષ્મના આગમન સુધી પેશ્વાની તબિયત એક રીતે ઠીક હતી પણ ગ્રીષ્મકાળના પ્રારભ સાથે વળી અશક્તિ અને રોગનો વધારો થવા લાગ્યો. થેઉર નામની જગ્યા દક્ષિણમા સિદ્ધિ વિનાયકની પીઠ રૂપે જાણુતી છે ગણેશભક્ત માધવરાવે જીવનના (કેટલાક) છેલ્લા દિવસો ત્યા ગાળવાનો વિચાર કર્યો. ફાગણ મહિનામા તે થેઉર જઇ રહ્યો મુખ્ય મુખ્ય પુરુષો પણ ત્યાં તેની સાથે રહ્યા

# योगतत्व.

## પ્રતિજ્ઞા.

ગીતિ—યોગશ્ચિત્ત નિરોધ, સત્શાસ્ત્રે સુકથિત સૂત્ર શ્રેષ્ઠ;
સાધન શ્રેયસ્કર ને, અવલંબી ગ્રહુ મોક્ષ મુનિ પેઠ. ૧.

## તત્વનિર્ણય.

રાગ બિલાવર-રામગ્રી.

ચાર પ્રકારે યોગના, હઠ લય મંત્ર ને રાજ,
સુલભ કહ્યો છે રાજને, જેના સાત્વિક રાજ. ૨.
ચિત્તની સમ્યક્ સ્થાપના, તે છે ચિત્ત નિરોધ,
ચિત્તનિરોધે સહેજમા, થાય યોગનો બોધ. ૩
નિરોધ હેતુ પ્રમાણવા, ચિત્તાવસ્થાને જાણ,
પાચ અવસ્થાએ દર્શને, મુનિએ કહે છે પ્રમાણ. ૪.

દોહરો—ક્ષિપ્ત મૂઢ વિક્ષિપ્ત વળી, નિરૂદ્ધ ને એકાગ્ર;
છેલ્લી દ્વયને સાધતા, વધે યોગાનુરાગ. ૫.

ગઝલ—વિષયમા વૃત્તિઓ ભટકે, વળી જઈ મોહમાં અટકે,
રહે સુખ દુ ખને ખટકે, ન ત્યા દ્દઢ ધ્યાન ભાવ ટકે. ૬.
વિષયગત વૃત્તિ તે ક્ષિપ્ત, રહે માયાવડે લિપ્ત,
બને ના સાધના દિપ્ત, કરો તેને સદા ત્યકત ૭.
ન દધિમા કે ન પયમા એ, ન દ્વયમા કે લય માહે,
પ્રમાદિ ક્ષિપ્ત ગત થાયે. દશા એ મૂઢ કહેવાયે. ૮.
ઘડી દધિમા ઘડી પયમા, ઘડી ભયમા ઘડી જયમા,
ભટકતુ ચિત રહે દ્વયમા, કહી વિક્ષિપ્ત કતિ પયમાં. ૯.

દોહરો—ક્ષિપ્ત મૂઢ વિક્ષિપ્ત એ, ત્રણે દશા અનુચિત,
ઇચ્છે સાધન યોગનુ, વરે ન એકે રીત ૧૦.

રાગ, બિલાવર

એકજ વિહિત પદાર્થમા રહે સ્થિત્ત થઇ ચિત્ત,
એકાગ્રવૃત્તિ તેને કહી, અન્ય વૃત્તિ અતિત. ૧૧
બાહ્યાતર નિવૃત્ત બની, થાય ચેષ્ટા રહિત,
અસગ એની સામ્યતા, ચિત્તની નિરૂદ્ધ કથિત. ૧૨.
ગુણની રચયિતા પ્રકૃત્તિ, રજ તમ સત્વ પ્રભાવ,
એ ત્રણ ગુણ પ્રભાવથી, પચદશા પ્રાદુર્ભાવ. ૧૩.
યોગ વડે રજ તમ ગુણો, ઘટે ક્રમ અનુસાર,
સત્વ વધે સાધન થકી, શુભ અભ્યાસ પ્રકાર. ૧૪.
અચલ મન એક યોગનુ, અતર ઇચ્છુ નાથ!
આપી ઇચ્છિત વસ્તુને, તારો પ્રેમનો સાથ ૧૫

પ્રેમજીભાઇ જાફરભાઇ વૈદ્ય, લાખાપુરવાળા

# સંપ.

### માલિનિવૃત.

તન સુખ ઉપભોગો, શું કરો બંધુ પ્યારા,
મન યદિ કંઇ ધારો, દેશ દરદો તમારાં,
ધન ધન કરતાં શું, મોહ તેમાં વધારો ?
ચિર યશ નહિ ખોવા, આવિયો આજ વારો. ૧
ઘર ઘર ઘર દેખું, કલેશ કુસંપ જ્યાં ત્યાં,
'તદ્ભર નજરે હા ! ! આવતો સંપ ના ક્યાં,
નિજ અદ કલહેથી, બીજ બૂરું વવાયે,
મધુમય ફળ ક્યાંથી વીષ વૃક્ષેજ થાયે. ૨
અહનિશ અભિલાષા, મારવાની સ્વભાઇ,
નવ કદિ શુભ દાખે, ભાઇનું સુખ ભાઇ;
ભગિનિ અવર સ્નેહી, બાપ માની સગાઇ,
કપટ મતલબેથી, લાગનાં કષ્ટ દાઇ. ૩
ભરત અવનતીનાં, મુલ ઉંડાં અતી છે
જડ વિષ તરુનીએ, ખોદિને કાઢવી છે,
સદત કલહ કલેશો, દૂરા કુસંપ બંધુ,
ઝડપથિ મળિ સંપે, કાઢશો પાર સિંધુ. ૪
સુખ નવ કદિ થાશે, દેશ દેશે કદાપે,
દુઃખ દવ પ્રસરાશે, બાળશે સર્વદા એ;
અધમ અવદશામાં, ત્યાં લગી ભાઇ રે'શો,
પતન અવદશાનાં ત્યાં લગી દુઃખ સે'શો ૫
નિજનિજ અનુરાગી, સ્નેહીમા સંપ ધારો,
જડ વિષ તરુ છેદી, સંપ જ્યાં ત્યાં વધારો,
અલગ અલગ એકે, કાષ્ટ સેજે વિદારો,
પણિ કરિ પછિ ભેગાં, ભાંગશે તે ન બારો. ૬
કદિ નિજ ધન આપો, દેશ કેરાં ભલામાં,
દિલથી મદદ દેગો, વૃદ્ધિ વિદ્યા કળામાં,
દુઃખ દુઃખિ જન કેરાં, કાપશો ઠામઠામે,
ક્ષુધિત ગરિબ જેથી, શાંતિમાં સૌ વિરામે. ૭
દુખહર અવિનાશી, હિંદનારે હવે તું,
સુખ ધન વરસાવી, સંપ ફેલાવજે તું,
દિન દિન કર દેશે, ઉન્નતિ સર્વદાયે,
નમિ હરિ હરી એવું, યાચતો વંદિ પાયે. ૮

ડાક્ટર હીરાલાલ ક. વોરા.

# હાડકાં.

રસ્તે ચાલતા, ખેતરો ને વાડામા, ગામડાના પાદરોમા, જુદી જુદી સ્થીતીમા પડેલા મુએલા જાનવરોના હાડકા જોઇએ છીએ, એ હાડના ગાડા ભરાઇને જતી જોઇએ છીએ પણ તેને ફેંકી દેવા અથવા નિર્જન જગ્યામા દાટી દેવા ઉપરાત એ હાડકાનો કઇ બીજો ઉપયોગ થતો હશે એવો ખ્યાલ સરખો પણ નહીં આવે

એ હાડકાં નકામા ગણી ફેંકી દેવાતા નથી જરા ધ્યાન દઇ શોધખોળ કરીશુ તો એજ મુએલા જાનવરોના હાડકાનો ઉપયોગ તો એવો સરસ થાય છે કે તે હિંદુસ્તાનના વતનીઓના સ્વપ્નામા પણ આવતો નહીં હોય, જે ધધાદારીઓએ હાડના ધધા તરફ પોતાનુ લક્ષ દોરવ્યુ છે તેને તો એ હાડકા કમાણીનુ એક મોટુ સાધન થઇ પડયુ છે હિંદુસ્તાનમા તો એનો કઇ ખાસ ઉદ્યોગ હોય એવુ જાણવામા આવ્યુ નથી પણ જે લોકો એની આભડ છેટ ગણતા નથી તે લોકો જો એના ઉપયોગ તરફ લક્ષ આપે તો ભવિષ્યમા એક મ્હોટો ઉદ્યોગ ઉભો થાય જે લોકો એ હાડકાને અડકાવાથી અભડછેટ માને છે તે લોકો પણ એમાથી બનતી ફેન્સી અને ઉપયોગી ચીજો—ભમડાભેર—આ દેશમા પરદેશથી પાછી આવતા પોતાના ઘરના છઠા ખુણા સુધી—અરે રસોડા અને દેવ મદીર સુધી લઇ જતાં અટકતા નથી! એના રૂપાતરના થોડા દાખલા આપીએ, જેવા કે ચપુના હાથા, છત્રીના હાથા, બટનો, પખાની હાથી દાત જેવી દેખાતી દાડીઓ, કેટલાક ફેન્સી સામાનમા હાથી દાતના જેવી નકશી હોય છે તે વગેરે એના મુએલા જાનવરોના પાલીશ કરેલા હાડકામાથીજ બને છે. સરસ (Glue) દરરોજ તખ્તાની ફ્રેમે વિગેરે ચોટાડવામા આવે છે તે આવા હાડમને ઉકાલીનેજ કાઢે છે, ગ્લીસરીન સાબુ, ટોઇલેટ સાબુ અને ઉમદા ખાતરો પણ આવા હાડકા માથીજ બને છે ઉચી જાતનો સુગધીદાર મીણબત્તી અથવા પ ેરીની સાબુ આવા મુએલા જાનવરોના હાડકામાથી નીકળતા રસનો પણ બને છે એ જાણી યા હિંદુનુ મન દુખાયા વગર નહીં રહે અરે તમે હિંદુઓ એવા પરદેશી માલને મોઘા પૈસા આપી ભભકામા અજાઇ ખરીદી ધર્મ ભ્રષ્ટ થાઓછો અને ધર્મ ભ્રષ્ટ થઇ દીવસે દીવસ દેશમા દરિદ્રતાને આમત્રણ કરોછો એ ઘણા શોચની વાત છે! આટલે સુધી તમે ધર્મ ભ્રષ્ટ થઇ ચુકયા હોતો પછી એ ચીજનો ઉદ્યોગ જેમાથી ઘણો નફો મળે તેમ છે તે હાથ ધરવામા તમારી શી કીમ્મત ઓછી થવાની છે!

હાડકાનો ઉદ્યોગ કેવી રીતે ચાલે છે તથા તેમાથી શકરી ઉપયોગી જણસો બને છે એ જાણવુ જરૂરનુ તેમજ રમુજ આપનાર છે

કહેવતછે કે કરકસર એજ મોટી પેદાશછે, (Economy is itself a Great Revenue) જે કારખાનામા હાડકાનો ઉદ્યોગ ચાલે છે તેમા ચાલતી ગડમથ આ કહેવતનુ ખ્યાપણ દર્શાવી આપે છે હાડકાને ઉપયોગમા લેતા અદરથી કઇજ નમનુ મઢી નાખવામા આવતુ નથી અને તેજ એનાથી થતી મોટી કમાણીનુ કારણ છે આ ગદા હાડ ના ગાડા ાનામા આવ્યા કે પ્રથમ તો તેને ગેરિયા સુકા માસના ટુકડા તથા બીજો કચરા સાફ કરવામા આવે છે, અનુભવી મજુરો પછી તે વળ જુદા પાડે છે અને તેને દળાણમા દળાની એક સરખા બનાવે છે આ દબાયલા જથાને ગધકના તેજાબ (Sulphuric Acid)ના નરમ મિશ્ર

ણુમાં બોળી કાઢે છે જેથી હાડકાં તદન સુફેદ અને સ્વચ્છ દેખાવ આપે છે. પછી તેને ડાઇજેસ્ટરમાં નાંખી વરાળનું દબાણુ કેટલાક કલાકો સુધી આપે છે. ડાઇજેસ્ટરની નીચે ડાટો હોય છે તે ઉઘાડવાથી પ્રથમ તો સરસ (Glue) નીકળે છે. સરસ એ હાડકાંમાંથી નીકળતી મુખ્ય પેદાશ છે. સરસને ઠંડો પડવા દઇ વેપારને સારૂ જેવો સુકો આવે છે તેવો થવા દે છે તથા તેના થોડા ભાગને વધારે ચોખ્ખો કરી ગેલેટાઇન (Gelatine) નામની ખોરાકમાં આવતી જણસ બનાવે છે. એ હાડકાંમાંથી નીકળતી ચરબીને જુદા વાસણોમાં ભરી ઠરવા દેછે અને ધોવાનો સાબુ બનાવવામાં એમની એમ એ ચરબી વપરાય છે. જ્યારે એ ચરબીનો ટોઇલેટ સાબુ (શરીરે ચોળવાનો સુગંધીદાર સાબુ) બનાવવાનો હોય છે ત્યારે તેને ચોખી કરી તેમાં સુગંધી તથા બીજું વનસ્પતીનું તેલ ભેળે છે. સાબુ બનાવતાં જે પ્રવાહી પદાર્થ ઉભરા રૂપે નીકળી જાય છે તેમાંથી ગ્લીસરીન બનાવે છે. ઉવરે ડાઇજેસ્ટરમાથી હાડકામાથી જે કાઢવાનું હતું તે કાઢયા પછી તેને દળવાના સંચામાં નાંખેછે જ્યાં એ હાડકા દળાઇને બારીક ભુકો થાય છે અને ઉમદા ખાતર તરીકે ખપમાં આવે છે. કારખાનામાં ગંદાં હાડકાંને પેહલે પ્રથમ જે પાણીમાં ધુવે છે તે પાણી પણ નકામું જતું નથી તેનું પણ ઉમદા ખાતર બને છે.

હાડકાં દળવાની ૭ મીલો હિંદુસ્તાનમાં છે તેમાંની ત્રણ બંગાળામાં છે. દર વર્ષે અડધા કરોડ રૂપીઆનાં હાડકાં હિંદુસ્તાનમાંથી પરદેશ જાય છે. આ હાડકામાંથી પરદેશીઓનાં ખીસા ભરવા સરસ જેવી ચીજો બની પાછી આ દેશમાં આવે છે અને તેનું ખાતર પરદેશીના ખેતરોને ફળદ્રુપ બનાવે છે અને આ દેશની જમીનનો કસ ઓછો થાય છે. એજ હાડકાં હિંદુસ્તાનની ભૂમીપર પડયાં પડયાં કુદરતની રીત પ્રમાણે જમીનમાં મળી જે ફળદ્રુપતા કાયમ રાખતાં હતાં તે હવે બંધ પડવાનો વખત આવ્યો છે તેથી જમીનદારો તથા ખેડુતોએ હાડકાના ખાતરનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ.

બીટરૂટની ખાંડ ધોવામાં એનીમલ ચારકોલ (બાળેલાં હાડકાં) કામમાં આવે છે તે વાતતો હવે જગજાહેર થઇ ચુકી છે. આપણા દેશના ધનવાનોએ આ ઉધ્યોગ હાથમાં લઇ શામાટે કરોડો રૂપિયા પેદા કરવા નહિં. ! D. M. P.

---

## केळा.

કેળાંની બે જાત પાડી શકાય છે, એક જાતને રાંધીને ખોરાક તરીકે લેવામાં આવે છે અને બીજી જાતમાં મીઠાશનો ભાગ વધારે હોવાથી રાંધ્યા વગર એમને એમ ખવાય છે. આ ફરક જાણ્યા પછી એ ફળની માણસના પોષણના ખોરાક તરીકે તથા વેપારની એક જણસ તરીકે શી કીમત છે તે હવે તપાસીએ. વેસ્ટ ઇન્ડીઝના ટાપુમાં પ્રથમ જાતનાં કેળાંને સુકવીને ભરી રાખે છે. તેનો લોટ કરીને તેનાં બીસ્કીટ બનાવે છે. એ સુકાં ફળો અંદર રહેલી ખાંડને લીધે વીશથી ત્રીશ વર્ષ સુધી રહી શકે છે. જ્યારે એ ફળ તાજું હોય છે ત્યારે તેમાં સુકા પોષક પદાર્થ નો ભાગ ૨૭ ટકા હોય છે જ્યારે બટાટામાં ૨૫ ટકા છે એટલે પુષ્ટીકારક પદાર્થના બે ટકા એ ફળમાં વધારે છે. સુકાં કેળાંના આટાના પરમાણુંઓ ચોખાના સરખાજ છે અને

તેમાં કાંજીનો ભાગ તેટલોજ છે. ગણત્રીથી એમ માલમ પડયું છે કે ૧૬૦૭ ચોરસફીટ જગ્યાની કેળાંની પેદાશમાંથી, ૪૦૦૦ રતલ પોષક ખોરાક મળી શકે છે; જેથી પચાશ માણસ ધરાઇ શકે અને એટલીજ જગ્યામાં જો ઘઉં ઉગાડયા હોય તો તે ઘઉંથી ફક્ત બેજ માણસનું પુરું થઇ શકે. ખોરાકની જણસની બાબત આ ચીજ કેટલી ફાયદાકારક છે તે આ ઉપરથી સહેજ સમજી શકાશે. એક અનુભવી ગ્રહસ્થ લખે છે કે કેળાંનો પોષક શક્તિ નક્કી કરવાનો મને વખત મલ્યો નથી પણ બટાટા કરતાં તેમાં પોષક પદાર્થ વિશેષ છે એતો નક્કીજ છે. મેં સખત મજુરી કરવાવાળા માણસોને ૬ રતલ અર્ધ પકવ કેળાં અને ૨ આંઉસ આથેલું માંસ ભાથા તરીકે ખાવા આપ્યું હતું; આ કેળાંમાં ૩૮ ટકા છાલના હતા તથા ખાવા લાયક ગરને તડકામાં સુકવતાં ૫૬ ટકા પાણી ઉડી ગયું હતું તેથી ભાથામાં કેળાંનો ખાવા લાયક ભાગ આ પ્રમાણે હતો. છાલાં ૨.૫, પાણી ૨.૩, કેળાંનો આટો ૧.૮ જુમલે ૬.૬ રતલ.

ભીનાશવાળી ગરમ જમીનમાં કેળાંનું ઝાડ સારી પેઠેમ ઉગી શકે છે, એ જમીનમાં ચીકણી મટોડીનો ભાગ વધુ હોવો જોઇએ. સમુદ્ર પાસેની જમીનમાં કેળ ઘણી સારી આબાદ થાય છે તેને ખારવાળી હવા ઘણી અનુકુળ છે. જે જમીનમાં કેળના રોપાઓ ઉગાડવામાં આવે છે. તે જમીનમાં ઝાઝા ખાતરની જરૂર પડતી નથી જો તે જમીનમાં વરસાદનું પાણી આવી જતું હોય અને બીજા ઝાડોનાં મુળીઆં વગેરે કોહી ખાતર થતું હોય તો ખરાબ જમીનમાં જાથુકની પેદાશ કાયમ રાખવા તેને ખાતરની જરૂર પડે છે.

કેળના રોપાઓ વર્ષાઋતુ પેહેલાં થોડા દીવસ અગાઉ જમીનમાં નાંખવામાં આવે છે; જમીનને એક ફુટ ઉંડી ખોદી મટોડું છુટું કરી તેમાંથી કાંકરા તથા બીજાં ઝાડનાં મુળીઆં કાઢી નાંખવાં, પછી અસલ કેળના ઝાડના કંદમાંથી જે પીલા ફુટયા હોય તેને છુટા પાડવા. આ રોપાઓની ઉંચાઇ બેથી ત્રણ ફીટની હોવી જોઇએ, તૈયાર કરેલા ખાડામાં જરા ઢળતા રોપવા જોઇએ, અને રોપાને ઉપરના ભાગથી આઠ ઇંચ કાપીનાખી તેની આસપાસ મટોડું પુરી જમીનની બહાર ફક્ત બે ઇંચ દેખાતા રાખવા જોઇએ. રોપા નાંખ્યા પછી ફળ આવવાનો સમય હવા, જમીન અને કેળની જાતપર રહે છે, કેટલીક જાતને ૭ મહીના ફળ આવતા થાય છે, કેટલીકને દશ કે તેથી વધારે થાય છે, પહાડી મુલકમાં કોઇ જાતને અઢારથી વીશ માસે રોપ્યા પછી ફળ થાય છે અને બીજી જાતને ફળ આવતાં ત્રણ વર્ષ વીતી જાય છે. કેળના લાંબા પાંદડાંથી નાંના કુમળા રોપાઓને ઉષ્ણ મુલકમાં સખત તાપથી રક્ષણ મળે છે.

કેળાંની ખેતી સહુથી સેહેલામાં સેહેલી ખેતી છે અને એમાંથી નફો ઘણો થાય છે. એક વખત રોપાઓ જમીનમાં નાંખ્યા પછી ખરું જોતાં તો તેની પાછળ કંઇ મેહેનત કરવાની નથી, પછી તો કેળપર કેળાં આવે તે લણીજ લાવવાનાં છે, વચમાં વરસમાં બે ત્રણવાર સેહેજ સાજ ખાતર નાંખવાનું કે બીજાં ઝાડો નીંદવાનું કામ પડે છે. બીજી જાતના પાકો ઉતરવાને જે શ્રમ લેવો પડે છે તેની બરાબરીમાં તો આમાં કંઇ શ્રમ પડતો નથી. જેમ જેમ કેળ વધતી જાય છે તેમ તેમ તેની આસપાસથી બચ્ચાંઓ નીકળતાં જાય છે ત્યારે જ્યારે કેળાના બગીચામાં એક હારપર કેળાંની લુમો લટકતી હોય છે ત્યારે તેની લગોલગની કેળ પર દોડો (ફુલ) આવેલાં હોય છે વળી પડખામાં નાનાં બચ્ચાંઓ ભવિષ્યનાં ફળનું ભાન કરાવતાં દેખાય છે.

એક અનુભવી ગ્રહસ્થ લખે છે કે કેળાંની ખેતીની ઉતરને માટે જેવો સારો ભરોસો બંધાય છે તેવો ભરોસો બીજી કોઇ જાતનાં પાકને માટે રખાશે નહી, જો એક વખતની

મુંબઇ ઇલાકામાં પાકાકેળાની છાલ કાઢી તેના કકડા કરી સુકવે છે અને તે સુકા કકડાનો રબ્બો બનાવે છે (જેલી); વલી પાકાંકેળાંની છાલકાઢી તેને તડકામાં સુકવે છે અંને જ્યાં ધી પુરેપુરાં સુકાય ત્યાં સુધી રાતરે તેને ઘી ચોપડી તથા કેળના પાતરાંમાં લપેટી રાખી કે છે. આવીરીતે તૈયાર કરેલા કેળાંના પદાર્થો લાંબા વખત સુધી રહી શકે છે અને પાધામાં વાદિષ્ટ હોય છે. કાચાં કેળાને પણ છાલ કાઢી તેલ અથવા.ઘીમાં તળી મટોડીની બરણીમાં ંઅહી રાખે છે; આવી જણસો પણ વેપારની જણસો તરીકે ઉપયોગી થઇ પડે તેમ છે.

કેળના લીલાં પાંતરામાં ભોજન લેવાનો રીવાજ હિંદુઓમાં છે તથા તેના સુકા પાંદડામાં ંબાકુ વીંટી તેની લેહેજતદાર પીવાની બીડીઓ બનાવે છે. કેળના રેસામાંથી ઝીણા તાર કાઢી ને કપડાં વણવા લાયક બનાવવાની રીતનો અમલ પણ કેટલેક ઠેકાણે થવા માંડેલો સાંભળવામાં ાવે છે એટલે ખરૂં જોતાં આ ઝાડનો કોઇપણ ભાગ માણસ જાતને ફાયદો કર્યા શીવાય ાટીમાં મલી જાય તેમ નથી, પરન્તુ લોકોએ ઉત્સાહી બની તેના ઉદ્યોગ પાછળ મચવું જોઇએ. ાટી મોટી વાતો પાછળ વખત ગુમાવવા કરતાં કામ કરવા પાછળ મંડવાનું છે, સાહેબ લોકો ેવાં કપડાં પેહેરવામાં, સેંટ લવંડર અને સાબુ ચોળવામાં, અભક્ષ ભક્ષ કરવામાં, અપેય પીવામાં, ાકરીઓને ડાંડીઆ રાસ અને હારમોનીયમ સાથે ગાયન શીખવવામાં, તુંડમીજાજી અને તોછ-ડાઇથી વર્તવામાં, સુધારાવાળા કેહેવાઇ યુરોપીઅન સુધારો વધારો દાખલ થઇ શકવાનો નથી રન્તુ એ આગળ વધેલા લોકો વખતનો કેવો ઉપયોગ કરેછે, કઇ કુનેહ વાપરી બીજા દેશોના ેપાર ઉદ્યોગો પોતાના હાથમાં લેછે, કેવી લુચ્ચાઇ અને ખધાઇથી પોતાના હલકા માલને ફંચો કરી વેચે છે, થોડી બુધ્ધિવાળા ખરીદનારા તેના માલની સફાઇ, લલચાવનારી જાહેર ખબરો, રંગબેરંગી ભભકાતળે ભરાયલો હલકો માલ નહીં સમજના હોવાથીજ ગાંડના દોઢીઆં ુમાવી પરદેશીની જાળમાં કેવા સપડાયા છઁ તેમ તમે તમારા મુલકની બહારની પ્રજાને તમારા ેપાર હુન્નરથી આંજી નાખતા શીખશો ત્યારેજ તમારૂં ખરૂં કલ્યાણ થશે, અને ખરો સુધારો ાખલ થયલો ગણાશે. અને ત્યારેજ હિંદુસ્તાન હુન્નર ઉદયોગથી સુખી થશે.

D. M. P.

---

# कामरु देशनी कामिनी याने त्रिया-राज.

આપણામાં પ્રચલિત વાત છે કે કામરૂ દેશની સ્ત્રીઓ સોંદર્યતાનો નમુનો છે અને તે ત્રીઓમાં કામાગ્નિ ઘણોજ પ્રજ્વલિત હોવાથી પોતાની તે ઇચ્છા ફલીભુત કરવાને માટે પુરૂષ ઉપર કામણ ટુમણ કરે છે અને પોપટ બળદ વિગેરે બનાવી સદૈવ પોતાની પાસે પ્રેમ પીંજરમાં પુરી મુકે છે. આવા પ્રકારની દંત કથાઓ ભાટ ચારણોના મુખથી સાંભલવામાં તથા જુના પુસ્તકમાંથી વાંચવામાં આવે છે તેથી તે વિષે કંઇક વધારે જાણવાની આપણને જીજ્ઞાસા ાય તે સ્વભાવીક છે.

જ્યાન જેને આપણા લોક કામરૂ દેશને નામે ઓળખતા હતા તે નામ હાલ અસ્તિ-ાં જણાતુ નથી પણ મણિપુર તિબેટ અને ચીનની સરહદ તરફ તે દેશ હોવો જોઇએ ેમ ઘણાનુ અનુમાન છે અને તે અનુમાન એક અંગ્રેજ પ્રવાસીએ નીચેની કરેલી નોંધ ઉપર-ી ખરૂ ઠરે છે.'

કાગર દેરાતો હોલના લાહુલ ઝાન્સકર અને લડખમાં થઈને જાય છે. ત્યાંના લોકની રીતભાતનો ટુંકો હેવાલ નીચે પ્રમાણે છે. ત્યાંના લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. તેઓ એક વખતે લ્હાસાની હકુમત નીચે હતા અને હાલ પણ ધર્મ, પોશાક અને ભાષામાં ટીબેટના વતનીઓનું અનુકરણ કરે છે. તેઓના પ્રદેશની ઉંચાઇ, અને શિયાળાની કડકડતી ઠંડી, તેમજ તીબેટ વાસીઓનાં વર્તન અને પ્રકૃતિને લખનાં જણાવે છે કે તે દેશની મુખ્ય જાણવા જેગ બાબત એ છે કે, ત્યાં સ્ત્રીઓને એક કરતાં વધારે ભર્તા કરવાની છૂટ છે, અને તે માટેનું ઘણા પુસ્તકોમાં વિવેચન કરે છે પણ તેવી સ્ત્રીનાં પ્રેમની કેવા પ્રમાણમાં વહેંચણી થાય છે, તેનાં છોકરાંનું શું થાય છે, અને લગ્નના કરાર તે કેવીરીતે તોડીને નવા કરી શકે છે તે વિષય ઘણા લેખકોએ હાથમાં લીધો નથી.

માનવજીવન (સૃષ્ટિ) ને માટે લગ્નની આવશ્યકતા હોવાનું દરેક જણ કબુલ કરે છે. ભિન્ન ભિન્ન દેશોમાં લગ્ન કાળ, હવા પાણીને અનુસરી જુદો જુદો ઠેરવેલો હોય છે. અને તેને માટે દેશ દેશના વિચારમા ભિન્નતા રહેલી છે. પશ્ચિમ તરફના દેશોમાં પરણવાની ઇચ્છા, ભરણ પોષણ કરવાની શક્તિ ઉપર આધાર રાખે છે અને તે શક્તિને અભાવે જનસમુહ કુંવારા રહેવાનું કબુલ કરે છે. ત્યારે પૂર્વ તરફના દેશોમાં લગ્નને જીવનનું સાધન અને ફરજ તરીકે લેખવામાં આવે છે કે જેનું કોઇપણ પાપી માણસ ઉલ્લંઘન કરતું નથી. લાડકી છોકરીને ૧૮ વર્ષે વિવાહિત કરવામા આવે છે જોકે તે અગાઉ ઘણા વખતથી સ્ત્રીપણાને તો પ્રાપ્ત થયેલી હોય છે. ત્યાં લગ્ન ક્રિયા જેવું કંઇ હોતુંજ નથી કારણકે કાયદા કરતાં લોકાચારને લગ્નના સંબંધમાં વધારે માન આપવામાં આવે છે. પરણવા ઇચ્છા રાખનાર પુરૂષ પોતાની થનાર સ્ત્રીને ઘેર જાય છે જ્યા સ્ત્રીના તરફનાં સગાં, ઘરનું બારણું રોકીને ઉભાં રહેલાં હોય છે. વરરાજા તે લોકોને પટાવી ફોસલાવી અને નજર ચૂકાવીને ઘરમાં દાખલ થાય છે જ્યાં તેને સ્ત્રીવૃંદ વીંટળાઇ વળે છે અને નાની લાકડીઓ વડે તેને માર મારે છે અને નિર્દયતાથી ગાળો દે છે. તેઓનું મન વરરાજા તરફથી ભેટ સોગાતથી જલદી રીઝાતાં ખાનપાન, ગાન તાન અને રંગરાગ ચાલી રહે છે પણ આ વખતે કન્યા તેમાં કંઇ પણ ભાગ લેતી નથી. સાંજ પડતાં છુપાવેલી કન્યાને બહાર કાઢે છે અને તેને લઇને વરરાજા પોતાને ઘેર જાય છે. અને ત્યારથી પતિ પત્નિ તરીકે તેઓ લેખાય છે. પરણેલા પતિ ઉપરાંત તેના બીજા નાના ભાઇઓની પણ સ્ત્રી તરીકે તે રહે છે, પણ વિશેષ હક પરણનારનો રહે છે. લગ્નના પ્રથમ સુખનો (Honeymoon) લ્હાવો, પરણનારને મળેછે, અને જ્યારે સ્ત્રીને તેના પર અરૂચિ ઉત્પન્ન થાય છે ત્યારે અનુક્રમે બીજાને ત્રીજાને વારે આવે છે. એવી ગોઠવણ કરવામાં આવે છે કે એકી વખતે એક ધણી ઘર આગળ રહે છે. અને બીજા કામ પ્રસંગે બહાર રહે છે. ઉચ્ચ કુટુંબમાં એક સ્ત્રીના પતિ તરીકે ત્રણ ભાઈઓની હદ ઠરાવેલી હોય છે જ્યારે બાકીનાને સન્યસ્ત લઇ મઠમાં રહેવું પડે છે અગર પોતાના ગુજરાનનાં સાધન પોતાને શોધી લેવાં પડે છે; પણ હલકા કુટુંબમાં આવો કાઇ પ્રતિબંધ નથી. તેઓમાં તમામ ભાઇઓનો વડિલોપાર્જીત મીલકતની માફક એક સ્ત્રી ઉપર સરખો હક રહે છે.

કેટલીક વખતે એમ બને છે કે ઘરમાં એક અગર બેજ ભાઇઓ હોય છે અને સ્ત્રી જો તેમનાથી સંતુષ્ટ નથી થતી તો બીજા કુટુંબના કોઇ પણ માણસને પતિ તરીકે લાવી ઘરમાં રાખી શકે છે અને તેને પરણનાર અને તેના ભાઇઓ તે બહારનાને એક ભાઇ તરીકે

ગણે છે. જો સ્ત્રીને પોતાના સંસારમાં રહેવા ગમતું ન હોય તો તે પાછી પોતાના પિયેરમાં જઈ રહી શકે છે અને તે વખતે લગ્નના સંબંધમાં ઘણાં વિઘ્નો આવે છે. તોપણ છુટા છેડાની ગોઠવણ સ્ત્રીને મળેલાં કપડાં લત્તાં અને દર દાગીના તેના પતિને પરત આપીને સમજુતી કરવામાં આવે છે. અને તે પછી તે સ્ત્રી પોતાને મનપસંદ ધણી સાથે પરણી શકે છે. પણ મુખ્ય ધણી મરી જવાથી તેને કંઇ પણ પરત આપ્યા સિવાય સ્ત્રીને છુટા છેડા મળી શકે છે. મુખ્ય ધણીના મરણ વખતે સ્ત્રી તેના શબની પાછળ તેની સાથે બંધાઇ સ્મશાને જાય છે અને ત્યાં જઈ દોરી નાંખે છે કે જે તેની પુનઃ લગ્ન કરવાની ઇચ્છા સુચવે છે અને તે વખતે જે કંઇ દર દાગીના લગ્ન વખતે તેને મળ્યા હોય તે સાથે લેઇ જવાની તેને છુટ હોય છે એટલુંજ નહીં પણ તેના બાપને આપેલા પૈસા પણ પાછા આપવાની જરૂર રહેતી નથી; પણ સ્ત્રીને કંઇ છોકરાં ન હોય તો તે ભાગ્યેજ પુનઃલગ્ન કરે છે કારણ કે સઘળો વારસો તેના છોકરાંનેજ મળે છે.

છુટા છેડા થવાનું મુખ્ય કારણ સ્વભાવનું અસરખાપણું હોય છે અને જો બનેની મરજી હોય તો તેનો નીકાલ જલદીથી આવે છે. પરણ્યા પતિ સિવાય બીજા ધણીનો તેમાં કંઇ પણ વાંધો ચાલી શકતો નથી. જો પતિ સ્ત્રી તરફ બેવફા હોય તો સ્ત્રીનું કંઇ પણ ચાલી શકતું નથી પણ જો સ્ત્રી બેવફા હોય તો તેને ગુન્હેગાર ગણી કાઢી મુકવાનું વ્યાજબી કારણ ગણાય છે; પણ તે બાબતમાં પ્રત્યક્ષ પ્રમાણનેજ આધારભૂત ગણવામાં આવે છે. આ પ્રકારનો સ્ત્રીનો ગુન્હો ત્યાં મહત્વનો ગણાતો નથી પણ તેણે પોતાના ખાનગી હકનો ભંગ કર્યા બદલ જો તેની સાથે આડો વ્યવહાર રાખનાર પુરૂષ ચાર પાંચ રૂપીઆનો દંડ કબૂલ કરનાર પતિને આપે તો સઘળું સમાધાન થઇ જાય છે. જ્યારે છુટા છેડા અપાય છે ત્યારે સ્ત્રીની સાથે તેનાં છોકરાં જાય છે અને તેઓ આઠ વર્ષની વયનાં થતાં પોતાના બાપને ત્યાં આવી મિલકતના વારસનો હક ધરાવે છે. છુટા થયેલાં જોડાને ફરી પરણવાનો હક રહે છે જ્યારે સ્ત્રી ફક્ત નવ વખત પરણી શકે છે કે ત્યાર પછી તે વિધવા જીંદગી ગુજારે છે. ત્યાં લગ્નનો મુખ્ય આશય સંતતિની ઉત્પત્તિ છે તેનું કારણ રાજ્યની ફરજીઆત નોકરી બજાવવામાં રહેલુંછે. જો કોઇ પણ માણસ વૃદ્ધ થાય અને રાજ્ય સેવા માટે પોતાનાં ઘરમાંથી કોઇ પણ માણસને હાજર ન પાડી શકે તો તે માટે તેને પૈસા ભરવા પડે છે. એક કરતાં વધારે ભર્તા હોવાથી તેમજ દેશની ઠંડીને લીધે ઘણી સ્ત્રીઓ વાંઝીઆપણું ભોગવે છે. જો એક સ્ત્રીને પેટે છોકરાં ન થાય તો પરણનાર ભાઇઓ બીજી અને જરૂર પડે ત્રીજી સ્ત્રી કરે છે. તે છતાં પણ જો સંતતિ ઉત્પન્ન ન થાય તો દેશના પ્રચલિત રીવાજ પ્રમાણે બહારથી બીજા માણસને સ્ત્રીના ભર્તા તરીકે લાવવામાં આવે છે આમ છતાં જો છોકરાં ન થાય તો બહારથી બીજો ધણી અથવા તો બીજી સ્ત્રી લાવવામાં આવે છે. છતાં સંતાન ન થાય તો કોઇ પણ બાળકને દત્તક લેવામાં આવે છે. તેમની દત્ત વિધાનની રીત ઘણી નવાઇ જેવી છે. મુખ્ય સ્ત્રીનો ધણી પોત પોતાના કુટુંબોમાંથી પરણવા લાયક છોકરા છોકરીને (જોડાને) પસંદ કરે છે, અને દત્ત વિધાનની સાથે સાથેજ તે જોડાનું લગ્ન કરવામાં આવે છે, અને યોગ્ય સમયે તેમને પણ કંઇ સંતતિ ન થાય તો તે કુટુંબપર ઇશ્વરી કોપ માનવામાં આવે છે.

કુટુમ્બના નાના પુત્રોનું પ્રારબ્ધ દયાજનક હોય છે. જે છોકરાને સાધુ તરીકે મઠમાં લઇ જવામાં આવે છે તેને કંઇપણ બદલો મળતો નથી, જો કે અવિભક્ત જીંદગીનાં વહેંચેલાં સુખથી તો તેને વિમુખ રાખેલોજ હોય છે. આવું પ્રારબ્ધ પાંચમા, છઠ્ઠા કે સાતમા પુત્રનું

નિમાયેનુ હોય છે

કેટલેક પ્રસંગે એમ બને છે કે કુટુમ્બમા ફક્ત પુત્રિઓજ જન્મે છે, આવા પ્રસંગે મોટી પુત્રિની હાલત ઉપર બીજી નાની પુત્રિઓને અદેખાઇ ઉત્પન થાય છે મોટી પુત્રિજ બાપોની મિલ્કતની એકલી પૂરી વારસ થાય છે અને જો તેનો પિતા પૈસાદાર હોય છે તો ખરેખર તે અદેખાઇને પાત્ર થાય છે તે કદી લગ્ન કરતી નથી, તો પણ લગ્નના સર્વ સુખ તે ભોગવી શકે છે પ્રસંગે મો પતિ પણ થાય છે તો પણ તેમાના એકથી પણ તેના ઉપર પોતાના પતિ તરીકેના હક્કથી દબાણ થઇ શકતુ નથી જ્યારે કન્યાવસ્થામાથી સ્ત્રી અવસ્થામા દાખલ થવા માડે છે ત્યારે તેના મા બાપ તેને વાસ્તે એક ધણી શોધવા માડે છે, અને આ વખતે પડોશી કુવારા યુવકો તે માટે ઉમેદવારી કરેછે તે સઘળામાથી તેણી મન ગમતા જુવાનને કબુલ કરે છે, પણ જો તેની સાથે તેને નથી બનતું તો એક અઠવાડીયામા તેને લાત મારી ઝાડુ આપે છે અને બીજાને પુન પસંદ કરે છે એ રીતે ગમે તેટલા પુરુષોને ભર્તા તરીકે તે ઘરમા લાવી શકે છે પણ દરેકને કાઢી મુકતી વખતે કાયદા પ્રમાણે ઠરાવેલા નુકશાનીના બદલા તરીકે એક બકરૂ આપે છે — અપૂર્ણ

ભાઇલાલ જમનાદાસ ઉપાધ્યાય.

## च्हा के देशीओनुं रक्त!

આપણા હિંદુસ્તાનમા હમણા હમણા ડગલે ને ડગલે ચહા પીવાનો રિવાજ પડ્યો છે કોઇ મળવા આવ્યુ કે ચહા સવાર, સાંજ, બપોર રાત મધરાત, ચહા, ચહાને ચહા પીવી એજ જાણે શોખનુ કારણ થઇ પડ્યુ છે! વનવાનો ને ઘેર ચહાના તપેલાને તપેલા ઉભ્યાજ કરે છે! તેજ પ્રમાણે ગરીબ માણસોને ત્યા પણ ચહા પીવાય છે! વર્તમાન પત્રો અને માસિક પત્રોમા અગાઉ ઘણા એવા લેખો પ્રગટ થયા છે કે ચહામા એક જાતનુ ઝેર(poison) આવેછે એ ચહા પીવાથી ઝાડો બંધ થાય છે ભૂખ મરી જાય છે, અને ખોટી ગરમી ઉત્પન્ન કરે છે. હિંદુસ્તાનના વૈદો ચહા પીવાની કદીપણ સલાહ આપતા નથી પ્રાચીન અર્વાચીન વૈદક શાસ્ત્રકારો પણ ચહા પીવાની વિરૂધ છે એટલુ છતા પણ પાશ્ચાત્યદેશ નિવાસીઓના સંસર્ગમા આવ્યાપછી આ દેશના લોકો ચહા પીતા શિખ્યા છે એ એક પ્રકારે આ દેશના પૂજ્ય રૂષી મુનિઓની પવિત્ર આજ્ઞાનું ઉલંઘન કરે છે! અને દીન પ્રતિદીન પોતાના શરિરના બળ, વિર્યનો ક્ષયકરી રહ્યા છે! ચહામા રહેલ દુર્ગણોને લીધે આ એક વાત થઇ પણ હવે આપણે એ ચહા બનાવનારાઓની બીજી બાબત તપાસીએ

ચહા બનાવવાના બગીચા આસામ અને નિલગીરી જેવા પ્રદેશોમા ઘણા છે એ બગીચાના માલેકો અંગ્રેજ લોકો છે એ ચહા ઉગાડવા ઉછેરવા અને તેને તયાર કરવાના કામ ઉપર જે મજુરો છે તે સઘળા હિંદી મજુરો છે તે મજુરોની સખત મેહેનત વડે કરોડો રૂપિયાની ચહા ઉત્પન્ન થઇ અંગ્રેજ ચહાવાળાઓને કરોડો રૂપિયાનો ફાયદો થાય છે પરંતુ જ્યારે એ ચહા પાછળ મેહનત કરનાર કુલી–મજુરોની સ્થીતિ ત્યા જઇ જેઓ જુવે છે તેમને તેમની એટલી બધી દયા આવે છે કે આ મજુરો આવા દુખમાથી ક્યારે છૂટે! વર્તમાનપત્રો વાચનારાઓ તો જાણે છે કે ચહા બનાવનારા મજુરોની કેવી અવદશા છે અર્થાત્ કહો કે જીવતા

જીવત પૃથ્વિ ઉપરજ નરકયાતના ભોગવવાનું જો કોઇના પણ નશીબમાં હોયનો તે આસામના ચહા બનાવનારા મેજુરોના નશીબમાંજ છે! મજુરોને હમેશાં શરદી અને ગંદી જગ્યામાં રહેવું પડે છે. તેમને ખાવાના ચોખા એવા ખરાબ મળે છે કે તેમનું-મજુરોનું-પેટ હમેશાં દુઃખે છે. આવું હલકું અનાજ તેઓ પોતાના દેશમાં કદી પણ ખાતા નહિં હોય! વારં એવું હલકું અનાજ ખાવા છતાં પણ તેમને રોજ કામ કેટલું કરવું પડે છે તે તપાશીએ. પુરૂષોને ૨૪૦ હાથ લાંબી અને ૧૬ હાથ પહોલી જમીન, કોદાળા વડે ખોદવી પડે છે. અને સ્ત્રીઓને ૧૬૦ હાથ લાબી અને ૧૨ હાથ પહોલી જમીન ખોદવી પડે છે. ચહાનાં પાંદડાં તોડવાનાં હોય ત્યારે દરેકને દરરોજ ૧૨ શેર મેળવવાં પડે છે. એથી યુરોપીયન કંપનીઓને ફાયદો કેટલો છે તે જુવો અને એટલી બધી મેહેનત કરવા છતાં મજુરોને પગાર શું મળે છે તે જુવો. પુરૂષોને દરમહિને પાંચ રૂપિયા અને સ્ત્રીઓને ચાર રૂપિયા મળે છે. દરરોજ એટલું કામ ગમે તેવા મજુર માણસથી પણ થઇ શકવું અસંભવ છે. તેમજ ઘણા મજુરોને હાથે સરત કરવા કરતાં ઓછું કામ થાય છે. કામ ઓછું થયુ કે મજુરોને ચાબુકોનો અને નેતરની સોટીઓનો માર પડે છે! ત્યાં કોઇ પણ પ્રકારની દયા કે ક્ષમા હોતીજ નથી! શિક્ષા-માર-ચાલુ હોય તે વખતે જો મજુરના શરિરમાંથી લોહી નિકળી ચામડી લાલ થાય તો પણ માર મારવાનું બંધ થતું નથી!! અને તેમને માટે નિશ્ચય કરેલી શિક્ષા પુરી થતાં સુધી માર મારવામાં આવે છે! ઓછું કામ થવા માટે, આવા પ્રકારની શિક્ષા, તેમને હમેશાં મળે છે. આવી ભયંકર શિક્ષા કરવાનું કારણ એજ કે ફરીથી તે મજુર ઓછું કામ કરે નહિં! આવી ભયકર શિક્ષા થવાથી મજુર માંદો પડે છે. અને તે પછી ગોરકાય મહાપુરૂષો તેની કાળજી રાખતા હશે એમ જો ધારવામાં આવતું હોય તો તેને બદલે એટલુંજ જાણવું બસ થશે કે તેવા માંદા મજુરોને દવાખાનામાં લઇ જવામાં આવે છે અને ઘણા મજુરો તો ત્યાંજ રામ શરણ થાય છે! મજુરોને રહેવાની જગ્યા શરદીવાળી હોવાથી મજુરોને હમેશાં તાવ આવે છે તેમને પણ દવાખાનામાં નાંખવામાં આવે છે. પરંતુ ત્યાં તેમને બિચારાને કવીનાઇન અને સાબુદાણાની (વગર દુધની) કાંજી ફક્ત આપવામાં આવે છે. અને તેમાંથી જો ભાગ્ય હોય-પુનઃ ગુલામગીરી અને શિક્ષા મેળવવાનું નશીબમાં લખાયલું હોય તો તે સાજો થઇ પાછો ધંધે વળગે છે. સોટી અને ચાબુકોનો સખત માર પડયા પછી મજુરોની કેવી હાલત થતી હશે તે અમારા સુજ્ઞ વાંચકો સારી પેઠે સમજી શકશે. એવા વખતે શરિરમા શકિત હોય નહિ અને તેને વગર દુધની સાબુદાણાની કાજી કેટલી શકિત આપે? કામ બરોબર થતું નથી એટલે પગાર પુરો મળે નહિં અને તેથી પેટ પુરૂં ભરાય નહિં-કહો કે ઉપવાસજ કરવા પડે અને તે ઉપરાંત રાક્ષસી શિક્ષા! આવી કંગાલ દશામા રહી ગુલામગીરી કરવાથી કંટાળેલો કોઇ મજુરે ન્હાસી જવાનો વિચાર કર્યો તો તેમ થઇ શકે નહિ.! પ્રત્યેક મજુરો પાસેથી પાંચ વર્ષનું એગ્રીમેન્ટ લખાવેલું હોય છે. એ મુદત દરમ્યાન તે જ્યાં ન્હાસી જાય ત્યાંથી તેને બાંધીને પકડી લાવવામાં આવે છે. અને તેને પાછો ઘાંચીની ઘાણી કરતાં, ટ્રામના ઘોડા કરતા કે મીલના મજુરો કરતાં વિશેષ કષ્ટ ભરેલાં કાર્યમાં તેને જોડવામાં આવે છે. દરેક મજુરોના ફોટોગ્રાફ્ લીધેલા હોય છે અને તેથી તેને ઓળખવામાં અને તાકીદે પકડવામાં મેહેનત પડતી નથી. ન્હાસી ગયલા મજુરને કુલી-મજુરો-નો એજંટ સત્વર પકડી પાછો મોકલી આપે છે. અને પછી તે બિચારાની દુર્દશાનું પુછવુંજ શું? પાંચ વરસના પટાવાળો મજુર અર્ધો મુડદા જેવો થઇ જાય છે. સુસ્વરૂપ સ્ત્રીઓને, વિષયાંધ ગોરકાય મનુષ્યોના કામાગ્નિમાં પાતિવ્રત્યપણાની આહુતિ આપવી પડે છે!

રાજી ખુશીથી તેમ ન કરે તો તેને તેમ કરવાની જરૂર પડે છે. કોન્ટ્રાકટમાંથી તેઓ છૂટી શકતાજ નથી. પતિ અને પતિની દુર્ગતિ હમેશને માટેજ થાય છે. મુકાદમોને હમેશાં હાજરી માંડવી પડે છે તેથી સ્ત્રીઓને આડે માર્ગે ચઢવું પડે છે! નહિતો અપવાસે મરણ પામવું પડે છે। કોઇ કહેશે કે આવી દુર્દશા ભોગવવી પડે છે ત્યારે મજુરો ત્યાં જાય છે શું કરવા? પરંતુ ખરી સ્થીતિ એવી છે કે કુલી એજંટસ-મજુરો મેળવી આપનાર એજંટો-તેમને--મજુરોને "તમને પચાસ, પચાસ રૂપિયા પગાર મળશે" એવી પહેલાં ભૂલ થાપ આપે છે. અને તેથી બિચારા ગરિબ માણસો આશાને લીધે જાય છે. અને પછી તેને ઉંડી ખોમાં પડયા જેવું લાગે છે।

સહૃદય, દયાળુ વાચકો! આ સાંભળ્યું કે? આપણા દેશના ગરિબ મનુષ્યોની કેવી દયાજનક સ્થીતિ? જરા નેત્રો ઉઘાડી જુવો। જાગૃત થાઓ। તમારી જે ચહાને માટે મજુરોને મરણ પર્યંત દુઃખ ભોગવવું પડે છે, જે ચહાને માટે મજુરોને શરદીવાળી અને ગંદી જમીનમાં રહેવું પડે છે, જે ચહાને માંટે મજુરોના શરિરમાંથી લોહીની ધારાઓ નિકળે ત્યાં સુધી માર ખાવો પડે છે, જે ચહાને માટે મજુરોને અપવાસી રહેવુ પડે છે, જે ચહાને માટે હજારો દેશ ભગિનીઓને બિચારીઓને, પતિવ્રત્ય ઉપર પાણી મુકવું પડે છે, અને પતિની સાથે હમેશને માટે દુરગતી આપવી પડે છે તેવી ભયંકર ચહા તમારા ઉપયોગમાં આવે છે! અહા! કેટલું દુઃખ! કેટલી વિડમ્બણા? અને કેટલું કરૂણા જનક પરિણામ? એવી ભયંકર સ્થીતિમાં તયાર થતી ચહા તમારા પેટમા જાય છે! તે પીવાને તમે તલપાપડ થઇ રહો છો! તેજ પાપથી ભરેલી ચહા તમારી મોજનુ સાધન થઇ પડયુ છે। શું તમે ખરી રીતે ને ચહા પીઓ છો? અમે તો કહીએ છીએ કે તે ચહા નથી પણ ગરિબ મજુરોની ચામડીમાંથી નિકળતું તમે લોહી પીઓ છો। શુ તમારા ચહાના પ્યાલામાં તે લોહીનો લાલ રંગ દેખાતો નથી! અમે તો કહીએ છીએ કે તે ચહા નથી પણ પતિવૃતા સ્ત્રીઓના નાશથના પતિવૃતનાં અશ્રુ બિંદુઓ છે! શુ તાને ચહા દાનીના ઢાકણા ઉપર તે બિંદુઓ દેખાતા નથી! અમે તો કહીએ છીએ કે તે ચહા નથી પણ નિર્દોશ મનુષ્યોના નિશ્વાસની વરાળ છે? શું તમને ચહાના પ્યાલામાંથી નિકળતી ઉષ્ણ વરાળમાંથી નિકળતા નિઃશ્વાસ દેખાતા નથી। શુ તમને ચહા પીતી વખત ગરિબ મજુરોની પીઠ ઉપર પડતા ચાબુકના મારની બુમો સંભળાતી નથી। અરેરે। દેશ બંધુઓ! જેઓ ચહાના બગિચાઓ આગળ જાય છે તેઓ કહે છે કે માર ખાતી વખતના તેમના બુમ બરાડા એ એકેક હૃદય ભેદક બાણુજ છે. એમ તેવા કઠ્ઠણ હૃદયના મનુષ્યોને પીગળાવી દયા ઉત્પન્ન કરાવવાને બસ છે, રાઉંડ ટેબલ ઉપર બેસી મોજ કરનાર ચહાના શોખિનો। તમારા દેશ બંધુઓના લોહીની ચહા શુ તમને સ્વાદિષ્ટ લાગે છે? શું તેમની કિંચિત્ પણ દયા આવતી નથી?

બંધુઓ! જો તમને તે બિચારાઓનો કરૂણરોદન ધ્વનિ, તેમને પડતા ચાબુકના માર અને તેથી તેમના શરિરમાંથી નિકળતું લોહી તમને ચાહ પીતી વખતે યાદ આવે, તેમને રહેવાની શરદીવાળી અને ગંદી જગ્યાનું તમને ભાન થાય, અથવા તેમની મેહેનતની તમને દયા આવે, ગરીબ મજુરણોના પાતિવ્રત્યનુ રક્ષણ કરવાની ઇચ્છા થાય અને દમ્પત્તિ સુખ ભોગવવાના પવિત્ર કાર્યમાં તમે સ્હાય કરવ ઇચ્છતા હો તો દેશબંધુઓ। ચાહ પીવાનું એકદમ બંધ કરો! આટલું બધું દુઃખ અને ત્રાસ, માર અને ઉપવાસ વેઠી તયાર થયેલી ચહ પીવાથી તમે તેમના દુઃખમાં વધારો કરો છો અને પાપ કાર્યમાં મદદ કરો છો એમ તમારૂ હૃદય કબુલ કરતું નથી શું? જે કાર્યમાં બીજાને દુઃખ થાય તે કાર્યને તમે ઉત્તેજન આપો તો તેથી તમને

શું વધારે દુઃખ થશે નહિં! જેમ જેમ ચહાનો ખપ વધે છે તેમ તેમ ગરિબ મજુરોનાં દુઃખ વધતાં જાય છે! પૈસાના લોભી મનુષ્યો પોતાના સ્વાર્થને ખાતર ગમે તેવાં પાપ કર્મ પીશાચ કર્મ—કરે પણ તમે તે પાપના ભાગીદાર શા માટે થાઓ છો! હજારો દેશ બંધુઓને પ્રાણદંડ જેવી ભયંકર શિક્ષામાંથી શામાટે છોડાવતા નથી? તમે જો ચહા પીવાનું બંધ કરો તો ચહાનો ખપ ઓછો થાય અને તેથી મજુરો ઉપર ગુજરતું ઘાતકીપણું, બંધ થયા વિના રહેશે નહિ! હે દયાળુ દેશ બંધુઓ! તમે ગમે તે જ્ઞાતિના હો તો પણ અમે તમને બંધુ પ્રમાણેજ ગણીએ છીએ! તમે ચહા પીવાનુ એકદમ બંધ કરો, શરિરને નુકશાન, દેશને નુકશાન, દેશની લક્ષ્મિને નુકશાન અને ગરિબ દેશ બંધુઓને નુકશાન વેહારી, બે ઘડીના આનંદને માટે ચાહ પીવી તેના કરતાં દેશી વનસ્પતિની બનેલી ચાહ* વાપરી શરિરે નિરોગી, બળવાન અને બુધ્ધિવાન બનવું યોગ્ય છે.

બંધુઓ! આવો, આજે આપણે પ્રતિજ્ઞા કરીએ કે ચાહ, કાશી કે કોકો, એ વસ્તુઓ અમે કદીપણ વાપરીશું નહિં.! પરમાત્મા અમારી આ પ્રતિજ્ઞાનું પાલન કરાવો! અમારા દેશ બંધુઓને બચાવો!

મકરંદ.

# સ્ત્રીઓની મૂલ્ય કામગીરી શું?

૪

પ્રોફેસરે કહ્યું, દાખલા તરીકે સ્ત્રીઓ વેપાર કાં ન કરે? સ્ત્રીઓ બારીસ્ટર કાં ન થાય? સ્ત્રીઓ લશ્કરી નોકરી કાં ન કરે? સ્ત્રીઓ ખાણો કાં ન શોધે? સ્ત્રીઓ આગબોટો કાં ન ચલાવે? અને સ્ત્રીઓ નવા સંચાઓ કાં ન શોધે? પ્રભુનું આ આખું જગત સૌને માટે છે ત્યારે સ્ત્રીઓ સંતોષ માનીને પોતાના ઘરમાંજ શા માટે પડી રહે?

યોગીનીએ કહ્યું, તમે કહો છો તે બધું અને એ કરતાં પણ ઘણું વધારે કરવા માટે સ્ત્રીઓ તૈયાર છે, પણ એ માટેનાં સાધનો ક્યાં? એમ માત્ર મ્હોડેથી વાતો કરી જાઓ ને આંગળીના વેઢા ઉપર ખાતાંઓ ગણાવી જાઓ એમાં શું વળે! એમાં કાંઇ વળે નહિ. જો સાચી લાગણી હોય અને પાકા પાયા ઉપર વાત લેવી હોય તો આ બ્હેન મંડળ જેમ સ્ત્રીઓનાં ભલાં કામોનો આપણા ઘર સંસારમાં સ્હેલાઇથી તુરતજ લાભ મળે એવા ઉપાયો બતાવે છે તેમ તમે પણ તમારી યોજનાઓના એવા સ્હેલા ઉપાયો બતાવવાની કૃપા કરો. તમારાં સત્યોને લોકો વાપરી શકે એવાં બનાવો, તમારૂં જ્ઞાન અનુભવમાં આવી શકે એવું બનાવો તથા તમારા હેતુઓ પાર પડે એવી સીડી બાંધી આપો. અને સમજાવો કે પ્રથમ આ પગથીઉં, ત્યાં આટલી સ્હેલાઇથી ચ્હડી જવાય છે ને ત્યાં આટલો લાભ છે. એ પછી તેની પાસેનું આ પગથીઉં, એ પગથીએ અમુક જાતનાં સાધનોથી ચ્હડી શકાય છે ને ત્યાં આટલો લાભ છે. આવી ચોખી રીતે તમારી યોજના સમજાવો, એટલે થોડા વખતમાં પોતાના સ્વર્થને ખાતર એની મેળે મેળે અધિકારી જીવો ત્યાં ખેંચાઇ આવશે, પણ મને લાગે છે કે,

*દેશી વનસ્પતિની ચાહ—રા. રા. વૈદ જટાશંકર લીલાધર. આર્ય ઔષધ શાળા—રીચીરોડ—અમદાવાદ—એ સ્થળેથી મળશે. આ ચાહ પૈષ્ટિક અને શરિરને બળ આપનાર, ભુખ લગાડનાર તથા લોહી વધારનાર છે. અને તેથી પ્રત્યેકને ફાયદો થશે.

આ બધા વિચારો હજી તમારા મગજના સંકલ્પ વિકલ્પમાં છે, એને આપણા વહેવારના ઉપ્યોગમાં લેવાના સ્હેલા રસ્તા હજી તમે શોધી શકયા નથી, અને હજી ઘણા વખત સુધી એ રસ્તા તમે શોધી શકો એમ પણ નથી કારણકે હજી તમે મગજની ફુલસોરીમાં રમો છો, એટલે એ વિચારોને જીંદગીમા અનુભવવાનું કે અનુભવાવવાનું તમારામાં બળ નથી અને માફ કરજો, હું કાંઇ આ માત્ર તમારે માટેજ કહેતી નથી પણ આપણા દેશના બધા વિદ્વાન હજી વિચારોની મગજ મારીમાંજ છે પણ એ વિચારોને ક્રિયાઓમા ઉતારવાનું કોઇ કરતા નથી, માટે તમારી ઇચ્છાઓ પણ હજી ઘણા વરસો સુધી હવામાંજ રમ્યા કરશે.

પ્રોફેસરે કહ્યું, માજી વાત તો ખરી છે, મારી યોજનાઓ બહુ મોટી મોટી છે પણ હજી એ એકે યોજના હુ પ્રેકટીકલ બનાવી શકયો નથી. તમે મને ઠીક ચેતાવ્યો છે હવે હું એમા વધારે ઉંડો ઉતરીશ અને કોઇ બીજી વખતે એ બાબત ઉપર આપણે ફરીથી વિચાર કર

માજીએ કહ્યું, બહુ સારૂ ઘણી ખુશીથી. કારણ કે મારી બ્હેનોનાં કલ્યાણની વાતો સાંભળવી મને બહુ ગમે છે છતાં પણ એટલુ યાદ રાખજો કે, તમે કહો છો તેવાં કામો અપવાદ તરીકે, માન તરીકે, ધધા તરીકે અથવા બીજા કાંઈ કારણોસર કેટલીક સ્ત્રીઓ કરી શકે, એમાં કાંઇ શક નહિ પણ એવા કામો કરવાં એજ સ્ત્રીઓનું ગૌરવ છે એમ હું માનતી નથી, તેમજ એવાં કામો ન કરી શકે ત્યાં સુધી સ્ત્રીઓની સ્થિતી ઉતરતી છે એમ પણ હુ માનતી નથી કારણકે વ્યવહાર દૃષ્ટિએ જોતાં એ કામો જો કે આપણને મોટા લાગે છે પણ ઇશ્વરે સ્ત્રીઓને જે પવિત્ર કામગીરી સોપેલી છે તેની સામે જોતા એ કામો નાનાં છે એમ મને લાગે છે કારણકે એ કામો માટે જગતની બધી સ્ત્રીઓ લાયક નથી. બીજુ એ કે એવા કામો માટે બહારના ઘણાં સાધનોની જરૂર પડે છે અને એવાં સાધનો કાંઇ બધી સ્ત્રીઓને સ્હેલાઇથી મળી શકે નહિ. એવા કામોમા મુખ્ય પગાર સામે ને માન મર્તબા સામે જોવાનુ હોય છે એટલુંજ નહિ પણ એવાં કામો કરવાજ જોઇએ એવી કાંઇ સ્ત્રીઓ માથે કુદરતી ફરજ નથી, માટે જીંદગીની ફરજના કામો કરતાં એ કામોને અમે ઉતરતાં ગણીએ છીએ. કારણકે પ્રોફેસર સાહેબ, જરા વિચાર તો કરો કે, અમારી કામગીરી શું છે ? જગતમાં સૌન્દર્ય લાવવુ એ અમારૂ કામ છે. પુરૂષોમા અમૃત રેડવુ એ અમારૂં કામ છે બાળકોમાં મનુષ્યપણું મૂકવું એ અમારૂ કામ છે. જગતના દુઃખો ઓછાં કરવાં એ અમારૂ કામ છે. કામ ક્રોધ લોભ વિગેરે રાક્ષસોની સામે લડાઈ કરીને ફતેહ મેળવી શકો એવા તમોને બનાવવા એ અમારૂં કામ છે જગતમા પ્રભુનો પ્રેમ ફેલાવવો એ અમારૂં કામ છે. તમોને પરમાર્થ શીખવવો એ અમારૂં કામ છે તમારામાં પુરૂષાર્થ વધારવો એ મારૂં કામ છે. તમોને મર્યાદામાં રાખવા એ અમારૂ કામ છે. તમોને આનંદ આપવો એ અમારૂં કામ છે. અને અમારી ઉત્તમ ભાવનાઓથી પ્રેમના બળે કરીને સ્વર્ગને આ સસારમાં ખેંચી લાવવું તથા અમારા ખોળામાં તમોને સ્વર્ગનો અનુભવ કરાવવો એ અમારૂં કામ છે. એટલુંજ નહિ પણ ખુદ પ્રભુ પાસે તમોને તેડી જવા એ અમારૂં કામ છે. ભાઇ, એવા સ્વભાવિક મહાન કામો છોડીને અમે આગબોટનાં સુકાન પકડવા, ઘોડાઓની લગામ પકડવા, રાજ્યની તલવાર પકડવા કે ખાણુનાં ઓજારો પકડવા તે શામાટે જઇએ ? અરે જરા વિચાર તો કરો કે, આપણી બ્હેનો શીવાજીના સરદાર થવા જાય એ સારૂં કે શીવાજી જેવા પુત્રો ઉત્પન્ન કરનારી થાય એ સારૂં ? આપણી બ્હેનો પ્રતાપસિંહ તરફથી લડવા જાય તેથી આપણા દેશનું વધારે

કલ્યાણ થશે કે પોતાના દીકરાઓને પ્રતાપસિંહ જેવા શૂરવીર બનાવી દેશમા હજારો પ્રતાપસિંહ બનાવી દેય તેથી વધારે કલ્યાણ થશે ? આપણી બ્હેનો જેવી તેવી થેડી કવિતાઓ કરી શકે તેથી આપણે રાજી થઇ જવુ જોઇએ કે હજારો કાળિદાસ અને હજારો ભવભૂતિ થઇ શકે એવા પોતાની પ્રજામા બીજ વાવે તેથી આપણે રાજી થવુ જોઇએ ? અને ન્યુટન, લ્યુથર, સ્પેન્સર, તથા એડીસન જેવા દીકરાઓ જણનારી માતાઓ થાય એ સ્ત્રીઓનુ વધારે સૌભાગ્ય ગણાય કે રેલ્વે ખાતામા, દુકાનોમા વ્હાણોમા ને સરકારી ખાતાઓમા સ્ત્રીઓ કારકુનગીરી કરે એ તેઓનું વધારે સૌભાગ્ય ગણાય ? બોલો, તમોને શુ ગમે છે ? જરૂરને લીધે, ગુજરાનના સાધન સારૂ કાઇ નોકરી કે ધધો કરવો પડે તેમા કાઇ અડચણ નથી, પણ સ્ત્રીઓનુ સ્ત્રીપણુ તો પ્રેમમાજ છે અને સ્ત્રીઓની મુખ્ય ફરજ તો સેવા *ધર્મ એજ છે

જોવાનું છે. એ જોઇએ તો એમ સમજાઇ જાય કે, કઢી વધારવામાંથી, હાલરડાં ગાવામાંથી, સણગાર-સજવામાંથી, ઝાડુ કાઢવામાથી, અને બાલકો સાથે કાલું કાલું બોલવામાંથી પણ સ્ત્રીઓ સ્વર્ગ મેળવી જાય એમાં કાંઇ નવાઇ નથી. કારણકે ગીતાજીમાં પ્રભુજીએ કહેલું છે કે, જે પોતાની ફરજો બરાબર રીતે બજાવે તે મોક્ષ પામે છે. આમ હોવાથી અમારે કાંઇ યોગ સાધીને મોક્ષ મેળવવો નથી. અમારે કાંઇ સન્યાસ લઇને મોક્ષ મેળવવો નથી. અમારે કાંઇ હજારો મણ ઘી હોમાય તેવા યજ્ઞો કરીને મોક્ષ મેળવવો નથી અને અમારે કાંઇ માથે રાફડાઓ બંધાઇ જાય એવાં તપો કરીને મોક્ષ મેળવવો નથી. પણ અમારે તો અમારાં ઘર સંસારી કામકાજોમાંથી ને કુટુંબ સ્નેહમાથીજ મોક્ષ મેળવવો છે, માટે અમારી બ્હેનોમાં એ જાતનું જ્ઞાન ફેલાવવા ઇચ્છીએ છીએ અને સ્ત્રીઓ પોતાના ઘરમાં રહી ભલાં કામો શી રીતે કરી શકે, એ શીખવવા માગીએ છીએ.

વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર.

---

# *મલબારની વનસ્પતી

મલબારમાં એક જાતનું ગોળ કાંડીનુ ઘાસ થાય છે જેનો ઉપયોગ ઘાસની ચટાઇ સાદડી બનાવવાના કામમાં આવે છે; કેટલીક ચટાઇઓ ઘાસની કાંડીઓ સાથે સુતરનો દોરો વણી બનાવવામાં આવે છે તથા તે ચટાઇઓમાં ઘાસને રંગીન કરી તેમાં જુદા જુદા આકારો ગુથે છે. બીજી જાતની ચટાઇઓ દોરા વગર સાદડીની માફક ગુંથવામાં આવે છે, આ ઘણીજ બારીક હોય છે. આ ગુંથણી તો એટલી બારીક હોય છે કે જાણે સુતરના દોરાથી કાપડજ ગુથેલું હોય તેમ દેખાય છે. વળી એક ત્રીજી જાતનું એ કામમાં આવે તેવું ઘાસ થાય છે તેના ગુંથણ કામની તો કપડાની માફક ઘડી પણ વળે છે; અને ઘડી ઉકેલી કે પાછું સપાટ કાપડ જેવો દેખાવ આપેછે અને સળ પડતો નથી આ છેલી જાતની એક ગુંથેલી ચટાઇ કોચીથી વાલકર્ટ બધર્સ કુંપનીના એજંટે પારીસના પ્રદર્શનમાં મોકલી હતી જેની જોડીની કીંમત પાંચસો રૂપીઆ રાખી હતી અને એ કારીગરીને માટે પ્રદર્શનમાંથી સોનાનો ચાંદ મળ્યો હતો, આ પ્રમાણે ગોળ કાંડીના ઘાસનો ઉપયોગ વાચકવર્ગે લક્ષમાં લેવા જોગ છે.

એક અતિશય ઉપયોગી ઘાસ (લીલી ચાહે) જેનાં પાતરાં પહોળાં લાંબાં તથા લીંબુ જેવી સુગંધીવાળા હોય છે તેનાં માઇલોના વિસ્તારવાળા જંગલો મલબારમાં છે; એ આપો આપ ઉગી નીકળે છે, આ મુલકમાં કોઇને શરદી જેવું શરીરમાં જણાયું તો આદુ ફુદીના સાથે મળી ચાહેનો ઉકાળો પીએ છે એ શીવાય એનો બીજો કશો ઉપયોગ જણાતો નથી. પણ જેનાં અંતરચક્ષુ ઉઘાડાં છે તે તો એ જથાબંધ મળતા ઘાસમાંથી સેકડો રૂપીઆ કમાય છે. સંધીવાના ઉપર જે ઘાસનું તેલ ઉત્તમ ગુણ કરે છે; અંગ્રેજીમાં એ લીલી ચાહેના તેલને "લેમન ગ્રાસ ઓઇલ" એ નામ મળેલુ છે; મલબાર તથા સીલોનમાં એ ઘાસના જંગલો ઘણા હોવાથી તેમાંથી તેલ કાઢવાના કારખાના સાહસિક નરોએ કાઢેલાં છે. જે તેલ

* પંઢરપુરમાં ભરાયલા પ્રદર્શન વખતે રા. રા. આઠલ્યેનું સ્વદેશી ઔષધી ઉપર અપાયલા

લાખો રૂપીઆનું પરદેશ જાય છે, નિલગીરી ઉપર સિંકોના નામની વનસ્પતી પુષ્કળ ઉગે છે-તેમાંથી ક્વીનાઇન કાઢવાનું કારખાનું કેમ્પ કંપનીવાળાએ સરકારની સુચનાથી કાઢયું છે.

... એ નર્મડી નામની એક દીવ્ય આષધી મલબારમાં ઉગે છે તેનું વૈદ્ય લોકો એક જાતનું ઘી બનાવે છે એ ઘીના બે ટીપાં ઉનાં પાણીમાં લીધાં કે ગમે તેવી પેટની શૂળ હોય તે નરમ પડે છે; તથા એક આમલીના કચુકા બરાબર ગર્ભીણી સ્ત્રીને આપતાં કષ્ટ પામતી સ્ત્રીનો જલદી છુટકારો થાય છે અને પ્રસવ વેદનામાંથી મુક્ત થાય છે એમ એ વનસ્પતીની પ્રસીદ્ધિ છે.

આદુ-મલબારમાં આદાંનો પાક ઘણો સારો થાય છે અને તેની સુંઠ વિલાયતના બજારમાં વખણાય છે. કોચીમાં શેઠ મુલજી જેઠાનું સુંઠ તૈયાર કરવાનું કારખાનું છે. આદાંને છોલી સલફ્યુરીયુએસીડ તથા ચુનાના પાણીમાં તેને બોળી કાઢે છે પછી ગંધકનો ધુંવો આપે છે જેથી સુંઠની જાત ઉત્તમ રહે છે. આનું કારખાનું કાઢનાર સારી કમાઈ કરી શકે તેમ છે.

કંદની તપખીર અથવા આરારોટ—જે વનસ્પતીમાંથી આ ચીજ નીકળે છે તેનું તો મલબાર ખાસ ઘર છે. જેમ આપણી તરફ ઢિવકુંગ વગેરે એમની એમ રાનોમાં ઉગે છે તેમ તપખીરના છોડવા પણ રાનોમાં ઉગ્યા હોય છે. એ ઝાડના પાંદડાં હલધના ઝાડનાં પાંદડાં જેવાં હોય છે અને તેની નીચે હળધના ગાંઠા પ્રમાણે જમીનમાંથી ગાંઠો નીકળે છે તેને કાઢી ધોઇ-પાણીમાં નાંખી છુંદવાથી નીચે લોટ જેવી ચીજ બેસે છે તે તપખીર છે. આ તપખીરમાં પ્રથમ જરા કડવાટ હોય છે પણ બે ત્રણ વખત ઉપરનું પાણી બદલ્યાથી તે કડવાટ દૂર થાય છે. ઉંચી સ્વચ્છ કાઢેલી તપખીર તેજ આરારોટ છે. બચ્ચાંને તથા અશક્ત મનુષ્યને તે પૌષ્ટીક ખોરાક છે. "હસ્તસ્પર્શ" ના દોષથી મુક્ત એવી પ્રતીજ્ઞા દર્શાવનારા મેલીન્સફુડના હેન્ડબીલો ઉપરથી લલચાઇ તે લેવા જતાં પહેલાં તમારા આ દેશી પૌષ્ટીક અને ધર્મ સાચવે તેવા ખોરાકનો ઉપયોગ કરશો તો આ દેશનુ શ્રેય થશે.

સાર્સાપરીલા નામની દવા જે મૂળીયામાંથી થાય છે તે મૂળીયાં મલબારમાં થાય છે અને યુરોપીઅન કંપનીઓએ તે મૂળીયાંમાંથી સારસાપરીલા કાઢવાનાં કારખાના સ્થાપ્યાં છે. એવાં કારખાના કાઢવાનું હિંદુસ્તાના વતનીઓને કેમ સુજતું નથી?

મલબારના જંગલમાં મધ પુષ્કળ મળે છે; મધ એકઠું કરવાનું કામ યોગ્ય યુક્તિથી આરંભ્યું હોય તો લોકોને ચોખ્ખુ મધ મલવા ઉપરાંત મોટા નફાનો એક ધંધો ઉભો થશે, યુરોપમાં તો મધમાખોની રીતભાતોનો ખાસ અભ્યાસ કરી તેમની પાસેથી મધ મેળવવાને માણસે પોતાની અક્કલથી કંઇ કઇ યુક્તિઓ ઉભી કરી છે અને તેમાથી મધનો મોટો વેપાર ચાલે છે.

મલબારમાં જેમ આદુ પુષ્કળ ઉગે છે તેમ આંબાહલધ પણ પુષ્કળ થાય છે. સફરજનના જેવા આકારના પણ લીલા રંગનાં એક જાતના ફળો ઘણાં થાય છે જે ખાધાથી ઉત્તમ સ્વાદ આપે છે. મલબારમાં કલીંગડ (તડબુચ) પણ ઘણાં મોટાં અને મીઠાસવાળાં થાય છે કેળાના ઝાડોનું મલબારમાં પુછવુંજ શું? અસંખ્ય ઝાડો થાય છે. કેળાંમાંથી કાચા કેળાનો લોટ એક

પૌષ્ટીક ખોરાક પુરવાર થયો છે, ફરાળમાં એનો ઉપયોગ સારો થાય તેમ છે. તથા એ ફુળના દાણાંના તંતુમાંથી રેશા કાઢી તેનાં કપડાં વણવાનો ઉદ્યોગ પણ શરૂ થયલો સંભળાય છે.

મલબાર કીનારાપર માછલાં ઘણાં મળે છે તેમાં કેટલીક જાતના માંછલાંનું તેલ તો કોડલીવર ઓઇલની બરાબરી કરી શકે તેમ છે, મલબારમાં ઘીચ જંગલો હોવાથી નીલગાય, સાબર, હાથી, વાઘ વગેરે જાનવરો પુષ્કળ છે, નીલ ગાય તથા સાબરના સીંગડા, વ્યાઘ્રાંબર, વાઘનું સુકવેલું માસ એ સઘળું કામમાં આવે તેમ છે.

મલબાર–લવંગ, એલચી, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી અને મરીઇત્યાદી તેજાનાની પેદાશ ને માટે જુના જમાનાથી પ્રસિદ્ધજ છે યુરોપીઅન પ્રજાને પ્રથમ હિંદુસ્તાનમાં ખેંચી લાવનાર તેજાનાજ છે. કાળા મરી તથા સુફેદ મરી બને પુષ્કળ થાય છે, ચાહે તથા કાફી પણ મલબારમાં ઉગે છે.

ઇટા નામનુ વચમાંથી પોલુ એક જાતનું ઘાસ મલબારમાં થાય છે જે કાગળ બનાવવાને ઘણું કામમાં આવે તેવું છે. એ ઘાસ કોચીથી લાવી પુણા જારેપેપર મીલમાં નમુના સારૂ આપવામાં આવતા તેમાંથી ઉત્તમ કાગળ બન્યા હતા એમ સાભળ્યું છે. એટલે એટલે દૂરથી લાવવાનો ખર્ચ ઘણો તેથી તેનો વધુ ઉપયોગ થયો નહીં. પણ એજ જીલ્લામાંતો એક કાગળનું કારખાનુ કાઢયું હોય તો તેને જરૂર ફાયદો થાય.

બજરબટુ નામનાં એક જાતના મલબારના જંગલોમાં ફ્રુસો થાય છે તેની અંદર બીજ કશ્યીઓ હોતો નથી તેને ઉપરથી સરાણે ચઢાવી સાફ કીધો કેરફાટીકના પથર જેવી ચલક આપે છે. આ ફળો નકર હોવાથી એમાં બટનો બનાવવા ફાયદાકારક થશે.

ઘાયલ—કેતકી અનનાસ એ ઝાડો તો મલબારમાં એટલા છે કે તે તેનો વિસ્તાર વર્ણવવો અશકય છે, એ ત્રણે ઝાડોમાથી રેશાઓ નીકળે છે અને તેના રેશમ જેવાં ચલકતાં ટકાઉ કેપડા વણાય છે ઉધ્યોગ વોલ્કર્ટબ્રધર્સ વગેરે યુરોપીયન કરવા લાગ્યા છે પણ હિંદુસ્તાનના દેશીઓની કઇ આખ ઉઘડતી નથી નાળીયેરી તો મલબાર કીનારા પરનું મુખ્ય ઝાડ છે અને તેના કેટલા ઉપયોગો છે તેનું વર્ણન અત્રે થઇ શકે તેમ નથી.

હિંદુસ્તાનના વતનીઓ ઉપર પરમેશ્વરનો કેવો મોટો પાડ છે ? ઉપરની દરેક વનસ્પતાઓ જંગલમાં પોતાની મેળે ઉગે છે, કુદરત આટલી મેહેરબાન છતાં તાબેદારી ભોગવે તેમાં કંઇ નવાઇ નથી.

D. M. P.

---

# સ્વદેશ પ્રેમી-લિઓનિડાસ.

૩

કેટલાક લોકો પોતાના વાળ ઓળેછે. તેટલુંજ ઇરાની સ્વારને જણાયું. ઘોડેશ્વારે તરતજ પોતાના બાદશાહ પાસે જઇ એ હકીકત બરોબર કહી સંભળાવી. બાદશાહ પાસે એક ગ્રીસ દેશમાંથી ન્હાસી આવેલો રાજ ફ્લેત્પન્ન પુરૂષ હતો તેને બોલાવી બાદશાહે કહ્યું: શું તમારા સ્પાર્ટન લોકોને ઘેલછા લાગી છે? મુર્ખ લોકો ન્હાસશે તો જીવ બચશે અને આમ વાળ ઠીક ઠાક કરતા બેસી રહેશે તો ચટણી વટાઇ જશે! ગ્રીક ડિમેસ્ટસે ઉત્તર આપ્યો. મહારાજ! એ ખીંડની પેલી બાજુએ જવા માટે તમારે ઘનઘોર યુદ્ધ કરવું પડશે. હજારો સિપાઇઓનું બળી દાન આપવું પડશે. અમારા સ્પાર્ટન લડવૈયાઓ લડતી વખતે હમેશા વાળ સાફસુફ કરે છે. બાદશાહને તેનું કહેવું ખરૂં લાગ્યું નહિં. પરંતુ તેનું લશ્કરી વહાણ આવવાનું હતું. તેની વાટ જોઇ ચાર દિવસ વિતાડયાં. તેમ છતા વહાણની ખબર મળી નહિ. તરતજ તેણે ૨૦ લાખ લશ્કરને હલ્લો કરવા ઉપાડયુ. પ્રથમ એક ટુકડી લિયાનિડાસ ઉપર મોકલી સ્પાર્ટન લોકોને જીવતા બાંધી મ્હારા સન્મુખ હાજર કરો એવો હુકમ હતો. પરંતુ તે ટુકડી જીવતી આવે ત્યાર પછી સ્પાર્ટનોના જીવતાં બાંધી લાવવાની વાત! ઇરાની સેનાએ મ્હોટા શૂરપણે સ્પાર્ટનો ઉપર હલ્લો કર્યો. પણ લિઓનિડાસ અને તેના મહાન શૂરવીર સ્પાર્ટનો આગળ ઇરાનીઓનુ કંઇ ચાલ્યું નહિ! ઇરાની સિપાઇઓ એક પછી એક કપાઇ રણભૂમિનું બલિદાન થવા લાગ્યા. ફક્ત થોડા ઇરાની સિપાઇઓ ન્હાસી બાદશાહ પાસે ગયા સ્પાર્ટનોનું વીરત્વ જાણી બાદશાહને પગથી માથા સુધી અગ્નિ લાગી. તેણે બીજી એક મ્હોટી ટુકડી મોકલી પણ શૂરવીર સ્પાર્ટનોએ તેમની સારી પેઠે ખબર લીધી! જેમ વાઘ બકરાના ટોળાંને ફાડી ખાય છે તેમજ સ્પાર્ટનોએ ઇરાની સિપાઇઓના માથા ધડથી વેગળાં કર્યાં આ ખબર સાંભળતાં બાદશાહના ગુસ્સાનો પાર રહ્યો નહિ ગુસ્સો અને નિરાશાથી ત્રણ વખત સિંહાસન ઉપરથી ઉછળી સિપાઇઓને ઉત્તેજક શબ્દો કહ્યા. તેની ખાતરી થઇ કે સ્પાર્ટન લોકોનાં માથા ફોડી પેલી તરફ જવું અને મજબુત લોખંડની સડક તોડી પેલી બાજુ જવું એ બે બરાબર છે. વળી ઝર્સિસના સિપાઇઓ ભાડુતી લડવૈયા હતા. માત્ર પગાર મેળવવાને ખાતરજ લડાઇમાં પ્રાણ અર્પણ કરવા તેઓ આવ્યા હતા તેથી તેમના શરિરમાં ખરૂં લોહી ઉછળતું નહોતું. તેમ ખરૂં વીરપણું પણ નહોતું. પેટનો પાપી ખાડો પુરવાને માટેજ તેઓ આવ્યા હતા. રાજ્ય લોભી બાદશાહની સત્તા વધારવા અને પારકા રાજ્યની પ્રજા ઉપર જુલમ ચલાવવાના પાપકર્મમાં તેઓ મદદ કરવા આવ્યા હતા, તે તેઓ સારી પેઠે સમજતા નહોતા માત્ર લઢવું એટલુંજ જાણતા હતા. પોતાની સ્ત્રીઓના પતિવ્રતપણા માટે, પોતાનાં બાળકોનાં સુરક્ષિતપણા માટે અને વિશેષતા: પોતાના દેશની સ્વતંત્રતા માટે લઢનાર, સ્વદેશ પ્રેમી સ્પાર્ટન લોકોની બરોબરી કયાંથી થઇ શકે? ઝર્સિસ બાદશાહનો અહંકાર ઉતર્યો, તેના મ્હોંનું પાણી ઉતરી ગયું, લશ્કરની ધીરતા, વીરતા ઓછી થઇ ગઇ અને હવે શું કરવું તેના વિચારમાં પડયો.

પરંતુ દરેક દેશમાં દેશદ્રોહી, નીચ, અને જાતીય વિઘાતક મનુષ્યોની કયારે ખોટી પડી છે? પોતાના થોડા સ્વાર્થને ખાતર પોતાના દેશીઓના ગળા ઉપર છરી ફેરવનાર, પરતંત્રતાની

બેડી પહેરાવનાર, કુળ કંટક, સ્વાર્થાંધ મનુષ્યો હોય છેજ. પ્રત્યેક દેશના ઇતિહાસો જોતાં જણાયું છે કે- સ્વતંત્ર દેશમાં જ્યારે વીર પુરૂષો, સ્વદેશ રક્ષા માટે, સ્વતંત્રતા માટે પ્રાણની દરકાર નહિં કરતાં રણભૂમિ ઉપર મારવું, મરવું કરી ઝંપલાવે છે ત્યારે કાઇક દુષ્ટ,-દેશદ્રોહી મનુષ્ય હમેશાને માટે નર્ક યાતના કરતાજ હોય છે! હમેશને માટે પોતાના દેશના ઇતિહાસમાં પોતાનું કૃષ્ણ-કાળું -ચરિત્ર લખાવવાને તયાર હોય છેજ! આ સમયે પણ ગ્રીસ દેશના દુર્ભાગ્યે એક કુલાંગાર, નીચ, દેશદ્રોહી નીકળી આવ્યો. એફિએલ્ટસ્ નામનો એક ગ્રીક, જાતિદ્રોહી, ગુપ્તપણે ઝર્સિસની છાવણીમાં આવી પહોંચ્યો. તેણે ખુદ બાદશાહનીજ મુલાકાત લીધી. તેણે બાદશાહને કહ્યું: જો તમે મ્હને અમુક રકમ રોકડી આપો તો હું આજે રાતે ને રાતે, તમારૂં લશ્કર ખીંડની પેલી બાજુએ, ચોર માર્ગે લઇ જઇશ" નિર્દોશ જાતિને પરતંત્ર-ગુલામ-બનાવવાની ઇચ્છાવાળા, -લોભી રાજાએ તરતજ એક મ્હોટી રકમ તે દેશદ્રોહી, નીચ માણસને આપી. અને થોડાક ચુંટી કહાડેલા સિપાઇઓ તથા એક શૂરવીર સરદાર તયાર કરી સૂર્યોદય થતાં પહેલાં ખીંડની પેલી બાજુ પહોંચી, શત્રુની પીઠ પાછળથી હુમલો કરવાની આજ્ઞા કરી. કાળની ભીષણ મૂર્તિ, એ ફિએલ્ટસ્ જબરી ટોળી લઈ ગયો બસ! હવે શું જોઈતું હતું? જ્યાં નિમકહરામ મનુષ્ય હાથમ આવ્યો અને જ્યાં પોતાનેજ હાથે, પોતાના દેશીઓનાં રક્તમાંસ ચુસાવવાને-તેમને પરતંત્ર બનાવવા યત્ન કરવા લાગ્યો ત્યાં પછી બાકી શું? અરે! નીચ એફિએલ્ટસ્! ત્હારૂં પાપીપેટ ભરવાને માટે, પોતાની સ્ત્રીને સોનાના અલંકારોથી શોભાવવા માટે ત્હેં આ શુ કર્યું? અરે પાપી! તું ત્હારી માતૃભૂમિના ગળા ઉપર તિક્ષ્ણ છરી ફેરવવાને શા માટે તયાર થયો? અરે નર્કના જીવડા! ત્હારો દેશ પરતંત્ર કરવા શા માટે તેં હિમ્મત કરી? દુષ્ટ! ત્હારા દેશબંધુઓ સુખે રહેતા હતા તે શું ત્હને ગમ્યું નહિં! પાપના પૂતળા! શું ત્હને ખબર નથી કે દેશદ્રોહી મનુષ્યો જગતના ઇતિહાસમાં કાળું કર્મ કરનાર કહેવાય છે? શું ત્હને ખબર નથી કે પોતાના દેશનો પક્ષ છોડી બીજાના પક્ષમાં જનાર મનુષ્યો નર્કના કીડા ઉત્પન્ન થાય છે? અરે કુળાંગાર! શું ખરેખર ગ્રીસદેશમાં કુલાંગારજ પેદા થયો! ત્હેં જાણી જોઇને ત્હારા દેશને પરતંત્ર બનાવ્યો! અને ત્હેં ત્હારા સ્વાર્થ માટે બીચારા, નિરપરાધી, સુખી દેશીઓને હમેશને માટે દુઃખી દુઃખી બનાવ્યા! હજારો ધિક્કાર હજો ત્હારી જીંદગીને! હજારો તિરસ્કાર હજો ત્હારા કર્મને! અને હજારો ફિટકાર હજો ત્હારાં માતા પિતાને! આજે ત્હેં ત્હારાં માતા પિતાના નામને, ત્હારા કુળને અને ત્હારાં જીવનને કાળું કલંક લગાડયું! જા! પાપી દુષ્ટ! અમે ત્હારૂં નામ દેવાથી પણ અપવિત્ર થઇએ છીએ! આ દેશમાં પહેલાં એવા દેશદ્રોહી, કુલાંગાર, પાપીઓ થઇ ગયા છે. અને તેમનાં નામ હમેશને માટે કાળાં કૃત્ય કરનાર તરીકે લખાયાં છે! અને તેથીજ હિંદુસ્તાન જેવો નિર્દોશ, નિરપરાધી, સાત્વિક પ્રકૃતિનો શાંતદેશ અશાંત થયો છે! ભુખમરો વેઠે છે! કંગાળ, બળહિણ થયો છે! જે માતાના દિવ્ય દુધનું પાન કરીને, જે માતાના આશ્વાસન અને સદુપચાર મેળવીને અને જે માતાના લાલન પાલન વડે રૂષ્ટ પુષ્ટ થઇને અંતે માતાના ગળા ઉપર છરી ફેરવે છે તે દુષ્ટો ચીરકાળને માટે નર્ક વાસી થાય છે! એમાં કંઇ પણ શક નથી.

પ્રાતઃકાળ થતાં પહેલાં ઇરાની સેના ખીંડ પસાર કરી સ્પાર્ટન વીર સેનાની પાછળ જઇ પહોંચી. તેમને જોતાંજ સ્પાર્ટન સેનામાં હાહાકાર થઇ ગયો. સ્વદેશ રક્ષણની આશા નિર્મૂળ થઇ! તેમણે જાણી લીધું કે કોઇ પાપી, દેશદ્રોહીનુંજ આ કર્તવ્ય છે. છતાં પણ લિઓનિડાસ તલ માત્ર ડગ્યો નહિં. તેણે વીરમંડળ એકઠું કર્યું. તેમજ બીજા સંસ્થાનના જે સિપાઇઓ મદદે આવ્યા હતા તેમને પાછાં જવા વિનંતી કરી. ખીંડનો અને દેશનો બચાવ

થવો અશકય છે એમ જાણી અહીંથી પાછા જવું એ એક નામર્દપણાનું લક્ષણ છે, એમ નહોતું. કેટલાક સિપાઇઓ પાછા ચાલ્યા ગયા અને કેટલાક દેશાભિમાની વીર નરો હતા તેમણે સ્પષ્ટ કહ્યું કે: અમે તમારી વાત સાંભળવા આવ્યા નથી. અમે તો અમારા દેશની રક્ષા કરવા આવ્યા છીએ. તમને છોડી કદી પણ જનાર નથી. જીવતાં સુધી લડીશું અને દેશને માટે મરણ પામીશું' ૩૦૦ સ્પાર્ટન સિપાઇઓમાંથી ફક્ત એકજ સિપાઇ–જેને ઘણો તાવ આવ્યો હતો તેજ બાજુપર જઇ પડયો. લિઓનિડાસ હરક્યુલીસ વંશમાં જન્મ પામ્યો હતો. તેમજ એ ઉચ્ચ કુળમાંના બીજા બે વીરો પણ તેમાં હતા. લિઓનિડાસે પોતાના વંશના એક પણ માણસને બચાવવાની યુક્તિ કરી. અને તેમાંના એકને, પોતાના બધુને એક પત્ર પહોંચાડવા દેશમાં જવા વિનતિ કરી. પણ તે બહાદુર વીર પુરૂષે ઉત્તર આપ્યોઃ હું કાંઇ તમારા પત્ર પહોંચાડવા અને ટપાલવાળાનું કામ કરવા આવ્યો નથી. હું તો લડવા આવ્યો છું. દેશની રક્ષા કરવા આવ્યો છું," બીજાએ ઉત્તર આપ્યોઃ આજના યુધ્ધમાં જે પરાક્રમ બતાવશે તેજ સ્પાર્ટામાં ખબર લઇ જશે. રણભુમિમાં લડવા આવ્યા પછી બાયલા-નામર્દ-પેઠે પાછા જનાર હતા તેતો તેમનું કાળું મ્હોડું લઇ ચાલ્યા ગયા છે. અમે શત્રુના ગળાં કાપી દેશને નિર્ભય, સ્વતંત્ર અને સુખી કરવા આવ્યા છીએ." આ ઉત્તર સાંભળી લિઓનિડાસ પ્રસન્ન થયો. પ્રસન્ન મુખ મુદ્રાવડે સિપાઇઓને કહેવા લાગ્યોઃ બધુઓ! આજે છેવટનું ભોજન કરી લ્યો! રાત્રે તો આપણે સ્વર્ગના દેવોની સાથે બેસી જમવાનું છે આપણે પવિત્ર કામ માટે અહિં આવ્યા છીએ. આપણો વિચાર દુઃખીનાં દુઃખ વિમોચન કરવાનો છે. આપણે સુખી દેશને સુખી કરવા આવ્યા છીએ. આપણો વિચાર નીચ, હલકો કે અપવિત્ર નથી આપણે માટે સ્વર્ગના દેવો ફૂલની માળાઓ લઈ ઉભા છે. જુઓ! જુઓ! આકાશ તરફ જુઓ! હું તે દેવતાઓનાં હસતાં મુખકમળ જોઇ શકું છું. હું તેમના હાથમાંની મનોહર પુષ્પ માળાએ જોઇ શકું છું! હસતે મુખે આજ્ઞા કરે છે કે દેશને માટે લડો! દેશને સ્વતંત્રતા અર્પવો! તમારા દેશને પરતંત્ર થતાં બચાવો! અમે તમને સ્વર્ગનું અક્ષય સુખ આપવા તૈયાર છીએ.' બધા સિપાઇઓએ આકાશ તરફ જોયું. આકાશ નિર્મળ સ્વચ્છ હતું. સઘળાને તે દેખાયું નહિં. પણ જાણે સ્વર્ગના દેવો આનંદ પામતા હોય અને માંહોમાંહે હસતા હોય એવું જણાયું. તેમના હસવાનો તુમુલ ધ્વનિ સંભળાયો. અને સ્વતંત્રતા દેવિ જાણે તેમની પીઠ થાબડતી હોય તેવું અનુભવ્યું. સઘળાના શરિર કમ્પાયમાન થયાં. હાથમાંની તલવારો અને બંદુકો ફરકવા લાગી સઘળા એક નિશ્ચય કરી લડવા તૈયાર થઇ રહ્યા. લિઓનિડાસે સઘળાને સાબાશી આપી.

ખીંડની પેલી બાજુએ આવી પહોંચેલા દુશ્મનોએ તે દિવસે વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો હતો. તેમના મનમાં બીજે દિવસે હુમલો કરવાનું હતું પણ લિઓનિડાસે તેમ કરવાનો સમય જ આપ્યો નહિ! રાત પડતાં સુધી તેણે કાંઇ ગરબડ કરી નહિ! રાતે કાંઇ ગરબડ કરશે એમ પણ કોઇના ધ્યાનમાં નહોતું. આજ સુધી તે વિચાર કરી કરીને લડતો હતો કારણ કે તેને પોતાના સ્પાર્ટન સિપાઇઓ પ્રાણથી અધિક વ્હાલા હતા. પણ આજે સ્વદેશ પ્રીતિના હોમકુંડમાં પોતાની સાથેજ સઘળાંની આહુતિ આપવાનો નિશ્ચય હતો. રાતના શાંત વખતે શત્રુઓ ઉપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો. દિવા ઉપર જેમ પતંગ કુદી પડે છે તેમ આપણે શત્રુ ઉપર તૂટી પડવાથી તેઓને વધારે નુકશાન નથી પણ આપણેજ મરણ શરણ થવાના છીએ તે તે સારી પેઠે જાણતો હતો. પરંતુ પોતાના પ્રાણ અર્પણ કરી સમસ્ત ગ્રીસ દેશના

ઉપકાર બાબતની કાંઈપણ ખબર થઈ નહીં. મહારાણીની સહાયતા મળવાથી જંગલમાં પડેલા અંગ્રેજો, અને સ્ત્રી તથા બાળકો વગર હરકતે દિલ્લીમાં પડેલા અંગ્રેજી લશ્કરમાં પહોંચી ગયાં. અગર જો આ સમયે રાણીએ સહાયતા ન આપી હોતતો સેંકડો અંગ્રેજો બુંદી મહારાજના હાથે તથા તેમના લશ્કરને હાથે પરલોકમાં પહોંચી જાત. અંગ્રેજોને સહાયતા કરવાથી પોતાના પ્રાણ જશે એ બાબત રાણીને ખબર હતી પરંતુ એવું જાણવા છતાં પણ પોતાના પરોપકાર કરવાના ધર્મનો તેણે ત્યાગ કર્યો નહીં. હિતૈષીણી નારીએ વિપત્તિમાં પડેલાઓને સહાયતા કરી હિતૈષિતા અને ગૌરવને જાળવી રાખ્યું. વિપદ્દમાં પડેલાને આશ્રય આપી પરોપકાર કરવો એ હિંદુ ધર્મનું મૂળ રહસ્ય છે. એ રહસ્ય જાણી તેણે પરોપકાર કરવામાં પાછું જોયું નહી. પરંતુ હાય! તે હિતૈષિતા અને ઉદારતા, તે દયાળુતા અને તે પરોપકારજ રાણીના પ્રાણાન્તનું કારણ થઈ પડયું. બુંદીના મહારાજા યુદ્ધમાંથી જ્યારે પાછા ફર્યા ત્યારે તેમને કાને આ વાત પહોચતાંજ ગુસ્સો ઉત્પન્ન થયો. તેમણે રાણીને કહ્યું: જે અંગ્રેજો હિંદુસ્તાનમાં આવીને આપણું સઘળું લુટી રહ્યા છે. જે અંગ્રેજો આ દેશની ગરિબ પ્રજા ઉપર જુલમ ગુજારી રહ્યા છે, જે અંગ્રેજો બધાને વટાળી ખ્રીસ્તિ બનાવવા માંગે છે,. અને જે અંગ્રેજો આ દેશની પ્રજાનુ સત્યાનાશ વાળવા બેઠા છે તેને સહાયતા કરવી એ શું સાપને દુધ પાઈ ઉછેરવા જેવું નહોતું. રાણી! સ્ત્રીઓનાં હૃદય દયાળુ હોય છે તે હું સારીપેઠે જાણું છું પણ દયા કોના ઉપર? પરોપકાર કોના ઉપર? સહાયતા અને આશ્રય કોને? જે દેશનું અન્ન જળ લઈ તાજા થાય તેજ દેશનું સર્વ નાશ કરનાર ઉપર દયા? રાણી! તમે કંઈપણ વિચાર કર્યો નથી! તમે મ્હારા અને આખા હિંદુસ્તાન દેશના લોકોનો અપરાધ કર્યો છે.

એટલું કહી રાવ રાજા રામસિંહ તરતજ ત્યાંથી નિકળી ચાલ્યા. રાણીએ ઘણા કાલાવાલા કર્યા. ઘણું સમજાવ્યા. પરંતુ તેમણે માન્યું નહી. રાણીનાં નેત્રમાંથી અખંડ અશ્રુની ધારાઓ વેહેવા લાગી. રાજાનો તિરસ્કાર પામ્યા પછીથી રાણીએ સુખ વિભવને તિલાંજલી આપી. રાજાએ એવી યુક્તિ કરી કે જેથી થોડા દિવસમાં એક દિવસ સવારે રાણીનું મૃતક શરિર તેના સુવાના ઓરડામાંથી મળ્યું. આ વાત બહાર પડતાંજ સઘળે હાહાકાર થઇ ગયો. અગ્રેજોની સહાયતા કરતાં રાણીએ પ્રાણ ખોયા એમ સઘળે બોલાવા લાગ્યુ. દયાવતી અબળાએ ભૂમંડળમા પરમ દયાનું અપૂર્વ ઉદાહરણ બતાવ્યું. અને તેમ કરતાંજ કાળના હાથમાં પોતાના પ્રાણ સોંપી દીધા. આ જગત્માં તેણે પોતાનુ નામ અને કીર્તિ, દયા અને પરોપકાર અમર અચળ કર્યા. પૃથ્વિના ઇતિહાસ તરફ નજર ફેંકતાં આવું એક પણ દૃષ્ટાંત-હિંદુ કોમળ, સરલ હૃદયા સ્ત્રીઓ સિવાય મળવું મુશ્કેલ છે. ધન્ય છે! બુંદી રાજ મહીષી! અમે તમને તમારી દયાળુ વૃત્તિ માટે ધન્યવાદ આપ્યા વિના રહીશું નહીં.

## પુસ્તક પહોંચ.

૧ સંસારમાં સ્વર્ગ-લખનાર રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર મુલ્ય રા. ૧॥

૨ મેહેરૂન્નિસા-અથવા શેહેનશાહ જહાંગીર અને નુરજહાંનનો પ્રેમ-લખનાર રા. રા. હાજીમહમદ અલારખીઆ શીવજીકીમ્મત રૂ. ૨-૦-૦

૩ રસિક ચંદ્ર-લખનાર રા. રા. અમૃતલાલ ખુસાલદાસ મ્હેતા. મુલ્ય રૂ. ૧

ઉપલાં પુસ્તકોની પહોંચ ઉપકાર સહિત સ્વિકારવામાં આવે છે.

# મીઠડી કોયલ*

ગઝલ

જુવે શું મીઠડી કોયલ, નજર બાગ ઉપર નાંખે,
ચઢું હું પાકપર જ્યારે, નહી કાંઇ સ્વાદ તું ચાખે,
ખીલે જોબન રસે ભરપુર, થતું મ્હારૂં બદન જ્યારે,
થતી મોંઘી અરે દિલજાન, હસે નહીં લેશ પણ ત્યારે-૧

રહી નીચે ઉપર હું રહુ, મલય ખૂબ હીચકા નાંખે,
પડું ત્હારા શરિર ઉપર, તદપિ મદમાં ન તું ઝાંખે,
લગાવું ધોલ થાપડને, ફગાવું ભાન હું મ્હારૂં,
તથાપિ જ્ઞાન નહીં થાતું, હવે શું જોઉં સુખ ત્હારૂં-૨

ટપકતો રસ મીઠો મધુર, મદનના બહારમાં રહેતો,
નજર ત્હારી નહીં રહેતી, હજારો વાર હું કહેતો,
મઝાને ચાખવા કહેતો, સનમનાં ગાન ગાઇને,
ન એની એક થાતી તુ, હવે રહે દિલ સુમાઇને-૩

મદોન્મત્ત હું થતો જ્યારે, દિવાનો પ્રેમમાં થાતો,
થતી શાણી તુ કોયલડી, નહિં વા વિરહનો વાતો,
બહુ ડાહી, બહુ ચંચળ થતી તે વાર અજ્ઞાની,
હવે આશા કરે શા માટ, ગઈ તે રત, ગયુ પાણી-૪

ચઢે ચકડોળ ત્હારૂં મન, નિહાળી ખુબ આશકને,
કયહાં જઇ કોહને ચાખું મળે કયા સ્વાદ મુજ મનને,
ગયાં ડાચા હવે બેશી, નિકળતું આંખથી પાણી,
ગઇ લાલાશ રહી કાળાશ, જુવાની થઇજ ધુળધાણી-૫

ચહે કો આદમી જગમાં, પીલાવા પ્રેમની ઘાણી,
સહેવા દુ:ખ વિરહનુ, ખરી ત્હારીજ એંધાણી,
ગયુ ને ફર ગયું મ્હારૂ, મધુરૂં તેજ જુવાની,
સુખે ખા વાયરો બેઠી, હલાવી ડાળ આંબાની-૬

રહ્યો મન સુસ્ત ત્હારાપર, બીજીની આશ ના કીધી,
થયો નિરાશ રે પ્યારી! વિરહ વિષ પ્યાલી મેં પીધી,
ટહુકા કર ગમે તેવા, ગમે તેવો બતાવી પ્યાર,
ગયું તે તો નહીં આવે, સહન કર મદન મુદ્દગળ માર-૭

---

* એક આંબાની ડાળ ઉપર એક કોયલ બેઠી બેઠી એક સુકાઇ ગયલી કેરી તરફ જેતી હતી. તેને જોઇ કેરીએ ઉત્તર આપો છે.

# પાદપૂર્તી.

રચનાર–મોરબી નિવાસી રા. રા. શુકલ ભાઈશંકર કુબેરજી સીગ્નલર વેરાવળ.

**મન્દાક્રાન્તા.**

ચાલ્યા નાથ ગૃહજન તજી દુર વિદેશ જાવા
લક્ષ્મી કાજે પ્રિયતમ ગયા હું રહી એકલી હા ! !
એવે આવી મુજ સખિ ત્યહાં બોલી હું ને નિહાળી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ! ૧
મૃત્યુ પામ્યો યુવક અહીંઆં હા ! મનુષ્યો રડે છે
જાયે તેનું શબ અહીં થકી નારી તેની રડે છે
દેખી તેને પથિક વદતા મુખ આશ્ચર્ય પામી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ! ૨
આખી રાત્રી પ્રિય–સ્મરણમાં ગાળતી રમ્મતોથી
આશા પ્રેમી સખિ સહ રહી નાથની વાટ જોતી
આવ્યો તાર તુરત નિરખ્યો બ્હેની હું પાસ બોલી
" રાતે ચીરે લલિન લલના ! કેમ દેખાય કાળી ! " ૩
ક્યારે ખીલે શશી ? કમલીની ? સુન્દરી શાથી શોભે ?
શોભા શાથી ગૃહ તણી ? અને ક્યાં રહી કામ શોભે ?
જે કો જારી યુવતી કરશે તેહ દેખાય કાળી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ? ૪
આવ્યો આજે સ્મર પ્રિય સખે, શુ ખીલેલો વસન્ત
હોળી ખેલે બકુલ વનમા રાધિકા સાથ કૃષ્ણ
ગોપી બોલી નિરખી પ્રમદા કજ્જલેથી રમેલી
"રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ? " ૫
જ્યારે પ્યારી તિમિર પટમાં ઉડી મંદીર માંહે
કાન્તીથી તે શયન ગૃહ તો દીસતુ: દીવ્ય તે જે
વસ્ત્રો ઝીણા ચક ચક થતાં કોણ કે' તે સતીને
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી ૬
પહેર્યાં ચીરો અતિવ ઉજળાં મુખ ચન્દ્રા સમાન
ધાર્યો ગર્ભ મન બહુ ભમે દોહ્દો* તૃપ્તિ કાજ
દેખી કાળા સ્તન મુખ+ બહુ હાસ્ય સાહેલી કર્તી
રાતે ચીરે લલિત લલના કેમ દેખાય કાળી. ૭

---

શ્લોક પૃથક્ પૃથક્-શબ્દો ઉપરની લીટીના ઉત્તર છે.

* સગર્ભા સ્ત્રીને જે ઇચ્છા થાય છે તે ચીજો. +સગર્ભા સ્ત્રીના સ્તન મુખ (સ્તન ઉપની દીટડી) કાળા થાય છે.

# ઔગરંઝેબના પત્રો !

(૨)

## પત્ર ૨ જો.

**કામબખ્શ ઉપરનો પત્ર**–મ્હારા પ્યારા પુત્ર, મ્હારી ચઢતીના દિવસોમાં મે તમને ઘણો ઉપદેશ અને સંમતિ આપી તથા દુઃખના દિવસોમા સાથે રાખ્યો પરંતુ તમે મારી વાતો ઉપર ધ્યાન આપ્યું નહીં. હવે હું આ સંસારની યાત્રા સમાપ્ત કરી ચુકયો છું અને હવે જાઉછુ. મ્હને મ્હારાં ક્ષુદ્ર કર્મો તરફ પશ્ચાતાપ થાય છે. મ્હેં પ્રજાનું ભલું ચાહ્યું નથી, મ્હેં પ્રજાને અનેક રીતે રીબાવી મારી નાખી છે, મ્હેં હિંદુઓને ઘણો ત્રાસ, દુઃખ, અને ભય આપ્યો છે. તેમનાં દુઃખી, રૂધિર નિકળતા, ઘા પડેલાં, શરિરો આવી મ્હારા સ્હામું રૂદન ધ્વનિ કરે છે ! કોઇ ચીચીઆરી પાડે છે, કોઇ આસુ પાડે છે, કોઇ કૃપા ભિક્ષા માંગે છે, આજે તેમની મને ઘણી દયા આવે છે ! આવાં પાપ કર્મો કરવાથી મ્હને શુ લાભ થયો ? આવું હું જાણતો હોતતો કદીપણ પાપ કરત નહીં આજે તે સઘળાં પાપનાં ફળ મ્હારી સાથે લઈ જાઉછું. હે ઇશ્વર ! હું એકલો આવ્યો અને એકલોજ જાઉછુ. મેં મેળવેલુ વિસ્તારવાળું રાજ્ય કે અખુટ ધન ભંડારમાથી તલપુર પણ મ્હારી સાથે આવતું નથી. અરે ઇશ્વર ! મ્હારી પાછળ પણ ગરિબોના નિઃશ્વાસ અને મિત્રોના ઉચ્છ્વાસ, શૂરા વીર પુરૂષોની હાય અને પતિવ્રતાઓના શાપ–આપ–શિવાય કાઇ રહેવાનુ નથી. કાળ ક્રમે રાજ્ય, સંપત્તિ નાશ પામશે પણ નિઃશ્વાસ અને હાય ચીરકાલ સ્મરણીય રહેશે ! બેટા ! બાર દિવસ થયાં જ્વર આવતો હતો તે હવે જતો રહ્યો છે. હું મ્હારી ચારે તરફ જોઉ છુ તો મને ઇશ્વર સિવાય બીજું કાંઈ નજરે પડતુ નથી. છાવણીના સિપાઇઓ માટે ચિન્તા રહે છે પણ અરેરે ! હું કોણ છું ? ઇશ્વરે શા માટે જન્મ આપ્યો હતો ? હુ કેવા કેવા અને કેટલા કેટલાં પાપ કર્મ કરી જાઉછું ! દરેક ધર્મમાં પરમાર્થ અને દયા એજ ધર્મનુ રહસ્ય કહ્યુ છે પરંતુ તે મેં જીંદગીમાં કર્યુંજ નથી ! અરેરે ! હુ ઇશ્વરને શુ ઉત્તર આપીશ ? ધર્મનું ખરૂં તત્વ કાફરોને મારવાનુંજ જાણ્યુ પણ નિર્દોષને કેમ મરાય ? કેમ લુટાય ? કેમ રિબાવાય ? તે તો જાણ્યુંજ નહીં ! આહ ! મ્હારી કમ્મર ફાટે છે પગમાં ચાલવાનુ બળ રહ્યુ નથી. શક્તિ ક્ષીણ થઇ ગઇ છે. અને જીવનની થોડી આશા પણ નથી. મે બહુ પાપ કર્યા છે, તેને બદલે મારે કોણ જાણે કેટલાં કેટલા કષ્ટ ભોગવવા પડશે. જ્યા સુધી હું જીવ્યો ત્યા સુધી તમે પણ કાઇ વિચાર કર્યો નથી પરંતુ બેટા ! હજુ પણ વિચાર નહી કરશો તો નઠારા ફળો ભોગવશો. પ્રજાનું પાલન કરવુ એ ઇશ્વરની આજ્ઞા છે. ધર્મ શાસ્ત્રોમા ફરમાન છે તે આજ્ઞાઓ તમને સોપી જાઉં છુ. તે ફરમાનને હમેશાં આપો આગળ રાખી વર્તવું. પ્રજાવડેજ રાજા છે. પ્રજાનું દુખી દીલ એ રાજાનું શસ્ત્ર વિના માથું ઉડાવી દે છે. પ્રજાનો અસંતોષ એ રાજાના સ્હામું વગર હથીયારે લડનાર સૈન્ય છે, પ્રજાને અન્યાય આપનાર રાજા પ્રજાનો શત્રુ છે. મ્હારા કૃત્યો તરફ નજર કરો, પ્રજાનાં મનની સ્થીતિ તપાસો તો તમને સાફ જણાશે કે હું પ્રજાનો રાજા નહોતો પણ શત્રુરૂપ હતો. બેટા, તમે ન્યાયથી વર્તજો, દયાથી વર્તજો, સંતોષ આપજો અને પ્રજાનો પ્યાર મેળવજો. પ્રજાનો પ્યાર નહીં મેળવો તો પ્રાપ્ત

દહાડે પણ તમારું ગમે તેટલા વિસ્તારવાળું રાજ્ય નાશ પામશે. રાજ્ય નાશ પામવાનાં નઠારાં બીજ મેં વાવ્યાં છે. પ્રજાને સુખી કરી તે બીજ તમે ઉખેડી નાંખજો. તોજ તેનાં સારાં ફળો થશે. મારો મરણ કાળ હવે નજીક આવ્યો છે. હિયાતુન્નિશા જેણે દુઃખનો કંઇ અનુભવ કર્યો નથી તે નિરાશ થઇ રહી છે. તમારી બ્હેનનું મન પણ ઘણું ઉદાસ થઇ રહ્યું છે. નોકરો અને રાજ્ય કર્મચારી ગમે તેવા કપટી હોય તોપણ તેની ચિન્તા રાખવી. નમ્રતા તથા યુક્તિથી આપણું કામ કાઢી લેવું. હું જાઉં છું. મેં જે કાંઇ સારાં નઠારાં કામ કર્યાં છે તે બેટા, તારે માટેજ છે. મને દોષ આપશો નહીં. મને ઘણો પશ્ચાતાપ થાય છે. કોઇએ પોતાના જીવાત્માને જતાં જોયો નથી પણ હું મારા જીવાત્માને જતાં જોઉં છું. તેની પીઠ પાછળ મારાં પાપ કર્મોનો મોટો ભારો બાંધેલો છે. અરે ખુદા! મને માફ કર! માફ કર! માફ કર!

આ પત્રોથી એટલું સ્પષ્ટ જણાઇ આવે છે કે ઔરંગજેબ જ્ઞાની હતો પરંતુ ધર્માંધતાને લીધે અને બાલ્યાવસ્થાથી સારું શિક્ષણ નહીં હોવાથી તે જ્ઞાન ઢંકાઇ ગયું હતું.

બાદશાહ ઔરંગજેબ જ્યારે રાજ્ય ચલાવતો હતો ત્યારે એક દિવસ તેનો વિદ્યાગુરૂ મુલ્લાં સાલહ તેની પાસે આવ્યો. મુલ્લાંજીના મનમાં એવું હતું કે મ્હારો શિષ્ય બાદશાહ થયો છે તો હવે એકાદ મ્હોટી જાગીર કે અધિકારીની જગ્યા આપી મ્હારું દારિદ્ર કાઢી નાંખશે. ગુરૂએ આવી બાદશાહને પ્રાર્થના કરી. તેનો ઔરંગજેબે નીચે પ્રમાણે ઉત્તર આપ્યો હતો. તે ઉપરથી પણ જાણી શકાય છે કે રાજા થનાર મનુષ્યમાં કેવા ગુણો હોવા જોઇએ, તે ઔરંગજેબ સારી પેઠે જાણતો હતો.

## પત્ર ૩ જો.

**મુલ્લાં સાલહ ઉપર લખાયલો પત્ર**–મુલ્લાંજી! તમને શું જોઇયે છે? તમારી શું ઇચ્છા છે? શું તમે એમ સમજો છો કે તમને એક મ્હોટા અમીર બનાવી દઉં? ઠીક, તો હું હવે એ બાબત ઉપર વિચાર કરૂં છું કે તમે એવા કોઇ પદને લાયક છો કે નહીં? જો તમે મને કોઇ એવી સારી અને ઉપયોગી શિક્ષા આપી હોત તો તમે અવશ્ય કોઇ ઉચ્ચ પદ આપવા લાયક હતા એ હું સારીપેઠે સમજું છું, પરંતુ એતો કહો કે તમે મને શું શીખવ્યું? તમે તો મને એટલુંજ શીખવ્યું કે સમગ્ર યુરોપ એક ન્હાના દ્વિપ જેવો છે, અને તેમાં પોર્ટુગાલનો બાદશાહ સર્વેથી અધિક શક્તિમાન છે, તેથી ઉતરતો હોલંડનો બાદશાહ અને તેથી ઉતરતો ઇંગ્લંડનો બાદશાહ! ફ્રાન્સ, આસ્ટ્રેલિયા, વિગેરે દેશના રાજાઓ, હિંદુસ્તાનના ન્હાનાં ન્હાનાં રાજ્યોથી વધારે બળવાન નથી. આ દેશના બાદશાહોની પ્રભુતા આગળ બીજા દેશોની પ્રભુતા તુચ્છ છે. હુમાયુ, અકબર, જહાંગીર અને શાહજહાં સૌથી મ્હોટા સૌભાગ્યશાળી, સૌથી મ્હોટા બહાદુર અને વિશેષ શક્તિમાન હતા, વળી ઇરાન, ઉજબેગ, કાશગર, ચીન, તાતાર, પેગુ, અને શીઆમના નરેશો હિંદુસ્તાનનું નામ સાંભળીને કમ્પે છે. અહા! તમે તો મહાન ભૂગોળ વેત્તા! અદ્ભુત ઇતિહાસજ્ઞ! મારા શિક્ષકને માટે ઉચિત નહોતું કે સમસ્ત પૃથ્વિનાં પ્રત્યેક રાજ્યનું સવિસ્તર વર્ણન મને યોગ્ય રીતે શિખવે? ને રાજ્યોની સેના, લશ્કરી સરંજામ, અને સંપત્તિનું વર્ણન કરે? તે રાજાઓની યુદ્ધ પ્રણાલી, સામાજીક અવસ્થા, ધાર્મિક વિચાર અને રાજ્ય પધ્ધતિનું વિવરણ કહી બતાવે? યથાનિયમ ઇતિહાસ શિખવી, પ્રત્યેક રાજ્યોની ઉન્નતિ અને અવનતિનું કારણ મ્હને શિખવવાનું મ્હારા વિદ્યાગુરૂનું કામ નહોતું? અને અકસ્માત થતી ઘટનાઓનું તથા રાજ્યશાસન સંબંધી થતી

ભૂલોનું વર્ણન તથા તેથી ક્યાં કયા રાજ્યોનાં કેવી રીતે પરિવર્તન થયાં, શું શું લાભ, હાની થયા, અને તેથી દેશ ઉપર તેમનો કેવો પ્રભાવ થયો તે શું મ્હને સમજાવવાનો તમારો ધર્મ નહતો ? મનુષ્ય જાતિના ઇતિહાસથી મને સારી પેઠે વાકેફ કરવાનું તો વેગળું રહ્યું પણ મ્હારા જે જે વડિલોએ આ વિસ્તૃત્વ બાદશાહીનું બીજ રોપ્યું તેનાંજ નામ પણ યોગ્ય રીતે કહ્યાં નહીં. તેમના જીવન ચરિત્રોના વિષયમાં તેમના બાદશાહ થવાનાં કારણોના વિષયમાં, તો તમે મને તદ્દન અંધારામાંજ રાખ્યો. પોતાના પડોશના દેશોની ભાષા જાણવી એ બાદશાહોને માટે મહત્ કૃત્ય છે તેમ છતાં મને તો ફક્ત તમે અરબી ભણાવ્યો, એમ કરવાથી તમે જાણે એમ સમજતા હશો કે મારા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે, ભાષા શીખવવામાંજ મ્હારો ઘણો અમુલ્ય સમય તમે ખોઇ દીધો ! દશબાર વર્ષના પરિશ્રમે આ કિલષ્ટ ભાષાની યોગ્યતા કોઇ પ્રાપ્ત કરી શકતું નથી. એ શું તમે સમજ્યા નહીં ? એક બાદશાહજાદાને કયા કયા ઉપયોગી વિષયોની શિક્ષા થવી જોઇએ ? એક મ્હોટા વૈયાકરણીને જેટલી અગત્ય હોય તેટલી વ્યાકરણની અગત્ય મ્હારે માટેજ તમે જાણી ! મ્હારી બાલ્યાવસ્થાનો અમુલ્ય સમય તમે આવી નિરર્થક, નિરૂપયોગી, અને અન્તરહિત શબ્દોની માળા ફેરવવામાંજ તમે વ્યર્થ ગુમાવ્યો.

શું તમને ખબર નહોતી કે બાલ્યાવસ્થામાં શિખવેલી વિદ્યા કદીપણ ભૂલાતી નથી ? કારણકે તે સમયે સ્મરણ શક્તિ ઘણી પ્રબળ હોય છે. એ અવસ્થામાં શિખવેલા સદુપદેશ હૃદયમાં ઠસી જાય છે, એ અવસ્થામાંજ જો સારી શિખામણો આપવામાં આવે તો, મનુષ્ય મ્હોટાં મ્હોટાં કામ કરવામાં સમર્થ થાય છે. તેના વિચાર પરિમાર્જિત થઇ ઉચ્ચતાને પામે છે. શું ધર્મ અને વિજ્ઞાનનું શિક્ષણ અરબી ભાષામાજ આપી શકાય છે ? શુ ઇશ્વરનું ભજન-પૂજન અને વિદ્યાધ્યયન અમારી માતૃભાષામા નથી થઇ શકતું ? મારા પિતા શાહજહાંને તમે કહ્યું હતું કે તમે મને તત્ત્વવિદ્યા અને દર્શનશાસ્ત્ર ભણાવો છો તે સત્ય છે. મને સારી પેઠે યાદ છે કે ઘણાં વર્ષ સુધી તમે મૂર્ખતાથી ભરેલી અને નિરર્થક બાબતોઉપર લેક્ચર આપી આપીને નાહક મારૂ મગજ ખાલી કરતા હતા. તમે મ્હને એવી બાબતો શિખવી છે કે હમણા જેનું કામજ નથી અને જેનાથી કોઇને સંતોષજ થતો નથી. જે નિ:સાર કલ્પનાઓ હતી તેજ મ્હારા મગજમાં ભરવાની તમે કોશીશ કરી છે. વળી તે ઘણા પરિશ્રમે યાદ કરવા છતાં પણ જલદી ભુલાઇ ગઇ છે. એ કલ્પનાઓથી મનુષ્યની બુધ્ધિ કુંઠિત થાય છે. હા, તમે મને તમારી વહાલી તર્ક-વિદ્યા શિખવી કે જેથી મ્હારા જીવનનો અમુલ્ય સમય નષ્ટ થયો. જ્યારે હું આપનાથી છુટો પડયો ત્યારે થોડીક અર્થહીન, કિલષ્ટ, અને દ્વિઅર્થી શબ્દોની તમારી વિજ્ઞાન-વિદ્યા શિવાય બીજુ કાંઇ સ્મરણમાં રહ્યુ નથી. દર્શનશાસ્ત્ર જાણવા જેવો ડોળ ઘાલનારાઓએ પોતાનું અને અજ્ઞાનને ઢાંકી દેવા માટે તયાર કરેલા પારિભાષિક શબ્દો હું તમારી પાસેથી શીખ્યો, તે દર્શનશાસ્ત્રીઓ પણ તમારાજ જેવા, અન્ય માણસોને, પોતાનું પ્રચંડ જ્ઞાન બીજાઓને આપી તેમને પણ અજ્ઞાન કરી શકે છે. તેમજ તેમના વિચિત્ર શબ્દસમુદ્રમા કોઇ વિલક્ષણ અને લોકોત્તર જ્ઞાન સમાયલું છે એવું જણાવે છે. કાર્ય, કારણ ભાવ પ્રધાન રૂપે માનવામાં આવે છે અને જ્યાં સુધી કોઇ વસ્તુનું સત્યજ્ઞાન થાય નહીં ત્યાં સુધી ચિત્તને સંતોષ થતો નથી એવી જો કોઇ તર્ક-પ્રણાલી તમે મને શીખવી હોત, જે શિક્ષાવડે આત્માની ઉન્નતિ થાય છે તથા જે કારણોથી વિપત્તિ આવી પડતાં મનુષ્ય સ્થિર રહી શકે છે એવી જો કોઇ શિક્ષા તમે મને

આપી હોત, જો તમે મને મનુષ્યના સ્વાભાવિક કર્મ શિખવ્યાં હોત, સૃષ્ટિની રચના સમજાવી હોત, અને તેની ઉત્પત્તિ તથા નાશ થવાનું વર્ણન કર્યું હોત, તો જેમ સિકંદર બાદશાહ પોતાના વિદ્યાગુરૂ અરસ્તુનો જેટલો કૃતજ્ઞ થયો હતો તેટલોજ હું પણ તમારો કૃતજ્ઞ થાત. કહો મુલ્લાંજી ! શું રાજા અને પ્રજાનો ધર્મ સમજાવવાનું તમારૂં કામ નહોતું ? એ વિષય એવો છે કે એક બાદશાહે તે જાણવું બહુ જરૂરનું છે. શું તમે મ્હને સ્વપ્નમાં પણ યુધ્ધ વિદ્યા, વ્યુહ રચના અથવા લઢાઈ કેમ કરવી તે શિખવ્યું છે ? સૌભાગ્યવશ મેં એ વિષયોમાં આપના કરતાં અધિક કુશળ અને બુદ્ધિશાળી પુરૂષોની સલાહ લીધી ન હોત તો એટલું પણ હું શીખી શકત નહીં. ગુરૂનો ધર્મ છે કે પ્રજાનું પાલન અને સંરક્ષણ કરતાં, ન્યાયપુર્વક રાજ્ય કરતાં, અને કુશળતાથી લઢાઇ કરતાં શિખવવું જોઇએ. જાઓ, ચાલ્યા જાઓ ! સીધા તમારે ગામ જજો ! પુનઃ અહીં આવશો નહીં અને મ્હારા વિદ્યાગુરૂ તરીકે કોઇ બીજાને ઓળખાણ આપશો નહી ! *

અહા ! ઔરંગજેબે પોતાના ગુરૂને કેવો મજેનો ઉત્તર આપ્યો છે ? જો ઔરંગજેબના કહેવા પ્રમાણે સમસ્ત રાજકુંવરોના શિક્ષા ગુરૂઓ તેમને ઉત્તમ પ્રકારની પોતાના ગુરૂધર્મ સમજાવવા જેવી શિક્ષા શીખવે તો રાજ્યાધિકાર મેળવ્યા પછી ગુરૂઓનો કેટલો ઉપકાર થાય? એ અમારા ગુણજ્ઞ વાચકો સારી પેઠે સમજી શકશે. ઉચ્ચ વિદ્યા, ઉચ્ચ ધર્મ, કર્મ એજ મનુષ્યોને ઉચ્ચ સ્થીતિએ લાવે છે.

# દેશભક્ત વુલ્ફટોન.

(૨)

તેમની મદદ મેળવવાને મેં કાંઇ પણ કપટ ભરેલી યુક્તિ વાપરી નથી. મ્હેં મ્હારા વિચાર સ્પષ્ટપણે અને પ્રમાણિકપણે તેમને જણાવ્યા હતા. મ્હારા તે ગુણ જોઇને તેમને દયા આવી. તેમણે મને લશ્કરી ઓફીસરની જગ્યા આપી. ફ્રાન્સની એક્ઝીક્યુટીવ ડાયરેક્ટરીનો મ્હારા ઉપર વિશ્વાસ બેઠો. મ્હારો સેનાપતિ મ્હારા સારાં વખાણ કરવા લાગ્યો. મ્હારા હાથ નીચેના સિપાઇઓનાં હું પ્રીયકર થઈ પડયો. મ્હારા દેશને સ્વતંત્ર કરવા અને ઇંગ્લીશોના જુલમથી છોડવવા માટે મેં ફ્રેંચના નિશાન નીચે નોકરી કરી લઢાઈનાં સારાં નરસાં જે પરિણામો આવે છે તે સર્વ સ્વદેશને માટે સોસવા તયાર થયો. અંગ્રેજોથી સમુદ્રની સત્તા અજીત છે, તે મ્હને ખબર હતી. તોપણ મ્હારા દેશને માટે તે સમુદ્રનાં સકટો સહન કરવા હું તત્પર થયો. મ્હારા જીવનમાં મ્હારી જે કાંઈ મહત્વાકાંક્ષાઓ હતી સઘળી મેં આ એકજ ઉદ્દેશમાં મેળવી દીધી. પૈસા મેળવવાની અપેક્ષા ન રાખતાં ગરિબાઇમાંજ સંતોષ માનવા લાગ્યો. મ્હારી પ્રીય પત્નિને અને મ્હારાં લાડકાં બાળકોને અનાથ અવસ્થામાં નાંખવા

* જે સમયે મુલ્લાંજી ઉપર ઔરંગજેબે વાક્બાણનો વરસાદ વર્ષાવ્યો તે વખત હકિમુલમલુક દાનેશમદખાં ત્યાં ઉપસ્થિત હતો તેણે આ વ્યાખ્યાન બર્નિયર સાહેબને કહી સંભળાવ્યું અને બર્નિયરે તે યથાતથ્ય પોતાની પર્યટનપોથીમાં પ્રકટ કર્યું છે. See Burniers'Travel.

તયાર થયો. મ્હારા જે દેશને માટે આટલું બધું કર્યું તે દેશને માટે પ્રાણ અર્પણ કરવાનું મ્હને બીલકુલ મુશ્કેલ જણાતું નથી ! આ બાબતમાં મ્હને યશ મળે એજ સર્વસ્વ મળ્યું જાણીશ. યશ મળશે તો હું રાજાનો રાજા અને અપયશ મળ્યો તો ચોર કરતાં પણ વધારે ચોર ! ઘણા મનુષ્યો અજ્ઞાન છે, તેમને મનુષ્યના ખરા ગુણની કિંમત નથી. યશ ઉપરથીજ તેઓ મનુષ્યોની કિંમત કરે છે. વૉશિંગ્ટન અને કોશિયસ્કો એ બન્નેનો એકજ ઉદ્દેશ હતો અમેરિકા દેશ સ્વતંત્ર થાય એવી વૉશિંગ્ટનની અને પોલંડ દેશ સ્વતંત્ર થાય એવી કોશિયસ્કોની ઇચ્છા હતી. બન્નેએ સ્વદેશની સ્વતંત્રતા માટેજ રણ મેદાનમાં ઝંપલાવ્યું હતું. પરંતુ દૈવની વીચિત્ર ગતી છે, વૉશિંગ્ટનને યશ મળ્યો, કોશિયસ્કો નિષ્ફળ ગયો. તેથી કોશિયસ્કો નીચ અથવા ગુન્હેગાર એમ કહેવાય નહી ! મ્હારી પણ તેવીજ સ્થીતિ છે. મ્હારો ઉદ્દેશ પણ સ્વદેશને સ્વતંત્ર કરવાનોજ હતો. પરંતુ દુર્દૈવને લીધે હું નિષ્ફળ થયો ! મ્હારા શત્રુઓ ઉદાર અંતઃકરણના હોત તો મ્હારાં આ કૃત્યો બદલ મ્હારૂં સન્માનજ કર્યું હોત, પરતુ તેવી સ્થીતિ નહીં હોવાથી આજે મ્હારે કેદી થઇને અહીં ઉભું રહેવું પડ્યું છે. જાણે એકાદ કોઇ બદમાશ ગુન્હેગાર હોય તે પ્રમાણે મ્હારા હાથમાં બેડી ઘાલી મ્હને અહીં લાવ્યા છે. બીજાઓને ખબર આપવા માટેજ મ્હેં મ્હારી સઘળી વાત કહી દીધી છે. હું એ માટે તદન ઉદાસીનછુ. મ્હારી સાથે ગમે તેમ વર્તો તેનું મ્હને સુખ દુઃખ છેજ નહીં. તમે મ્હને શું શિક્ષા કરશો તે હું જાણુંછું પરંતુ તે માટે કાલાવાલા કરવા અથવા તમારે હાથે પગે લાગવું એ હું તુચ્છ માનુંછું ! એવું હું કદી પણ કરનાર નથી ! ગ્રેટબ્રિટન અને મ્હારા દેશ વચ્ચે જે ઘાતક સંબંધ જોડાયો છે તેને તોડી નાંખવાના ઉદ્દેશથીજ મ્હેં જે કહ્યું છે, જે કાંઇ લખ્યું છે, અથવા જે કાંઇ કર્યું છે તે સઘળું મેં જાણી જોઇને કર્યું છે. તે મ્હેં પૂર્ણ વિચારથીજ કર્યું છે. અને એવું કરવુજ જોઇએ એવો મ્હારો અભિપ્રાય છે. એવું કૃત્ય કરવા માટે તમારી કૉર્ટનો જે કાંઇ દંડ થશે તે ભોગવવા હું તૈયાર છું. તમારૂં જે કર્તવ્ય છે તે તમે કરો ! અને મ્હારૂં જે કર્તવ્યકર્મ છે તે કરવાને હું કદી પણ પાછો હઠનાર નથી !

આટલુ ભાષણ કરીને વુલ્ફટોને કોર્ટને વિનંતી કરી કે હું એક સીપાઇછું, તેથી સીપાઇઓના કાયદા પ્રમાણે મ્હને ગોલી મારી, મારી નાંખો. એકાદ ગુન્હેગાર પ્રમાણે મ્હને ફાંસી દેશો નહીં. પરંતુ બ્રીટિશ ન્યાય નિયમ પ્રમાણે તેમ કરવામાં આવ્યું નહીં. અંતે ૪૮ કલાકમાં વુલ્ફટોનને ફાંસી દેવાની શિક્ષા થઇ. બંદુકની ગોલી વડે મારવાની પોતાની વિનંતી કોઇ સાભળતું નથી એમ જાણી વુલ્ફટોને રાતના કોઇ ન દેખે તેવી રીતે ચપ્પુવડે પોતાના ગળાની એક નશ કાપી નાંખી નવેંબરની ૧૦મી તારીખે શિક્ષા થઇ અને ૧૧ મી તારીખે ઉપર લખેલો બનાવ બન્યો. ૧૨ મી તારીખે એડવોકેટ કયુરને કિંગ્સ બેંચ કોર્ટમાં એવી તકરાર ઉઠાવી કે લશ્કરી કોર્ટમા વુલ્ફટોનની તપાસ ચાલી એ અન્યાય છે. તેથી એ મુકદમો સીવીલ કોર્ટમાં ચલાવી તે કોર્ટનો હુકમ રદ કરવો જો આ કામમાં ઢીલ થશે તો તે કોર્ટ આરોપીને ફાંસી દેશે. આવી અરજ થતાં તરતજ વુલ્ફટોનને છોડવી લાવવો લશ્કરી બરાખમાંથી સિપાઇ મોકલવામાં આવ્યો પરંતુ અમારા લશ્કરીખાતાના ઉપરીનો હુકમ આવ્યા શિવાય અમે તેને છોડીશું નહીં એવો ઉત્તર મળ્યો. તે પછી ચીફજસ્ટીસે શેરિફને એવો હુકમ મોકલ્યો કે વુલ્ફટોન જ્યાં હોય ત્યાંથી એકદમ લઇ આવવો. શેરિફે જઈ શોધ કરતાં માલમ પડ્યુ કે વુલ્ફટોને પોતાના ગળાની એક નસ કાપી નાંખી છે. તેથી તેને અહીં લાવી શકાશે નહીં. ચીફજસ્ટીસે કહાવ્યું કે તેને ફાંસી દેવી નહીં તે પછી સાત દિવસ સુધી વુલ્ફટોન

પથારીમાં પડયો રહ્યો અને ૧૯ મી તારીખે આ લોકમાંથી પ્રાણોત્ક્રમણ કરી ગયો! મરતાં મરતાં પણ તેના મુખમાંથી "હા દેશભક્તિ!" એવા શબ્દો નિકળતા હતા. તે તુરંગમાં હતો તે વેલા તેની પાસે જવાની કોઇને પરવાનગી નહોતી. તે વખ્તે. તેનું આપ્ત અથવા ઇષ્ટ મિત્ર મંડળ પૈકી કોઇ પણ તેની પાસે નહોતું. તે તુરંગનો જેલર અને તેના નોકરો. તેની પાસે હતા. અંતકાળ સમયે તેની ઓરડીના બારણા આગળ, પેહેરો ભરનાર સંત્રી સિવાય બીજા કોઇનાં પગલાંના અવાજ સંભળાતા નહોતા. આવી સ્થીતિમાં પણ પોતે પોતાના દેશને માટે મૃત્યના મુખમાં પડયો છે એવું તેને જ્ઞાન હતું. તેથીજ અંતકાળ પર્યંત, સત્કૃત્ય, કરવાથી સંતોષ પામી ધૈર્ય ન ત્યાગતાં શાંતપણે આ પ્રપંચી જગતનો ત્યાગ કરી ગયો!!

## હિંદુસ્તાનનાં દેવાલયો.

(લખનાર--રા. રા. દોલતરામ મનસુખરામ પંડયા—મુંબઇ.)

(૧૨)

હરદ્વારથી રૂષિકેશ સુધી સ્વારી માટે એકાની ગાડીઓ, ઘોડા મળી શકે છે. પરન્તુ રૂષિકેશથી આગળ વધવાને વહાનમાં જંપાન કંડીઓ સિવાય બીજી સ્વારી મળતી નથી અને બોજો ઉંચકવાને માટે પણ માણસ સિવાય જાનવરનો ઉપયોગ થતો નથી કેમકે બકરાં સિવાય બીજાં જાનવર ચાલી શકે તેવો રસ્તો નથી. માટે જેને જે અનુકુળ લાગે તેવી ગોઠવણ કરી યાત્રાળુ યાત્રા શરૂ કરે છે.

રસ્તાની કેડી પાંચ છ ફીટથી વધારે પહોળી નથી અને તેમાં પણ કેટલેક ઠેકાણે તો એવો રસ્તો તુટી ગયો છે કે ઝાડનાં મુળીઆં પકડી તુટી ગયેલ રસ્તો ઓળંગવો પડે છે. એટલે આ રસ્તે બળદ કે ઘોડા બીલકુલ ચાલી શકે તેમ નથી છતાં કદી કોઇ તેવું જોખમ લે તો તેનું પરિણામ પણ માઠું આવ્યા વગર રહે નહી.

કેદારનાથ અને બદ્રિનારાયણની જાત્રા વૈશાખ જેષ્ટ માસમાં કરવી એ સરલ અને સુલેહ ભરેલુ છે ચોમાસામાં પહાડ તુટે છે અને પાણીના જોરથી સડક ધોવાઈ ગયલી હોય છે.

ગૃહસ્થ યાત્રાળુઓએ ગરીબ પહાડી લોકોને આપવા સારૂ કપડાં ટોપીઓ, ચાંદલા, સોય દોરા સાથે લેવા તેમજ રસ્તામાં ખપ આવે માટે હળધર મરચું ગોળ ખાંડ વગેરે, રોજંદા જમવાની જરૂરી ચીજો અને જરૂરી દવાઓ તો અવશ્ય રાખવી.

હરદ્વાર છોડી આગળ ચાલતાં હિમાલયના પહાડો શરૂ થાય છે. નદી નાળાં અને પહાડોની વચમાં થઈ રસ્તો પસાર થાય છે. રસ્તાની બન્ને, મોટું લીલું હરીયાલી જેવું ઘાસ ઉગેલું હોય છે તેમાં જુદી જુદી જાતનાં ઉગેલાં વૃક્ષોથી આખું વન આનંદિત લાગે છે. મંદમંદ શિતળ અને સુગંધી પવનની લેહેરોથી ઉન્હાળાની મોસમમાં શરીરને બહુ ઠંડક વળે છે જન્મભર નહીં દીઠેલા એવા દેખાવ દેખાવવા શરૂ થતાં મત પ્રફુલ્લિત થાય છે. અને રસ્તો કાપવાની ઇન્તેજારી વધે છે; આ પ્રમાણે નવ માઇલ ઉપર જતાં સત્યનારાયણની જગો આવે છે; અહીં સત્યનારાયણનું મંદિર છે એક ધર્મશાળા છે; આ સ્થળ મુકામ કરવા લાયક છે; મોદીની દુકાને ઘઉંનો આટો, ચોખા, મગ અડદની દાળ હલકું ઘી એ સિવાય બીજી ચીજ મળતી નથી.

સત્યનારાયણથી આગળ ચાલતાં સહ નંદીગંગા આવે છે. જે ચોમાસાની ઋતુમાં ઉતરવાને અતિ કઠણ છે. પહાડી લોકો ઘાસ તેલના દેખાના ત્રાપા ઉપર બેસાડી યાત્રાળુઓને સામે પાર લઈ જાય છે તે બદલ ફી આઠ આના સુધી લે છે. આ નદી ઉતર્યા પછી પણ બીજી ન્હાની નદીઓ અને નેહેરાં ઓળંગ્યા પછી જેવે ને તેવે રસ્તે ચાલતાં તપસ્વી લોકોની પર્ણકુટીઓ નજરે પડે છે. દુરથી તપસ્વીઓનાં દર્શન કરતાં અને તેવી ઘણીક પર્ણકુટીઓ નિહાળતાં જતાં નવ માઇલને અંતરે ઋષિકેશ નામનું પરમરમ્ય અને અનેક તપસ્વીઓથી યુક્ત સ્થળ નજરે પડે છે. ઋષિકેશ ગંગાને કીનારે છે; તેની ચારે બાજુએ લીલી વેલો અને વૃક્ષોથી આચ્છાદિત થયલા એવાં એક એકથી ઉંચા પહાડો છે. પતિતપાવની ગંગાજીનો પ્રવાહ અહીં એવા ઉગ્ર જોશમાં વહે છે કે તે જોતાંજ કાયરના હૃદય કંપવા લાગે છે.

ઋષિકેશમાં પાંચ મોટી ધર્મશાળાઓ મુસાફરોને મુકામ કરવા લાયક પ્રગવડતાવાળી છે. કાળી કાંબળીવાળાની ધર્મશાળા સૌથી મ્હોટી છે અને ત્યાં સદાવ્રત અપાય છે જે સદાવ્રતમાં પવિત્રતાથી પકાવેલો પ્રસાદ મધ્યાન્હકાળે " નારાયણ હરિ " કહી ગાવતા પરમહંસ સાધુઓને આપવામાં આવે છે. જે મહાત્માઓ દૂર પહાડોની કંદરામાં રહે છે અને પ્રસાદ લેવા નથી આવતા તેમને પહોંચાડવામાં આવે છે. સ્વામીના મઠ, બાબીના અખાડા, અને વ્યાધિગ્રસ્ત તપસ્વીઓ માટે દેશી દવાખાનું પણ છે. વળી એક વેદની શાળા છે જેમાં કેટલાંએક વેદનું અધ્યયન કરે છે. ગંગાજી ઉપર રામચંદ્રજીનું મનોહર મંદિર છે. તેના સામે ઋષિ કુંડ છે. ગંગાજીમાં સ્નાન કરવા ઉતરવાનો પણ આરો છે, અહીં એક નાનું બજાર છે તેને છેડે ભરતનું પુરાતની દેવળ છે દેવળમાં ભરતજીની ભવ્ય મૂર્તિ છે; થોડીક હલવાઇ અને નેસ્તીની દુકાનો છે. ટપાલના કાગળ દર ત્રીજે દીવસે લઇ જવાની અહીં પેટી છે. જંપાન, કંડી અને બોજો ઉચકનારા મજુરો અહીં મળે છે.

ઋષિકેશથી આગળ ચાલતાં એક ન્હાની નદી આવે છે; તે ઓળંગી સામેપાર જતાં બન્ને બાજુએ વૃક્ષોની ઘટાથી ઘેરાયલો રસ્તો આવે છે. આનંદદાયક દેખાવો ઉમંગથી નીહાળતો આગળ વધતા ગંગાજીના કિનારે તપસ્વિઓની પર્ણકુટીઓ પાછી શરૂ થાય છે તેઓના આશ્રમમાં જવાથી તેઓ આદર આપે છે તેઓના સ્વભાવ અતિ નમ્ર અને માયાળુ હોય છે. તેઓ કોઇ પ્રકારની લાલચ કે લોભ બતાવી યાચના કરતા નથી. કેટલાએક આ અસાર સંસારની ઉપાધિની લેશ માત્ર ચર્ચા કરતા નથી પણ અખંડ એકરસ ઇશ્વર ભજનમાં આરૂઢ થયેલા જોવામાં આવે છે. અવિદ્યારૂપી મોહજવાળામાં ફસેલા પણ ઇશ્વર ભક્તિમાં પ્રીતિવાળા મનુષ્યોને આ તપોવન અને તેમાં રાગ દ્વેષને ઇચ્છા રહિત રહેતા મહાત્માઓના દર્શન જો કેદારનાથ કે બદ્રિનારાયણની યાત્રા કરવાની શ્રદ્ધા ન હોય તોપણ આ તો અવશ્ય કરવા યોગ્ય છે. રસ્તાની એજ પ્રકારની લીલાં જોતા બે માઇલ ઉપર જતાં ટેહરીના રાજ્યની દાણની છાપરી આવે છે, અહિંઆ જંપાન, કંડી તથા બોજાવાળા સાથે જો આગળથી મજુરીની રકમ નક્કી નહીં કરી હોય તો એ ઇજારાવાળા માણસો પોતે નક્કી કરી આપે છે. આ કરાર મિલચોરી સુધીનો થાય છે.

આ સ્થળે શત્રુઘ્ને તપશ્ચર્યા કરી હતી. એક પુરાતન મંદિરમાં દેદીપ્યમાન દેખાતી એવી શત્રુઘ્નની મૂર્તિ છે. જગ્યા એકાંતની સ્વચ્છ અને પરમ રમ્ય છે. શત્રુઘ્નના દર્શન કરી પૂર્વવત સ્થતીમાં રસ્તો કાપતા ત્યાંથી બે માઇલ ઉપર લક્ષમણ ઝોલા આવે છે.

લક્ષમણજીએ તપશ્ચર્યા કરેલી તથા ગંગાજી ઉપર છીંકનો ઝૂલતો પૂલ બાંધેલો તેથી આ સ્થળનું નામ લક્ષમન ઝોલા છે. આંહીં લછમનજીનું મંદીર છે સિવાય ધર્મશાળા અને મોદીની દુકાન પણ છે. ગંગાજીમાં ઉતરવા માટે પગથીઆં છે. ત્યાંથી ઉતરી કુંડમાં સ્નાન થાય છે. આ મનોરંજન તપોભૂમીનો અદ્દભૂત પ્રતાપ છે. અસાર સંસારની અપાર વિપત્તીઓ રૂપ દારૂણ દાવાનળથી દહન થતાઓને આ ભૂમી અમૃતધારારૂપ શાન્તી દાયક છે. આહીં ગંગાજી ઉતરી સામેપાર જવાને માટે લોઢાનો ઝુલતો પૂલ બાંધેલો છે.

લછમન ઝોલાનો પૂલ ઓળંગી સામે કાંઠે ગયા પછી ગંગાજીની બન્ને બાજુ પહાડો સરૂ થાય છે. પહાડમાં કોરી કાઢેલી લગભગ પાંચ ફીટ પહોળી સડક છે. નીચે જોઇએ તો ભરપૂર જોસમાં વેહેતાં ગંગાજી અને ઉપર જોઇએ તો પહાડ સિવાય બીલકુલ જગ્યા નથી. રસ્તો ઘણોજ વિકટ અને બીહામણો છતાં ચોર લૂટારા કે જીવ જાનવરનો ભય નથી.

# સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે?

(લેખનાર—રા. રા. વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર—મુંબઇ.)

(૧)

* યાદ રાખજો કે ગાંડી ગુજરાતના લોકો કહે છે તેમ સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોના પગનાં ખાસડાં જેવો નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરૂષોની ઘડીકવારની રમુજને માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ સુંથીયાં સાવરણી માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ માત્ર બાળોતીયાં ધોવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ઘરમાં ગોંધાઇ રહેવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ મોટા મોટા લાજના ઘુમટા કાઢવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ મુર્ખ રહેવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઈ કુટણા કુટવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ વેવાણોનાં વાંકાં બોલવા અને દુધમાંથી પોરા કાઢવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ખુણામાં પડીને રોયા કરવા માટેજ નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ગામની કુથલી કરવા માટે કે પાડોશણોની અદેખાઇ કરવા માટે નથી. સ્ત્રીઓનો અવતાર કાંઇ ગુલામગીરી ભોગવવાંને માટેજ નથી. અને સ્ત્રીઓનો અવતાર કાંઇ છોકરાં જણવાનો સંચા તરીકેનોજ નથી, પણ સુકોમળ પવિત્ર સ્ત્રીઓનો અવતાર તો જગતમાં દયાની દેવીઓ તરીકેનો છે, રસીકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં નવું જીવન લાવવા માટે છે. સુંદર સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં અલૌકિક સૌન્દર્ય ફેલાવવા માટે છે મંદમંદ હાસ્યવાળી સ્ત્રીઓનો અવતારતો પુરૂષોમાં પુરૂષાર્થ વધારવા માટે છે. જેની હરણીના જેવી મનોરંજક અને માછલીના જેવી ચપળતાવાળી છતાં પણ સદૈવ દયાથી ભરેલી આંખો છે તેવી સ્ત્રીઓનો અવતારતો આ જગતને પરમાર્થ શીખવવા માટે છે. સ્વભાવથીજ અંતરના ઉંડા ધર્મભાવવાળી સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં પ્રભુનો મહીમા ને ભક્તિ ફેલાવવા માટે છે. કુદરતી રીતેજ મીઠડી લાગતી નાજુકડી સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં શાંતિ ફેલાવવા માટે છે. અંતરમાંથી દીનતાવાળી સ્ત્રીઓ અવતારતો આ જગતમાં મંગળ કાર્ય કરવા માટે છે. એજ પ્રકૃતિથીજ આધીનતાવાળી સ્ત્રીઓનો અવતારતો આ જગતમાં સ્વર્ગના દેવોના પ્રતિનીધી તરીકેનોજ છે. એમાં કાંઇપણ શક નથી.

### સ્વર્ગમાં દેવ અને ઇશ્વરની વચ્ચે જેવો સંબંધ છે તેવો સંબંધ આ દુનિયામાં સ્ત્રી અને પુરૂષની વચ્ચે છે.

આ દુનીયાંનું ધણી ધણીયાણીપણું તે સ્વર્ગનું "દેવ અને ઇશ્વર" નું સમરૂપ છે. સ્વર્ગમાં—મોક્ષમાં—પ્રભુની હજુરમાં દેવ અને ઇશ્વરનો કેવો આનંદદાયક સંબંધ છે, એ આપણે બરાબર રીતે સમજી શકીએ અને એ પ્રમાણે વર્તી આગળ જતાં આપણે પણ દેવ બની પ્રભુની હજુરમાં જઈ મોક્ષ ધામના અખંડ આનંદ ભોગવી શકીએ. તે શીખવવા સારૂ પ્રભુએ કૃપા કરીને દેવ અને ઇશ્વરના સબંધનું સરખાપણું આ દુનીયામાં આપણને ધણી ધણીઆણીરૂપે આપેલુ છે.

---

*"સાચું સ્વર્ગ" નામનું પુસ્તક લખાય છે તેમાંથી આ વિષય લખ્યો છે.

"કહો ન કહો પણ હવેતો તમારૂં મન નરેન્દ્રસિંહની શોધમાં છે. ઠીક થયું. મને પણ એ વાતથી આનંદ થયો. ખરેખર, એક રાજકન્યાનું મન હમેશાં એક રાજા તરફજ વળેલું હોય છે."

એટલું સાંભળતાંજ કુસુમને ગુસ્સો ચડયો. તેણે આડાં નેત્રો કરી, પોતાના ગળામાંથી [વી]રેન્દ્રનો હાથ કહાડી નાંખી, મોઢું આડું ફેરવી દીધું. કંઇપણ બોલ્યા વિના તે નીચું મોઢું [રા]ખી, ઉદાસ થઈ બેઠી. વીરેન્દ્ર તેને મનાવવા લાગ્યો. પણ તે માનવતી માનિની શું સહજમાં [મા]ને તેવી હતી? વીરેન્દ્રના મનાવવા છતાં તે એક શબ્દ પણ બોલી નહીં. છતાં પણ તે [ફ]રીથી બોલ્યોઃ વારૂં, શ્રીમતી રાજકુમારી, કુસુમ કુમારી દેવી! વારૂં, તમે મહારાજ નરે[ન્દ્ર]સિંહનાં પટરાણી બનો તો મારા જેવા એક રંક સીપાઇ ઉપર કૃપા દ્રષ્ટિ રાખજો. તમારા [કૃ]પા કટાક્ષથીજ મારા જેવા કપટી કુટીલનો બેડો પાર થશે."

આ સાંભળતાંજ કુસુમને વિશેષ વેદના થઇ. તે દાંત પીસી વીરેન્દ્રને કહેવા લાગી, જો [તુ]મે મને આ પ્રમાણે સતાવશો તો હું રથમાંથી કુદી પડી મારો પ્રાણ કાઢી નાંખીશ.

વીરેન્દ્રે હસતે મ્હોડે બાથમાં ઘાલી કહ્યુંઃ લ્યો, મહારાણીજી, હવે કુદી પડો જોઉં!

આ પ્રમાણે આનંદ કરતાં કરતાં પ્રાતઃકાળમાંજ રંગપુર આવી પહોંચ્યાં. અમાઉધીપ [મા]ધવસિંહ અને મદનમોહન વિગેરે રાજ્યના પ્રધાન પ્રધાન કર્મચારીઓ ઉપસ્થિત થયા હતા. [તે]મણે ઘણા આદર સત્કારથી વીરેન્દ્રને માન આપ્યું. બે હજાર સીપાઇઓ હાજર હતા. [તે]મણે શસ્ત્રો નમાવી સલામ કરી. કુસુમને તેજ રથમાં બેસાડી, તેની સાથે ચંપાને બેસાડી. [વી]રેન્દ્ર તે રથમાંથી ઉતરી, અલંકાર તથા અંબાડીથી સજ્જ કરેલા હાથી ઉપર બેઠો. [આ]ગળ ડંકા, નિશાન, અને લશ્કરી સિપાઇ ચાલતા હતા. વાજીંત્રોના કર્ણ પ્રીય નાદ થતા [હ]તા. વીરેન્દ્રની સ્વારી રાજમંદિર તરફ ચાલી.

વાંચક! વીરેન્દ્રને રાજોચિત સન્માન મળેલું જોઇ અને રાજસી ધામધુમ જોઇ સુકુમારી [કુ]સુમકુમારીના ચંચળ ચિત્તમાં કેવા કેવા ભાવોનાં તરંગો ઉઠતા હશે? ચાલો, આપણ [દે]ખીયે. હમણાં વીરેન્દ્રની સ્વારી રાજમંદિરના મોટા દરવાજા આગલ આવી ઉભી રહી છે.

દરવાજા આગળ અશ્વારોહી સ્વારો આવી પહોંચતાંજ કિલ્લા ઉપરની તોપો, વીરેન્દ્રની [અ]ભ્યર્થના કરવા લાગી. વાજીંત્રોના નાદ જોરથી થવા લાગ્યા. રાજદ્વારપર નોબતના ગડગડાટ [થ]વા લાગ્યા. પ્રજાજનોએ ફુલોનો વરસાદ વરસાવી વીરેન્દ્ર અને કુસુમના રથને ઢાંકી દીધો. [સ્વ]ારી આગળ ચાલવા લાગી. વીરેન્દ્રનો હાથી અને કુસુમનો રથ, અંતઃપુર આગળ આવી [અ]ટકયાં. તે સમયે માત્ર માધવસિંહ, મદનમોહન અને થોડાક ઘોડેસ્વાર સાથે રવા હતા. [વી]રેન્દ્ર હાથી ઉપરથી ઉતર્યો. તેણે કુસુમનો હાથ ઝાલી રથમાંથી ઉતારી. તે સમયે કુસુમનો [હૃ]દય સાગર એટલા જોરથી ઉછળી રહ્યો કે જેથી તે એક પ્રકારની બેશુદ્ધતામાં હતી. રથ[મા]ંથી નીચે ઉતરતાંજ રાજમહેલ ઉપરથી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. સ્ત્રીઓના કોમળ કંઠ[મા]ંથી મંગળોચ્ચાર થવા લાગ્યા, સંગિત ગાનારી સ્ત્રીઓના કિન્નરી કે ગાંધર્વીઓ સમાન [મ]ધુર કંઠમાંથી સંગિત થવા લાગ્યું. મંગળમય સંગિતથી વીરેન્દ્ર અને કુસુમ અનંત આનંદની [ચ]ચિત્ર મુર્તિ કિડા કરતી જોવા લાગ્યાં.

વીરેન્દ્ર કુસુમનો હાથ પકડી રાજમહાલયનાં પગથિયાં ચઢી બીજે માળ આવ્યો તે [સ]મયે ત્રાજુસી સ્ત્રી સેનાએ પોતાનાં હથિયાર નમાવી માન આપ્યું. ત્યાં આગળ ઉભેલી એક [રા]જનંદિનીએ કુસુમને સ્નેહપૂર્વક આલીંગન દીધું. અંતઃપુરમાં એક વિશાળ દીવાનખંડ

જાત જાતની કારિગીરીથી સુસજ્જીત કરેલું હતું. ત્યાં વીરેન્દ્ર અને કુસુમ ગયાં. કાચ અને લાકડાંનાં તરેહવાર ફરનીચર, સોના ચાંદીની કારીગીરી, જુદી જુદી જાતનાં મનોહર રમકડાં, ત્યાં ગોઠવેલાં હતાં. ઝીક ચલકથી ભરેલી મખમલની ગાદી પાથરી હતી. મધ્ય ભાગમાંજ એક સોનાનું હીરા, માણિકથી જડેલું સિંહાસન ગોઠવ્યું હતું. વીરેન્દ્રે કુસુમનો હાથ ઝાલી બળપૂર્વક તેને સિંહાસન ઉપર બેસાડી. અને પોતાના હાથની માણિક્ય મુદ્રા તેની આંગળીએ પહેરાવી કહ્યું.

"રાજ નન્દિની! તમારી ફુલની માળાના બદલામાં-આ મારી તુચ્છ ભેટ સ્વિકારો! આ મહારાજા નરેન્દ્રસિંહની ન્હાની બ્હેન છે. એમનું નામ લવંગલતા છે, હું વિદાય થાઉં છું. અને પ્રાર્થના કરૂં છું કે મને આપના હૃદયમાંથી ભુલશો નહીં. થોડા વખતમાંજ તમે મહારાજા નરેન્દ્રસિંહના દર્શન, કરશો. તેમની સાથેજ તમારાં લગ્ન થવાનાં છે. તેમ થવાથી મારા અન્તઃકરણના આનંદની સિમા રહેશે નહીં."

વીરેન્દ્રે નેત્રાની ઇશારતથી લવંગલતાને કંઇક કહ્યું બીચારી કુસુમને, ઉદ્વેગ, ચિન્તા, સંદેહ, સંશય અને ગભરાટમાં નાખી વીરેન્દ્ર એકદમ બહાર ચાલ્યો ગયો.

વીરેન્દ્રના જવા પછી લવંગલતાએ કહ્યું: ભાભી! ગભરાશો નહીં. મ્હારા ભાઇ હમણાંજ આવી પહોંચશે."

કુસુમે કંઇપણ ઉત્તર આપ્યું નહીં. કયચિદ્ તેણે લવંગલતાના શબ્દો સાંભળ્યા ન હોયતો તેમાં કાંઈ આશ્ચર્ય નથી કારણ કે વીરેન્દ્રના શબ્દોએ તેના હૃદયમાં એટલી વ્યથા કરી હતી કે, જેથી તેને કાંઇ સુઝતું નહોતું. તે રડતી નહોતી, હસતી નહોતી, શ્વાસ લેતી નહોતી, તેમજે લવંગલતાના શબ્દો પણ સાંભળતી નહોતી. પોતે મનમાં પણ કાંઇ કહેતી નહોતી પોતે કોણ છે? શામાટે અહીં લાવવામાં આવી છે, મ્હારી પાસે કોણ ઉભું છે મ્હારી સાથે કેવી રીતે વર્તવામા આવે છે એ પણ તેને સમજાતું નહોતું.

કુસુમની એવી વિચિત્ર સ્થીતિ હતી કુસુમને જે સિંહાસન ઉપર બેસાડી હતી તેજ સિંહાસન ઉપર કાષ્ટના પુતળાની પેઠે બેસી રહી હતી અર્ધા કલાકમાંજ વીરેન્દ્ર ચાલીસ મનુષ્યો સહિત આવી પ્હોચ્યો. વીરેન્દ્રને જોતાજ તે ચમકી ઉઠી. કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના પૃથ્વિ સમાપ સ્થીર દૃષ્ટિ કરી બેસી રહી. વીરેન્દ્રની જે સાથે માણસો આવ્યાં હતાં તેમાં મહારાજ નરેન્દ્રસિંહના મિત્ર મદનમોહન, રાજમંત્રી માધવસિંહ, કુલપુરોહિત, કોપાધ્યક્ષ, સેનાપતિ આદિ રાજ્યના પ્રધાન કર્મચારીઓ હતા.

થોડીવારમાં વીશ સ્ત્રીઓ, સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરી, હાથમા છત્ર, ચામર, પંખા અને નગ્ન તલવારો સહિત આવી પહોચી. કુસુમના સિંહાસનની ડાબી બાજુ રાજકુમારી લવંગલતા, સ્વાભાવિક લજ્જા અને સંકોચથી સંકુચિત થઇ ઉભી હતી.

કુસુમના સિંહાસનની જમણી બાજુએ ઉભા રહી વીરેન્દ્રે કહ્યું માનનીય મહાશયો! કૃષ્ણનગરના સ્વર્ગીય મહારાજા ધનેશ્વરસિંહ મહોદયની કન્યા, તમારા મિત્ર રાજા નરેન્દ્રસિંહના પટરાણી થવા આવ્યા છે. તે આ સિંહાસન ઉપર બિરાજ્યા છે"

વીરેન્દ્રસિંહના શબ્દો સાંભળી પુરોહિતજી સિંહાસન પાસે પહોચ્યા સોનાનું નારિયલ કુસુમના હાથમાં આપી આશિર્વાદ દીધો ચીરાયુષ્યમાન થાઓ, અખંડ સૌભાગ્યવાન થાઓ, અને વીરપ્રસુત, કુળભૂષણ વીરમાતા થાઓ. ત્યાર પછી રાજમંત્રી માધવ-

સિંહ, મદન મોહન વિગેરે રાજકર્મચારીઓએ કુસુમને ભેટ આપી ત્યાર પછી સઘળા મસ્તિક નમાવીચાલ્યા ગયા. સઘળી સ્ત્રીઓએ પણ કુસુમને નાના પ્રકારના વસ્ત્રાલંકારોની ભેટો આપી એક પછી એક ત્યાંથી ચાલ્યાં ગયાં. વિરેન્દ્ર કુસુમ અને લવંગલત્તા શિવાય બીજું કોઇ રહ્યું નહી. લવંગલત્તાએ કહ્યું !

"ભાઇ ! ભાભી તો ઘણાં સુંદર છે, આવું સુંદર સ્ત્રી રત્ન કયાંથી લઇ આવ્યા ? ઉગ્ર તપશ્ચર્યા કરવાથી આવી સ્ત્રી મળી શકે. તે તમને સહજમાં મળી આવી."

"જા જા, ગાંડી તેં તો બધો ભેદ ખુલ્લો કરી દીધો." વિરેન્દ્ર હસતાં હસતાં બોલ્યો. કુસુમ અત્યાર સુધી સ્તબ્ધ પશુ પેઠે ઉભી હતી. અત્યાર સુધી જે જે થયું તે તે ઘણી મુશ્કેલીથી સહન કરતી હતી. લવંગલત્તા એ શબ્દો સાંભળતાંજ તેણે વિરેન્દ્ર તરફ નેત્રકટાક્ષ કરતાં કહ્યું: કેમ મહાત્માજી ! જે દેવને બલિદાન આપવા તમે મ્હને અહીં લાવ્યા તે દેવનાં તો દર્શન હજુ સુધી મ્હને થયાંજ નહીં.

વિરેન્દ્ર કુસુમની સાથેજ સિંહાસન ઉપર બેઠો. અને પ્રેમ ભરેલાં નેત્રોવડે તેના મુખચંદ્ર સ્હામુ જોવા લાગ્યો. "પ્રીય કુસુમ ! તમારો અચલ પ્રેમ અનુરાગ મ્હારા ઉપર જોઇ ઉદાર હૃદય મહારાજ નરેન્દ્રસિંહે ત્હમને મ્હને આપી દીધાં." એટલું બોલી તે કુસુમનો હાથ પકડવા જતો હતો એટલામાં કુસુમે હાથ તરછોડી, જરાક ગુસ્સો બતાવી કહ્યું: વાહ, હું તમને કયારે મ્હાતી હતી. જાઓ, હું તો મહારાજ નરેન્દ્રસિંહનીજ દાસી બનીશ. ત્રૈલોક્યમાં બીજા કોઇને મ્હાતી નથી.

તમને બહુ સતાવ્યાં છે. પ્રીય ! હૃદય હારિણી ! મનોહારિણી ! મનરંજન ! પ્રીય કુસુમ ! મ્હારા હૃદય સરોવરનું તમે અપ્રતિમ કુસુમ છો ! તમારા હૃદયમાંથી નિકળતી પ્રેમ સુવાસના મ્હારા હૃદયને આકર્ષણ કરી રહી છે. પ્રીયે ! સંસારમાં જો કોઇ પણ વસ્તુ વધારે સુખદાયક હોય, મનરંજન કરનાર હોય તો તે તમેજ છો"

વિરેન્દ્રના શબ્દો સાભળી કુસુમના અંતઃકરણમાં જે પ્રેમ ઉભરાઈ આવ્યો તે અદ્વીતિય હતો. તે મુખથી વર્ણવી શકી નહીં. પણ તે પ્રેમ અંતઃકરણમાંથી ઉલરાઇ નેત્રોદ્વારા બહાર નિકળવા લાગ્યો વિરેન્દ્રના ખોળામાં માથુ મુકી દીધું. એક બાળકની પેઠે નિર્બળ થઈ રડવા લાગી.

વિરેન્દ્ર પોતાના રૂમાલવડે તેનાં આંસુ લુછવા લાગ્યો. તેણે કહ્યું: પ્રીયે શા માટે રડો છો ? આજનાં મંગલમય દિવસે આનંદ પૂર્વક વાર્તાલાપ કરો.

કુસુમે આંસુ લુછતાં કહ્યું: હૃદયેશ્વર ! આજે મ્હારા સુખની સીમા નથી. આજે મ્હને મ્હારા જેવી ભાગ્યહીન, અનાથીની ભિખારીણીને તમારી પટરાણી બનાવી ! શ્રીમતમ, જગત્‌માં શું બધેજ આવો પ્રેમ હશે ? બધેજ પ્રેમ આવી લીલા કરતો હશે ? શું બધાંના હૃદયમાં પ્રેમ આવીજ ક્રિડા કરતો હશે ? આહ ! જગદીશ્વર ? મ્હને જન્મોજન્મ ત્હમારીજ દાસી બનાવે ! એટલીજ પ્રાર્થના છે. કુસુમનાં નેત્રોમાં પાછાં પાણી ભરાઇ આવ્યા.

લવંગલત્તા અત્યાર સુધી ઉભી થઇ રહી હતી. તેણે ધીમે રહીને કહ્યું: ભાઇ ! કહો તો ખરા કે આરાજ મહીષીને મ્હારે હવે કયું વિશેષણ આપવુ ?

"તમારી ધ્યાનમાં આવે તે." વિરેન્દ્રે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

"હું તો એમને ભાભી કહીનેજ બોલાવીશ કેમ ભાભી ! બરોબર છે ને ? નહીં તો તમે જે કહેશો તે કહીશ." કુસુમને પુછ્યું,

વાંચક તમે જાણી ગયા હશો કે વિરેન્દ્ર અને નરેન્દ્રમાં કાંઈ ફેર નથી, વિરેન્દ્ર તેજ નરેન્દ્ર છે હવેથી આપણે વિરેન્દ્રને નરેન્દ્રના નામથી ઓલખીશું. વાચક ! તમે પણ તેમજ કરજો. જો જો, હવે ભુલાવામાં પડતા નહીં ! ચાલો, અત્યાર સુધી લવંગલત્તા ભાભીને બનાવતી હતી. હવે આપણે લવંગલત્તાને પણ બનાવીયે અને બીચારી કુસુમના અંતઃકરણને આનંદ આપીયે.

નરેન્દ્રે ધીમે રહીને કુસુમના કાનમા કાંઇક કહ્યુ: તે સાંભળતાંજ કુસુમે નરેન્દ્રના સ્હામુ જોયુ અને તિરછી નજરથી તેના સ્હામુ જોયું. કુસુમે લવંગલત્તા તરફ જોતાં કહ્યું: એ તો સઘળુ ઠીક પણ હવે મ્હારે તમને શુ કહેવુ ? અને મદનમોહનને શુ કહેવુ ?

"શુ કહેવું વળી ? યોગ્ય હોય તેજ કહેવુ ?"

"આજથીજ હું તમને ન્હાની બાઇ અને મદનમોહનને નણદોઇ કહીશ" કુસુમના આ કહેવાથી લવંગલત્તા જાણી ગઇ કે નરેન્દ્રનોજ આ પ્રપંચ છે. તેના શિવાય કુસુમને ખબર ક્યાંથી પડે ?

કુસુમના શબ્દો સાંભળતાંજ લવંગલત્તા ત્યાંથી દોડી ગઇ. પરંતુ નરેન્દ્ર તેની પાછળ દોડી બોલાવી લાવ્યો. અને કુસુમને તેને સોંપી. નરેન્દ્ર અંતપુરમાંથી બહાર ચાલી ગયો.